### તરંગ ૬ ઠ્ઠો.



### તરંગ ૭ મો.



### તરંગ ૮ મો.



## વૈતાળ પંચવિશી.



### તરંગ ૯ મો.



### તરંગ ૧૦ મો.



### તરંગ ૧૧ મો.



### તરંગ ૧૨ મો.



### તરંગ ૧૩ મો.



### તરંગ ૧૪ મો.

## તરંગ ૧૫ મો.

## તરંગ ૩૦ મો.



## તરંગ ૩૧ મો.



## તરંગ ૩૨ મો.



## તરંગ ૩૩ મો.



## તરંગ ૩૪ મો.



## તરંગ ૩૫ મો.



## તરંગ ૩૬ મો.



---

# ત્રયોદશ લંબક–મદિરાવતી.

## તરંગ ૧ લો.



---

# ચતુર્દશ લંબક–પંચ.

## તરંગ ૧ લો.



## તરંગ ૨ જો.

## પંચદશલંબક-મહાભિષેક.



## ષોડશલંબક-સુરતમંજરી.

## પદ્મદશો લંબક, પદ્માવતી.

### તરંગ ૧ લો.



### તરંગ ૨ જો.



### તરંગ ૩ જો.



### તરંગ ૪ થો.



### તરંગ ૫ મો.



### તરંગ ૬ ઠો.



## અષ્ટદશો લંબક-વિષમશીલ.

### તરંગ ૧ લો.



### તરંગ ૨ જો.



### તરંગ ૩ જો.

## તરંગ ૪ થો.



## તરંગ ૫ મો.





૪૬૧૯

શ્રી

મહાકવિ શ્રી સોમદેવ ભટ્ટ-વિરચિત

# કથાસરિત્સાગર.

(ભાષાંતર)

दशमलंबक-शक्तियशा.

इदं गुरुगिरीन्द्रजाप्रणयमन्दरान्दोलना-
त्पुरा किल कथामृतं हरमुखाम्बुधेरुद्गतम्।
प्रसह्य रसयन्ति ये विगतविघ्नलब्धर्द्धयो
धुरं दधति वैबुधीं भुवि भवप्रसादेन ते॥

સ્રગ્ધરા વૃત્ત.

આ ગાઢા પ્રેમમંથાચળ વલન વડે પાર્વતીએ મથીને,
કાઢેલું શંભુના જે મુખદધિથી, કથા સાર પીયૂષ તેને,
પીયે જે સજ્જનો તે વિઘન વગરની રિદ્ધિઓ મેળવે છે;
આગેવાની કરે છે અહિં વિબુધતણી શંભુની મ્હેર લ્હેરે.

# તરંગ ૧ લો.

## મંગળાચરણ.

अवारणीयं रिपुभिर्वारणीयं करं नुमः ।
हेरम्बस्य ससिन्दूरमसिं दूरमघच्छिदम् ॥ १ ॥

ગણપતિના તે શુંડાદંડને અમે નમીએ છીએ, કે જે શત્રુઓથી રોકી શકાતો નથી, વળી જેમાં સિંદૂર લાગ્યો છે; અને જે દૂરના પાપને નાશ કરનાર એક તરવાર સરખો છે.

ત્રિપુરાસુરને બાળવા સારૂ બાણુ ચડાવતા શંકરનાં સમાન વ્યગ્ર થયેલાં ત્રણે લોચનમાં જે અધિક પ્રકાશમાન ત્રીજું લોચન, તે તમારી રક્ષા કરો.

શત્રુ હિરણ્યકશિપુને મારવા વખતે લોહીથી લાલ થયેલી નૃસિંહની વાંકી નખપંક્તિ તથા દૃષ્ટિ તમારાં પાતકોનો નાશ કરો!

## કોઇએક ભાર ઉપાડનાર (મજુર) ની કથા.

ઉપર પ્રમાણે વત્સરાજનો રાજકુમાર નરવાહનદત્ત, પોતાની રાણી તથા કાર્યભારી મંડળ સહિત કૌશાંબીમાં રહી આનંદ કરતો હતો. એક વખતે તે કુમાર પિતાજીની રાજ્યસભામાં બેઠો હતો તે વખતે કોઇએક કૌશાંબીનો રહેવાસી વાણીઓ, રાજા વત્સરાજની પાસે વિનતિ કરવા માટે આવ્યો. આ વાણીઆનું નામ રત્નદત્ત હતું. તેણે પ્રતિહારદ્વારા રાજાને જાણ કર્યું અને રાજાજ્ઞાથી અંદર જઈ રાજાને પ્રણામ કરી નીચે પ્રમાણે તે વિનતિ કરવા લાગ્યો: "મહારાજ! આપણા શેહેરમાં એક વસુધર નામનો દરિદ્ર મજુર રહે છે. તે ભાર ઉપાડીને પોતાની આજીવિકા ચલાવતો હતો. પરંતુ તે ઓચિંતો આજકાલમાં ખાતો પિતો અને દાન કરતો મારા જોવામાં આવ્યો છે. એટલે મને આશ્ચર્ય થયું તેથી હું તેને મારે ઘેર તેડી લાવ્યો, અને તેની મરજી માફક મદિરાપાન અને નાના

---

* આ મંગળશ્લોકમાં વિરોધાભાસ અલંકાર છે. आभासत्वे विरोधस्य विरोधाभास इष्यते. कु. का. વિરોધનો આભાસ હોય તો વિરોધાભાસ અલંકાર ધારવો. જુવો अवारणीयं અને वारणीयं અને વળી ससिन्दूरं અને असिंदूरं એ પદોમાં વિરોધ દેખાય છે. પરિહારમાં वारणीयं એટલે વારણ-હાથી તેનો. असिं दूरं એ તો પદ જૂદાં છે. असि તરવાર અને દૂર દેશથી અથવા કાલથી તેવા પાપનો નાશ કરનાર.

પ્રકારનાં ભોજન જમાડી મદમત્ત બનાવી મૂકયો. તે પછી મેં તેને એવો પ્રશ્ન કર્યો કે 'તું આવો મોટો ધનાઢય કયાંથી થયો ?' એટલે તે બોલ્યો: 'ભાઇ, મને રાજમેહેલના બારણામાંથી રત્ન જડેલું એક કંકણ મળ્યું છે. તે કંકણમાંથી મેં એક રત્ન ઉખેડીને એક લાખ સોનામહોરની કીંમતમાં હિરણ્યગુપ્ત નામના એક વાણીઆને ત્યાં વેચ્યું છે, ને તે દ્રવ્યથી હું આજ આનંદમાં દિવસ ગુજારૂં છું.' આમ કહી તેણે આપની મુદ્રવાળું કંકણ મને બતાવ્યું. તે ઉપરથી મહારાજ ! મેં આપને તે વાત જાણ કરી છે." તે વાર્તા વત્સરાજે સાંભળી એટલે કંકણ સહિત તે ભારહરને અને રત્ન સહિત પેલા વાણી-આને બોલાવી મંગાવ્યા. તુરત તે બન્ને જણા રાજસભામાં આવ્યા. રાજા તે કંકણને જોઇ, પોતેજ બોલ્યો: "અહાહા ! હવે મને યાદ આવ્યું કે હું જ્યારે નગરમાં ફરવા નિકળ્યો હતો ત્યારે આ કંકણ મારા હાથમાંથી નિકળી પડયું હતું." એટલે સભાસદો પૂછવા લાગ્યા: "અલ્યા મજૂરડા ! તેં રાજાની મુદ્રાવાળું આ કંકણ કેમ ગુપ્ત રાખ્યું ?" એટલે તે મજૂરે રાજાની પાસે જઇ કહ્યું: "માબાપ ! હું મજૂર મનખ, રાજાના નામના અક્ષરો કયાંથી વાંચી હકું ? બોપઝી, હું દરિદ્રતાના દુ:ખમાં બળીજળી રીહીલો સું. માટે મેં ઈ ખંકણ લઇને છપાવી રાખિયુંતું." આ પ્રમાણે મજૂરનો ઉત્તર સાંભળ્યા પછી રત્નને માટે વાણીઆને પ્રશ્ન પૂછયો, એટલે તે વાણીઓ બોલ્યો: "મેં બજારમાં મોટી કિંમત આપીને એ રત્ન લીધું છે;અને આ રત્ન ઉપર રાજાનું એંધાણ નથી, તે તો રત્ન પોતે કહી આપે છે. વળી મેં પાંચ હજાર સોનામહોરનું હાંસલ ખાઈ બીજે સ્થળે તે વેચ્યું છે." હિરણ્યગુપ્ત શેઠનું આવું વચન સાંભળી, સભામાં બેઠેલો યૌગંધરાયણ બોલ્યો: "આ કામમાં કોઈનો વાંક નથી. કારણ કે મજૂર દરિદ્રી અને અભણ છે તેને શું કહેશો ? દરિદ્રાવસ્થાને લીધે તે ચોરી કરે છે. વળી મળેલી ચીજ કોણ પાછી ફેંકી દે છે ? તેમ આ વાણીઆએ પણ કિંમત આપીને રત્ન ખરીદ કર્યું છે, માટે તેને પણ કંઇ કહેવા જેવું નથી." મુખ્યમંત્રીનાં આવાં વચન સાંભળી વત્સરાજે તે વખતે તે વચન કબૂલ રાખ્યાં અને હિરણ્યગુપ્તને મજુરે જે રત્ન વેચાતું આપ્યું હતું, તે રત્ન પાછું લીધું અને તેને નફામાં પાંચ હજાર સોના મહોર આપી. પેલા મજુર પાસેથી પણ પોતાનું કંકણ પાછું લઈ તેને મુક્ત કર્યો અને તેને પણ પાંચ હજાર સોની મહોર આપી, એટલે તે પોતાને ઘેર જઇ નીડરતાથી તેનો ઉપભોગ કરવા લાગ્યો. ત્યાર પછી રાજાએ વિચાર કર્યો કે આ રત્નદત્ત મહાપાપી છે અને વિશ્વાસઘાત કરનારો છે, તેથી તેના તરફ દ્વેષ રાખ્યો, પણ પોતાનું કાર્ય સાધ્યું માટે તે વાણીઆનો સત્કાર કરી વિદાય કર્યો. તે સઘળા ગયા પછી રાજાની આગળ વસંતક બેઠો હતો તે બોલ્યો: "મહારાજ ! દિલગીરી

એજ છે કે જે લોકો હતભાગ્ય છે તેને ધન મળે છે તોપણ તે ગબડી મુકી નાશી જાય છે. આ બાપડા ભારહરને ભદ્રઘટના વૃત્તાંત જેવું બન્યું છે, તે આ પ્રમાણે સાંભળો !

## ભદ્રઘટની કથા.

પ્રાચીન સમયમાં પટણા નામના નગરમાં શુભદત્ત નામનો કોઈએક કઠિઆરો રહેતો હતો. તે દરરોજ વનમાંથી લાકડાંઓનો ભારો લઈ આવી વેચતો અને તેમાંથી પોતાના કુટુંબનું પોષણ ચલાવતો હતો. એક દિવસે દૈવયોગે તે કઠિઆરો વનમાં ઘણેજ દૂર નિકળી ગયો, અને તેણે દિવ્ય ઘરેણાં તથા વસ્ત્ર ધારણ કરનારા ચાર યક્ષને ત્યાં ઉભેલા દીઠા. તે યક્ષોને જોઇ તે ડરવા લાગ્યો. યક્ષો તેને બીધેલો જોઈ પ્રેમથી તેની પાસે આવ્યા અને આમ તેમ તેને પૂછ્યું, તે ઉપરથી તેઓએ જાણ્યું કે આ કઠિઆરો મહા દરિદ્રી છે. એ ઉપરથી તેઓને દયા આવી અને તે બોલ્યાઃ "ઓ ભદ્ર! તું અમારી પાસે રહી અમારૂં કામકાજ કર. અમે તારા ઘરનો નિર્વાહ સુખેથી ચલાવીશું." યક્ષોએ આ પ્રમાણે કહ્યું એટલે શુભદત્તે કહ્યું, 'ઠીક છે.' પછી તે તેની પાસે રહ્યો અને તેઓની સ્નાન વિગેરે સર્વ ચાકરી કરવા લાગ્યો. ભોજનનો સમય થયો ત્યારે યક્ષોએ તે કઠિઆરાને કહ્યું: "અરે ભાઇ! અમને આ ભદ્રઘટમાંથી ભોજન કાઢી આપ." તે કઠિયારો ઘડાની અંદર જુવે છે તો તે ખાલીખમ્મ જોવામાં આવ્યો એટલે તે વાર લગાડવા લાગ્યો. ત્યારે તે યક્ષો હસતે મુખે ફરી, તે શુભદત્તને કહેવા લાગ્યાઃ "એ શુભદત્ત ! તું સમજતો નથી. એ ઘડામાં હાથ નાખ એટલે તારી ઇચ્છા પ્રમાણે તેમાંથી તને સર્વ મળશે, કારણ કે તે ઘડો કામના પ્રમાણે વસ્તુ આપે છે." તે સાંભળી શુભદત્તે જયાં તે ઘડાની અંદર હાથ નાખ્યો ત્યાં પોતાની ઇચ્છા માફક તેમાંથી ભોજન, પાણી વિગેરે મળી આવ્યું. એટલે તેમાંથી તે કાઢી તે યક્ષોને આપ્યું અને તે પછી પોતે પણ જમ્યો. આ પ્રમાણે તે કઠિઆરો દરરોજ ભક્તિથી અને બીતિથી તે યક્ષોની સેવા કરતો હતો; પણ પોતાના કુટુંબની ચિંતામાં પીડાતો તે યક્ષોની પાસે રહેતો હતો. આણીમેર કઠિઆરો ન આવવાથી તેનું કુટુંબ દુઃખમાં પીડાવા લાગ્યું, તેને યક્ષોએ સ્વપ્નદ્વારા શાંત કર્યું; ત્યાર પછી તેની કૃપાથી તે આનંદમાં રહેવા લાગ્યું. એક મહીના પછી તે યક્ષોએ શુભદત્તને કહ્યું: "ભલા શુભદત્ત! અમે તારી ભક્તિથી પ્રસન્ન થયા છીએ. તને અમે કંઈ આપવા ઇચ્છીએ છીએ, બોલ શું જોઇએ છે?" તે સાંભળી શુભદત્ત યક્ષોને કહેવા લાગ્યો: "તમે જો ખરેખર પ્રસન્ન થયા હો તો મને આ ભદ્રઘટ આપો." એટલે તે યક્ષોએ તેને કહ્યું તારાથી તે ઘડાની રક્ષા થઇ શકશે નહીં, અને તને કાંઇ મળશે નહી.

જ્યારે આ ઘડો ભાગી જાય છે ત્યારે તેમાંથી આ સર્વ સિદ્ધિ લય પામે છે, માટે તું કોઇ બીજો વર માગી લે." આ પ્રમાણે તે યક્ષોએ કહ્યું તોપણ શુભદત્તે બીજો વર માગ્યો નહી, તેથી યક્ષોએ શુભદત્તને તે ઘડો આપ્યો તે લઈ શુભદત્ત ઘણોજ પ્રસન્ન થયો અને તે યક્ષોને પ્રણામ કરી ઘડો લઈ ઉતાવળથી પોતાને ઘેર ગયો. તેનાં સંબંધીઓ તેને જોઇ ઘણાં રાજી થયાં. શુભદત્ત હંમેશાં તે ઘડામાંથી ઇચ્છિત પદાર્થ કાઢી તે ઘડાને રક્ષા માટે બીજા વાસણમાં મુકી ગુપ્ત રાખતો હતો, ને તેમાંથી ભોજન વગેરે બીજા વાસણમાં લઈ પોતાના કુટુંબીની સાથે જમતો હતો. આ રીતે તે ભાર ઉપાડ-વાના કષ્ટમાંથી મુક્ત થયો, અને વૈભવ સુખ માણવા લાગ્યો. એક વખતે તે મદિરાપાન કરવાથી ગાંડો બની ગયો હતો, ત્યારે તેના ભાઇઓએ પૂછ્યું: "અલ્યા ભાઈ, આવી ભોગલક્ષ્મી તને ક્યાંથી મળી ?" એટલે તે મૂઢ, મૂખથી કંઈ બોલ્યો નહીં, પરંતુ ગર્વથી કામનાપૂરનાર પેલા ઘડાને કાંધ ઉપર લઈ નાચવા લાગ્યો. તેને મદિરાપાનનો મદ ચઢયો હતો માટે નાચતાં નાચતાં તે લથડયો, એટલે કાંધ ઉપરથી પેલો ભદ્રઘટ જમીન ઉપર પડીને ભાગી ગયો, અને તેજ વખતે તેમાંનું ચૈતન્ય જેમ આવ્યું હતું તેમજ પાછું, જરાપણ નાશ થયા વગર, તેના મૂળ માલીક પાસે ચાલ્યું ગયું; અને તે શુભદત્ત હાયહાય કરતો પૂર્વની દશાને પામ્યો.

"આ પ્રમાણે કમનસીબ લોકો મદિરાપાનના દોષને લીધે બુદ્ધિહીન બની મળેલી સંપતિનું પણ રક્ષણ કરી જાણતા નથી." વત્સરાજે, વસંતકના મૂખથી ભદ્રઘટનો ઇતિહાસ સાંભળ્યો ત્યાર પછી, સભામાંથી ઉઠયો અને સ્નાન આહાર વિગેરે ક્રિયા કરવા ગયો. અને નરવાહનદત્તે પણ સ્નાન કરી પિતાની સાથે ભોજન કર્યું. સાયંકાળ થયો એટલે મિત્રમંડળ સાથે તે પોતાના નિવાસભવનમાં ગયો. રાત્રિએ નરવાહનદત્ત સય્યાપર સુતો તોપણ તેને નિદ્રા આવી નહીં, ત્યારે બીજા મંત્રીઓ સાંભળે તેમ મરૂભૂતિએ નરવાહનદત્તને કહ્યું: "મહારાજ ! હું જાણુંછું કે દાસીની સાથે સમાગમ કરવા માટે તમે આજે રાણીને બોલાવી નથી; તેમ દાસીને પણ તમે બોલાવી નહીં, તેને લીધે તમને નિદ્રા આવતી નથી. પરંતુ તમે વેશ્યાઓને જાણોછો છતાં પણ હજુ સુધી તેના ઉપર શા માટે પ્રેમ રાખો છો ? કારણ કે વેશ્યાઓમાં પ્રેમ હોતો નથી, તે વિશે એક આ કથા સાંભળો:-

## આલજાલની કથા.

ચિત્રકૂટ નામનું એક મોટું આબાદ શેહેર હતું. તેમાં રત્નવર્મ નામનો એક મોટો ધનાઢય વેપારી રહેતો હતો. તેણે ઇશ્વરનું આરાધન કર્યું તે ઉપર-

થી તેને ત્યાં એક પુત્ર જન્મ્યો. ઇશ્વરના પ્રસાદથી તે જન્મ્યો માટે રત્નવર્માએ પુત્રનું ઈશ્વરવર્મા નામ પાડયું. ઈશ્વરવર્મા વિદ્યા ભણી ગણીને તરૂણ થયો એટલે તેનાપિતા શેઠ રત્નવર્મા, જેને એકજ પુત્ર હતો તેણે વિચાર કીધો કે, "બ્રહ્માએ, તરૂણાવસ્થામાં અંધ બનેલા ધનાઢય પુરૂષોના ધન તથા પ્રાણ હરણ કરનારી વેશ્યા સર્જાવેલી છે, તે એક મૂર્તિમાન દુરાચરણનો નઠારો માર્ગ બનાવ્યો છે–તેમાં મોહ પામી તરૂણજનો પોતાના ધન અને પ્રાણનો નાશ કરે છે. માટે વેશ્યાનાં કપટનો અભ્યાસ કરવા માટે આ છોકરો કોઈ 'કુટ્ટણી'ને સોપું તો ઠીક, જેથી વેશ્યાઓ આ બાળકને છેતરી શકશે નહિ." આવો વિચાર કરી એક દિવસ પોતાના પુત્ર ઈશ્વરવર્માને સાથે લઇ તે સાહુકાર યમજીવ્હા નામની એક કુટ્ટણીને ઘેર ગયો. ત્યાં તેણે યમજીવ્હા જોઈ, જેના હોઠ ઘણા જાડા હતા, દાંત લાંબા હતા, નાક વાંકું હતું ને તે પોતાની પુત્રીને નિચેના શબ્દોમાં શિક્ષા આપતી હતી: "દિકરી! આખી દુનીઆ ધનને લીધે પ્રતિષ્ટા પામે છે. ખાસ કરીને વેશ્યાને તો ધનનો વધારે ખપ છે. પરંતુ જે વેશ્યા અનુરાગવતી હોય એટલે પ્રેમમાં ફસાય છે, તેની પાસે પૈસાનું નામ રહેતું નથી, માટે વેશ્યાઓએ કામ વિકાર રાખવો નહીં. રાગ* એ એક વેશ્યા અને પશ્ચિમ દિશામાં આવેલી સંધ્યાનો દોષાગ્ર† દૂત છે, પરંતુ કામશાસ્ત્ર શિખેલી વેશ્યા, નટીની માફક સામા મનુષ્યને ફોગટ રાગ–પ્રેમ બતાવે છે, પણ અંતઃકરણથી બતાવતી નથી. વેશ્યા રાગવડે પ્રથમ કામીજનને રંજન કરે છે અને અનુરક્ત બનેલા કામી પાસેથી ધન લુટે છે. અને જ્યારે તે ખાખાવિખી થઇ જાય છે ત્યારે તેનો એકદમ ત્યાગ કરે છે. પણ તે પાછો દ્રવ્યવાન થાય તો તેનાપર પોતાની પ્રીતિ પાછી બતાવવી વેશ્યા તેને તનમન ગણીને પુનઃ પુનઃ લૂટે છે. વેશ્યા સંતપુરૂષ‡ જેવી છે, ને જેમ સંતપુરૂષ તરૂણ, બાળક કે વૃદ્ધ, સૌંદર્યવાન કે કુરૂપ સાથે સમાનભાવે વર્તે છે, તેમ વેશ્યાએ ભાવ રાખવો, ને તેવી વેશ્યા હોય તેજ અખુટ દોલત મેળવે છે." આ પ્રમાણે યમજીવ્હા પોતાની પુત્રીને શિક્ષા આપતી હતી, ત્યાં રત્નવર્મા જઈને ઉભો રહ્યો. તે વૃદ્ધકુટ્ટણીએ તે શેઠનો અતિથી સત્કાર કરી તેને બેસાર્યો. પછી તે વાણીઓ બોલ્યો, "ભગવતિ! મારા દીકરાને વેશ્યાની કળા શીખવો કે જેથી તે કળામાં ચતુરાઇ મેળવે, તેને શીખવવાના બદ-

---

* પ્રેમ–લાલાસ. † દોષ–અગ્ર–દૂત–દોષોમાં પેહેલો દૂત. દોષા–રાત્રિનો અગ્ર દૂત–સંધ્યાપક્ષમાં.

‡ વેશ્યા આ રીતે સર્વેપર સમાન ભાવ રાખીને દ્રવ્ય હરે છે, સંતપુરૂષ એવી રીતના સમાન ભાવથી મુક્તિ આપે છે.

લામાં હું તમને એક હજાર સોનામહોર આપીશ." તે સાંભળી પેલી કુટ્ટણીએ 'ઠીક છે' એમ કહી તરત શીખવવાનું કબુલ કર્યું, એટલે રત્નવર્માએ એક હજાર સોનામહોર પ્રથમથીજ તે વેશ્યાને આપી; પોતાના પુત્ર ઈશ્વરવર્મા તેને સોંપી પોતે ઘેર ગયો.

ત્યાર પછી ઈશ્વરવર્મા યમજીહ્વાના ઘરમાં એક વર્ષ રહી કામવિલાસ કળા શિખીને પોતાના પિતાને ઘેર ગયો. જ્યારે તે બરાબર સોળ વર્ષનો થયો ત્યારે તેણે પોતાના પિતાને કહ્યું કે, "પિતાજી! ધર્મ અને કામ, અર્થથી પૂર્ણ રીતે સાંધી શકાય છે; અર્થથી વિચાર શક્તિ–પરીક્ષા શક્તિ ને કીર્તિ આવે છે." આ પ્રમાણે પુત્રે કહ્યું. એટલે તેના પિતાએ 'ઠીક છે' એમ કહી તે માન્ય કર્યું; અને ખુશી થઇને પાચ કરોડ રૂપીઆની સંપતિની થાપણ તેને સોંપી. ઈશ્વરવર્માએ, તે થાપણ લઈ શુભ દિવસે સંઘની સાથે કમાવા માટે સ્વર્ણદ્વીપ તરફ મન હોવાથી તે તરફ પ્રયાણ કીધું. જતાં જતાં માર્ગમાં કાંચનપુર નામનું એક નગર આવ્યું. આ નગરની બાહાર એક ઉદ્યાન હતું તેમાં તે ઉતર્યો. ત્યાં સ્નાનસંધ્યા કરી કેસર ચંદન અંગમાં ચર્ચી ભોજન કરી, તરૂણ ઇશ્વરવર્મા શેહેર જોવા નિકળ્યો. જતાંજતાં માર્ગમાં એક દેવળમાં તમાસો થતો હતો તે જોવા માટે તે અંદર પેઠો. ત્યાં તેણે જોયું તો તરૂણાવસ્થાનો વાયુ સૌંદર્યસાગરના મોજાઓને ઉછાળે તેવી અનૂપમ સૌંદર્યવાન, સુંદરી નામની એક નાયિકા નૃત્ય કરતી હતી. તેને જોઇનેજ ઇશ્વરવર્મા તે વખતે તદાકારવૃત્તિ થઇ ગયો, અને કુટ્ટણીની શિક્ષા જાણે ગુસ્સો કરી દૂર નાશી ગઇ હોય તેમ તે ચિત ભ્રમ થયો. કામના વિકારમાં પોતાની ગુરુયણ કુટ્ટણીએ જે સદ્બોધ આપ્યો હતો તે સર્વ તે વિસરી ગયો. તે વણીકપુત્રે નૃત્ય થઇ રહ્યાં પછી પોતાના એક મિત્રને મોકલી, તે પાતરના પ્રેમની માંગણી કરી, જેને તે ગણિકાએ સરળતાથી કબૂલ કરીને જણાવ્યું કે–'હુંતો આપની દાસી છું,' અને વધુ બોલી કે, "હું નસીબદાર છું! કે તમારા જેવા મારી ઇચ્છા કરે છે." પછી ઈશ્વરવર્મા પોતાના ઉતારા ઉપર આવી દ્રવ્ય સાચવવા ઉપર ડાહ્યા માણસોને મૂકી પોતે તે રામજની સુંદરીને ઘેર ગયો. મકરકટી નામની સુંદરીની માતા ઘરમાં હતી તેણે ઈશ્વરવર્માનો સમય પ્રમાણે જુદી જુદી વસ્તુઓથી સારી રીતે સત્કાર કર્યો, અને એક સુંદર મંચપર બેસાડયો. રાત પડી એટલે મકરકટી કુટ્ટણીએ તે વાણીઆને એક સુંદર રતિમંદિરમાં મોકલ્યો. આ ભવ્ય ભવનમાં રત્નવડે ઝળઝળાટ દેખાતો ચંદરવો બાંધ્યો હતો, એક તરફ સુવાને માટે સુવર્ણનો પલંગ ઢાળ્યો હતો, એક તરફ દાસ દાસી વાયુ ઢાળતાં હતાં, ચોમેર તકતા ઝગારા મારી રહ્યા હતા, મંદ મંદ સુવાસિત પવન વાતો હતો. તેવા નૌતમ

ભવનમાં રહી તે વાણીઆભાઇ, કામકળામાં ચતુર સુંદરીની સાથે જુદી જુદી જાતનાં નૃત્ય તથા સુરત ખેલ ખેલવા લાગ્યો. તે ગણિકાએ સુરત સમયે ગાઢ પ્રેમ બતાવ્યો તેથી તે વાણીયો તો તેનેજ અષ્ટમાસિદ્ધિ ને નવેનિધિ જોયા કરતો હતો—જેમ ચંદ્રને જોતાં ચકોર તૃપ્ત ન થાય તેમ તે પ્રેમ ઘેલો ગાંડીઓ બની ગયો. અને સુંદરીએ તેને એવો તો નેત્રના કટાક્ષમાં, હાલન મહાલનમાં, પગના ઠમકામાં, અંગના લેહકામાં લદબદ કીધો કે ન પુછો વાત! તેણી તેની પાસેની પાસેજ રહી, પણ તેને જરાએ વિલો મુકયો નહીં. તે જોઈ ઈશ્વરવર્મા બીજે દિવસે પણ ત્યાંજ રહ્યો, પણ ત્યાંથી બહાર જઈ શકયો નહીં. વળી તે તરૂણ વણિક પુત્રે બીજે દિવસે વળી સોનું રત્ન વિગેરે મળી પચીસ લાખ સોનામહોર તે સુંદરીને આપવા માંડી. ત્યારે સુંદરીએ કૃત્રિમ પ્રેમ દર્શાવી, ને નિઃસ્વાર્થ પ્રીતિ દર્શાવી તે લેવા નાપાડી ને બોલી: “પ્યારા! નેત્રમણિ! છળછબીલા નટવર! હું શું પૈસાને મારો પ્રેમ વેચું છું કે? મને નાણું તો ઘણુંએ મળ્યું છે, પણ તમારા જેવો છોગાળો પુરૂષ મળ્યો નથી. આજ તેવા તમે પોતે મળ્યા માટે હવે હું ધનને શું કરૂં?” પણ તેની માતા મકરકટી, કે જેને તે સુંદરીજ એક પુત્રી હતી તે, તેને કહેવા લાગી, “બેટા! બેહેની! હવે આપણી પાસે જે ધન છે તે સર્વે એમનુંજ છે કેની, તો તેને મધ્યસ્થ કરી એઓ આપે તે લે. લેવામાં શી હાની છે?” જ્યારે તે વૃદ્ધકુટ્ટણીએ એમ કહ્યું એટલે સુંદરીએ દિલગીરી બતાવી ચાલાચરકા કરીને તે નાણું લીધું, અને તે મૂર્ખ ઈશ્વરવર્મા તે વેશ્યાનો ખરો પ્રેમ છે એમ માનવા લાગ્યો. આ પ્રમાણે તેનાં નૃત્ય, તેનાં ગીત, અને તેના રૂપમાં લંપટ બનીને વણિકનો પુત્ર તેને ત્યાં બે માસપર્યંત રહ્યો; ને એટલા વખતમાં તેણે ક્રમે ક્રમે સુંદરીને બે કરોડ સોનામહોર આપી દીધી.

ત્યાર પછી તેનો પ્રિય મિત્ર અર્થદત્ત ગર્વે ભરાયો, અને પોતાની સ્વેચ્છાથી વેશ્યાને ઘેર આવી ઇશ્વરવર્માને કહ્યું: “હે મિત્ર! યમજીવ્હા કુટ્ટણી પાસેથી તું મહામેહેનતે જે ભણ્યો હતો, તે જેમ કાયર પુરૂષને સમયપર અસ્ત્ર વિદ્યા નિરૂપયોગી થઇ પડે છે તેમ, હમણાના તારા વર્તણુપરથી જણાય છે—કે શું તેં વેશ્યાની પ્રીતિ સત્ય માનીને તારૂં તે ભણતર વ્યર્થ કીધું નથી? શું કોઇ દિવસ મારવાડનાં અને ઝાંઝવાનાં જળ ખરાં હોય છે કે? માટે જેટલામાં આપણું સઘળું દ્રવ્ય ખુટી જાય નહીં એટલામાં અહીંયાંથી નાશ, કારણ કે તારો પિતા જો આ વાત જાણશે તો તે મહાક્રોધે

બરાશે." આ પ્રમાણે અર્થદત્તે કહ્યું એટલે ઇશ્વરવર્મા બોલ્યો: "તારૂં કહેવું ખરૂં છે, કે એક નિયમ પ્રમાણે વેશ્યાનો વિશ્વાસ કરવો નહીં. પરંતુ આ સુંદરી તેવી નથી. મિત્ર, હું તને શું કહું ! મને તે આંખની કીકી સમ ગણે છે. તે એક ક્ષણ મને જો જોશે નહીં તો ખચીત મરી જશે, માટે તારે જો જવુંજ હોય તો તું જઈને તેને સમજાવ." આ પ્રમાણે ઇશ્વરવર્માએ અર્થદત્તને જવાબ આપ્યો એટલે તેણે મકરકટી માતાની સમક્ષ સુંદરીને કહ્યું: "હે સખિ ! હે સલુણી ! હે મોહીણી ! તારી ઇશ્વરવર્મા ઉપર અસામાન્ય પ્રીતિ છે એમાં યત્કિંચિત પણ શંકા જેવું નથી. પણ હવે એને વેપાર માટે સ્વર્ણદ્વીપમાં અવશ્ય જવું જોઇયે. અને બેશક તે વેપારમાં ત્યાં એટલી બધી લક્ષ્મી મેળવશે, કે અહીં પાછો આવી લક્ષ્મી સહિત તારી સાથે જીવિતપર્યંત સુખમાં રહેશે, માટે તું એને હવે રજા આપ." તે સાંભળી સુંદરી ઇશ્વરવર્માના મુખ સામુ જોઇ અફ્સોસ કરતી અને અશ્રુ ઢાળતી બોલી-"હું એ બાબતમાં શું કહું? તમો મહાત્મા એ બાબત સારી રીતે જાણો છો. તમે ધારો છો કે મારો પ્રાણ જતાં આ શરીર ટકી રેહેશે? કયો માણુસ પરિણામ જાણ્યા વગર ખાતરી કરી શકે છે કે આમજ થશે? પણ ફીકર નહીં. મારા નસીબમાં જે લખ્યું હશે તે પ્રમાણે થવા ઘો. એ ભલે જાય !" તે સાંભળી તેની મા મકરકટી બોલી; "બેટા ! દિલગીર મા થા, ધીરજ રાખ ! તારો પ્રીયતમ ધન કમાશે કે તુરતજ પાછો આવશે; અને એ તારો ત્યાગ કદી પણ કરશે નહી" આ પ્રમાણે તે વેશ્યાને તેની માતાએ દિલાસો આપી સમજાવી. પછી તેની સાથે સંકેત કરીને તે વણિ-કપુત્રને જે માર્ગે જવાનું હતું તે માર્ગના એક ભાગમાં આગળ કૂવો હતો તેની અંદર ગુપ્ત રીતે એક જાળ બંધાવી રાખી—અને પોતાની સર્વે કપટ રચના તૈયાર રાખી. આ વખતે ઇશ્વરવર્માનું મન હીંચોળા ઉપર ચઢયું તે વિરહ વેદનાથી આંદોલન કરવા લાગ્યું. શું કરવું તે કંઈ તેને સુજે નહીં. બીજી બાજુએ સુંદરી દિલગીરીમાં હોય તેમ થોડો થોડો આહાર પાણી લેવા લાગી અને તેણે ગીત વાદિત્ર અને નૃત્યમાં કંઇ ઇચ્છા કરી નહીં, પણ જ્યારે ઇશ્વરવર્માએ નુતન નુતન પ્રેમ પ્રણય વચનોથી સમજાવી ત્યારે કંઇક ધૈર્ય ધર્યાનું ડોળ ધાલ્યું.

પછી મિત્રે જણાવેલો ચાલવાનો સમય આવ્યો એટલે પેલી કુ-ટ્ટણીએ મંગળાચાર કર્યું અને ઇશ્વરવર્મા, સુંદરીના ઘરમાંથી બહાર નિકળ્યો. તેને વળાવવા માટે રૂદન કરતી સુંદરી ને તેની માતા, શેહેરની બાહાર આગળ જણાવેલા જાળવાળા કૂવા લગણ, તેની સાથે ગઇ. પછી ત્યાં અટકી તે વણિકપુત્ર સુંદરીને ધીરજ આપવા માટે તેની પાસે ગયો.

તેને ધૈર્ય આપી વણિકપુત્ર ને તેના મિત્રે ચાલવા માંડયું એટલે પાછા ફરતા, જાણે વિરહ વેદના નહીં ખમી શકાય, તેથી મરવું ભલું, એમ બતાવવા, સુંદરી પેલા કુવાની જાળની ઉપર પડી. એટલે તેની મા, તેની દાસીઓ અને લોંડીલોંડાઓ—"હાય હાય! રે બાપલીઆ! હાય બાઇ સાહેબ! અરેરે પુત્રી!" આમ મોટો કોલાહલ કરવાં લાગ્યાં. તે સાંભળી તે વણિકપુત્ર પોતાના મિત્ર સહિત પાછો ફરીને ત્યાં આવ્યો અને કૂવામાં વહાલીના પડયાના સમાચાર સાંભળી તે એકક્ષણ મૂર્છિત થઈ ગયો. મકરકટી મોટેથી આક્રંદ કરીને અફસોસ કરવા લાગી; અને તેણે પોતાના સાંકેતક અને અંતરંગ ચાકરોને કૂવામાં ઉતાર્યા. તેઓ દોરડાંવતી કૂવામાં ઉતરીને બોલ્યા, "પ્રભુનો પાડ માનો, હજી તે જીવે છે, જીવે છે!" આમ જણાવી તેઓએ સુંદરીને કુવાની બહાર કાઢી. જ્યારે તેને બાહાર કાઢી ત્યારે તેણી પોતાનું શરીર મુડદાની માફક કરી પડી રહી, પણ જ્યારે તેને જણાવવામાં આવ્યું કે વણિક પુત્ર પાછો આવ્યો છે ત્યારે તે ધીરે ધીરે જવાબ દેવા લાગી. તે જોઈ ઇશ્વરવર્મા ખુશી થયો અને પોતાની શુદ્ધિમાં આવેલી પ્રાણપ્રીયાને લઇ, નોકર ચાકર સહિત તે પાછો વળીને સુંદરી વેશ્યાને ઘેર આવ્યો. અને સુંદરીના પ્રેમની ખાતરી કરી, આવી અલભ્ય સુંદરી મને મળી એ પૂર્વ જન્મનું ફળ થયું એમ માની, તેણે ફરી વેપાર કરવા માટે જવાનો વિચારજ માંડી વાળ્યો, અને ત્યાંજ રહેવાનો વિચાર કર્યો. ત્યારે પુનઃ તેના મિત્ર અર્થદત્તે તેને કહ્યું; "અયે મિત્ર! તું મૂર્ખાઇથી તારૂં ભુડું કાં કરે છે? સુંદરી કુવામાં પડી તેનાથી તેના પ્રેમની ખાતરી તારે કરવી નહીં, કારણ કે વેશ્યાના કપટની રચનાને સાક્ષાત્ બ્રહ્મા પણ જાણી શકતા નથી, તો તું કોણ માત્ર? નાણું ગમાવ્યા પછી તું પિતાને શું જવાબ આપીશ? અને તું કયાં જઇશ? માટે તારે તારૂં ભલું કરવાની મરજી હોય તો હમણાંને હમણાંજ હ્યાંથી ચાલ." આ પ્રમાણે મિત્રે સમજાવ્યો છતાં તેના વચનનો અનાદર કરી તે તરૂણ વણિકપુત્રે એક માસ રહી, બીજા ત્રણ કરોડ રૂપીઆ ખર્ચી નાખ્યા. જ્યારે સર્વ ધન હરી તેને બાવો કરી મૂકયો ત્યારે મકરકટી કુટ્ટણીએ, ઇશ્વરવર્માને ગર્દન પકડી ધક્કો મારી સુંદરીના ઘરમાંથી હડસેલી કાઢયો.

અર્થદત્ત વિગેરે તેના મિત્રો, જ્યારે ઇશ્વરવર્મા સમજ્યો નહી ત્યારે સત્વર પોતાના નગરમાં ગયા અને બન્યા પ્રમાણે સર્વ વૃત્તાંત તેના પિતા રત્નવર્માને કહ્યું. તેનો પિતા સાહુકાર રત્નવર્મા, તે સાંભળી ઘણો ખેદાતુર થયો અને યમજીહ્વા કુટ્ટણીની પાસે જઇને કહ્યું; "તેં મારી પાસેથી મોટી રકમ લઇ મારા છોકરાને એવી કામકળા ભણાવી કે મકરકટી કુટ્ટણીએ રમત માત્રમાં તેનું સર્વ ધન હરી લીધું?" આ પ્રમાણે

કહી, પુત્રનું સર્વ વૃત્તાંત તેની આગળ વર્ણવી બતાવ્યું. પછી તે વૃદ્ધ કુટ્ટણી યમજીવ્હાએ તે સાહુકારને કહ્યું: "તારા પુત્રને તું અહીં બોલાવી મંગાવ; હું તેને એવો તો નિપુણ બનાવીશ કે જેથી તે મકરકટીનું સર્વ ધન ફરી હરણ કરી લાવશે." આ પ્રમાણે યમજીવ્હા કુટ્ટણીએ પ્રતિજ્ઞા કરી એટલે રત્નવર્માએ તેજ વખતે પુત્રને બોલાવવા માટે તેના મિત્ર અર્થદત્તને કહ્યું કે,-"તું જા, અને તારે તારા મિત્રને કહેવું કે તારો પિતા તારી આજીવિકા માટે પૈસા આપશે, આમ કહી તેને તેડી લાવ." આ પ્રમાણે સંદેશો આપીને તેનું હિત ઇચ્છનારા તેના મિત્ર અર્થદત્તને રત્નવર્માએ રવાના કર્યો.

તે અર્થદત્તે કાંચનપુરમાં જઇ ઈશ્વરવર્માને સર્વ સંદેશો કહ્યો, અને પછી કહ્યું કે, "હે મિત્ર! તેં મારૂં કહેવું માન્યું નહીં, તો આજ તે વેશ્યાની સત્યતા તેં પ્રત્યક્ષ દીઠી, અને પાંચ કરોડ સોનામહોર આપીને કમજાત વેશ્યાનો ધક્કો ખાધો. કીયો ડાહ્યો મનુષ્ય વેશ્યાના પ્રેમની અને રેતીમાંથી તેલની વાંછના કરે છે? પણ ના ના, એ વસ્તુનોજ એવો ધર્મ છે તો હવે હું તને શું ઠપકો આપું? જ્યાં સુધી પુરૂષ, સ્ત્રીના નેત્રકટાક્ષમાં ફસાયો નથી ત્યાં સુધી તે, ડાહાપણવાળો, શૂરવીર, અને શુભ ભોક્તા થાય છે. પણ જે થયું તે થયું, હવે તું તારા પિતાની પાસે ચાલ ને તેના ગુસ્સાને શાંત કર." આ પ્રમાણે કહી અર્થદત્ત, ઇશ્વરવર્માને સમજાવી ઝટપટ તેને તેના પિતાની પાસે લઇ આવ્યો. તેના પિતાને તે એકજ પુત્ર હતો માટે તેણે પણ તેને ધિરજ આપી અને ફરીથી તેને યમજીવ્હા કુટ્ટણીની પાસે લઇ ગયો. ત્યાં યમજીવ્હાએ તે વાણીયાભાઇને સર્વ વાત પુછી એટલે તેણે પોતાના મિત્ર અર્થદત્તને મૂખે, સુંદરીના કુવામાં પડવાની તથા પોતાના ધનના નાશનું સર્વ વૃત્તાંત જણાવ્યું. તે સાંભળી યમજીવ્હા બોલી-"બેશક, આમાં મારો પોતાનોજ વાંક છે, કારણ કે મેં પોતે તને કામશાસ્ત્રના અધ્યયન વેળાએ તે કપટકળા ભણાવી નહીં. મકરકટીએ કુવામાં જાળ બંધાવી રાખી હતી; તેથી સુંદરી કૂવામાં પડયા છતાં મરણ પામી નહીં. પણ ફીકર નહીં, આ બાબતમાં પણ હજી એક ઉપાય છે. તે તું કરશે એટલે તું નિશ્ચે જય મેળવશે." આટલું કહી તરત તે કુટ્ટણીએ પોતાની દાસીદ્વારા આલ નામના એક વાંદરાને ઘરમાંથી બોલાવી મંગાવ્યો; અને પોતાની હજાર સોનામહોર તે વાંદરાની આગળ મૂકીને બોલી-"આ ગળી જા તો!" એટલે તે વાંદરો પોતાના અભ્યાસ પ્રમાણે તે સઘળી સોનામહોર ગળી ગયો. પછી યમજીવ્હાએ તે વાંદરાને કહ્યું-"બેટા! આને વીસ સોનામહોર આપ! આને પચીસ આપ, આને સાઠ આપ, આને સો આપ." આ પ્રમાણે જેમ જેમ જુદી જુદી રીતે આલ પાસેથી જુદા જુદા લોકોને સોનામહોરો આપવાનું કહ્યું, તેમજ આલે સોનામ-

હોરો બાહાર કાઢી કાઢીને તે તે લોકોને આપી. આવી રીતે આલ વાંદરાની યુક્તિ બતાવી ફરીથી તે કુટ્ટણીએ ઈશ્વરવર્માને કહ્યું–"આ વાનરનું બચ્ચું તું લઇ જા, અને પ્રથમની માફક તે સુંદરીને ઘેર જઇને રહે. આગમચથી છાની રીતે આ વાનરને મહોરો ગળાવી રાખજે. જ્યારે ખર્ચ કરવો હોય ત્યારે જોઇતી મહોરો વાનરની આગળથી માંગી લેજે. સુંદરી આ પ્રમાણેના વાનરને જોઇ તેને ચિંતામણી જેવો માનશે; અને તને સમજાવી પોતાનું સર્વસ્વ આપીને આ એક વાનરને લેશે. જ્યારે એ વાંદરાને આપે ત્યારે તારે અગાઉથી એને બે દિવસના ખર્ચ જેટલી સોનામહોરો ગળાવી રાખવી. અને તે વાનર તેને આપી તેની પાસેથી તેનું સઘળું ધન લઈએકદમ ઘણે દૂર નિકળી જવું." આ પ્રમાણે કહી યમજીહ્વાએ તે વાનર તેને સ્વાધીન કર્યો અને તેના પિતાએ બે કરોડ સોનામહોરથી ભરેલો એક ચરૂ પાછો તેને આપ્યો. તે વાનર ને દ્રવ્ય લઇને ઈશ્વરવર્મા ફરીથી કાંચનપુરમાં ગયો; અને આગળથી સુંદરી પાસે એક દૂત મોકલી તેને જાણ કરી કે 'હું પુષ્કલ ધન કમાઈ આવ્યો છું;' એટલે લુચ્ચી સુંદરી ને તેની મા બંનેએ પાછો પૂર્ણ પ્રેમભાવથી તેને પોતાના ઘરમાં ઉતાર્યો. સુંદરી, સાક્ષાત્‌આગ્રહરૂપ ને કાર્યનારહસ્ય જાણનાર ઇશ્વરવર્માને તથા તેના મિત્રની કોટે વળગી પડી, જુદા જુદા અભિનય બતાવીને ઘણોજ રાજી કર્યો. ઇશ્વરવર્માએ પણ તે વેશ્યાને પ્રેમ બતાવીને પોતાના પ્રેમની ખાતરી આપી. ક્ષણેક ગયા કેડે સુંદરીના સમક્ષમાં અર્થદત્તને વાણીયાભાઇએ કહ્યું–"ચાલની ભાઇ, જરા પેલા આલ વાંદરાને લઈ આવતો." એટલે અર્થદત્તે કહ્યું–"જેમ મરજી." એમ કહીને તે ગયો અને પેલા વાંદરાને લઇ આવ્યો. આ વાંદરો અગાડીથી એક હજાર સોનામહોર ગળી ગયો હતો; એટલે ઈશ્વરવર્માએ તેને કહ્યું–"બેટા આલ! આજ ભોજનપાણીનો ખર્ચ કરવા માટે ત્રણસો સોનામહોર આપોતો; અને પાન સોપારી વિગેરેના ખર્ચ માટે સો સોનામહોર આપો; તેમ સો સોનામહોર માજી મકરકટીને આપ; અને બ્રાહ્મણોને સો સોનામહોરનું દાન કર, અને હજારમાં જે બાકી રહી હોય તે આ પ્યારી સુંદરીને આપો." આ પ્રમાણે ઇશ્વરવર્માએ કહ્યું એટલે તે વાનર, કે જેણે અગાઉથી હજાર સોનામહોર ગળી હતી તેણે કહેવા મુજબજ સોનામહોરો બાહાર કાઢી કાઢીને ખરચ માટે આપી.

આ પ્રમાણે યુકિતથી ઇશ્વરવર્મા ખરચમાં હંમેશાં સોનામહોરો વાંદરા મારફતે અપાવતો હતો. આમ એક પખવાડીઆપર્યંત કર્યું, એટલે મકરકટી અને સુંદરી વિચાર કરવા લાગ્યાં–"અરે! આ તો વાનરનું રૂપ ધારણ કરનાર સાક્ષાત્ કોઇ સિદ્ધ છે કેસાક્ષાત્! ચિંતામણિ છે એ હંમેશાં હજાર*સોના-

* અંગ્રેજીમાં ૧૦૦ સૂવર્ણ મુદ્રા છે, પણ તે ખોટું જણાય છે.

મહોર આપે છે. જો આ આ વાનર એ આપણને આપે તો આપણા સર્વે મનો-રથ સિદ્ધ થાય." પ્રમાણે વિચાર કર્યા પછી, ઇશ્વરવર્મા ભોજન કર્યા બાદ જ્યારે મોજમઝામાં બેઠો હતો ત્યારે એકાંતમાં સુંદરીએ, પોતાની માતા મકરકટી સમક્ષ ઇશ્વરવર્મા આગળ માંગણી કરી કે, "દિલોજાન! હૃદયરંજક! જો તમે મારા ઉપર પ્રસન્ન હોતો આ બાલ મને આ-પો." તે સાંભળી ઇશ્વરવર્મા હસતે મુખે બોલ્યો; "હેંહેંહેં! એ શું બોલી પ્યારી? આ વાનર તો મારા પિતાનું જીવન છે, માટે તે મારાથી આપી શકાય નહીં." આવો જવાબ મળ્યાથી સુંદરી ફરી બોલી; "પ્રી-યતમ, પ્રાણેશ, ફાંકડા! એમ શું કરો છો? લ્યો, હું તમને પાંચ કરોડ સોનામહોર આપું છું, ને તમે આ વાનર મને આપો." પછી ઈશ્વરવર્માએ નિશ્ચય કરીને કહ્યું–"પ્રિયે, વલ્લભે! હૃદયરાણી, તું કહે તે તારા પર વારી જાઉં, પણ એ વાત તો તું જવાજ દે. મારાથી એ વાનર અપાય તેમ છેજ નહી! પાંચ કરોડ તો શું, પણ પચીશ કરોડ આપતાં પણ એનું નામ નહીં લેવાય! જોઈયે તો તું મને તારૂં સર્વસ્વ આપે અથવા તો આ નગર પણ આપે, તોપણ મારાથી તે આપી શકાય તેમ નથી, ત્યારે ક્રોડની તો વાર્તાજ શી કરે છે?" તે સાંભળીને સુંદરી બોલી, "હું તમને મારૂં સર્વસ્વ આપી દઊં તોપણ તમે મને આ વાનર નહીં આપો? જુઓ પ્યારા, વહાલા, મારૂં આટલું નહીં માનો? મારી મા તેમ કરવાથી ગુસ્સે થશે તો છો થતી; પણ મુને એ ઘણો ગમે છે, માટે એ આપો." આટલું કહી સુંદરીએ ઈશ્વરવર્માને પગે પડી તેના બે પગ પકડયા; ત્યારે અર્થદત્ત વિગેરે બોલ્યા; "જ્યારે તમારી પ્યારીનો બહુ આગ્રહ છે ત્યારે ભલે આપો–જે થવાનું હશે તે થશે." પછી ઈશ્વરવર્માએ તે વાનર તેને આપવાનું કબૂલ કર્યું, અને તે સમય, સુંદરી સંગાથે આનંદ વિનોદમાં ગુજાર્યો. બીજે દિવસે પ્રભાતમાં જેણે અગાડીથી બે હજાર સોનામહોર ગળી હતી તે વાનર સુંદરીને અર્પણ કર્યો; અને તેજ વખતે તેની કિંમતમાં તેની સર્વ સંપત્તિ વિગેરે લઇ તે વાણીયાભાઇ જલદી ત્યાંથી નિકળી પડ્યા ને વેપાર કરવા માટે સ્વર્ણદ્વીપમાં ચાલ્યા ગયા.

પેલી સુંદરી, ચિંતામણિ વાનર લઇને ઘણીજ પ્રસન્ન થઇ તેમ વાન-રે પણ માંગવા પ્રમાણે બે દિવસ સુધી બરાબર હજાર હજાર સોનામહોર આપી. પણ ત્રીજે દિવસે સુંદરીએ વાનર પાસથી સોનામહોર માંગી, ને ઘણા પ્રકારે વહાલ બતાવ્યું, તોપણ વાનરે તેને કંઇ આપ્યું નહીં. ત્યારે સુંદરી તેને મુક્કીથી મારવા લાગી. વાનર તેના મારથી ઘણો ગુસ્સે થઇ ગયો અને કુદકો મારી, મારનાર મા અને દીકરી બન્નેનાં મુખને

દાંત તથા નખથી વઝોરી નાખ્યું. કુટ્ટણીના મુખમાંથી લોહીની ધારાઓ પડવા લાગી અને તેણે ક્રોધ કરી વાનરાને લાકડીથી એવો માર્યો કે તે તુરત મરી ગયો. વાનરને મરી ગયેલો જોઈ મા અને દીકરી બન્ને જણીએ જાણ્યું કે હવે આપણું સર્વસ્વ નાશ પામ્યું—ત્યારે તે બન્ને જણી આપઘાત કરવા તૈયાર થઇ. એટલે નગરના સર્વે મનુષ્યે આ વાર્તા જાણી ત્યારે તે સઘળાં હસીને કહેવાં લાગ્યાં કે-"ઠીક થયું, ઠીક થયું! એ તો કરણી તેવી પાર ઉતરણી! જે ખાડો ખોદે તે પડે! જ્યારે મકરકટીએ જાળનું કપટ કરીને તેનું ધન હરણ કર્યું હતું, ત્યારે તે ફાંકડેલાલે, વાનરની સહાયતાથી ને બુદ્ધિથી તેનું સર્વ ધન હરી લીધું. એટલે તે વેશ્યાએ પોતાની જાળ–કપટ જાણ્યું, પણ બીજાના *આલને ઓળખ્યો નહીં. માટે કરણી પ્રમાણે ફળ મળ્યું છે."

આ પ્રમાણે ધન નાશ થયું અને બન્ને જણીનાં મુખ વાનરે વિરૂપ કીધાં હતાં તે ઉપરથી મરવા માટે તૈયાર થયાં હતાં તેઓને તેના પરિજને ઘણા કાલાવાલા કરીને અટકાવ્યાં. આ બાજુ ઇશ્વરવર્મા સ્વર્ણદ્વીપમાં જઇ ત્યાંથી અખુટ દ્રવ્ય સંપાદન કરી થોડા વખતમાં ચિત્રકૂટમાં પોતાના પિતાને ઘેર આવ્યો. તેનો પિતા રત્નવર્મા પુત્રને ઘણું ધન કમાઇને આવ્યો જોઇ, યમજીહ્વા કુટ્ટણીને ધન આપી તેનો બહુ આદર કર્યો અને મહોત્સવ કર્યો. ઇશ્વિરવર્મા પણ તે દિવસથી સર્વ કપટકળામાં પ્રવિણ બન્યો અને વેશ્યાની સંગતમાં ઉદાસ બની પોતાનાં લગ્ન કરી સ્વભૂમિમાં રહી સ્વપત્નીની સંગે રમણ કરવા લાગ્યો.†

મરૂભૂતિએ કહ્યું—"હે નરવાહનદત્ત! વેશ્યાના હૃદયમાં કપટનોજ વાસ હોય છે, સત્ય પ્રેમની વાતનો લેશ પણ હોતો નથી. મોટાં જંગલમાં સાર્થની સાથે જઇ શકાય છે, પણ એક પુરૂષથી જઈ શકાતું નથી, તેમ વૈશ્યાઓ પાસે પણ સાર્થ પૈસાદાર પુરૂષો જઇ શકે છે, પણ દ્રવ્યરહિત જઇ શકતા નથી—કારણ કે તેમ કરવાથી તેની મનોવાંચ્છા પૂરણ થતી નથી.

આ પ્રમાણે મરૂભૂતિ પાસેથી આલ અને જાળની–કપટ કહાણી બરાબર સાંભળી તેનું કહેવું કબુલ કરીને નરવાહનદત્ત તથા ગોમુખ વિગેરે પુષ્કળ હસવા લાગ્યા.



* વાનર.

† બુકેશીઓ ડીકેમરનમાંની ૮ મા દિવસની ૧૦ મી વાર્તા આને બહુ અંશે મળતી છે.

## તરંગ ૨ જો.

## વિક્રમસિંહ અને કુમુદિકા વેશ્યાની કથા.

મરૂભૂતિએ વેશ્યાની દુર્જનતા વિશે આ પ્રમાણે કથા કહ્યા પછી, બુદ્ધિશાળી ગોમુખે તેનીજ માફક કુમુદિકા વેશ્યાની નિચે પ્રમાણે કથા કહેવા માંડી.

પૂર્વે પ્રતિષ્ઠાનપુરમાં વિક્રમસિંહ નામનો એક રાજા રાજ્ય ચલાવતો હતો. તેને બ્રહ્માએ નામ પ્રમાણેજ પરાક્રમમાં સિંહ જેવો બનાવ્યો હતો. જેમ સ્વરૂપવતી અલંકારમૂર્તિ લક્ષ્મી–સમુદ્રની પુત્રી, વિષ્ણુની સ્ત્રી છે, તેમ ઘણીજ ઉદારવૃત્તિવાળી, સુંદરસ્વરૂપવાન શશિલેખા નામની એક રાણી તેને હતી. એક વખતે તે રાજા પોતાના મેહેલમાં હતો એવામાં તેના પિત્રાઇ મહાભટ, વીરબાહુ, સુબાહુ, સુભટ, અને રાજા પ્રતાપાદિત્ય વિગેરે મહાબળવાન પાંચ છ જણા રાજમેહેલમાં આવી રાજાને ઘેરી બેઠા. ત્યારે વિક્રમસિંહનો મંત્રી તેઓને સામાદિક ઉપાયોથી સમજાવવા લાગ્યો, તે વખતે રાજાએ તેને અટકાવ્યો અને તેઓની સાથે યુદ્ધ કરવા માટે પોતે બાહાર નિકળ્યો. બન્ને સૈન્યમાં હથીઆરોનો ખણખણાટ શરૂ થયો. આ વખતે રાજા વિક્રમસિંહ હાથી ઉપર બેઠો હતો તેણે શૌર્યનો અહંકાર ધરી મહાસંગ્રામમાં યાહોમ ઝોકાવ્યું, અને એક ધનુષની સહાયથી શત્રુની સેનાને મારવા લાગ્યો. મહાભટ વિગેરે શૂરાઓ, રાજાને એક ધનુષથી પોતાની સેનાનો નાશ કરતો જોઇ, એકદમ તે સઘળા તેના ઉપર તુટી પડ્યા; અને તેઓની આખી મોટી સેના પણ વિક્રમસિંહની સેના ઉપર તુટી પડી, તેની સેનાને છિન્ન; ભિન્ન કરી નાખી. ત્યાર પછી વિક્રમસિંહની પાસે અનંતગુણ નામનો તેનો મંત્રી ઉભો હતો તેણે રાજાને કહ્યું–“આપણી સેનામાં ભંગાણ પડ્યું છે માટે આજે આપણો વિજય થનાર નથી. તમે અમારો અનાદર કરી દુરાગ્રહ ધરી લઢાઈ કરી છે,પણ હવે ભલાની ખાતર અમારૂં કહેવું સ્વીકારો ને હાથી ઉપરથી નીચે ઉતરી ઘોડા ઉપર સ્વાર થઇને મારી સાથે બીજા દેશમાં ચાલો અને તમારી ઈચ્છા હશે તો અને જીવતા હઈશું તો ભવિષ્યમાં શત્રુને જીતીશું.” આવી મંત્રીની વાણી સાંભળી, રાજા પોતે હાથીપરથી નીચે ઉતરી ઘોડા ઉપર સ્વાર થઈ પોતાનો વેશ બદલી, મંત્રી સાથે પોતાની સેનામાંથી બાહાર નિકળી ગયો. અને તે મંત્રીની સાથે ધીમે ધીમે ઉજ્જયણી નગરીમાં ગયો. ત્યાં ધનથી પ્રખ્યાત કુમુદિકા નામની એક વેશ્યા રહેતી હતી, તેને ઘેર તે બન્ને જણા ઉતારો કરવા માટે ગયા. તે વેશ્યા પણ પોતાને ઘેર અકસ્માત્ રાજાને આવતો જોઈ વિચારમાં પડી કે– “કહો ન કહો, પણ મારે ઘેર આજ કોઇક મોટો પુરૂષ આવ્યો જણાય

છે. તેના તેજ અને લક્ષણો ઉપરથી તે મોટો રાજા છે એમ ધારૂં છું. માટે હું જો એનો સ્વીકાર કરૂં તો મારી ઈચ્છા પ્રમાણે એ મારૂં શસ્ત્ર થશે." આવો વિચાર કર્યા પછી પોતે ઉભી થઇ, "આવો! ભલે પધાર્યા!" આમ કહી તેનો આદર સત્કાર કરી સારી રીતે પરોણા ચાકરી કરી. રાજાએ ત્યાં ઉતારો કર્યો, ક્ષણેક થયા પછી વેશ્યા બોલી-"આજ મારૂં ધન્યભાગ્ય ને મારાં પૂર્વ જન્મનાં કર્મ આજ સફળ થયાં કે આપે મારે ઘેર પધારી મારા ઘરને પાવન કર્યું છે. આપે આવી કૃપાથી આ દાસીને વણમોલે ખરીદ કરી છે. મારી પાસના શો હાથી, વીશ હજાર ઘોડા ને રત્નથી ભરેલું ઘર જે કંઇ છે તે સર્વ તમારે અધીન કરૂં છું." આ પ્રમાણે રાજાને કહી કુમુદિકા રાજાની અને તેના મંત્રીની ઉમદા વસ્તુથી સેવા કરવા લાગી.

રાજ્યનો નાશ થવાથી ઉદાસીમાં આવી પડેલો રાજા વિક્રમસિંહ, જેણે પોતાની સર્વ ગૃહસામગ્રી અર્પણ કરી હતી તે વેશ્યાની સાથે ઉજ્જયણિમાં સુખમાં રહેવા લાગ્યો. રાજા વેશ્યાનું ધન માંગણોને દાનમાં આપતો અને પોતે પણ ઉપભોગ કરતો હતો, પરંતુ તે જોઇ વેશ્યાના મનમાં જરાપણ વિકાર આવતો નહીં, પરંતુ તે સદા પ્રસન્ન રહેતી હતી. એ સર્વ જોયા પછી રાજા તેના ઉપર અત્યંત પ્રસન્ન થયો, અને બોલ્યો-"અહાહા! બેશક આ વેશ્યા મારા ઉપર અત્યંત શુદ્ધ પ્રેમ રાખે છે." ત્યારે તેની પાસે બેઠેલા અનંતગુણ મંત્રીએ એકાંતમાં રાજાને કહ્યું-"હે મહારાજ! વેશ્યામાં ખરો પ્રેમજ નથી; અગરજો મને સમજાતું નથી કે આ કુમુદિકા તમારા ઉપર એટલો બધો પ્રેમ કેમ કરે છે. તોપણ ધારૂં છું કે તેમાં કંઇ પણ કારણ હોવું જોઇએ." રાજા મંત્રીનાં આવાં વચનો સાંભળી તે પ્રત્યે બોલ્યો-"છટ્! ભલા મંત્રી આ પ્રમાણે તું બોલ નહીં! કુમુદિકા મારે માટે પ્રાણ પણ ત્યાગ કરે. જો તને તે બાબતમાં પ્રતિતિ આવતી ન હોય તો હું ખાતરી કરી આપીશ." આ પ્રમાણે રાજાએ પોતાના મંત્રીને કહ્યા પછી તેણે આ પ્રમાણે કપટ રચના કરી: તે પોતે થોડો થોડો અહાર લેવા લાગ્યો ને પાનમાં ઘટાડો કરી દુર્બળ થઈ ગયો, ને મુડદાની માફક અવયવો માત્ર છુટા કરી પોતાના શરીરને ચેષ્ટાવગરનું જડ કરી દીધું. રાજાના મરણથી અનંતગુણ મંત્રી; કૃત્રિમ હાય અફસોસ કરવા લાગ્યો. પછી રાજાના માણસો તે રાજાને સુખપાલમાં બેસાડી સ્મશાનમાં લઈ ગયા. આ વખતે કુમુદિકા વેશ્યા શોકની મારી પોતાના કુટુંબીઓએ વાર્યા છતાં પણ શ્મશાનમાં ગઇ ને રાજાની સાથેજ ચિતામાં પેસી બળી મરવા બેઠી. હજી ચિતામાં અગ્નિ પ્રગટયો ન હતો એટલામાંજ તે વેશ્યા ચિતામાં દાખલ થઇ હતી તે જોઇ, રાજા બગાસુ ખાઇને બેઠો થયો. રાજાને જીવતો થયો જોઇ શ્મશાનમાં આવેલાં તેનાં પરિજનો

બોલ્યાં કે, "આપણે નસીબદાર છીએ કે આપણા રાજાનો પુનર્જન્મ થયો."

આમ હર્ષનો પુકાર કરતાં અને પુણ્યદાન કરતાં પરિજનો રાજાને અને કુમુદિકાને ઘેર તેડી ગયાં. પછી તે વેશ્યાએ રાજાના પુનર્જન્મ નિમિત્તે મહોત્સવ કર્યો.ત્યારબાદ રાજા એકાંતમાં મંત્રીને મળીને બોલ્યો-"કેમ મંત્રીજી, આ કુમુદિકાનો પ્રેમ હવે તમે જોયો?" ત્યારે મંત્રીએ ઉત્તર આપ્યો-"હા જોયો તો ખરો, છતાં પણ મને તેનો વિશ્વાસ નથી. તમારે ખાત્રિ રાખવી કે આ બાબતમાં ખરેખર કંઈક કારણ હશે, તેથી આનો પરિણામ આવે ત્યાં સુધી એ બાબત દૃઢ કરવા થોભીએ. હવે જેણે આપણને પોતાનું સર્વસ્વ આપ્યું છે, તેની આગળ આપણે છતા થઇએ અને તેની સેના તથા મિત્રની સહાયે સેનાને એકઠી કરી રણસંગ્રામમાં શત્રુઓને મારી વિજય મેળવીએ તો ઠીક." આ પ્રમાણે મંત્રી કહેતો હતો એવામાં એક ગુપ્ત ચાર, જેને શત્રુઓની વ્યવસ્થા ને સ્થિતિ જાણવા મોકલ્યો હતો તે પાછો આવ્યો. રાજાએ તેને પૂછ્યું-"કેમરે, આવવાનું કારણ શું છે?" ત્યારે તેણે કહ્યું, "શત્રુઓએ આપણો આખો દેશ તાબે કરી લીધો છે. અને રાણી શશિલેખા લોકો પાસેથી આપના નાશના મિથ્યા સમાચાર સાંભળી અગ્નિમાં બળી મર્યાં છે." ચારનાં આવાંવચન સાંભળી તેજ વખતે રાજા જાણે વજ્રથી વિંધાયો હોય તેવો બનીને-"હાય દેવિ! હાય સતી!" આ પ્રમાણે વિલાપ કરવા લાગ્યો.

પછી વેશ્યા કુમુદિકાના જાણવામાં આ પ્રમાણે સર્વ બીના આવી; એટલે તે વિક્રમસિંહની પાસે જઈ તેને શાંત પાડીને કહેવા લાગી, "રાજાજી! આપે મને પ્રથમ શા માટે આ વાર્તા નિવેદન કરી નહીં? ફીકર નહીં હવે પણ આ મારા ધનની અને મારી સેનાની મદદથી શત્રુને દંડ દ્યો.' આ પ્રમાણે વેશ્યાએ કહ્યું એટલે રાજાએ તેના ધનનો ખરચ કરી સેનામાં વધારો કર્યો અને પોતાના બળવાન મિત્રની પાસે જઈ તેની સેના અને પોતાની સેનાને સાથે લઇ ચઢાઇ કરી, પાંચે શત્રુ રાજાઓનો યુદ્ધમાં પરાજય કરી, તેમનાં રાજ્ય પણ છીનવી લીધાં. પછી એક સમયે રાજા આનંદની લેહેરમાં આવી જઈ સાથે રહેલી કુમુદિકા પ્રત્યે બોલ્યો-રતિ સુંદરી! પ્રિયે!-"હું તારા ઉપર બહુ પ્રસન્ન થયો છું. તો હવે બોલ, તારૂં શું પ્રિય કરૂં?" ત્યારે કુમુદિકા બોલી-"પ્રાણપ્રિય! મહારાજ! તમે જો મારા ઉપર પ્રસન્ન થયા હો તો મારા મનમાં ઘણા દિવસ થયા એક દુ:ખ કંટક ચોંટી બેઠો છે તે ખેંચી કાઢો. ઉજ્જયણિમાં શ્રીધર નામનો એક બ્રાહ્મણનો પુત્ર, જે મારો પ્રિયતમ, પ્રાણનો નાથ, હૃદયનો રંજન કરનાર, હૈયાનો હાર છે, તેને રાજાએ સ્વલ્પ અપરાધ માટે કેદ કર્યો છે, તેને તેમાંથી મુક્ત કરો. જ્યારે મેં આપને જોયા ત્યારે આપની મુખ-

મુદ્રાપરથી વર્તિ ગઇ હતી કે આપ કોઈ મહાપ્રતાપી પુરૂષ છો. તેજ વખતે આપનામાં રાજાનાં ઉત્તમ લક્ષણો જોવામાં આવ્યાં તે ઉપરથી મેં વિચાર્યું કે આપ મારૂં ભવિષ્યમાં ભલું કરશો. કારણ કે આ કામ કરી શકવા આપ સમર્થ છો એમ લક્ષણો ઉપરથી પ્રસિદ્ધ થાય છે. આવો વિચાર કર્યા પછી હું ભક્તિથી આપની સેવા કરવા લાગી. જ્યારે તમે મરણ પામ્યા ત્યારે હું મારા ઈચ્છિત કાર્યમાં નિરાશ થઈ ગઈ અને તે બ્રાહ્મણના પુત્ર વગર મારૂં જીવવું વ્યર્થ માની તમારી ચિતામાં બળવા માટે બેઠી હતી.” જ્યારે તે વેશ્યા આ પ્રમાણે બોલી ત્યારે તે રાજા બોલ્યો-“હે સુવદને! તું ધીરજ રાખ, હું તારૂં કાર્ય સાધીશ.” આ પ્રમાણે વેશ્યાને ઉત્તર આપી રાજા મંત્રીનું વચન યાદ કરતો બોલ્યો-“અનંતગુણ ખરો છે, તેણે કહ્યું કે વેશ્યા ખરો પ્રેમ કરતી નથી, તે વાત ખરી છે. પણ મારે આ વેશ્યાની મનોવાંચ્છા પૂર્ણ કરવી જોઇયે.” આવો વિચાર કરી રાજા સેના સહિત ઉજ્જયણી ઉપર ચઢયો, અને બ્રાહ્માણના પુત્ર શ્રીધરને કેદખાનામાંથી મુક્ત કરી કુમુદિકાને તેનો પ્રિયતમ શ્રીધર સોંપ્યો, અને ઘણું દ્રવ્ય આપી તેના પ્રિયતમ સાથે સ્થાપી, પોતે પોતાના નગરમાં આવ્યો. અને તે દિવસથી રાજા વિક્રમસિંહ પોતાના મંત્રીના વિચારને અનુસરી આખી પૃથ્વીનું રાજ્ય કરવા લાગ્યો.* આ વેશ્યાની માફકજ બીજી વેશ્યાઓનું ગંભીર અંતઃકરણ લોકોના કળવામાં આવતું નથી.

આ પ્રમાણે કથા કહી ગોમુખ બંધ પડ્યો. પછી પાસે બેઠેલો તપંતક નરવાહનદત્તની આગળ કહેવા લાગ્યોઃ “મહારાજ! સમગ્ર સ્ત્રીઓ ચપળ હોય છે, માટે તેનો વિશ્વાસ કરવો નહીં. તેમ હંમેશાં વેશ્યાનો જેમ વિશ્વાસ રાખવો નહીં, તેમજ તરૂણ પ્રમદાનો પણ વિશ્વાસ રાખવો નહીં, કારણ કે તે ચંચળતાથી શિયળ ભંગ કરે છે. તે વિષયમાં મેં આજ નગરમાં જે આશ્ચર્ય જોયું છે તે હું તમને કહું છું તે સાંભળો!

## બળવર્મ શેઠની અને તેની સ્ત્રીની કથા.

આપણાજ નગરમાં બળવર્મ નામનો એક વાણીઓ રહેતો હતો. તેની સ્ત્રીનું નામ ચંદ્રશ્રી હતું. તે શેઠાણી એક દિવસે પોતાની હવેલીની બારીમાં બેઠી હતી ત્યાંથી તેણે શીળહર નામના એક વણિક-પુત્રને દીઠો, એટલે શેઠાણીએ પોતાની સખીદ્વારા તે તરૂણવાણીઆને

---

* કળાવિલાસ ગ્રંથમાં આ વાર્તાને મળતીજ વાર્તા છે. તેમજ આજ ગ્રંથમાં પણ તેવી વાર્તા પૂર્વાપર આવી ગઇ છે. વિક્રમાદિત્ય અને મદન-માલાની કથાનો પ્રથમનો ભાગ આ કથાને મળતોજ છે.

પોતાના પ્રેમના ઉભરા જણાવ્યા ને તે વખતેજ સખીના ઘરમાં તેને તેડાવ્યો, અને કામાતુર બનેલી તે વાણીયણે તરૂણ વાણીઆ સાથે કોઇ જાણે નહીં તેમ વિલાસ કર્યો. આ પ્રમાણે શેઠાણી હમેશાં તે તરૂણ વાણીઆ જોડે રંગવિલાસ રમતી હતી તે એટલે સુધી કે તેનાં સગાં અને તેના સર્વ ચાકરોએ જાણ્યું કે ચંદ્રશ્રીને આ વાણીઆ સાથે પ્રેમ સમાગમ છે. માત્ર તેનો પતિ બળવર્મા આ વાતથી અજાણ્યો હતો, ને તેથી માત્ર તેજ પોતાની સ્ત્રીને દુરાચારી સમજતો ન હતો. કારણ કે પ્રેમમાં આંધળો થયેલો મનુષ્ય ઘણું કરીને પોતાની સ્ત્રીનાં દુરાચરણ શોધી શકતો નથી.

પછી થોડા દિવસ ગયા ત્યારે બળવર્માને દાહજ્વર આવ્યો, તેની પીડાથી તે વાણીઓ ધીમેધીમે મરણતુલ્ય હાલતમાં આવી પડયો. આવી માઠી દશામાં પોતાનો પ્રાણનાથ આવી પડયો હતો, છતાં પણ તેની સ્ત્રી દરરોજ પોતાની સખીના ઘરમાં પોતાના પ્રીયતમની પાસે જતી હતી. એક દિવસે તે સ્ત્રી પોતાના પ્રીયતમ સંગે રંગે રમતી હતી ત્યાં પછવાડે તેનો પતિ મરી ગયો. આ વાર્તા તેના જાણવામાં આવી એટલે તે પોતાના પ્રીયતમની રજા લઇ ત્યાંથી ઝટપટ પોતાને ઘેર આવી; અને તેના સ્વભાવથી જાણીતાં બીજાં મનુષ્યોએ વારી તોપણ તેનું કબૂલ ન કરતાં દીલગીરીથી પોતે નિશ્ચય કરી પોતાના પતિ સાથે ચિતામાં બળી મરી સતી થઇ.

"આ પ્રમાણે સ્ત્રીના મનનો વિચાર ખરેખર જાણવો ઘણોજ મુશ્કેલ છે. સ્ત્રીઓ બીજાની સાથે સમાગમ કરે છે અને પતિના વિરહથી મરણ પણ પામે છે." આ પ્રમાણે તપંતકે કહ્યું ત્યાર પછી હરિશિખ બોલ્યો—"મહારાજ! આપણા નગરમાં એક દેવદાસ હતો તેની કથા તમે શું નથી સાંભળી? સાંભળો, હું કહુંછું."

## દેવદાસ તથા તેની સ્ત્રીની કથા.

પ્રાચીન સમયમાં આ ગામમાં દેવદાસ નામનો એક કુટુંબી જન રહેતો હતો. તેની સ્ત્રીનું નામ દુઃશીલા હતું. આ સ્ત્રી નામ પ્રમાણે નઠારાં આચરણવાળી હતી. તેનાં આડોસીપાડોસી જાણતાં હતાં કે આ સ્ત્રી વ્યભિચારિણી છે. એક વખતે તેનો વર દેવદાસ કૈઇક કામ પ્રસંગે રાજદરબારમાં ગયો હતો ત્યારે પોતાના ધણીનો ઘાટ ઘડવા માટે, તક જોઇ પરપુરૂષને તે રંડા પોતાને ઘેર તેડી લાવી મેડી ઉપર સંતાડયો. દેવદાસ દરબારમાંથી ઘેર આવ્યો અને વાળું કરી સુતો. અર્ધ્ધ રાત્રિ થઇ એટલે તે રંડાએ પેલા જાર મારફતે પોતાના વરને મરાવી નખાવી

તે જારને ઘરમાંથી નસાડી મૂક્યો; અને પોતે છાનીમાની ઘરમાં બેસી રહી. થોડી વારમાં પ્રભાત થયું એટલે તે સ્ત્રી ઘરની બાહાર નિકળી—"હાય દૈવ! ઓ નાથ! અરે આવોરે આવો! આ મારા વરને ચોરોએ મારી નાખ્યો છે! ઓઓ ઓ!!" આ પ્રમાણે બરાડા પાડવા લાગી. તે સાંભળી તેના ભાઇઓ આવીને જુવે છે તો દેવદાસને મરેલો દીઠો પણ ઘરમાંથી કંઈ ચોરાયલું જોયું નહીં, તેથી શંકા થઈ કે આ વ્યભિચારણીએજ આ દુષ્ટ કૃત્ય કીધું છે એટલે તે બોલ્યા, "રાંડ શંખણી! જ્યારે તારા વરને ચોરે મારી નાખ્યો ત્યારે તેણે ઘરમાંથી બીજી વસ્તુ કેમ લીધી નહીં?" આટલું કહી દેવદાસનો બાળક છોકરો ત્યાં ઉભો હતો તેને પૂછવા લાગ્યા—'બેટા! સાચું બોલ, તારા બાપને કોણે મારી નાખ્યો?" ત્યારે તે સ્પષ્ટ રીતે બોલ્યો કે—"કાલે દિવસના એક તરૂણ પુરૂષ ઘરની મેડી ઉપર ચઢયો હતો, તેણે રાત્રે મેડી ઉપરથી નીચે ઉતરીને મારી નજર આગળ મારા બાપને મારી નાખ્યા છે. જ્યારે તે મારવા માટે નીચે આવ્યો હતો ત્યારે થોડીવાર પૂર્વે મારી મા મને, મારા પિતાના પડખામાંથી લઇને ઉઠી ગઇ હતી." છોકરાનું આવું કહેવું સાંભળી દેવદાસના ભાઇઓએ તેના યારને શોધી કાઢી તેજ વખતે મારી નાખ્યો, અને દુઃશીલાને ઘરની બાહાર હાંકી કહાડી, તે છોકરાને,પોતાના સ્વાધીનમાં લીધો.

"આ પ્રમાણે તમે જુઓ, જે સ્ત્રી પરપુરૂષપર પ્રેમ ધરાવે છે તે ઝેરી નાગણીપેરે પોતાના પતિનો પણ નાશ કરે છે." જ્યારે આ પ્રમાણે હરિશિખે કહ્યું; ત્યારે ફરી ગોમુખ બોલ્યો—"મહારાજ! હવે બીજી આડ કથાનું શું પ્રયોજન છે? હવણાં હાસ્યરસથી ભરપૂર વત્સરાજાના ચાકર વજ્રસારનું ચરિત્ર કહી સંભળાવું છું તે તો જરા સાંભળો."

## વજ્રસાર અને તેની સ્ત્રીની કથા.

આપ સરકાર શ્રીને ત્યાં વજ્રસાર નામનો એક સેવક છે. તે શૂરવીર અને રૂપાળો હતો. તેને પોતાની માળવાથી આણેલી સ્ત્રી પ્રાણ કરતાં વધારે વાહાલી હતી. એક વખતે માળવાથી તેનો સસરો અને તેનો સાળો બન્ને જણા, ઘણા સ્નેહથી, દીકરીને અને જમાઇને તેડવા માટે આવ્યા. વજ્રસારે સસરાનો પ્રેમપૂર્વક આદર સત્કાર કર્યો; અને રાજાને પોતાની વાર્ત્તા નિવેદન કરી, પોતાની સ્ત્રી સહિત નોતરાએલો પોતે, સસરાની સાથે માળવામાં ગયો. એક મહીનો સસરાને ઘેર રહી પાછો રાજાની નોકરી કરવા માટે તે એકલો આ શેહેરમાં આવ્યો, પણ તેની સ્ત્રી ત્યાંજ રહી. ત્યાર પછી કેટલાએક દિવસ વિતિ ગયા, એવામાં એક વખતે ક્રોધન નામનો એક મિત્ર, અકસ્માત વજ્રસારની પાસે આવ્યો

ને નીચે પ્રમાણે કહ્યું–"એ ગમાર ! શા માટે તેં તારી સ્ત્રીને. તેના બાપને ઘેર મૂકી છે ને શું કામ તારા ઘર કુટુંબ કબીલાનો નાશ કરે છે ? તને ખબર છે કે તારી પાપિણી સ્ત્રીએ ત્યાં પરપુરૂષ સાથે સમાગમ કર્યો છે તે ? આ વાર્તા ત્યાંથી આવેલા એક પ્રમાણિક માણસે મને કહી છે; માટે તે તારે ખરી માનવી, પણ ખોટી માનવી નહીં. માટે તે સ્ત્રીને શિક્ષા કરી બીજી સાથે લગ્ન કર." આ પ્રમાણે કહી ક્રોધન વિદાય થયો એટલે વજ્રસાર એક ક્ષણ તો મૂઢની માફક વિચાર કરી રહ્યો; અને મનમાં બોલ્યો–"મને શંકા થાય છે કે આ બાબત ખરી હશે. તે વગર મેં એક કાસદને તેડવા મોકલ્યો હતો તોપણ તે કેમ આવી નહીં ? બેશક તેનું દીલ બદલાયું જણાય છે, તો હવે હું પોતે તેને તેડવા જાઉં અને શું થાય છે તે જોઉં."

આવો વિચાર કરી તે માળવામાં ગયો અને સાસુ તથા સસરાની રજા લઈ પોતાની સ્ત્રીને લઇને ત્યાંથી ચાલી નિકળ્યો. ઘણા દૂર માર્ગ સુધી સર્વ ચાકરોની સાથે તે ચાલ્યો, પણ પછી તેઓને યુક્તિથી સમજાવી, પોતાની સ્ત્રીને લઇ તે આડે માર્ગે ભયંકર અને નિર્જન વન તરફ ગયો અને ત્યાં બેસીને તે ચાંડાળે સ્ત્રીને પૂછ્યું–"તું પરપુરૂષ સાથે વ્યભિચાર કરતી હતી એમ મેં મારા એક વિશ્વાસુ મિત્ર પાસેથી સાંભળ્યું છે. અને મેં ઘેરથી એક માણસ મારફતે તને તેડાવી તોપણ તું આવી નહીં, તો કહે જેવી વાત હોય તેવી ખરેખરી, નહીતર હું તને શિક્ષા કરીશ." તે સાંભળી તે સ્ત્રી બોલી–"જો તમારો એમજ નિશ્ચય હોય તો મને પૂછો છો શા માટે ? જે તમને ગમે તે મને કરો." આવું સ્ત્રીનું અપમાનકારક વચન સાંભળી વજ્રસારને ગુસ્સો ચઢવાથી તે સ્ત્રીને લતાવડે ઝાડની ડાળીએ બાંધીને, ડાલીથીજ મારવા માંડી. પણ જ્યાં તેના અંગ ઉપરથી વસ્ત્રને કાઢયાં, ત્યાં તે કામી અને મૂર્ખ વજ્રસારને કામ ઉત્પન્ન થયો ને સંગની ઇચ્છા થઈ. પછી તે બાંધેલી સ્ત્રીને નીચે બેસારી રંગે રમવા માટે આલિંગન કર્યું. પરંતુ તે સ્ત્રીએ તે કબૂલ કર્યું નહીં, એટલે વજ્રસાર તેની ક્ષમા માંગવા લાગ્યો. ત્યારે તે સ્ત્રી બોલી–"જેમ તમે મને લતાવતી ઝાડ સાથે બાંધીને મારી છે એમ હું તમને લતાવતી ઝાડ સાથે બાંધીને મારૂં તોજ તમારી સાથે રંગ રમું, પરંતુ તે શિવાય તો રમવાની મારી મરજી નથી."

પેલા કામને વશ થયેલા અને કામદેવે તાણુસલા જેવા બનાવી મૂકેલા વજ્રસારે તે વાત માન્ય કરી, એટલે તે સ્ત્રીએ વજ્રસારના હાથ અને પગને ઝાડ સાથે મજબૂતીથી બાંધી, તેનાજ હથીઆરવતી તે બાંધેલાનાં નાક અને કાન કાપી લીધાં. અને પછી તે પાપિણી તેનાં વસ્ત્ર પેહેરી પુરૂષનો વેશ ધરી, તેની તરવાર લઇ પોતાની મરજી

પ્રમાણે ત્યાંથી ચાલી ગઇ: પણ તેના મુવા જીવ્યાની કંઈ તપાસ કરી નહીં.

પણ વજ્રસારનું નાક અને કાન કપાઈ ગયાં હતાં તેમાંથી ઘણું લોહી ઝરતું હતું તેને લીધે અને અપમાન થવાથી, નીચું માથું કરીને તે બેસી રહ્યો. એવામાં કોઇએક પરાર્થે વૈદ્ય ઔષધી શોધવા માટે તે વનમાં આવી ચઢયો. ત્યાં વજ્રસારને આવી સ્થિતિમાં જોઈ દયાથી તેને છૂટો કરી પોતાને ઘેર તેડી ગયો, અને ત્યાં તેની આશ્વાસના કરી. વજ્રસાર ધીમે ધીમે પોતાને ઘેર આવ્યો અને પોતાની સ્ત્રીની ખોળ કરી, પણ તે કુભાર્યા મળી નહીં. પછી વજ્રસારે ક્રોધન આગળ સર્વ વાર્તા કહી બતાવી. તેણે પણ તે સર્વ વાત વત્સરાજાને કહી બતાવી. તે સાંભળી રાજભવનમાં રહેનારા સર્વ મનુષ્યો તેની મસ્કરી કરીને કહેવા લાગ્યા કે, "સ્ત્રીએ બળ વગર ક્રોધ કરનારા અને નપુંસક વજ્રસારનો પુરૂષ વેશ પડાવી લઇ તેને ખરેખર ઘટતી શિક્ષા કરી રાંડવો બનાવ્યો છે." આમ તેની મસ્કરી થયા છતાં પણ વજ્રસાર પોતાનું હૃદય વજ્રજેવું રાખીને અહીં રહે છે.

"માટે મહારાજ! આવી રીત છે ત્યારે સ્ત્રીઓ ઉપર વિશ્વાસ કોનો રહે?" આ પ્રમાણે ગોમુખ કહેતો હતો એવામાં મરૂભૂતિ ફરી પણ બોલ્યો-"મહારાજ! સ્ત્રીઓનું મન ચંચળ છે-તે એક ઠેકાણે સ્થિર થઇને રહેતું નથી. એ વિષયમાં એક કથા સાંભળો:—

## સિંહબળની અને તેની સ્ત્રીની કથા.

પ્રાચિન કાળમાં દક્ષિણ દેશમાં સિંહબળ નામનો એક રાજા રાજ્ય કરતો હતો. તેને ઘણી રાણીઓ હતી, પરંતુ તેમાં મુખ્ય પટ્ટરાણી કલ્યાણવતી હતી, જે માળવાના રાજા સામંતની પુત્રી થતી હતી. રાજા તે રાણી સહિત પોતાનું રાજ્ય ચલાવતો હતો. એક વખતે તેના બળવાન ભાયાતોએ એકઠા મળીને તે રાજાને દેશમાંથી કાઢી મૂકયો, એટલે તે રાજા, રાણી તથા થોડાં માણસ અને હથીઆર સહિત છાનો માનો માળવામાં સસરાના ઘર તરફ ગયો.

જતાં જતાં માર્ગમાં એક જંગલ આવ્યું, તેમાં આગળ જતાં એક સિંહને દોડયો આવતો દીઠો. આ રાજા શૂરવીર હતો તેણે, રમત માત્રમાં તરવાર મારી તે સિંહના બે કકડા કરી નાંખ્યા. ત્યાર પછી એક વનનો હાથી ગર્જના કરતો સામો આવ્યો; તેને જોઇ પોતે મંડળાકાર તે હાથીને ફેરવવા માંડયો, અને તરવારથી તેના ચરણ તથા શુંડ કાપી નાખી અને ચીત્કાર શબ્દ કરતા હાથીને જમીનદોસ્ત કરી દીધો. એવામાં એક ચોરની સેના સામી મળી. તેની સામા તે થયો ને નવા કમળ પુષ્પવાલી

કમલિનીને જેમ વનનો મદમત્ત હાથી ચુરણ કરી નાખે છે તેમ, રાજાએ તે ચોરની ટુકડીનો કમળપેરે નાશ કરી નાખ્યો. આ પ્રમાણે જેનાં અદ્ભુત પરાક્રમ જોવામાં આવ્યાં છે, અને જે સત્વનો સાગર છે, તે રાજા માર્ગ કાપી માળવામાં આવ્યો, ત્યારે પોતાની રાણીને કહ્યું-'પ્રિયે, આ માર્ગનું વૃત્તાંત તારે તારા પિતાના ઘરમાં કોઇને કહેવું નહીં, કારણ કે ક્ષત્રિઓને પરાક્રમ કરવામાં વખાણ શાં કરવાં ? તે શરમ જેવું છે" આ પ્રમાણે પોતાની સ્ત્રીને કહી તેની સાથે સસરાને ઘેર ગયો. તેના સસરાએ એકદમ પુત્રિ જમાઇને આવેલાં જોઈ ગભરાટમાં પડીને પૂછ્યું કે-"આમ અચાનક આપનું કેમ આવવું થયું ?" એટલે રાજાએ પોતાનું સર્વ વૃત્તાંત કહી બતાવ્યું. પછી તેના સસરાએ જમાઇનો આદરસત્કાર કર્યો અને પોતેજ હાથી તથા ઘોડા વિગેરે આપ્યાં, એટલે રાજા સિંહબલ ઘણા બળવાળા ગજાનીક રાજાની પાસે ગયો. આ વખત શત્રુનો પરાજય કરવાની તૈયારીમાં હતો માટે પોતાની કલ્યાણવતી રાણીને, તેના બાપનેજ ઘેર તે રાખી ગયો. કારણ કે સંગ્રામમાં તેનું બરાબર રક્ષણ થઇ શકે નહીં.

આ પ્રમાણે રાજા વિજય કરવા માટે ગયા પછી કેટલાએક દિવસ પછી એક દિવસે કલ્યાણવતી પોતાના ઘરની બારીમાં ઉભી હતી, ત્યાંથી કોઇએક છેલ પુરૂષને દીઠો. તે પુરૂષે દેખાવ આપતાંજ પોતાના સ્વરૂપથી તે સ્ત્રીનું મનહરણ કરી લીધું. એટલે તે રાણી કામાધીન થઇને તેજ વખતે વિચાર કરવા લાગી કે-"હું જાણું છુ કે મારા પ્રાણપતિ કરતાં બીજો રૂપવાન તથા શૌર્યવાન નહિ હોય; પરંતુ આ પુરૂષ ઉપર મારૂં મન દોડે છે. હાયરે! હવે ગમે તેમ થાઓ તોપણ હું આ પુરૂષ સાથે રંગે રમીશ." આવો વિચાર કરી તેજ વખતે પોતાના અંતરની ગુપ્ત વાર્તા જાણનારી સખીને પોતાનો અભિપ્રાય કહી બતાવ્યો અને સખી દ્વારાજ તે છેલ પુરૂષને રાત્રે તેડાવી, દોરડાવતી બાંધી ખેંચીને, બારીને માર્ગેથી અંતઃપુરમાં દાખલ કર્યો. તે પુરૂષ રંગભવનમાં દાખલ થયો પણ રાણીના પ્રભાવથી અંજાઇ જઇ તેના પલંગ ઉપર બેસી શકવાની હામ કરી શકયો નહીં, તેથી એક જુદાજ મંચપર બેઠો. તે જોઈ રાણી નિરાશ થઇ ગઇ ને તે ખેદ કરવા લાગી. એવામાં એક ભટકતો સર્પ છાપરાપરથી નીચે પડયો. તેને જોઇ પેલો પુરૂષ બીકનો માર્યો એકદમ ઉભો થઇ ગયો, અને ધનુષમાં બાણ ચઢાવીને તે સર્પને મારી નાખ્યો. જ્યારે સર્પ મરણ પામીને નીચે પડયો ત્યારે તે સર્પને બારીમાંથી બાહાર ફેંકી દીધો, અને તે બીકણ ભાભો, આ ભયમાંથી મુક્ત થયો તેના હર્ષથી નૃત્ય કરવા મંડી પડ્યો. તેને નાચ કરતો જોઇ કલ્યાણવતીને અત્યંત ખેદ થયો, અને તે ફરી ફરી વિચાર કરવા લાગી કે "અફસોસ! અફસોસ! આ પરાક્રમ

રહિત અધમનું મારે શું પ્રયોજન છે?" આ પ્રમાણે વિચાર કરી રાણી તે પુરૂષ ઉપર ઉદાસ ગઈ ગઇ. તેની સખી જે મનોભાવ જાણનારી હતી તે, પોતાની સખીને તે પુરૂષ ઉપર વિરક્ત થયેલી જોઇ, બાહારથી અંદર આવીને ગભરાટ કરીને બોલી–"રાણીજી, તમારા પિતા હવણાં અહીં આવે છે, માટે ઝટપટ આ તરૂણ પુરૂષ જે માર્ગેથી આવ્યો છે તે માર્ગેથી તેને વિદાય કરી દ્યો." આમ કહી તે સ્ત્રીએ દોરી બાંધી તે પુરૂષને બારીમાંથી બાહાર કાઢયો, ત્યાં તો ભયનો માર્યો તે પુરૂષ ઉતાવળો થયો તેને લીધે નીચે ગબડી પડયો, પણ દૈવને લીધે મરણ પામ્યો નહીં.

આ પ્રમાણે તે પુરૂષ ગયા પછી કલ્યાણવતી પોતાની સખી પ્રત્યે બોલી–"હે સખિ! તેં જે આ નીચ પુરૂષને કાઢી મૂકયો તે ઘણુંજ સારૂં કર્યું. મારૂં મન તેનાથી ઉદાસ થયું છે આમ તું મારો મનોભાવ જાણી ગઇ ને જે ઉપાય યોજ્યો તે બહુ યોગ્ય છે. મારો પતિ, સિંહ વાઘ વિગેરેને માર્યા પછી લજ્જાથી તે વાત ગુપ્ત રાખે છે, અને આ નપુંસક એક સર્પને મારી નાચવા લાગ્યો, માટે મારા પતિ જેવા મહાત્માનો ત્યાગ કરી, આવા સાધારણ પુરૂષ ઉપર પ્રેમ શો બાંધવો? ચંચળ મનવાળી હું ચંચળાને ધિક્કાર છે. પણ ના, ના, સ્ત્રીઓનેજ ધિક્કાર છે; કારણ કે માખી જેમ કપુર મુકી નરક ઉપર બેસે છે તેમ દુષ્ટ સ્ત્રીઓ ઊત્તમ પુરૂષનો ત્યાગ કરી અપવિત્રને સેવે છે."

આ પ્રમાણે રાણી પશ્ચાત્તાપમાં ઘણો કાળ કાઢી નાખી, પતિની વાટ જોતી પિતાના ઘરમાં રહેતી હતી. એવામાં ગજાનીક રાજાએ બીજી સેના આપી તે સહિત રાજા સિંહબળે શત્રુપર ચઢાઇ કરીને ત્યાં સગોત્રી પંચપાપી પુરૂષોનો સંહાર કરી નાખ્યો; અને પોતાનું રાજ્ય ફરીથી મેળવી પોતાની સ્ત્રીને તેના પિતાને ઘેરથી તેડાવી લીધી, ને સસરાને પુષ્કળ ધન આપ્યું અને ઘણાકાળપર્યંત પોતે શત્રુ રહિત પૃથિવીનું રાજ્ય કરવા લાગ્યો.

મરૂભૂતિ બોલ્યો–"મહારાજ! તમે જુઓ. આ પ્રમાણે વિવેકવાળી અને ઊત્તમ પતિની પત્નિઓનું પણ ચંચળ મન, પોતાનો પતિ શૂરો અને કાંતિવાન્ હોવા છતાં પણ, આમતેમ દોડે છે. તાત્પર્ય કે શુદ્ધ અંતઃકરણવાળી સ્ત્રીઓ ઘણી થોડી હોય છે." આ પ્રમાણે મરૂભૂતિએ કહેલી કથા સાંભળતાંજ વત્સરાજ કુમાર નરવાહનદત્ત આનંદનિદ્રામાં પોઢી ગયો, અને રાત્રિ ગાળી નાંખી.

# તરંગ ૩ જો.

## શક્તિયશાની કથા.

બીજે દિવસે નરવાહનદત્ત પ્રભાતમાં ઉઠયો ને જળસ્નાન કરી સંધ્યાવંનદ, દેવપૂજન વિગેરે નિત્ય કર્મ કર્યાં. એવામાં તેના કાર્યભારી અને અંતરંગમિત્રો આવ્યા, એટલે તેઓને સાથે લઈ વિહાર કરવા માટે તે પોતાના ઉપવનમાં ગયો. બગીચામાં જઇને તે જ્યાં ઉભો રહે છે એવામાં પ્રથમ આકાશમાં પ્રભાનો પુંજ જોયો અને તેની પાછળ કેટલીએક વિદ્યાધરીઓને આકાશમાંથી નીચે ઉતરતી દીઠી. આ અપસરાઓમાં તારામંડળમાં નેત્રને આનંદ આપનારી ચંદ્રમાની લેખા જેમ શોભે છે, એવી એક કન્યા નજરે પડી. આ કન્યાનું મુખકમળ પ્રકાશી રહેલું હતું, લોચનરૂપ શ્યામભ્રમર ચંચળ દેખાતા હતા, હંસના જેવી છટાવાળી ચાલથી તે ચાલતી હતી, તેના અંગમાંથી કમળના જેવી સુગંધ આવતી હતી, તરંગના સમાન મનહર ત્રિવળીવડે તેની કટીમનોહર દેખાતી હતી. તે પૂર્વોક્ત સ્વરૂપ સંપત્તિવડે, જાણે પ્રત્યક્ષ કામદેવની વાપિની સુંદરતાની અધિષ્ઠાત્રી* દેવી હોય તેવી લાગતી હતી. કામને ઉદ્દીપન કરનારી ઊત્કલિકાવાળી† ચંદ્રમાની સુંદર છબી જોઇને જેમ સમુદ્ર ક્ષોભ પામે છે તેમ રાજા નરહવાહનદત્ત તે કન્યાને જોઇ ક્ષોભ પામ્યો, અને મંત્રીની સાથે વાત કરવા લાગ્યો કે—"ઓહો! સુંદર વસ્તુને નિર્માણ કરવામાં બ્રહ્માની વિચિત્રતા કંઇ અવર્ણનીય છે." આમ કહેતો કહેતો તે, તે કન્યાની સમીપમાં ગયો. પેલી કન્યા ક્રમથી પ્રેમરસ ભરતી દૃષ્ટિને તિરછી કરી રાજાને નિહાળવા લાગી. રાજાએ તેને પૂછયું—"હે કલ્યાણિ! તું કોણ છે? અને તારૂં આ ઉપવનમાં શા માટે આવવું થયું છે?" તે સાંભળીને તે કન્યા બોલી—"મારૂં આગમન તમને કહુ છું તે સાંભળો.

પૂર્વે હિમાચળ ઉપર કાંચનશૃંગ નામનું એક નગર હતું. તે સમગ્ર સુવર્ણનું બનેલું હતું. તે નગરમાં સ્ફુટિકયશા નામનો એક વિદ્યાધરનો રાજા રાજ્ય કરતો હતો. તે પરમ ધાર્મિક હતો અને દરિદ્રી અનાથ વિગેરે શણાગત જીવનું પોષણ કરતા હતો. તેની રાણીનું નામ હેમપ્રભા હતું. તે રાણીએ પાર્વતીનું વ્રત કર્યું હતું તેથી પાર્વતીએ પ્રસન્ન થઇને એક પુત્રી આપવાનું કહ્યું હતું. તે વરના પ્રભાવથી તેને એક પુત્રી

---

* વાપીમાં પણ કમળ, ભ્રમર, હંસ, શ્યામ કમળનો સુગંધ, તરંગ, એ સઘળા પદાર્થો હોય છે તેમ આ સ્ત્રીમાં પણ હતા. † ચંદ્રપક્ષમાં ખીલેલી, અને સ્ત્રીપક્ષમાં ઉત્કંઠાવાળી.

ગયો છે.” તે સાંભળી ગરૂડને ક્રોધ ચઢયો, અને તેણે વિષ્ણુને વિનતિ કરી એટલે તેઓએ અગ્ન્યાસ્ત્ર મારી સમુદ્રને સુકવી નાખ્યો ને ટીટોડીનાં ઇંડાં અપાવ્યાં.

દમનક કહે છે કે, “બુદ્ધિમાન્ મનુષ્યે આપત્તિમાં ધૈર્ય ધારીને રહેવું જોઇએ. અને હવે તો તારે પિંગલકની સાથે યુદ્ધ કરવાનો સમય આવ્યો છે, માટે જ્યારે તે પોતાનું પુછડું ઉંચું કરી ચાર પગથી ઉભો થાય ત્યારે તારે જાણવું કે તે મારવા માટે ઉભો થયો છે, માટે તારે પણ તેજ વખતે તૈયાર થઇ મસ્તક નીચું કરી તે સામો આવે કે બે શીંગડાંવતી તેના પેટને ચીરી તેનાં આંતરડાંની માળા બાહાર કાઢી નાખવી.” આ પ્રમાણે દમનક સંજીવક બળદને કહી કરટક પાસે ગયો. અને પિંગલક અને સંજીવકને જે ભેદથી વિરોધ કરાવા ધાર્યો હતો તે કહી બતાવ્યો. સંજીવક સિંહનો મનોભાવ અને ઉપરની આકૃતિથી તેના હૃદયની ઇચ્છા જાણવાની ખાતર તેની સમીપમાં ગયો, તો ત્યાં તેણે ચાર સરખા પગ કરી ઉંચું પુછડું કરી યુદ્ધ કરવાની ઇચ્છાવાળા સિંહને દીઠો, અને સિંહે પણ બળદને શંકાથી પોતાનું મસ્તક ઊંચું કરતો દીઠો. તુરત સિંહે ઠેકીને તે બળદને પંઝાના નહોર માર્યા, અને બળદે પણ તેને શીંગડાનો પ્રહાર કર્યો, આ પ્રમાણે બન્ને જણાનું યુદ્ધ શરૂ થયું, તે જોઇ કરટક, જે ઘણો સજ્જન હતો તેણે દમનકને કહ્યું: “અરે ભાઇ તેં સ્વાર્થ સાધવા માટે મહારાજને દુઃખ શા માટે ઉપજાવ્યું? હે મિત્ર! પ્રજાના સંતાપમાં સંપત્તિ ઘણા દિવસ ટકતી નથી; શઠપણામાં મિત્રતા ઘણા દિવસ ટકતી નથી; અને ક્રૂરપણાથી આણેલી કામિની એ પણ ઘણા દિવસ ટકતી નથી. પણ બહુ થયું, જે મનુષ્ય, હિતવાક્યનું અપમાન કરનારો હોય તેને ઘણીવાર હિતવાક્ય કહે છે તે, તે દુષ્ટ મનુષ્યના તરફથી અપમાન મેળવે છે. જેમ વાનરથી સૂચીમુખે અપમાન મેળવ્યું હતું તેમ.

## વાનર અને સૂચીમુખની કથા.

એક વનમાં કેટલાંક વાનરોનું ટોળું ફરતું હતું. શીયાળાના દિવસ આવ્યા ત્યારે તે પતંગીઆં નામનાં જીવડાઓને જોઇ તેને અગ્નિ માનવા લાગ્યાં, અને તેથી તેઓએ તેના ઉપર ખડ અને પાદડાંઓ મૂકી પોતાની ટાઢ નસાડવા લાગ્યાં; અને એક વાનરો તો મુખના પવનથી તે અગ્નિને ધમવા લાગ્યો. એ જોઇ સૂચીમુખ નામના પક્ષીએ તેને કહ્યું, “આ અગ્નિ નથી, આ તો પતંગીઆં છે, માટે તું શું કામ મેહેનત કરે છે.” તે વાંદરે તે સાંભળ્યું, તોપણ ધમતો બંધ પડયો નહીં, એટલે પેલું પક્ષી ઝાડપરથી નીચે આવી આગ્રહપૂર્વક તેને તેમ કરતો અટકાવવા

લાગ્યું; એટલે પેલા વાંદરાને ગુસ્સો આવ્યો, અને એક પત્થર મારી સૂચીમુખને લોટપોટ કરી દીધો.

"માટે જે આપણું હિતવચન માને નહીં તેને હિતવચન કહેવું નહીં. તો હવે હું શું કામ બોલું? તેંજ પ્રથમ દુઃખ દેવા માટે બન્ને વચ્ચે ભેદ પડાવ્યો, કારણકે દુષ્ટબુદ્ધિથી જે કર્મ કરવામાં આવે છે તે કર્મ માઠું નિપજે છે. તે ઉપર એક કથા કહુછું.

## ધર્મબુદ્ધિ અને દુષ્ટબુદ્ધિની કથા.

ઘણા કાળપર એક નગરમાં ધર્મબુદ્ધિ અને દુષ્ટબુદ્ધિ નામના બે ભાઈ રહેતા હતા. તે બંન્ને વાણીઆ હતા. તે બન્ને જણા ધન મેળવવા માટે પિતાના ઘરમાંથી સાથે પરદેશમાં ગયા, ત્યાં મહા પરિશ્રમથી બે હજાર સોના મહોર કમાયા. તે કમાણી લઇ તે બંનો પાછા પોતાના નગરમાં આવ્યા, અને એક વૃક્ષના મૂળમાં જમીનની અંદર તે સોના મહોરને દાટી, પણ તેમાંથી માત્ર શો સોનામહોર કાઢી લઇ, પરસ્પર સરખો ભાગ પાડી લીધો અને પછી પિતાને ઘેર ગયા. પણ એક દિવસે દુષ્ટબુદ્ધિ જ્યાં સોનામહોર દાટી હતી તે વૃક્ષ પાસે એકલો ગયો અને તે સોના મહોર કાઢીને ઘેર લઈ આવ્યો ને પોતે ખરચાળ હતો તેથી સર્વ સોનામહોર વાપરી નાંખી. એક મહીનો થયા પછી તેણે ધર્મબુદ્ધિને કહ્યું, "આર્ય! મારે ખર્ચ આવ્યો છે માટે ચાલ, આપણે તે સોનામહોર વેંચી લઇએ." તે સાંભળી ધર્મબુદ્ધિએ તેને સંમતિ આપીને તેની સાથે જ્યાં સોનામહોર દાટી હતી ત્યાં ગયો, અને ખોદ્યું, પણ તે ખાડામાંથી એક પણ સોનામહોર નિકળી નહીં. ત્યારે શઠ દુષ્ટબુદ્ધિએ ધર્મબુદ્ધિને ગળે પડી કહ્યું, "સઘળી સોનામહોર તું લઇ ગયો છે! માટે તેમાંથી અડધો અડધ મને આપ." પણ ધર્મબુદ્ધિ બોલ્યો, "મેં સોનામહોર લીધી નથી, પણ તેં લીધી છે." આ પ્રમાણે બન્નેને કજીયો થયો, અને પેલા દુષ્ટબુદ્ધિએ પત્થરાવતી પોતાનું માથું ફોડી નાંખ્યું અને ધર્મબુદ્ધિને ગળે પડી રાજદરબારમાં ઘસડી ગયો. ત્યાં દરબારમાં બન્ને જણાએ પોતપોતાનો દાવો કહી બતાવ્યો; પરંતુ રાજાના અધિકારીઓ તેનો નિર્ણય કરી શકયા નહીં. એ ઉપરથી તે બન્ને જણાને આખો દિવસ ત્યાંજ ગોંધી રાખ્યા. પછી પેલા દુષ્ટબુદ્ધિએ રાજ્યાધિકારીને કહ્યું–"અમે જે ઝાડની નિચે સોનામહોર દાટી હતી, તે ઝાડ મારો સાક્ષી છે, અને તે મને કહે છે કે ધર્મબુદ્ધિ તે સોનામહોર લઇ ગયો છે." તે સાંભળી અધિકારીઓ ઘણાજ આશ્ચર્ય પામ્યા અને બોલ્યા કે, "તેમ હોય તો આપણે પ્રભાતમાં તેને પુછીશું." આમ કહ્યા પછી ધર્મબુદ્ધિ

અને દુષ્ટબુદ્ધિ બન્ને જણાએ પોતાના જામીન આપ્યા એટલે રાજ્યાધિકારીઓએ તેને જવાની રજા આપી; ને તે બન્ને જણા જુદા જુદા ઘેર ગયા.

પછી પેલા દુષ્ટબુદ્ધિએ એકાંતમાં પોતાના પિતાને સર્વે વાર્તા કહી ને ધન આપી બોલ્યો, "તમે ઝાડના પોલમાં પેસી મારી સાક્ષી આપજો." તેના પિતાએ હા કહી, એટલે દુષ્ટબુદ્ધિએ રાત્રે પિતાને લઇ જઇ વૃક્ષના કોતરમાં બેસાડયો અને પોતે ઘેર આવ્યો. પ્રભાત થયું એટલે બન્ને ભાઇઓ રાજાના અમલદારોની સાથે વૃક્ષની સમીપમાં ગયા અને તે બન્ને જણા તે વૃક્ષને પૂછવા લાગ્યા, "અહો વૃક્ષરાજ, સોનામહોર કોણ લઇ ગયું?" એટલે વૃક્ષના કોતરમાં પેઠેલો દુષ્ટબુદ્ધિનો પિતા સ્પષ્ટપણાથી બોલ્યો, "ધર્મબુદ્ધિ સોનામહોર લઇ ગયો છે." તે સાંભળી રાજાના અમલદારોએ અનુમાન કર્યું કે દુષ્ટબુદ્ધિએ આ ઝાડની અંદર કોઇને છુપાવેલો જણાય છે. એ ઉપરથી તે અમલદારોએ વૃક્ષના કોતરમાં ધુમાડો ભર્યો; જેથી દુષ્ટબુદ્ધિનો પિતા ગુંગળાઇને બાહાર નિકળતાં જમીન ઉપર પડી મરણ પામ્યો. જ્યારે રાજાના અધિકારીઓએ આ પ્રમાણે જોયું ત્યારે તે સર્વે પ્રપંચવાર્તાથી જાણીતા થઇ ગયા ને પછી ધર્મબુદ્ધિને દુષ્ટબુદ્ધિ પાસેથી સોનામહોર અપાવી; અને નામ પ્રમાણે ગુણ ધરાવનારા દુષ્ટબુદ્ધિના હાથ અને જીભ કાપી લઇ દેશવટો દીધો, અને ધર્મબુદ્ધિને માન આપ્યું.

આ પ્રમાણે જે અન્યાય બુદ્ધિથી કર્મ કરેછે તે કર્મનું પરિણામે માઠું ફળ ભોગવે છે. પણ જેમ બગલાએ સર્પનું કામ કર્યું તેવી રીતે ન્યાયબુદ્ધિથી કામ કરવું જોઇએ.

## બક અને સર્પની કથા.

એક સમયે એક સર્પ એક બગલાના નિવાસ સમીપ આવ્યો હતો. તે બગલાનાં જેમ જેમ બચ્ચાં જન્મતાં, તેમ તેમ તેને ખાઇ જતો હતો. એ ઉપરથી બગલો ઘણો સંતાપ કરવા લાગ્યો. પછી કરચલાના ઉપદેશથી બગલાએ નોળીઆના રેહેઠાણથી તે સર્પના દર સુધી માંછલાના કટકા પાથરી દીધા, એટલે નોળીયો તે ખાતો ખાતો તે માર્ગે થઇ સર્પના દરમાં પેઠો; અને સર્પનો, તેના પરિવાર સહિત નાશ કર્યો.

આ પ્રમાણે ઉપાયથી કામ બને છે. વળી એક બીજી કથા સાંભળ:—

## વાણીઆનો છોકરો અને લોઢાનાં ત્રાજવાંની કથા.

કોઇએક વાણીઆનો પુત્ર હતો, તેણે પોતાના પિતાની સઘળી પુંજી ખરચી નાખી, માત્ર મીલકતમાં એક લોઢાનાં ત્રાંજવાં બાકી રાખ્યાં. વણિકપુત્ર તે એક હજાર પલાસના લોઢાનું ત્રાજવું એક વાણીઆને સોંપી પોતે

દેશાંતરમાં ગયો. જ્યારે પરદેશમાંથી પાછો ફરીને આવ્યો ત્યારે તેણે સાહુકાર પાસેથી લોઢાનાં ત્રાંજવાં માગ્યાં એટલે સાહુકારે જવાબ આપ્યો કે–"તે તો ઉંદરો ખાઇ ગયા." એ સાંભળી વાણિયાનો પુત્ર મનમાં હાસ્ય કરીને બોલ્યો: "બેશક તેમજ હશે, કેમકે તે લોઢું ઘણું સ્વાદિષ્ટ હતું, માટે તેને ઉંદરો ખાઇ ગયા હોય તેમાં નવાઇ નથી," આમ બોલતાં તેણે બહારથી ઉદાસીનતા બતાવી. પછી તે વણિકપુત્રે તે સાહુકારને ત્યાં પોતાને જમવા માટે કહ્યું, એટલે તે સાહુકારે પણ ખુશી થઇ તેને જમવાને હા પાડી. પછી તે પરદેશમાંથી આવેલા વાણિયાએ તે સાહુકારના છોકરાને એક આંબળુ આપવાની લાલચ બતાવી તેને સાથે લઇ પોતે સ્નાનાર્થે સિધાવ્યો. સ્નાન કરી સાથે લાવેલા તે સાહુકાર પુત્રને એક મિત્રના ઘરમાં ગુપ્ત રીતે બેસારી, બુદ્ધિમાન્ વણીકપુત્ર પોતે એકલોજ તે સાહુકારને ઘેર ગયો, તે સાહુકારે તે વાણીઆના છોકરાને પૂછ્યું, "મારો છોકરો કયાં છે?" તે વણિકપુત્ર બોલ્યો–"શેઠજી, તેને તો એક સમડી આકાશમાંથી નીચે ઉતરી આવી ઉપાડી ગઇ!" તે સાંભળતાં તે સાહુકાર ગુસ્સે થઇને બોલ્યો–"રાંડના ગમાર, સમડી તે છોકરાને ઉપાડી જાય ખરી કે? ઠીક, ઠીક, તેં મારા છોકરાને છુપાવ્યો છે." આ પ્રમાણે કહી તેને રાજદરબારમાં ઘસડી ગયો; અને ત્યાં પુછ્યું ત્યારે પણ તે વણિકપુત્રે તેવાંજ વચન કહ્યાં; એટલે રાજદરબારના અમલદારો બોલ્યા–"છટ્, છટ્, એ તદન અસંભવિત વાર્તા છે. છોકરાને સમડી શી રીતે લઇ જાય?" ત્યારે તે વણિકપુત્રે કહ્યું–"જે દેશમાં લોઢાનાં મોટાં ત્રાજવાને ઉંદરડા ખાઇ જાય છે, ત્યાં તો શકરો હાથીને પણ ઉપાડી જાય છે, તો બાળકની તો વાર્તાજ શી કરવી?" તે સાંભળી સર્વે અધિકારીના મનમાં આશ્ચર્ય ઉત્પન્ન થયું અને પૂછ્યું, "એ શું વાર્તા છે તે કહે." એટલે તે વણિકપુત્રે સર્વે વાત કહી બતાવી; એટલે દરબારના અધિકારીઓએ તેનાં ત્રાજવાં પાછાં અપાવ્યાં અને પેલા વણિકપુત્રે સાહુકારનો પુત્ર લઇ આવી તેને સ્વાધિન કીધો.

"આ પ્રમાણે બુદ્ધિમંત લોકો ઉપર પ્રમાણે પોતાની ઇષ્ટ વસ્તુ મેળવી લેછે, પણ તેં તો તિવ્ર સાહસ કરીનેજ મહારાજપર સંકટ આણ્યું છે." કરટક પાસેથી એવાં વચન સાભળી દમનક હસતો હસતો બોલ્યો, "ચલ ચલ, એવી વાતો ના કર! શું એક બળદ સાથે યુદ્ધ કરતા એક સિંહને વિજય મેળવવાની આશા સંશય ભરેલી છે કે? મદમત્ત હાથીઓના દંત પ્રહારના ઘાટાં વ્રણથી સુશોભિત કેશરીસિંહ કયાં; અને નાથેલો, પરોણાના વ્રણવાળા શરીરનો બળદ કયાં!" આ પ્રમાણે તે બન્ને વાત કરતા હતા તેવામાં તો પિંગલકે યુદ્ધમાં સંજીવકને મારી પાડયો.

સંજીવકનો નાશ થયા પછી દમનક અને કરટક બન્ને જણા ફરીથી અખંડ મંત્રીપદ મેળવી ઘણા હર્ષથી સુખરૂપ પિંગલકની પાસેજ રહેવા લાગ્યા.

આ પ્રમાણે, રાજકૌટિલ્ય અને બુદ્ધિવાળી શઠતાનું ચરિત્ર જેમાં સંપૂર્ણ ભરેલું છે તેવી અદ્‌ભુતકથા, મુખ્યમંત્રી ગોમુખના મુખથી સાંભળી નરવાહનદત્ત અત્યંત પ્રસન્ન થયો.



## તરંગ ૫ મો.

---

## ગોમુખે નરવાહનદત્તને કહેલી કથા (ચાલુ).

ત્યાર પછી ગોમુખ મંત્રી શક્તિયશા નામની સ્ત્રી ઉપર આસક્ત થયેલા નરવાહનદત્તને પ્રસન્ન કરતો ફરીથી કહેવા લાગ્યો; “મહારાજ! આપે ડાહાપણવાળાની કથાઓ તો સાંભળી, હવે મૂર્ખની કથા તો સાંભળો!

### અગરચંદનના મૂર્ખ વેપારીની કથા.

એક ધનાઢ્ય વાણીઓ સાહુકાર હતો. તેનો એક અક્કલનોઓથમીર પુત્ર હતો. એક વખતે તે છોકરો વેપાર કરવા માટે કટાહદ્વીપમાં ગયો. તેની પાસે વેપારનો ઘણો માલ હતો તેમ અગરચંદનનાં ઘણાં કાષ્ઠ હતાં, પણ ત્યાં અગરચંદન કોઇએ વેચાતું લીધું નહીં, તેનું કારણ એ કે ત્યાંનાં માણસો અગરચંદનમાં સમજતાં ન હતાં. તે પછી મૂર્ખ વણિક્‌પુત્રે જોયું તો શેહેરનાં માણસોને કઠિઆરા પાસેથી લાકડાના કોયલા ખરીદ કરતાં હતાં, એટલે આ મૂર્ખે પણ તે અગરચંદનને બાળી તેના કોયલા કર્યા અને કોયલાની કિંમતમાં તેને વેચીમારી ઘેર આવ્યો અને પોતાની હુશીયારીનાં વખાણ કરવા લાગ્યો. તેની તે વાત સાંભળી લોકોએ પુષ્કળ મશ્કરી કરી.

આ પ્રમાણે અગર બાળનારા મૂર્ખની કથા મેં તમોને કહી, હવે તલ વાવનારા મૂર્ખ ખેડુતની કથા કહું છું.

### તલ વાવનારા મૂર્ખ ખેડુતની કથા.

કોઇએક મૂર્ખ શિરોમણી ગામડીઓ ખેડુત હતો. તેણે એક દિવસે તલને શેકીને ખાધા તો તે મીઠા લાગ્યા એટલે તેવા મીઠા તલ ઉત્પન્ન કરવાની ઇચ્છાથી તે ખેડુતે તલને શેકીને વાવ્યા. જ્યારે તે ભુંજેલા તલ ઉગ્યા નહી ત્યારે નિર્ધન થયેલા તે ખેડુતની સર્વે માણસો મશ્કરી કરવાં લાગ્યાં.

આ રીતે તલ વાવનારા ખેડુતની કથા કહી, હવે પાણીમાં અગ્નિ નાખનારાની કથા કહુંછું તે સાંભળો!

## પાણીમાં અગ્નિ નાખનારની કથા.

એક મંદબુદ્ધિનો મનુષ્ય હતો, તેણે એક દિવસ રાત્રે વિચાર કર્યો કે, "કાલે પ્રભાતમાં દેવની પૂજા કરવી છે, માટે મારે નાહાવા માટે અને ધૂપ વિગેરે કરવા માટે પાણી અને અગ્નિ બન્નેનો જરૂર ઉપયોગ પડશે. માટે જેવી રીતે તે ઝટ મળી શકે તેવી રીતે બન્ને વસ્તુને એક જગ્યામાં મૂકી રાખું. તો ઠીક." આવો વિચાર કરી પાણીના ઘડામાં અગ્નિ નાખી તે સુઇ ગયો. પ્રભાતમાં તે ઉઠયો અને પાણીના ઘડામાં જુવે છે, તો અગ્નિ ઠરી ગયો હતો, અને પાણી ભરેલું હતું, તે અંગારાથી કાળું થએલું હતું. તે જોઇ તેનું મુખ પણ તેવુંજ કાળું થઈ ગયું, અને વળી હાસ્ય કરતાં મનુષ્યોને હસવું આવ્યું તે તો જુદુંજ !

આ રીતે પાણીમાં અગ્નિ નાંખનારની કથા કહી, હવે નાસિકા રોપણની કથા કહુંછું. સાંભળો:-

## નાસિકારોપણની કથા.

કોઇએક શેહેરમાં કોઇએક મૂઢ બુદ્ધિનો જડ પુરૂષ વસતો હતો. તેણે પોતાની સ્ત્રીનું ચિપટું નાક જોયું, એટલે વિચાર કર્યો કે, "મારી સ્ત્રીનું નાક ચિબુચબાક છે, ને આપણા ગુરુજીનું નાક તિણ્ણતડાક છે ને તેથી તેના ચિબા નાકની જગ્યાએ ગુરુનું ઊંચું નાક લગાડી દઇએ તો અચ્છી મઝા પડે." પછી તે પોતાના ગુરુ સુતા હતા તેનું તિણ્ણ નાક કાપી લઇ પોતાની સ્ત્રી પાસે ગયો અને તેનું ચિબુ નાક કાપી તેની જગ્યાએ ગુરુનું નાક, સ્ત્રીના નાક ઉપર ચોટાડવા લાગ્યો; પરંતુ તે ચોટયું નહીં. આ રીતે તે મૂર્ખે સ્ત્રી અને ગુરૂ બન્ને જણાને નાક વગરનાં કરી મૂકયાં.

હવે વનવાસી ગોવાળની કથા સાંભળો.

## વનવાસી ગોવાળની કથા.

એક વનમાં કોઇએક ધનાઢય ગોવાળ રહેતો હતો, પણ તે મોટો મૂર્ખ હતો. ઘણાક ધૂતારાઓ તેની સાથે મિત્રતા કરી તેને મળી ગયા, અને કહેવા લાગ્યા કે, "અમે તારે માટે શેહેરમાં વસનારા એક શ્રીમંતની છોકરીનાં માગાં કર્યાં છે અને તેના બાપે તને પોતાની પુત્રી પરણાવાની કબૂલાત આપી છે." તે સાંભળી પેલા મૂર્ખ ગોવાળે ખુશી થઇને તેઓને ધન આપ્યું. કેટલાએક દિવસ વિત્યા પછી તે શઠ લોકોએ આવીને તે જંગલી ગોવાળને કહ્યું કે, "તારાં લગ્ન થયાં," એટલે તે ઘણોજ પ્રસન્ન થયો અને વધામણીઆઓને ઘણુંજ ધન આપ્યું. વળી થોડાક દિવસ પછી તેઓ આવ્યા અને કહ્યું કે, "તારે દીકરો આવ્યો છે," એટલે તે મૂઢ ઘણો પ્રસન્ન થયો અને તેઓને સર્વ ધન આપી દીધું, અને બીજે દિવસે, 'હું દીકરાને મળવાની

ઇચ્છા રાખુંછું,' આમ કહી રડવા માંડયો; એટલે ધૂતારાએ ઠગેલા તે જંગલી ગોવાળની લોકો મશ્કરી કરવા લાગા. આ પ્રમાણે પશુમાં રહેલી મૂર્ખતા તે ગોવાળમાં ઉતરી હતી.

મહારાજ! ગોવાળની કથા તમે સાંભળી હવે અલંકારલંબકની કથા સાંભળો!

## અલંકારલંબકની કથા.

એક ગામડીઓ ખાડો ખોદતો હતો, તે ખાડામાંથી ઘણા અલંકાર તેને મળ્યા. આ અલંકાર આગળી રાત્રે ચોરોએ રાજાના સીપાઇથી ડરીને આ ખાડામાં દાટી રાખ્યાં હતાં તે ઘરેણાં પેલા ગામડીઆએ લઇ જઇ તેનાથી પોતાની સ્ત્રીને શણગારી. કેડ ઉપર બાંધવાની કટિમેખળા તેના માથા ઉપર બાંધી, હાર સાથળ ઉપર બાંધ્યો, પગનાં ઝાંઝર તેના હાથમાં પેહેરાવ્યાં, અને કડા કાનમાં પેહેરાવ્યાં. તે જોઇ લોકો પેટ પકડીને હસવા લાગ્યાં અને તેઓએ સર્વે હકીકત દરબારમાં ઝાહેર કરી. તે જાણી રાજાએ તેની પાસેથી પોતાના અલંકાર લઇ લીધા અને તે પશુપ્રાય ગામડીઆને છોડી દીધો.

મહારાજ! અલંકારલંબકની કથા કહી બતાવી. સાંભળો! હવે રુવાળાની કથા.

## રુવાળાની કથા.

એક મૂર્ખ રુવાળો બજારમાં રૂ વેચવા માટે ગયો. રૂ જોઇને સઘળાએ કહ્યું કે આ રૂ અશુદ્ધ-મલિન છે, માટે લેવા લાયક નથી. આમ કહી કોઇએ તેનું રૂ લીધું નહીં. એવામાં ત્યાં એક સોનીએ અગ્નિમાં સોનાને તપાવીને શુદ્ધ કર્યું અને વેચ્યું, ને તે એક ગ્રાહક લઇ ગયો, જે આ રૂ વેચનારાએ જોયું. એટલે તે મૂર્ખે રુને શુદ્ધ કરવાની ઇચ્છા કરી, અગ્નિમાં નાખ્યું. ત્યાંતો તે રૂ ભડભડાટ બળી ગયું, અને તેના તેવા હાલ જોઇ બીજા માણસો તેની મશ્કરી કરવા લાગ્યાં.

મહારાજ! આ પ્રમાણે મેં રૂ વેચનારની કથા કહી અને તમે સાંભળી, હવે ખજૂરી કાપનારાની કથા સાંભળો!

## ખજૂરી કાપનારની કથા.

કેટલાક મૂર્ખ ગામડીઆઓને રાજાના હુકમથી એકઠા કરી રાજદરબારના સત્તાવાળાઓએ ખજૂર લેવા માટે મોકલ્યા, એટલે તેઓ ખજૂર લેવા માટે ચાલ્યા. માર્ગમાં એક ખજૂરી પોતાની મેળે નીચે પડી ગઈ હતી તેથી તેમાંનો ખજૂર સહેજમાં તેઓથી લઈ

શકાયો, એટલે તેઓએ પોતાના ગામની સર્વ ખજૂરી કાપી નાખી, જેથી ખજૂરના લુમખાથી ભરેલી ખજૂરીઓ જમીન ઉપર તુટી પડી. ગામડીઆઓએ તે ખજૂર તોડી પછી તેને ઉંચી કરીને વાવવા લાગ્યા, પણ તે કામમાં ફતેહ પામ્યા નહીં, પછી તેઓ ખજૂર લઇને આવ્યા. ત્યાં રાજાએ સર્વ સમાચાર જાણી તેઓને કંઇ પણ ઇનામ નહીં આપતા, ઉલટી તેઓને શિક્ષા કરી.

આ પ્રમાણે ખજૂરી કાપનારાની કથા કહી બતાવી, હવે ભંડાર જોનારાની કથા કહુ છું.

## ભંડાર ભાલનારની કથા.

એક રાજા જમીનમાંથી દ્રવ્ય જોનારા એક ભૂદ્રવ્ય ભાષકને પકડી લાવ્યો. તે રાજાનો એક દુષ્ટ મંત્રી હતો, તેણે આ ભંડાર જોનારો માણસ કોઇ ઠેકાણે નાશી જાય નહીં એટલા માટે તે ભંડાર જોનારાની આંખો કાઢી લીધી. તેને લીધે તે આંધળો થઇ ગયો, ને તેથી પૃથ્વીના લક્ષણો તેના જોવામાં આવ્યાં નહીં, પણ તે ગતિમાં ને અગતિમાં સમાન થઈ ગયો, તેને જોઇ સર્વ મનુષ્યો મૂર્ખ મંત્રીને હસવાં લાગ્યાં.

"આ પ્રમાણે ભૂદ્રવ્ય ભાષકની કથા સાંભળી, હવે મીઠું ખાનારની કથા સાંભળો:—

## લવણ ભક્ષકની કથા.

કોઈ એક મૂઢ ગવ્હર નામનો પુરૂષ એક ગામમાં રહેતો હતો. એક દિવસ એક નગરવાસી તેનો મિત્ર તે ગામડીઆ ગવ્હરને પોતાને ઘેર તેડી ગયો ત્યાં મીઠું નાખીને સ્વાદવાળાં બનાવેલાં ભજીયાં ચટણી વિગેરે ફરસાં ભોજનો જમાડ્યાં. પેલા મૂર્ખશિરોમણી ગવ્હરે પૂછ્યું કે, "ભાઇ, શા કારણથી આ ભજીયાં ચટણીમાં આવી લહેઝત લાગે છે." તે વખતે તેના મિત્રે ઉત્તર આપ્યો કે, "મુખ્યત્વે કરીને મીઠાને લીધે આવી લહેઝત આવી છે." એટલે તે ગવ્હરે નક્કી કીધું કે ત્યારે તો હવે આપણે મીઠુંજ ખાઈશું. આમ નક્કી કરી વાટેલા મીઠાની મુઠી ભરી મોંમાં નાખીને ખાવા માંડી, એટલે તે દુર્બુદ્ધિના હોઠ અને દાઢી, વાટેલા મીઠાથી ભરાઇ ગયાં, ને તે જોઈ લોકો એટલા તો હસવા લાગ્યા, કે જ્યાં સુધી તેનું મુખ ધવળપણાને પામ્યું, ત્યાંસુધી હસ્યાજ કીધું.

"મહારાજ! આપે લવણ ભક્ષકની કથા સાંભળી! હવે ગોદોહકની કથા સાંભળો!

## ગોદોહકની કથા.

કોઇએક મૂર્ખ ગામડીઓ હતો, તેની પાસે એક ગાય હતી. આ ગાય દરરોજ તે ગામડીઆને શો પળ દુધ આપતી હતી. એક વખતે તે

ગામડીઆને ત્યાં જમણવારનો વખત આવવાનો હતો તેથી તે ગામડીએ એવો વિચાર કર્યો કે, "ન્યાતને દિવસેજ એકે સામટું ગાયનું દુધ દોહી લઈશું, તો તે ઘણું દુધ આપશે; માટે હવેથી એ ગાયને દોહવીજ નહીં." આમ વિચારી તે મૂર્ખે એક માસપર્યંત તે ગાયને દોહીજ નહીં. ન્યાતનો વખત આવ્યો તે દિવસે જ્યાં તે દુધ દોહવા જાય છે, ત્યાં તો તે ગાયનું સમગ્ર દુધ સુકાઈ ગયું હતું–ને બન્યું એમ કે તેથી લોકને અવિચ્છિન્ન હસવું આવ્યું.

"આ પ્રમાણે ગોદોહક મૂર્ખની કથા સાંભળી, તો હવે બીજા એની કથા કહું છું તે સાંભળો.

## એક ટાલ પડેલાની કથા.

તાબાના ઘડામાં જળ ભરેલું હોય ને તે જેવો તેજસ્વી દીસે, તેવા તેજસ્વી મસ્તકવાળો એક ટાલ પડેલો પુરૂષ હતો. એક વખતે એક ઝાડ નિચે તે બેઠો હતો, તેને એક છીછલા જુવાનીએ દીઠો. આ તરૂણ પુરૂષ ભુખ્યો હતો તેથી કોઠ ફળ લઇ તે માર્ગેથી જતો હતો. પણ તેનું ટાળવાળું મસ્તક જોઈને જુવાનીઆએ ગમ્મતમાં તેના મસ્તકમાં કોઠાં મારવા માંડ્યાં. ત્યારે તે ટાલીઓ તેનો માર સહન કરવા લાગ્યો, પરંતુ તેને એક શબ્દ પણ કહ્યો નહીં. પેલા તરૂણ પુરૂષે એક પછી એક, એમ સઘળાં કોઠ તેના માથામાં માર્યાં, જેથી તેના માથામાંથી લોહી વેહેવા માંડ્યું, તોપણ તે ટાલીઓ ગુપચૂપ બેસી રહ્યો. આ પ્રમાણે પેલા મૂર્ખે, જુવાનીના જોરમાં બાળચેષ્ટા કરીને નિષ્ફળ કોઠને ભાગી નાખ્યાં, ને ભુખ્યો ડાંસ થઈને પોતાને ઘેર ઠાલે હાથે ગયો; અને પેલા મૂર્ખ ટાલીઆના માથા ઉપરથી પુષ્કળ લોહી વહી જતું હતું, તે પણ લોહીએ ચુતો પોતાને ઘેર ગયો. તે મનમાં બોલ્યો કે, "આવાં કિમતિ કોઠાં લેવા માટે મારે કેમ દુઃખ સહન ન કરવું જોઇયે ?" પછી પ્રત્યેક મનુષ્ય તેના લોહીલોહાણ મસ્તક પર જેમ કોઇ મુર્ખશિરોમણી ચક્રવર્તી લોહીવાળો રાજા હોય ને શોભે તેવા લાલ ચટાપટા પડેલા જોઇ તેની સર્વે મશ્કરી કરવા લાગ્યાં.

"મહારાજ! આ પ્રમાણે મૂર્ખ મનુષ્યો જગતમાં ઉપહાસને યોગ્ય થાય છે, પણ સંપત્તિ મેળવતા નથી, પરંતુ સદ્બુદ્ધિવાળા મનુષ્યો પૂજાપાત્ર થાય છે."

આ પ્રમાણે ગોમુખના મુખથી મૂર્ખોની હાસ્યજનક કથાઓ સાંભળી નરવાહનદત્ત રાજા ઉઠયો અને પોતાનું આહ્નિક કર્મ કરવામાં ગુંથાયો અને જ્યારે રાત્રિ પડી ત્યારે ફરીથી કથા શ્રવણ કરવામાં ઉત્કંઠીત નરવાહનદત્તે ગોમુખને કથા કહેવાનું કહ્યું, એટલે તેણે બુદ્ધિશાળી પ્રાણીની કથા કહેવાનો પ્રારંભ કીધો.

## કાગડો, કપોત, ઉંદર અને કાચબાની કથા.

કોઈએક વન પ્રદેશમાં એક મોટું શીમળાનું વૃક્ષ હતું, તે વૃક્ષ ઉપર માળો કરી તેમાં લઘુપતન નામનો એક કાગડો રહેતો હતો. એક વખતે તે પોતાના માળામાં બેઠો હતો એવામાં તેણે વૃક્ષની નિચે,હાથમાં જાળ તથા દંડ લઇને આવેલા એક ભયંકર મુદ્રાવાળા કાળપુરૂષને દીઠો. તે કાગડો તે પુરૂષને જ્યાં જુવે છે એટલામાં તે પુરૂષે જમીન ઉપર જાળ પાથરી, તેના ઉપર ચોખા વેર્યા; પછી છાનોમાનો સંતાઈ રહ્યો. થોડા વખતમાં સો કપોતથી વિંટાએલો ચિત્રગ્રીવ નામનો કબૂતરનો રાજા આકાશમાં ઉડતો ઉડતો ત્યાં આવી ચઢયો, તે પેલી જાળમાં ચોખાના દાણા વેરેલા જોઇ ખાવાની ઇચ્છાથી પોતાના પરિજન સહિત તે જાળમાં પડ્યો, કે જાળમાં બંધાઈ ગયો. જ્યારે ચિત્રગ્રીવે આ પ્રમાણે પોતાને પાશમાં બંધાએલો જોયો ત્યારે તેણે પોતાના સઘળા સાથીયોને કહ્યું, “ભાઈઓરે, તમે સર્વે જાળને ચાંચમાં લઇ બની શકે તેટલી ત્વરાથી આકાશમાં ઉડો.” એટલે ભયભિત થયેલા તે સર્વે પક્ષીઓએ ‘ઠીક છે,’ એમ કહ્યું ને પછી તે કપોતો જાળ લઇ આકાશ માર્ગે ઉડવાનો આરંભ કરવા લાગ્યા અને તરત ઉંચા ઉડી ગયા. એવામાં પેલો પારધી ઉઠયો ને ઉંચી નજર કરી તેની પાછળ દોડ્યો, પણ તે હાથમાં આવ્યાં નહીં એટલે તે નિરાશ થઈ પાછો ઘર તરફ જવા લાગ્યો. પારધીના ગયા પછી કપોતનો રાજા ચિત્રગ્રીવ નિર્ભય થઇ પોતાના પરિજન પ્રત્યે બોલ્યો: “મારો એક હિરણ્યક નામનો ઉંદર મિત્ર છે, તેની પાસે આપણે સત્વર જઇએ; તે આપણી જાળને કાપી આપણને મુક્ત કરશે.” આટલું કહી તે કપોતનો રાજા જાળ ખેંચીને ઉડનારા પોતાના સેવકોની સાથે હિરણ્યક ઉંદરના દર તરફ ગયો. જ્યારે દર આવ્યું ત્યારે તેઓ આકાશમાંથી નિચે ઉતર્યા. પછી કપોતના રાજા ચિત્રગ્રીવે ઉંદરને બોલાવી કહ્યું, “અરે ઓ ભાઇ હિરણ્યક ! જરા બાહાર આવ, હું ચિત્રગ્રીવ તારે ત્યાં આવ્યો છું.” પેલો ઊંદર બારણાના માર્ગમાંથી તેનો સ્વર સાંભળી, વિચિત્ર રીતે આવેલા ચિત્રગ્રીવને જોઈ, સો બારણાવાળા પોતાના દરમાંથી બાહાર નિકળી, તેની પાસે જઇ સંભ્રમસહિત સર્વ વૃત્તાંત પુછ્યું અને તેની હકીકત સાંભળ્યા, પછી મિત્ર ચિત્રગ્રીવની તથા તેના સેવકોની પાશ કરડી નાખી—કે જેનાથી તેઓ કાળાગૃહમાં પડેલા પેરે પીડાતા હતા. પછી ચિત્રગ્રીવ જાળ કપાઇ ગયા પછી મુક્ત થયો, અને મધુર વચનથી ઉંદર મિત્રની રજા લઈ પોતાના અનુચરોની સાથે આકાશમાં ઉડીને ચાલ્યો ગયો. આ ચિત્રગ્રીવની પાછળ લઘુપતન કાગડો પણ આવ્યો હતો, જેણે આ સર્વ જોયું, તે, ચિત્રગ્રીવના ગયા પછી દરમાં પેસી ગએલા ઉંદર તરપ આવીને બોલ્યો, “હે મુષક રાજ ! હું લઘુપતન નામનો કાગડો છું. મેં તારો મિત્ર ઉપરનો પ્રેમ અને

આવી વિપત્તિમાંથી ઉદ્ધાર કરવાનું સામર્થ્ય જોયું છે ને હું તારી સાથે મૈત્રી કરવા આવ્યો છું." તે સાંભળી ઉંદરે પોતાના દરમાંથી તે કાગડાને જોયો, ને પછી બોલ્યો ! "ચાલ, ચાલ્યો જા ! ખાજને અને ખાનારાને વળી મિત્રતા શી ?" ત્યારે તે કાગડો બોલ્યો: "રામરામ કર, ભાઇ ! હું તને ખાઈ જાઉં તો મને એક ક્ષણવાર તૃપ્તિ થાય, પરંતુ તારી સાથે મૈત્રિ કરવામાં સદાકાલ અમારા જીવનનું રક્ષણ થાય છે." જ્યારે કાગડાએ આ પ્રમાણે ઘણી વિનવણી કરી ને પછી સોગનપૂર્વક ઉંદરને વિશ્વાસ બેસાર્યો; ત્યારે ઉંદર બહાર આવ્યો અને કાગડાએ તેની સાથે મૈત્રિ કરી. પછી તે કાગડો માંસના કટકા આણતો અને ઉંદર ચોખાના દાણા આણતો, અને બન્ને જણા એકઠા બેસીને જમતા અને આનંદમાં રહેવા લાગ્યા.

એક દિવસે તે કાગડાએ ઉંદર મિત્રને કહ્યું: "મિત્ર ! અહીંથી થોડે દૂર વનના મધ્ય ભાગમાં એક નદી છે; તેમાં મન્થરક નામનો મારો મિત્ર કાચબો વસે છે; માટે ત્યાંથી મને સારી રીતે માંસનું ભોજન મળશે, અહીં મહાકષ્ટે ભોજન મળે છે, તેમ મને પારધીનો પણ ઘણો ભય રહે છે. તે માટે હું ત્યાં જવા ધારૂંછું." આ પ્રમાણે કાગડો બોલ્યો એટલે તેને ઉંદરે કહ્યું: "ત્યારે મને પણ તું ત્યાં લઇ જા; આપણે સાથે રહીશું ! કારણ કે અત્રે મને ઘણો સંતાપ છે, જે વિશેની સર્વે હકીકત હું તુંને ત્યાં ગયા પછી કહીશ."

આ પ્રમાણે ઉંદર બોલ્યો ત્યાર પછી લઘુપતન કાગડો હિરણ્યકને ચાંચમાં લઇ આકાશ માર્ગે, વનમાં આવેલી નદીના કિનારા ઉપર ગયો. ત્યાં મંથરક કાચબાએ તેમનો આદરસત્કાર કર્યો; અને તે મિત્ર સાથે કાગડો અને ઉંદર એકઠા મળીને બેઠા. વાત કરતાં વચમાં કાગડાએ કાચબાને પોતાના આવવાનું કારણ, હિરણ્યક નામના ઉંદર સાથે થયેલી મિત્રતા સહિત કહી બતાવ્યું; અને ઉંદરનાં બહુ બહુ વખાણ કર્યાં. પછી મન્થરકે તે ઉંદરને મિત્ર કરી તેને દેશ મૂકી વનમાં વસવાનું કારણ પુછ્યું, ત્યારે તે હિરણ્યક, કાગડા અને કાચબાના સાંભળતાં પોતાનું આત્મવૃત્તાંત નિચે પ્રમાણે વર્ણવા લાગ્યો.

## ઉંદર અને સંન્યાસીની કથા.

હું નગર નજીક એક મોટા દરમાં રહેતો હતો. એક વખતે રાત્રે રાજભવનમાંથી એક હાર ચોરી લઇ આવીને તે દરમાં મૂક્યો. આ હાર જોઈ મારામાં બળ વધ્યું અને અન્ન લઇ આવવાને હું સમર્થ થયો; તેથી ઉંદરોનો મારો પરિવાર બહુ વધ્યો. એ સમયમાં મારા દરની નજદીકમાં એક સંન્યાસી નાનો મઠ કરીને રહ્યો હતો, તે રોજ

ગામમાંથી જુદાં જુદાં અન્ન લઇ આવતો તેમાંથી ખાતો અને બાકીનું ભિક્ષાન્ન રહેતું તે બીજે દિવસે સવારમાં ખાવા માટે રાત્રે સીંકા ઉપર પાત્રમાં લટકાવી રાખતો હતો અને હું પ્રત્યેક રાત્રે જ્યારે તે સુઈ જતો ત્યારે દરને માર્ગે થઇ તેના મઠમાં જઈ ઉંચો કૂદકો મારી સઘળું અન્ન લઈ જતો હતો.

એક વખતે તે સંન્યાસીનો બીજો મિત્ર તે મઠમાં આવ્યો, તે ભોજન કર્યા પછી રાત્રે મઠના સંન્યાસીની સાથે વાતચિત કરવા લાગ્યો, તેવામાં હું પણ અન્ન લેવા માટે ત્યાં ગયો, અને કુદકો મારવા લાગ્યો. તે જોઈ પેલો મઠવાસી સંન્યાસી વાતમાં કાન દેતો થકો, વારંવાર ભાંગેલી લાકડીથી અન્નના પાત્રને ઠોકવા લાગ્યો. તે જોઇ આગંતુક સંન્યાસી બોલ્યો; "સાધુરામ શા માટે તમે આ પ્રમાણે વાતમાં ભંગાણ કરો છો?" તેપરથી મઠવાસી સંન્યાસીએ કહ્યું; "સુણો ભાઈ! અહીંયા મારો એક શત્રુ છે, જે ઉંદરરૂપે અત્રે આવ્યો છે. તે હંમેશાં ઉંચે કુદીને ત્યાંથી મારૂં આ અન્ન લઈ જાય છે, માટે આ જીર્ણ કાષ્ટથી અન્નના પાત્રને ખડખડાવીને તે ઉંદરને ભય બતાવું છું."

જ્યારે તેણે એ પ્રમાણે કહ્યું ત્યારે આગંતુક સંન્યાસીએ કહ્યું: "બેશક, આ સંસારમાં લોભ મનુષ્યને દોષમાં દોરે છે, એ વિષયમાં એક કથા સાંભળ!

## એક બ્રાહ્મણની કથા.

હું તીર્થયાત્રા કરતો કરતો એક વખતે એક નગરમાં જઈ ચડ્યો, ત્યાં એક બ્રાહ્મણને ઘેર ઉતારા માટે ગયો; અને તેને ઘેર ઉતારો કર્યો. જ્યારે હું તેને ઘેર હતો ત્યારે બ્રાહ્મણે પોતાની સ્ત્રીને કહ્યું; "આજ પર્વણીનો દિવસ છે માટે બ્રાહ્મણ સારૂં તલની ખીચડી રાંધજે." ત્યારે તેની સ્ત્રીએ કહ્યું: "તમે નિર્ધન છો, માટે તમે તલની ખીચડી ક્યાંથી આપી શકશો?" ત્યારે તે બ્રાહ્મણે તેણીને કહ્યું, "પ્રિયે! જો કે આપણે સંગ્રહ કરવો, પણ બહુ સંગ્રહ કરવામાં મન રાખવું નહીં. તે વિશે આ એક કથા સાંભળ!

## સંગ્રહ કરનારા શીયાળની કથા.

કોઇએક વનમાં એક પારધી ધનુષ ઉપર બાણ ચઢાવી મૃગયા કરી માંસ લઇ એક સૂકરની પાછળ દોડયો. તેણે તેને બાણ માર્યું, પણ તે પોતે પોતાના દાંતરડાથી ઘવાયો ને મરણ પામ્યો. આ પ્રમાણે બન્ને જણાં મરણ પામ્યાં તે એક શીયાળ દૂર ઉભો હતો તેણે જોયું. એટલે તે ત્યાં આવ્યો. જો કે તે ભુખથી ઘણોજ પીડાતો હતો તોપણ, આ સર્વેનો સંગ્રહ કરવાની ઇચ્છાથી સૂકર અને પારધીનું માંસ ઘણું હતું તેમાંથી તલભાર પણ તેણે ખાધું નહીં, પણ ચડાવેલા ધનુષની તાંતની પણ છ

ખાવા ગયો અને તત્ક્ષણે ધનુષમાંથી છુટેલા બાણે તેના શરીરને વિંધી નાખ્યું, જેથી તે મરણ પામ્યો.

"તે માટે તારે વધારે સંગ્રહ કરવો નહીં." આ પ્રમાણે બ્રાહ્મણે સ્ત્રીને કહ્યું, તે સાંભળી તેની સ્ત્રીએ તે કહેવું માન્ય કર્યું, ને તડકામાં તલને સુકાવા માટે મૂકયા. પણ જેવી તે ઘરમાં આવી તેવોજ એક કૂતરો આવીને તે તલને અભડાવી અપવિત્ર કરી ગયો, તેથી કોઈ માણસે તે તલ ને ચોખા વેચાતા લીધા નહીં.

"આ પ્રમાણે લોભ કરવાથી કોઈપણ પ્રકારે આનંદ થતો નથી; તેનું જે સેવન કરે છે તેથી માત્ર ત્રાસજ ઉપજે છે." આટલું કહી આગંતુક સંન્યાસી ફરીથી બોલ્યો, "જો તારી પાસે કોદાળી હોય તો તે મને આપ કે હું તને ઉંદરથી જે દુઃખ થાય છે તે દુઃખ આજને આજ મટાડી આપું." તે સાંભળી મઠવાસી સંન્યાસીએ તેને કોદાળી આપી, અને હું તો ગુપચુપ મારા ગુપ્ત દરમાં પેસી જઇ ત્યાંથી શું થાય છે તે જોવા લાગ્યો. પછી તે આગંતુક શઠ સંન્યાસીએ મારા આવવાના દરનો રસ્તો શોધી કાઢી, ત્યાં ખોદવા માંડયું. હું તે દરમાં ધીમે ધીમે પાછો હઠતો ગયો, ને જેમ જેમ હું હઠતો ગયો તેમ તેમ તે આગલને આગલ વધુને વધુ ખોદતો ગયો; તે જ્યાં સુધી પેલો હાર ને મારો બીજો ભંડાર હતો ત્યાં સુધી ખોદ્યોજ ગયો. મારૂં દર ખોદ્યું તેમાંથી, મેં જે બીજો સંગ્રહ કરી મૂકેલો હતો તે, તથા તેમાં રહેલો હાર તે સંન્યાસીને મળ્યો અને તે લઇ, આગંતુક સંન્યાસી મારા સાંભળતાં સ્થાનિક સંન્યાસીને કહેવા લાગ્યો કે, "જોયું, આ હારના તેજને લીધે તે ઉંદરનું એટલું બધું બળ હતું." પછી આગંતુક અને મઠધારી બન્ને જણા મારૂં સર્વસ્વ લુટી મને હાથે માથે કરી, ખુશી થતા સુઇ ગયા. જ્યારે તે સુઈ ગયા ત્યારે હું વળી અનાજ લેવા માટે દોડ્યો; એટલે મઠધારી સંન્યાસી જાગ્યો અને મારા માથાપર લાકડી મારી, તેથી મારા શરીરમાં ઘા પડી ગયો, પરંતુ દૈવયોગે હું મરણ પામ્યો નહીં, પણ છટકીને હું મારા દરમાં પેસી ગયો. તે પછી અનાજ લેવા માટે મારામાં ઠેકવાની શક્તિ રહી નહીં. કારણ કે પુરૂષોમાં ધન છે તે તરૂણાવસ્થા છે, અને નિર્ધનતા છે એજ વૃદ્ધાવસ્થા છે; કારણ કે નિર્ધનતાથી તેજનો, બળનો, રૂપનો અને ઉત્સાહનો નાશ થાય છે. મારા સેવક બીજા ઉંદરે જોયું કે હું મારો નિર્વાહ કરવા અસમર્થ છું, એટલે તે સર્વે મને છોડીને ચાલ્યા ગયા. જે શેઠ ચાકરોનું પોષણ કરતો નથી તેનો તેઓ ત્યાગ કરે છે; ભ્રમરાઓ પુષ્પ રહિત ઝાડનો ત્યાગ કરે છે, અને હંસો ઘણા દિવસ થયા રહ્યા હોય તોપણ પાણી વગરના સરોવરનો ત્યાગ કરે છે.

"આ પ્રમાણે હું ઘણાક દિવસ થયા ઉદ્વેગ પામ્યો હતો, એવામાં આ લઘુપતન મિત્રને મળી, હે કચ્છપવર! હું તારી પાસે આવ્યો છું."

જ્યારે આ પ્રમાણે હિરણ્યકે કહ્યું, એટલે મંથરક કાચબો બોલ્યો, "મિત્ર! આ તારૂં પોતાનુંજ ઘર માન અને ધૈર્ય રાખ. જે માણસ ગુણી છે, તેને પરદેશ પણ પોતાનોજ દેશ છે, જે સંતોષી છે તેને સર્વત્ર સુખ મળે છે, ધીરજે દુઃખ પડતું નથી; અને જે મનુષ્ય વ્યવસાયી છે તેને સર્વ સાધ્ય છે." આ પ્રમાણે તે કાચબો કહેતો હતો એવામાં ચિત્રાંગ નામનો મૃગ, પારધીથી ભય પામી ફાળભેર દોડતો તે વનમાં આવ્યો. તેને જોઇને અને તેની પાછળ પારધી આવ્યો નથી આમ જોઇ, તે મૃગને શાંત કર્યો અને કાચબા વિગેરેએ તેની સાથે મિત્રતા કરી. પછી તે દિવસથી કાગડો, કાચબો, મૃગ અને ઉંદર આ ચાર મિત્ર અન્યોઅન્ય શિષ્ટાચાર કરી સુખમાં રહેવા લાગ્યા.

એક દિવસે ચિત્રાંગ બહાર ચારો ચરવા ગયો હતો ત્યાંથી મોડા વખત સુધી આવ્યો નહીં. તેને જોવા માટે લઘુપતન કાગડો ઝાડની ટોચે બેસી વનમાં ચોમેર નજર કરવા લાગ્યો, તો નદીના કિનારા ઉપર એક ખીલાવાળી ફાસીમાં સપડાઇ ગયેલો ચિત્રાંગ તેના જોવામાં આવ્યો; એટલે તેણે નીચે ઉતરી ઉંદર અને કાચબાને તે વાર્તા નિવેદન કરી. તુરતજ તે સર્વે ત્યાં જવા માટે અને તે મૃગને છોડવવા માટે વિચાર કરી તૈયાર થયા. લઘુપતન કાગડો ઉંદરને ચાંચમાં લઇ જ્યાં ચિત્રાંગ મૃગ સપડાયો હતો ત્યાં ગયો. પછી હિરણ્યક ઉંદરે ચિત્રાંગ મૃગને શાંત કરી દાંતવતી તેનો પાશ કાપી નાખ્યો ને એક ક્ષણમાં મૃગને મુક્ત કર્યો. એવામાં મન્થરક કાચબો પણ નદીની વચમાં થઇ ત્યાં આવ્યો; અને મિત્ર વત્સલ ચારે જણ સમીપમાં કિનારા ઉપર બેઠા. તેજ ક્ષણે એક પારધી જેણે તે હરણને જાળમાં પકડયો હતો તે ત્યાં આવ્યો, એટલે મૃગ કાગડો વિગેરે ત્યાંથી નાસી ગયા, પણ પેલો કાચબો નાસી શકયો નહીં તેને લીધે પારધીના સપાટામાં સપડાઇ ગયો. પારધીએ તેને પોતાની જાળમાં નાખ્યો, ને મૃગ નાસી ગયું તેથી આકુળવ્યાકુળ થયેલો, પણ આ કંઈક બદલો મળ્યો, એમ જાણી ત્યાંથી ઘર તરફ જવા લાગ્યો. આ સર્વે તે મિત્રોએ જોયું, એટલે ઉંદરે પોતાના વિચાર દીર્ઘદૃષ્ટિવાળા મૃગને કહી બતાવ્યા, એટલે તે મૃગ છેટે જઇ મરી ગયેલાની માફક જમીન ઉપર પડ્યો; અને કાગડો તેના માથા ઉપર બેસીને આંખ ફોડવાનો ડોળ કરવા લાગ્યો. પેલો પારધી તે જોઇ મૃગને મરી ગયલું સમજી, નદીના કિનારા ઉપર તે કાચબાને મૂકી, મૃગને લેવા માટે ગયો કે તુરત ઉંદરે પારધીને ગયો જોઇ, કાચબાની નજદીકમાં જઇ તેની જાળને કાપી નાખી. તેને મુકત કર્યો. કાચબો મુક્ત થઇ નદીના

જળમાં નાસી ગયો. હવે જ્યાં મૃગે, પારધીને સમીપમાં આવતો જોયો ને જાણ્યું કે તે કાચબો મૂકીને આવ્યો છે, એટલે તે તરત ઉઠીને નાસી ગયું અને કાગડો ઉડીને ઝાડ ઉપર બેઠો. પારધી મૃગને નાસી ગયલું જોઈ પાછો ફર્યો, તો કાચબો પણ જાળ કાપીને નાસી ગયો હતો. આ પ્રમાણે બન્ને વસ્તુમાં નિષ્ફળ થઇ દૈવનો અફસોસ કરતો તે પોતાને ઘેર ગયો.

ત્યાર પછી કાચબા વિગેરે ખુશી થઈ એક ઠેકાણે એકઠા થયા. ત્યાં પ્રેમશાળી મૃગે કાચબા વિગેરેને નીચે પ્રમાણે કહ્યું-"હું નસીબદાર છું કે મારે તમો જેવા મિત્રો છે. કેમકે આજે તમે પ્રાણની દરકાર કર્યા વગર મારો જીવ ઉગાર્યો છે." આ પ્રમાણે તે મૃગે કાગડા, ઉંદર અને કાચબાનાં વખાણ કર્યાં, અને પછી તે સર્વે પરસ્પર પ્રેમ સુખમાં મગ્ન થતા સાથે રહેવા લાગ્યા.

આ રીતે, મહારાજ, તમે જુઓ, પક્ષીઓ પણ બુદ્ધિથી પોતાના ઈષ્ટ કર્મને સિદ્ધ કરે છે, અને તે પણ આપત્તિમાં-પ્રાણ જતા સુધી પણ ઉપર પ્રમાણે પોતાના મિત્રોને તજતા નથી. આવી રીતે મિત્ર ઉપર પ્રેમ રાખવો તે ઉત્તમ ગણાય છે, પરંતુ સ્ત્રીઓના ઉપર અત્યંત આસક્તિ રાખવી તેને ઈર્ષ્યાના આશ્રયપણાને લીધે વિદ્વાનો વખાણતા નથી. હે મહારાજ! તે ઉપર એક કથા સાંભળો.

## ઈર્ષાળુ પુરૂષની કથા.

એક સમયે એક નગરમાં એક ઇર્ષાળુ પુરૂષ રહેતો હતો. તેને રૂપસંપન્ન ને મનમોહક લલીત લલના હતી, તેથી તે પુરૂષ કોઇનો પણ કદી વિશ્વાસ કરતો નહીં, તેમ તે કોઇ દિવસ પોતાની સ્ત્રીને એકલી પણ રેહેવા દેતો નહીં. ચિત્રમાં ચિતરેલા પુરૂષોથી પણ મારી સ્ત્રીનું શીયળ ભંગ થશે એવી શંકા તે સદોદિત રાખતો હતો. એક વખત તેને કંઈ અગત્યનું કામ આવી પડ્યું, ત્યારે તે પુરૂષ પોતાની સ્ત્રીને સાથે લઈ પરદેશમાં ગયો. માર્ગમાં એક ભીલોથી વસેલું જંગલ આવ્યું, તેના ભયથી ડરી તે પુરૂષ પોતાની સ્ત્રીને પાસેના ગામના એક વયોવૃદ્ધ બ્રાહ્મણને ઘેર મૂકીને મુસાફરીએ ગયો. પણ જ્યારે તેની સ્ત્રી ત્યાં હતી ત્યારે ત્યાં કેટલાક ભીલ લોકો તે માર્ગે આવ્યા, તેમાં એક તરૂણ ભીલ હતો તેની સાથે તે નિર્લજ સ્ત્રી નાશી ગઇ. આ પ્રમાણે નદી જેમ પાજને તોડીને ચાલી જાય છે તેમ પોતાના ઈર્ષાળુ પતિનો ત્યાગ કરી પોતાની મરજી માફક તે દુરાચારી સ્ત્રી ભીલના ગામમાં ગઈ.

એવામાં તેનો પતિ પોતાનું કામ પુરૂં કરી, જે ગામમાં પોતાની સ્ત્રી મૂકી હતી તે ગામમાં આવી, ગામડીઆ વૃદ્ધ બ્રાહ્મણ પાસે ગયો અને પોતાની સ્ત્રી ક્યાં છે તે સંબંધે પૂછ્યું એટલે તે ગામડીયા બ્રાહ્મણે કહ્યું-"તારી સ્ત્રી ક્યાં ગઈ તેની મને ખબર નથી, પરંતુ આ ગામમાં

ભીલો આવ્યા હતા તે તેને લઇ ગયા હશે એમ હું ધારૂં છું. તે ભીલ લોકોનું ગામ અહીં પાસેજ છે, ત્યાં તું ઝટ જા, એટલે તારી સ્ત્રી તને મળશે. તેમાં જરા પણ બીજો વિચાર કરીશ માં." આ પ્રમાણે તે વૃદ્ધ બ્રાહ્મણે કહ્યું એટલે તે ઇર્ષાળુપતિ રડવા લાગ્યો, અને પોતાની અવળી બુદ્ધિની નિંદા કરવા લાગ્યો. અને પછી તે ભીલ્લના ગામમાં ગયો ને તપાસ કરતાં તેણે પોતાની સ્ત્રીને દીઠી. જ્યારે તે પાપિણી સ્ત્રીએ તેને જોયો ત્યારે તે ભય પામીને પતિ પાસે આવી બોલી-"પ્રાણ પ્યારા! મારી કંઇ પણ ભુલ નથી, પણ મને રડ્યા ભીલ્લ લોકો બલાત્કારે અહીં લઇ આવ્યા છે." તેનો ધણી, પ્રેમાંધ બનીને બોલ્યો-"હવે આપણને કોઇ પકડી પાડે તે પહેલાં ચાલ અહીંથી આપણા ગામમાં નાશી જઇયે." ત્યારે પેલી સ્ત્રી, પતિને કહેવા લાગી, "તે ભીલ મૃગયા કરવા ગયો છે તેને આવવાનો સમય હમણાં થયો છે, માટે તે જો આવે અને તેને ખબર પડે તો તે આપણી પાછળ આવી તમને અને મને અવશ્ય મારી નાખે માટે તમે હવણાં આ ગુફામાં પેસીને ગુપચુપ બેસી રહો જ્યારે તે રાત્રે સુઇ જશે ત્યારે આપણે તેને મારી નાખી અહીંથી નિર્ભય થઇ ચાલ્યાં જઇશું." આ પ્રમાણે તે કુભાર્યાએ કહ્યું એટલે તે કામાંધ પુરૂષ ગુફામાં પેસીને બેઠો. તે ભીલ સંધ્યાકાળે આવ્યો, ત્યારે તે પાપીણી સ્ત્રીએ, પોતાના પતિને જે ગુફામાં સંતાડ્યો હતો તેને બતાવ્યો, કેમકે તે ચાંડાળણી વિષયમાં લદબદ થઇ ગઇ હતી. કારણ કે જે માણસ કામમાં આંધળો બને છે, તેના અંતઃકરણમાં વિવેકનો અવકાશજ ક્યાંથી હોય? તુરતજ ક્રૂર કર્મ કરનાર અને બળવાન ભીલ્લે તેને બાહાર કાઢી, પ્રભાતમાં દેવીને બલિદાન આપવા માટે એક ઝાડની સાથે મજબૂત બાંધ્યો; અને તેજ રાત્રે ભોજન કરી તે બ્રાહ્મણની નજર આગળ તેની સ્ત્રી સાથે સુરત સમાગમ કરી સુખમાં પોઢયો.

પેલો ઝાડ સાથે બાંધેલો ઇર્ષાળુ પતિ, ભીલને નિદ્રાવશ થયો જોઈ, પીડાને લીધે સ્તુતિવડે ભવાનીની પૂજા કરીતેને શરણે ગયો. તુરત ભવાની દેવી પ્રગટ થયાં અને તેને વર આપ્યો, જે વરવડે તે બ્રાહ્મણ બંધનમાંથી મુક્ત થયો. પછી તે બ્રાહ્મણે તે ભીલનીજ તરવારવડે ભીલના મસ્તકનું છેદન કીધું; અને પછી તેણે પોતાની સ્ત્રીને જગાડીને કહ્યું, "ચાલ, મેં તે પાપીને મારી નાખ્યો છે" તે સાંભળી પેલી સ્ત્રી અફસોસ કરતી ઉભી થઇ; અને પોતાના વરથી છાનું તે ભીલનું મસ્તક લઈ તે દુષ્ટ સ્ત્રી રાત્રિના પતિની સાથે ચાલી. બીજે દિવસે પ્રભાતના એક નગરમાં બન્ને જણાં પહોંચ્યાં એટલે તે સ્ત્રીએ નગરની રક્ષા કરનારા સીપાઇઓને ભીલ્લનું મસ્તક બતાવી પોતાના ધણીને પકડી રાખીને બોલી કે, "ઓ આવોરે આવો આ માણસે

મારા વરને મારી નાખ્યો છે" એમ કહી ચોધાર અશ્રુ પાડવા લાગી. તુરત નગરરક્ષક ચોકીવાળાઓ બન્ને જણાને રાજાની આગળ લઇ ગયા. ત્યાં રાજાએ તે ઇર્ષાળુ બ્રાહ્મણને પૂછ્યું, એટલે તેણે ઇત્થંભૂત સર્વે વૃત્તાંત કહ્યું. પછી રાજાએ તે વાતની તપાસ કરી, તે સત્ય ઠર્યા પછી નિર્ણય કરી તે સ્ત્રીનાં નાક તથા કાન કપાવ્યા અને તેના પતિને કેદમાંથી મુક્ત કીધો. પેલો બ્રાહ્મણ કેદમાંથી મુક્ત થયા પછી દુરાચરણી ભાર્યાના સ્નેહરૂપ રાક્ષસના પંજામાંથી મુક્ત થઇ પોતાને ઘેર ગયો.

"મહારાજ! આ રીતે અતિત્રણી વ્યભિચાર શંકામાં ગુંથાએલી સ્ત્રીઓ જ્યારે પતિ પરપુરૂષની શંકાથીજ તેને તપાસે છે ત્યારે, કર્મ કરે છે, ને વ્યભિચાર શંકાજ સ્ત્રીઓને પરપુરૂષ સાથે સંગ કરતાં શીખવે છે. માટે બુદ્ધિમંત પુરૂષે વ્યભિચાર શંકા જણાવ્યા વિનાજ સ્ત્રીનું દુરાચરણમાંથી રક્ષણ કરવું. અને કલ્યાણની આશા રાખનારા પુરૂષે, જેમ બને તેમ સ્ત્રીઓની આગળ ગુપ્ત વાર્તા કહેવી નહીં. એ વિષયમાં એક કથા સાંભળો!

## ગરૂડ તથા નાગની કથા.

એક નાગ, ગરૂડના ભયથી મનુષ્યરૂપ ધારણ કરી પૃથ્વી ઉપર એક ગણિકાને ત્યાં રહેતો હતો. તે વેશ્યા આ સર્પની પાસેથી પાંચસો હાથી પગાર તરીકે લેતી! અને તે નાગ પોતાના પ્રતાપથી દરરોજ તેને પાંચસો હાથી આપતો હતો. એક દિવસે તે વેશ્યાએ આગ્રહપૂર્વક તેને પૂછ્યું કે, "છેલછબીલા! તમે હમેશાં આટલા હાથી ક્યાંથી આપો છો; અને તમે કોણ છો?" ત્યારે કામ મોહિત થયેલા તે સર્પે તે વેશ્યાને કહ્યું, "પ્રિયે! હું ગરૂડના ભયથી અહીં આવીને રહ્યો છું, અને નાગ છું, પણ તારે કોઇ આગળ એ વાત કહેવી નહીં." પણ તે ગણિકાએ આ સર્વ વાર્તા પોતાની કુટ્ટણીને છુપી રીતે કહી.

થોડો સમય વિત્યા પછી પેલો ગરૂડ મનુષ્યરૂપે આખા જગતમાં તે નાગની શોધ કરતો કરતો ત્યાં આવ્યો; અને કુટ્ટણીની પાસે જઇ બોલ્યો કે, "હું આજ તારી દીકરીના ઘરમાં રહેવા ઇચ્છું છું. હે આર્યે, તું મારી પાસેથી જે થાય તે લેજે." એટલે તે કુટ્ટણીએ કહ્યું; "મારી દીકરીને ઘેર એક નાગરાજ રહે છે તે હંમેશાં પાંચસો હાથી આપે છે, તો તારા એક દિવસના પગારની કોણ દરકાર કરે?" એટલે ગરૂડે જાણ્યું કે પેલો નાગ અહીંજ રહે છે, એ ઉપરથી અતિથીને રૂપે, તે વેશ્યાના ઘરમાં ગયો. ત્યાં નાગ ઉપરના માળમાં બેઠો હતો તેને જોતાંજ ગરૂડે પોતાનું સ્વરૂપ પ્રગટક કર્યું ને એક ઠેક મારી તેને પકડી મારી નાખ્યો અને ખાઇ ગયો.

"માટે કોઈપણ બુદ્ધિમંત મનુષ્યે નિશંકતાથી સ્ત્રીઓની આગળ ગુપ્ત વાર્તા કહેવી નહીં." આ પ્રમાણે કહી ગોમુખે ફરીથી ભોળાભટાક બાબારામોની કથા કહેવા માંડી.

## કેશમુગ્ધની કથા.

એક ટાલ પડેલો પુરૂષ હતો, જેનું માથું તાંબાના ઘડા જેવું હતું. તે પૈસાદાર હતો છતાં મૂર્ખ હતો તેથી વાળ ન હોવાને લીધે બહુ શરમાતો હતો. એક વખતે એક ઠગસાહ જે બીજાઓપરજ તાગડધિન્ના કરતો હતો તે તેની સાથે પાસે આવીને બોલ્યો; "ભાઇરે એક વૈદ્ય છે તે વાળ લાવવાનું ઔષધ બહુ આબાદ જાણે છે." તે સાંભળીને પેલા મુંડીઆએ કહ્યું; "તું તે વૈદ્યને મારી પાસે લઇ આવશે તો હું તને અને તે વૈદ્યને સારા પૈસા આપીશ." પેલા ઠગસાહે તે શેઠના પૈસા ખાઇ થોડાએક દિવસ પછી એક બીજા ઠગ વૈદરાજને તે મૂર્ખની પાસે આણ્યો. તે વૈદ્યે પણ ઘણા દિવસ સુધી તે મુંડીયાનું ધન ખાધું, પછી પોતાના માથા ઉપરથી પાઘડી ઉતારી તે મૂર્ખને યુક્તિથી પોતાનું મુડીયું મસ્તક બતાવ્યું. પેલા મૂર્ખ મુડીયાએ, તેનું કેશરહિત મુડીયું મસ્તક જોયું છતાં પણ તેની પાસેથી ઔષધ માંગ્યું, એટલે વૈદ્ય બોલ્યો; "અરે મુડીયાજી ! હું પોતે મુડાયોછું, તો બીજાને કેમ વાળ આપી શકું વારૂ ? એટલા માટે ઓ મૂર્ખ ! મેં મારૂં વાળ વગરનું મુડીઆળું મસ્તક તને બતાવ્યું, તો પણ તું સમજ્યો નહીં. મૂર્ખોને મૂર્ખોજ રહ્યો !" આમ કહી તે ધૂર્ત વૈદ્ય ત્યાંથી ચાલ્યો ગયો.

"આ પ્રમાણે મહારાજ ! ઠગારા લોકો હંમેશાં જડબુદ્ધિવાળા લોકોની સાથે ખેલ ખેલે છે. આ પ્રમાણે કેશમુગ્ધ ભાભારામજીની કથા તમે સાંભળી, હવે તેલમુગ્ધની કથા સાંભળો.

## તેલ મુગ્ધની કથા.

એક સંભાવિત ગૃહસ્થને ત્યાં એક ભોળા ભાભારામજી ચાકર રહેતા હતા. એક વખતે તેના ઉપરીએ તે ચાકરને તેલ લઇ આવવા માટે એક નેસ્તીની દુકાન ઉપર મોકલ્યો. તે મૂર્ખ ચાકર, નેસ્તીની દુકાને ગયો અને ત્યાંથી પાત્રમાં તેલ લઇને ઘર તરફ આવવા લાગ્યો. એવામાં રસ્તામાં તેનો એક મિત્ર મળ્યો, તેણે કહ્યું; "અરે ઓ રોયા ! આ તેલના પાત્રમાંથી નિચેથી તેલ ઝરે છે, માટે તે તપાસ." જ્યારે તે અક્કલના ઓથમીરે તેનું કહેવું સાંભળ્યું ત્યારે પાત્રની નિચે છિદ્ર જોવા માટે તેને ઉધું વાળ્યું; એટલે તેમાનું સર્વ તેલ જમીન ઉપર ઢોળાઈ ગયું. જ્યારે તેના શેઠે આ વાત સાંભળી ત્યારે તે મુર્ખના સરદારને ઘરમાંથી કાઢી મૂક્યો; અને પછી તેની મુર્ખતાપર પુષ્કળ હસવા લાગ્યો.

"માટે મૂર્ખ માણસને પોતાની બુદ્ધિજ પ્રમાણે વર્તવા દેવા જોઇએ, પણ તેને ઉપદેશ આપવો તે સારૂં નથી. આ પ્રમાણે તેલમુગ્ધની કથા સાંભળી તો હવ અસ્થિમુગ્ધની કથા સાંભળો.

## અસ્થિમુગ્ધની કથા.

કોઇ એક મૂર્ખ માણુસ હતો; અને તેની સ્ત્રી દુરાચરણી હતી. એક વખતે તેનો પતિ કંઇ કામને માટે પરદેશ ગયો એટલે તે દુરાચરણી નારી પોતાની વિશ્વાસુ લોંડીને સર્વ કામ કરવાનો ઉપદેશ કરી તે અંતરંગદાસીને ઘર સોંપી, પોતે સ્વતંત્ર સુખ માહલવાની ઈચ્છાથી પ્રીતમને ઘેર ગઇ; ને ધાર્યું કે હવે આજે કોઇનો હાકો ટોકો નથી, માટે ફક્કડ મઝા ઉડાવીશું. એટલામાં તેનો પતિ ઘેર આવ્યો ત્યારે પેલી લોંડી, જેને પ્રથમથીજ તેની શેઠાણીએ કેળવીને કણુ બનાવી મુકી હતી તે હાય અફ્સોસ કરતી કરૂણાળ સ્વરે બોલી કે, “હાય હાય શેઠજી, હવે શું થશે? અરેરે! મારી વહાલી શેઠાણી તું કાં ગઇ? ઓ શેઠ તમારી સ્ત્રી મરણુ પામી અને તેને અગ્નિ ભેળી પણુ કીધી છે.” આ પ્રમાણે કહી તે દાસી તે મૂર્ખને શ્મશાનમાં તેડી ગઇ ને બીજાની ચિતાનાં હાડકા પડયાં હતાં તે પેલા ભોળાભટાકને બતાવ્યાં. પેલા મૂર્ખે તે જોઇ પોકેપોક મૂકી રડવા માંડયું અને તે હાડકા લઈ તીર્થમાં ગયો અને ત્યાં હાડકાંઓને નાખી પોતાની સ્ત્રીનું શ્રાદ્ધ કર્મ કરવા તૈયાર થયો. એ વખતે પેલી દાસી તેની સ્ત્રીના પ્રીતમને લઇ આવીને કહ્યું કે આ ઘણો પવિત્ર બ્રાહ્મણ છે, તેને શ્રાદ્ધ કર્માંતરમાં સામેલ કરો એટલે તે મૂર્ખે તે બ્રાહ્મણને શ્રાદ્ધનો બ્રાહ્મણ બનાવ્યો. પેલી દુષ્ટ સ્ત્રી આ જારને ઘેર નવનવા કપડાં પેહેરી તે જારની સાથેજ આ મૂર્ખને ઘેર મહિને મહિને આવીને માસિસામાં મિષ્ઠાન્ન ચપાટતી હતી, ત્યારે તેની દાસી, શેઠને કહેતી કે, “શેઠજી! જુઓ તો ખરા, આપણાં શેઠાણી, સતિ ધર્મના પ્રભાવથી પરલોકમાંથી બ્રાહ્મણની સાથે અહીં આવી પોતેં પણુ જમે છે.” અને પેલો મૂર્ખશિરોમણિ પણુ તે સર્વ ખરૂં માનતો હતો.

“આ પ્રમાણે કુટિલ નારીઓ સરળ અંતઃકરણવાળા પુરૂષોને છેતરે છે. મહારાજ, તમે અસ્થિમુગ્ધનું ચરિત્ર સાંભળ્યું, હવે ચંડાળ કન્યાની વાર્તા સાંભળો!”

## ચંડાળ કન્યાની કથા.

કોઇએક ચંડાળની એક સ્વરૂપવતિ, પણુ મૂર્ખ કન્યા હતી. તેણે મનમા ધાર્યું કે મારે પરણવું તો કોઇ ચક્રવર્તી જોડે પરણવું, નહીં તો કાહાન કુંવારા રહેવું. એક વખતે તે નગરનો રાજા, જે સર્વોત્તમ હતો તે, નગરમાં ફરવા માટે નિકળ્યો. તેને જોઇ તે કન્યા, પતિની બુદ્ધિથી તેની પાછળ પાછળ ગઇ. એવામાં રસ્તા ઉપર તે રાજાને એક મુનિ સામો મળ્યો, એટલે તે રાજાએ હાથી ઉપરથી નીચે ઉતરી તેને સાષ્ટાંગ દંડવત્ પ્રણામ કર્યા; ને પછી હાથી ઉપર ચઢી પોતાના રાજભવનમાં ગયો. જ્યારે તે ચંડાળ કન્યાએ આ પ્રમાણે જોયું ત્યારે તેણે આ મુનિને

રાજા કરતાં પણ શ્રેષ્ટ માન્યો; ને તેથી રાજાને પડતો મૂકી તે મુનિની પાછળ ગઇ. તે મુનિ એકલો આગળ ચાલતો હતો, તે એક ઉજાડ શિવાલય આવ્યું, ત્યાં અટકીને તેમાં ગયો ને ઘુંટણપર બેસી, શિવને પ્રણામ કરી ત્યાંથી બહાર નિકળ્યો. તે જોઇ પેલી ચંડાળ કન્યા શિવને મુનિ કરતાં પણ ઉત્તમ માની, તે મુનિનો ત્યાગ કરી તે શિવની પતિ બુદ્ધિથી સેવા કરવા લાગી. તુરતજ ત્યાં એક કુતરો આવ્યો. તે શિવની જળાધારી ઉપર બેસી પોતાની જાંઘ ઉઘાડી કરી પોતાની જાતિ પ્રમાણે મૂતર્યો. તે જોઇ ચંડાળ કન્યા શિવ કરતાં કૂતરાને શ્રેષ્ટ માનવા લાગી; અને શંકરનો ત્યાગ કરી તે કૂતરો જવા લાગ્યો તેની પાછળ પાછળ પતિની ઈચ્છાથી ગઇ. એવું બન્યું કે તે કુતરો પોતાના પરિચયવાળા એક તરૂણ ચંડાળને ઘેર ગયો, અને તેના પ્રેમને લીધે તે તરૂણ ચંડાળના પગમાં આળોટવા લાગ્યો. તે જોઇ મૂર્ખ ચંડાળકન્યાએ ચંડાળપુત્રને કુતરાથી શ્રેષ્ટ ગણ્યો; ને પછી સ્વજાતિમાં સંતોષ માનનારી તે ચંડાળકન્યા તેજ વર જોડે પરણી.

"આ પ્રમાણેજ મૂર્ખ માણસો મોટી મોટી ઇચ્છા કરે છે ખરા, પણ અંતે તે પોતાના સ્થાનમાંજ આવી પડે છે. આ પ્રમાણે બીજા એક મૂર્ખ રાજાની કથા ટુકામાં કહું છું તે સાંભળો!

## કૃપણ રાજાની કથા.

કોઇએક મૂર્ખ રાજા હતો. તે સંપતિવાન્ છતાં પણ સુમનો દાદો હતો. એક દિવસે તેનું કલ્યાણ ઇચ્છનારા મંત્રીઓ તેને નીચે પ્રમાણે કહેવા લાગ્યા; "મહારાજ! દાન કરવાથી બીજા જન્મમાં દરિદ્રપણામાંથી મુક્તિ મળે છે, માટે તમે દાન કરો. કારણ કે આયુષ્ય અને ધન ક્ષણભંગુર છે." તે સાંભળી રાજા બોલ્યો; "હું તો જો મરણ પામ્યા પછી મારા આત્માની દુર્ગતિને દેખું તો દાન કરૂં!" તે સાંભળી તેના મંત્રીઓ મનમાં હસીને ગૂપચૂપ બેસી રહ્યા.

"આ પ્રમાણે જ્યાં સુધી ધન, મૂઢ માણસોનો ત્યાગ કરતું નથી, ત્યાં સુધી તે ધનને મૂર્ખ છોડતા નથી. હે મહારાજ! આપે મૂર્ખ રાજાની કથા સાંભળી, તો હવે વાતના પ્રસંગમાં એક ઉપકથા તરીકે બે મિત્રની કથા સાંભળો!

## બે મિત્રની કથા.

કન્યકુબ્જ નગરમાં ચંદ્રાપીડ નામનો એક રાજા રાજ્ય કરતો હતો. તેનો એક ધવલમુખ નામનો સેવક હતો. તે જ્યારે જ્યારે પોતાને ઘેર જતો હતો ત્યારે ત્યારે ભોજન કરીને જતો હતો. એક વખતે તેની સ્ત્રીએ પુછ્યું કે, "તમે ઘેર આવતા પેહેલાં સદાય કયાં આહાર પાણી લઇને આવો છો?" ત્યારે ધવલમુખે પોતાની સ્ત્રીને કહ્યું, "હે

સુંદરી ! હું હંમેશા ઘેર આવતા પેહેલાં મારા મિત્રો સાથે જમી કરીને આવું છું. તે બે મિત્રોમાં એક કલ્યાણવર્મા નામનો છે તે ભોજન વિગેરેથી મારાપર ઉપકાર કરે છે, અને બીજો વીરબાહુ છે, તે તો પ્રાણદાનથી પણ મારાપર ઉપકાર કરનારો છે." ધવલમુખની સ્ત્રી આ પ્રમાણે પતિનાં વચન સાંભળીને બોલી; "તમે તમારા તે બે મિત્ર મને બતાવો."

પછી ધવલમુખ તેણીને સાથે લઇ કલ્યાણવર્માને ઘેર ગયો; અને કલ્યાણવર્માએ ઉત્તમ સામગ્રીવડે તે બન્ને જણાંનું આદરાતિથ્ય કર્યું. બીજે દિવસે ધવલમુખ પોતાની સ્ત્રીને લઇ વીરબાહુને ઘેર ગયો. તે વખતે વીરબાહુ જુગાર રમતો હતો, તેથી તેણે તે બન્નેનો સત્કાર પણ કીધો, ને થોડી વાર પછી જવાની રજા પણ આપી દીધી. આ જોઇ તે સ્ત્રી આશ્ચર્યમાં ગરકાવ થઇ ગઇ, ને ધવલમુખ પ્રત્યે બોલી–"કલ્યાણવર્માએ તમારો સારો સત્કાર કર્યો; પરંતુ વીરબાહુએ તો તમને માત્ર આવોજી બેસોજીજ કહ્યું; ત્યારે તમે વીરબાહુને બીજા કરતાં શ્રેષ્ઠ કેમ ગણો છો?" જ્યારે તેણે તેણીનું આવું બોલવું સાંભળ્યું ત્યારે તે બોલ્યો, "પ્રિયે ! તું તે બન્ને જણાની પાસે વારાફરતી જઇને એમ કહે કે 'રાજા અમારા ઉપર અકસ્માત્ કોપ્યો છે,' એટલે પછી તું પોતે તેઓને ઓળખીશ." આ પ્રમાણે ધવલમુખે કહ્યું એટલે તે માન્ય કરી તેણી તેજ, વખતે કલ્યાણવર્માની પાસે ગઈ અને કરૂણાળ મૂખ કરી કહ્યું કે, "રાજા અમારા ઉપર કોપ્યો છે" એટલે તેણે ઉત્તર આપ્યો કે, "દેવિ ! હું તો વાણિયો છું, તો કહો, હું રાજાને શું કરી શકું ?" આ પ્રમાણે તે વાણિયાએ કહ્યું એટલે તે સ્ત્રી વીરબાહુની પાસે ગઇ; અને તેની આગળ પણ તેજ પ્રમાણે જુઠી રીતે પોતાના પતિ ઉપર થયેલો રાજાનો કોપ જણાવ્યો. તે સાંભળતાની સાથેજ, ઢાલ તથા તરવાર લઇ વીરબાહુ ધવલમુખને ઘેર દોડતો દોડતો આવ્યો. પણ ધવલમુખે તેને કહ્યું કે, "મંત્રીએ રાજાને ઠંડો પાડયો છે, માટે તું હમણાં ઘેર જા." આમ કહી વીરબાહુને ઘેર મોકલ્યો; અને પછી તેણે પોતાની ભાર્યાને કહ્યું; "હે તન્વિ ! જોયું, આ પ્રમાણે મારા બે મિત્રોમાં આસમાન જમીનનો તફાવત છે?!" પેલી સ્ત્રી પણ ધવલમુખની વાત સાંભળી સંતોષ પામી.

"આ પ્રમાણે જે મિત્ર બહારનો શિષ્ટાચાર કરે છે, તેનાથી ખરો મિત્ર તદન જુદોજ હોય છે. જો કે ઘી ને તેલ એ બેમાં ચીકાસનો ગુણ સરખો છે, તોપણ તેલ તે તેલ, અને ઘી તે ઘી." આ પ્રમાણે ગોમુખમંત્રીએ, નરવાહનદત્તને રંજન કરવા માટે એક પછી એક મૂર્ખાઓની કથાઓ કહી, તે પછી ફરીથી પણ મૂર્ખાઓની કથા કહેવા માંડી.

## જળભીતની કથા.

કોઇએક મૂર્ખ વટેમાર્ગુ રસ્તામાં તૃષાતુર થયો. તે મહા કષ્ટથી જંગલ ઓળંગી એક નદીના કીનારા ઉપર આવી પોહોંચ્યો, છતાં ત્યાં તેણે પાણી પીધું નહીં, પણ જડભરતપેરે તેની તરફ જોયાજ કીધું. ત્યારે એક માણસે તેને પુછ્યું કે, "અલ્યા, તું તરસથી મરે છે, છતાં પાણી કેમ પીતો નથી?" ત્યારે તે મૂઢ માણસે ઉત્તર આપ્યો કે, "હું આટલું બધું જળ કેમ પીઉં?" એટલે પેલા રાહદારીએ તે મૂઢની મજાક કરીને કહ્યું, "તું જો સઘળું પાણી પીશે તો રાજા તને શિક્ષા કરશે" આટલું છતાં પણ તે મૂઢે પાણી પીધું નહીં.

"તમે જુઓ કે આ રીતે મૂઢ બુદ્ધિવાળા મનુષ્યો પોતાની શક્તિ હોય છે છતાં જરા જેટલું પણ કામ કરી શકતા નથી, જો કે તે પૂર્ણ કરવા જેટલી તેમનામાં શક્તિજ હોતી નથી. મહારાજ! આપે જળભીતની કથા સાંભળી; હવે પુત્રઘાતીની કથા સાંભળો.

## પુત્રઘાતીની કથા.

કોઇએક મૂર્ખ પુરૂષ હતો, તે દરિદ્રી હતો, અને તેને ઘણાં છોકરાં હતાં. જ્યારે તેનો એક દીકરો મરી ગયો ત્યારે તે મૂર્ખ બાપે વિચાર કર્યો કે આ મરી ગયેલો દીકરો માર્ગમાં એકલો કેમ જઇ શકશે; આવો વિચાર કરી બીજા દીકરાને પોતેજ મારી નાખ્યો. તે વાર્તા લોકોના જાણવામાં આવી એટલે તેઓએ તે મૂર્ખની મશ્કરી કરી અને તે નિંદા કરવા લાયક મૂર્ખને અપરાધી ગણી ગામમાંથી હાંકી મૂક્યો.

"આ પ્રમાણે જે માણસની બુધ્ધિ સારાસારનો વિચાર કરતી નથી, એવા મૂર્ખ માણસને અને પશુને સમાનજ ગણવા. કારણ કે બન્ને જણા વિવેક રહિત છે. હે મહારાજ! તમે પુત્રઘાતીની કથા સાંભળી હવે તમને ભ્રાતૃભૌમની કથા કહી સંભળાવું છું તે સાંભળો!

## ભ્રાતૃભૌમની કથા.

એક મૂર્ખ શિરોમણી એક સ્થળે મનુષ્યોના ટોળામાં વાર્તા કરતો હતો તે મૂર્ખે દૂરથી એક પ્રતિષ્ટીત પુરૂષને જોઈ આ પ્રમાણે કહ્યું-"તે ગૃહસ્થ મારો ભાઇ થાય છે, માટે હું તેની પાસેથી ભાગીયા તરીકે ભાગ લઉં; પરંતુ હું તેની સાથે કંઇ સંબંધ ધરાવતો નથી, તેથી હું તેના દેણ માટે જોખમદાર પણ નથી." તેના તેવા મૂર્ખાઇ ભરેલાં વચનોથી ત્યાં પડેલા પત્થરાઓ પણ હસ્યા. આ પ્રમાણે મૂર્ખાઓ મૂર્ખાઇ દર્શાવે છે, અને તેઓના લાભો ક્યાં સમાયલા છે તે પણ અંધ બનેલા મૂર્ખ પુરૂષો બહુ વિચિત્ર રીતે દર્શાવે છે.

આ રીતે હે મહારાજ! આપે ભ્રાતૃભૌમની કથા સાંભળી, હવે બ્ર-હ્મચારિના પુત્રની કથા સાંભળો!

## બ્રહ્મચારિના પુત્રની કથા.

એક મૂર્ખ માણુસ મિત્રમંડળમાં પોતાના પિતાનાં ગુણગાન કરતો હતો. ત્યાં પોતાના પિતાનાં વખાણ કરતાં કરતાં તે એમ બોલ્યો કે; "મારા પિતા તો બાલ્યાવસ્થામાંથીજ બ્રહ્મચારી છે. એવો કોઈ મનુષ્ય નથી કે જે તે-ના મુકાબલામાં પળવાર પણ મુકી શકાય." તે સાંભળી તેના મિત્રો બોલ્યા કે, "ત્યારે આપ ભાઇ શ્રી ક્યાંથી આ દુનિયામાં પધાર્યા?" ત્યારે તેણે ફરી પણ ઉત્તર આપ્યો; "અહો! હું તો તેનો માનસીક પુત્ર છું." તે સાંભળીને તેના મિત્રો તે જડ શિરોમણીની વધારે મશ્કરી કરતા ખડખડાટ હસી પડયા.

"જડ બુદ્ધિવાળા મનુષ્યો સંબંધ વગરનું આ પ્રમાણે ઘણુંજ નઠારૂં બોલે છે. આ રીતે બ્રહ્મચારિના પુત્રની કથા સાંભળી. હવે જોશીની કથા સાંભળો!

## નામધારી જોશીની કથા.

એક જોશી મહારાજ હતા, પણ તેમાં બુધવારનીજ મારામારી હતી. તેને પોતાના દેશમાં આજીવિકા મળી નહીં તેને લીધે, તે પોતાની સ્ત્રી અને પુત્રસહિત પરદેશમાં ગયો. ત્યાં તેણે કપટથી વિશ્વાસ બેસારી ધન અને માન મેળવવાની ખાતર પોતાનું ખોટું જ્ઞાન બતાવવા ડોળ ઘાલ્યું તે પોતાના એક બાળકને છાતિ સરસો લગાડી, સર્વ મનુષ્યોની સમક્ષ પોસ પોસ આંસુ પાડી રડવા લાગ્યો. જ્યારે સઘળાં મનુષ્યે તેને રડવાનું કારણ પૂ-છ્યું ત્યારે તે પાપી મૂર્ખ જોશીડાએ કહ્યું, "ઓ ભાઇઓ! હું શું કહું મને ભૂત, ભવિષ્ય અને વર્તમાન ત્રણે કાળની ખબર છે, તેથી મને જણાય છે કે આ છોકરો આજથી સાતમે દિવસે મરણ પામશેઃ તે મારા રડવાનું કારણ છે." આ પ્રમાણે લોકોની આગળ જણાવી તેઓને ઘણા આશ્ચર્યમાં ગરકાવ કીધા, અને પોતે કહેલો સાતમો દિવસ આવ્યો એટલે પ્રભા-તમાંજ પોતાનો છોકરો સુતો હતો, તેને મારી નાખ્યો. જ્યારે લોકોએ સાતમે દિવસે જોયું કે તેનો છોકરો મરણ પામ્યો છે ત્યારે તેઓનો તેના ઉપર દૃઢ વિશ્વાસ બેઠો; ને તેથી તેઓએ તેનો પુષ્કળ સ-ત્કાર કર્યો; ને તે મૂર્ખ ધન મેળવી પોતાની ઇચ્છા પ્રમાણે પોતાના દેશમાં આવ્યો.

"આ પ્રમાણે પોતાની પંડિતાઈ પ્રખ્યાત કરવાની ઇચ્છાવાળા મૂર્ખ માણસો, ધનના લોભથી પોતાના પુત્રનો પણ નાશ કરે છે. માટે બુદ્ધિ-મંતોએ તેવા મૂર્ખ ઉપર પ્રેમ રાખવો નહીં. હવે એક મૂર્ખ જે ક્રોધી હતો તેની કથા સાંભળોઃ-

## ક્રોધીની કથા.

એક દિવસે એક માણસ ઘરની અંદરથી બહાર ઉભેલા બીજા મિત્રને એક મનુષ્યના સદ્ગુણના સંબંધમાં કેહેતો હતો, જે બહાર સુધી સંભલાતું હતું. તુરત એક બીજો પુરૂષ ત્યાં હાજર થઈ બોલ્યો; "મિત્ર! તું કહે છે તે ખરૂં કે તે ગુણવાન છે; પરંતુ તેનામાં બે મોટી એબો છેઃ એક તો તે ક્રોધી છે અને બીજો તો તે સાહસીક છે. બહાર ઉભેલો તેજ (ગુણવાન) ક્રોધી પુરૂષ તેનું આવું ભાષણ સાંભળી અંદર આવ્યો, અને દોષ કહેનારાના ગળામાં ફાળીયું ઘાલીને બોલ્યો; "કેમરે મુર્ખા! મેં શું સાહસ કર્યું અને કીયા ક્રોધને માટે મને તું અપવાદીત કરે છે?" આ પ્રમાણે ગાલભેલ દેતો અપમાન સહિત બોલવા લાગ્યો, અને ક્રોધ રૂપ અગ્નિમાં બળવા લાગ્યો. એટલે ત્યાં જે બીજાં માણસો ઉભાં હતાં તે હસીને બોલ્યાં; "એ વળી શી સાબેતી આપે ? તમે અમને પ્રત્યક્ષ ક્રોધ અને સાહસ બતાવી આપ્યાં છે."

"મહારાજ! આ પ્રમાણે મૂર્ખ લોકો પોતાના પ્રસિદ્ધ દોષને પણ જાણતા નથી. હવે કન્યાને મોટી કરનારા એક મૂર્ખ રાજાની કથા કહું છું તે સાંભળો!

## કન્યાને મોટી કરનારા મૂર્ખ રાજાની કથા.

કોઇ એક મૂર્ખ રાજા હતો, તેને ત્યાં પુત્રીનો જન્મ થયો. આ પુત્રી પરમલાવણ્યસંપન્ન હતી. તે રાજાનો આ કન્યાપર અત્યંત પ્રેમ હોવાથી તે એકદમ મોટી થાય તેવી ઈચ્છાથી વૈદ્યોને બોલાવ્યા ને ઘણા નમ્ર વચનથી કહ્યું: "અરે વૈદરાજો ! તમે નિરંતર એવા ઔષધના ઉપચારો કરો કે જેથી મારી પુત્રી ઝટ મોટી થાય, એટલે હું તેને સારા વર વેરે પરણાવું." તેનાં તેવાં વચન સાંભળી વૈદ્ય લોકોએ પોતાની આજીવિકા ચલાવવા માટે તે અક્કલના દુશ્મન રાજાને કહ્યું: "આવું ઔષધ છે. જેથી એ કાર્ય સિદ્ધ થશે; પરંતુ તે ઘણા દૂરના દેશમાંથી મળી શકે તેમ છે. પણ મહારાજ ! અમે તે ઔષધ લેવા માટે માણસને મોકલીએ ત્યાં સુધી આપે આપની પુત્રીને એક એકાંતસ્થળમાં, કોઇ જુવે નહી તેમ રાખવી જોઇએ, જે નીતિ આવા કાર્યમાં ઉપયોગમાં આણવામાં આવે છે." આ પ્રમાણે કહી તેઓએ તે રાજકન્યાને ગુપ્ત જગ્યાએ ઘણા વરસ સુધી રાખી, અને કહ્યું કે અમે તે ઔષધ લાવવાના પ્રયત્નમાંજ છીએ. અને જ્યારે તે કન્યા તરૂણાવસ્થામાં આવી ત્યારે પછી વૈદ્યોએ તે કન્યા રાજાને બતાવીને કહ્યું કે "અમે આ કન્યાને

ઔષધથી ઉછેરીને મોટી કરી છે." ઘણા વરસ વિત્યાં ત્યારે રાજા તે કન્યાને જોઇ ઘણો પ્રસન્ન થયો ને વૈદ્યોને ઘણા ધનથી તરપત કીધા.

આ પ્રમાણે લોકો જડબુદ્ધિવાળા રાજાઓને ફોલી ખાય છે. હવે અર્ધો પૈસો મેળવનારા પંડિતની કથા સાંભળો.

## અરધા પૈસા માટે દશ પૈસા ખરચનારા મૂર્ખની કથા.

એક વખતપર એક અરધો પૈસો મેળવનાર પુરૂષ એક શેહેરમાં રહેતો હતો, તે પોતે ડાહાપણના ડીંગળાનું અભિમાન રાખતો હતો. તેને ત્યાં એક ગામડીઓ એક વર્ષ સુધી નોકર રહ્યો, પરંતુ તે પગારથી સંતોષ પામ્યો નહીં, એટલે નોકરી છોડી પોતાને ઘેર ગયો. તે ગયા પછી ઘરધણી આવ્યો અને પોતાની સ્ત્રીને પુછ્યું, "હે તન્વિ ! તે ગયો તો ખરો પણ તારી પાસેથી કંઈ લઇને ગયો છે કે?" પેલી સ્ત્રી બોલી; "હા, અરધો પૈસો મેં તેને આપ્યો છે"તે સાંભળતાંજ તે મૂર્ખ પેલો અર્ધો પૈસો લેવા માટે દશ પૈસાનું ભાતું કરી તેની પાછળ ગયો અને નદીના કિનારા ઉપર તે ચાકરને પકડી તેની પાસેથી અર્ધો પૈસો પાછો લીધો, પછી ઘેર આવી તે બાબતમાં પોતાની બહાદુરી–હોશીયારીનાં વખાણ કરવા લાગ્યો એટલે સૌ માણસોએ તેની સજ્જડ મજાક કરી.

"આ પ્રમાણેજ જે માણસની બુદ્ધિ ધનમાં આંધળી થઇ ગઇ હોય છે તે સર્વે માણસો, થોડાને માટે ઘણાનો નાશ કરે છે. હે મહારાજ ! હવે નિશાની રાખનારા મૂર્ખની કથા સાંભળો.

## સમુદ્રમાં નિશાનિ રાખનારની કથા.

એક મૂર્ખો, વાહાણમાં બેસી સમુદ્રમાં જતો હતો. એવામાં તેના હાથમાંથી રૂપાનું એક વાસણ પાણીમાં પડી ગયું. તે મૂર્ખે તે વખતે પાણી ઉપર જે ઘુમરી આદિ થતું હતું તે નિશાનિ ધ્યાનમાં રાખી અને વિચાર કર્યો કે "પાછો વળીશ ત્યારે આજ સમુદ્રના પાણીમાંથી તે કાઢી લઇશ". તે સમુદ્રના બીજા કિનારા ઉપર પોહોંચ્યો; અને ત્યાંથી કામકાજ કરી પાછો ફર્યો ત્યારે એક સ્થળે પાણીમાં ઘુમરી વિગેરે જોયું; એટલે તેણે ધાર્યું કે આજ સ્થળે મારૂં રૂપાનું વાસણ પડ્યું છે, તેથી તે મેળવવાની ઇચ્છાથી તે વારંવાર,ઘુમરીવાળા પાણીમાં ડુબકી મારી શોધવા લાગ્યો. જ્યારે બીજાં માણસોએ તેનું કારણ પૂછ્યું એટલે તે મૂર્ખે પોતાના અંતઃકરણનો વિચાર તેઓને કહ્યો એટલે સઘળાંને અટ્ટહાસ છુટ્યું ને તેની ખૂબ મશ્કરી કીધી.

હવે તમને માંસના બદલામાં માંસ આપનારા મૂર્ખ રાજાની કથા કહુંછું તે સાંભળો.

## માંસનો બદલો કરનારા રાજાની કથા.

એક મૂર્ખ રાજાએ પોતાના મેહેલ નિચે બે માણુસને જોયાં; જેઓ રસોડાની અંદર માંસ ચોરતા હતા. પછી તે રાજાએ તે માંસ ચોરનારાના શરીરમાંથી પાંચ પળ માંસ કાપી લીધું. જ્યારે તેના શરીરમાંથી માંસ કાપવામાં આવ્યું ત્યારે તે માણુસ બુમો પાડી જમીન ઉપર પડી ગયો, એ જોઇ રાજાને દયા આવી અને તેણે પ્રતિહારને હુકમ કર્યો કે: "એ પ્રતિહાર ! ચાલ જા, મેં એના શરીરમાંથી પાંચ પળ માંસ કાપી લીધું છે તેનું દુઃખ એ સહન કરી શકતો નથી, માટે તેને પાંચ પળ કરતાં પણ વધારે માંસ તેના બદલા તરીકે આપ." ત્યારે પ્રતિહારે કહ્યું; "શું જેનું માથું કપાઇ ગયું હોય તે માણુસને સો માથાં આપીએ તોપણ તે ખરો જીવતો થાય કે?" પછી તે પ્રતિહાર બાહાર જઇ પેટ પકડીને હસવા લાગ્યો; અને જેના શરીરમાંથી માંસ કાપવામાં આવ્યું હતું તે માણુસને શાંત કરી વૈદ્યને સોંપ્યો.

"આ પ્રમાણે મૂર્ખ રાજા શિક્ષા કેમ કરવી તેમજ અનુગ્રહ પણ કેમ કરવો તે જાણુતા નથી. હવે એક પુત્ર છતાં બીજા પુત્રની ઇચ્છાવાળી મૂર્ખ સ્ત્રીની કથા સાંભળો.

## બીજા પુત્રની ઇચ્છાવાળી મૂઢ સ્ત્રીની કથા.

એક અનાડી સ્ત્રી હતી, તેને એક પુત્ર હતો છતાં બીજા પુત્રની ઈચ્છા થઇ; તેથી તે એક કામણુટુમણુ જાણુનારી નિચ અને પાખંડી સાધુડી પાસે ગઇ. તે સાધુડીએ તેને કહ્યું; "તારો જે આ બાળક છોકરો છે, તેનો વધ કરી દેવતાને બળીદાન આપે તો તને બીજો પુત્ર અવશ્ય પ્રાપ્ત થાય." તે સાંભળી પેલી મૂર્ખ સ્ત્રી તે પ્રમાણે વર્તવાની ઇચ્છા કરતી હતી, એવામાં એક ડોસીએ આવીને તે મૂર્ખ સ્ત્રીને એકાંતમાં લઇ જઇને કહ્યું કે, "રાંડ પાપિણી! છોકરો છે તેને મારી ભવિષ્યમાં જણીને છોકરાને મેળવવાની આશા રાખે છે? ધાર કે તે છોકરો પણ જો થયો નહીં તો તું શું કરીશ?" આ પ્રમાણે કહીને તે ભલી ડોસીએ તે સ્ત્રીને પાપ કરતાં અટકાવી.

"આ પ્રમાણે શાકિણીની સોબતમાં આવેલી સ્ત્રીઓ ન કરવાનાં કામ કરે છે; પણ તેઓનો ઘરડાઓની સલાહથી અટકાવ થાય છે, ને નઠારાં આચરણ કરતી અટકે છે. હવે મહારાજ! આંમળાં લઇ આવનારની કથા સાંભળો!

## આંમળાં લઈ આવનારની કથા.

એક ગૃહસ્થને ઘેર કોઈ મૂઢબુધ્ધિ સેવક રેહેતો હતો. તે ગૃહસ્થને આંમળાં પ્રિય હતાં, માટે તેણે પોતાના ચાકરને એક સમે હુકમ ર્ક્યો કે,

બાગમાં જઈ મારે માટે ઘણાંજ મીઠાં આંમળાં લઇ આવ." પેલો મૂર્ખ ચાકર બાગમાં જઇ દરએક આંમળાને દાંતથી કરડી મીઠાં છે કે નહી તેની પરિક્ષા કરીને તે લઈ આવ્યો અને શેઠની નજીકમાં તે મુકતાં બોલ્યો, "સાહેબ! જુઓ તો ખરા, આ આંબળાં કેવાં મીઠાં સાકર જેવાં છે. હું ચાખીને મીઠાં જોઈને આમળાં લઈ આવ્યો છું!" તેનો શેઠ તે આમળાંને જુવે છે તો સઘળાં અર્ધાં ખાધેલાં દીઠાં એટલે તેનું અપમાન કરી તે મૂર્ખબુદ્ધિચાકરની સાથેજ તે આમળાંનો પણ ત્યાગ કર્યો.

"આજ પ્રમાણે બુદ્ધિહીન માણુસ સ્વામિનું અને પોતાનું, બન્નેનું બુડું કરે છે. વળી બે ભાઇઓની એક ઉપકથા સાંભળો!

## બે બંધુની કથા.

પૂર્વે પાટલીપુત્ર નામના નગરમાં, બ્રાહ્મણ જાતિના બે ભાઈઓ રહેતા હતા. તેમાં મોટાનું નામ યજ્ઞસોમ હતું, અને નાના ભાઇનું નામ કીર્તિસોમ હતું. આ બન્ને બ્રાહ્મણકુમાર પાસે પિતાની મોટી સંપતિ હતી. કીર્તિસોમે વેપાર ને ધંધાથી પોતાની સંપતિમાં પુષ્કળ વધારો કર્યો હતો, પણ યજ્ઞસોમે સેહેલ સટાકીમાં તથા દાન ધર્મ કરવામાં ધનનો નાશ કરી નાખ્યો. જ્યારે તે નિર્ધન થઇ ગયો ત્યારે તેણે પોતાની સ્ત્રીને કહ્યું, "હે પ્રિયે! હું ધનાઢ્ય હતો, પણ હમણાં નિર્ધન થઇ ગયો છું, માટે સગા સંબંધીમાં તેવી હાલતથી કેમ રેહેવાય? તેથી ચાલો આપણે બન્ને પરદેશમાં જઈને વસીએ." તેની સ્ત્રી બોલી, "સ્વામીનાથ! પૈસા વગર આપણે શી રીતે પ્રવાસ કરી શકીશું?" આટલું કહ્યા છતાં યજ્ઞ-સોમે જવાને હઠ લીધી ત્યારે તેની સ્ત્રીએ તેને કહ્યું, "જો તમે જવાનુંજ ધાર્યું હોય તો તમારા નાના ભાઇ કીર્તિસોમની પાસે જઇ પ્રવાસમાં ખરચવા જેટલું થોડું ઘણું નાણું માગી લો." એટલે યજ્ઞસોમ તુરત પોતાના નાના ભાઇ પાસે ગયો અને પ્રવાસમાં જવાને માટે થોડું નાણું માગ્યું. ત્યારે નાના ભાઇની વહુએ પોતાના વરને કહ્યું; "જેઠજીએ પોતાનું સઘળું ધન ઉડાડી દીધું, તેમને આપણે થોડા પૈસા પણ કયાંથી આપીશું? અને આપીશું તોપણ કેટલું? એમ તો પૈસા ખુટશે એટલે સઘળાં આપણી પાસેજ આવશે." જ્યારે કીર્તિસોમે આ વચન સાંભળ્યાં ત્યારે, પોતાના ભાઇ ઉપર તેનો પ્રેમ હતો તોપણ, તે સ્ત્રીનું વચન સાંભળી તેને કંઇપણ આપવાની ઇચ્છા કરી નહીં. દુષ્ટ સ્ત્રીને આધીન રહેવું તે ઘણુજ દુઃખકર છે!

પછી યજ્ઞસોમ ત્યાંથી ઠાલે હાથે ચુપકીદી પકડી ઘેર આવ્યો; અને તે વાર્તા પોતાની સ્ત્રીને જણાવી કહ્યું કે, "હવે તો મારા

પ્રભુનોજ આધાર ધરી ચાલીશું,” પોતાની સ્ત્રીની સાથે પરદેશ જવા નિકળ્યો. ચાલતાં ચાલતાં માર્ગમાં એક જંગલમાં આવી ચઢ્યાં, ત્યાં એવું બન્યું કે એક અજગર તેને ગળી ગયો. તે જ્યારે તેની સ્ત્રીએ જોયું એટલે તે ભૂમિ ઉપર પડીને વિલાપ કરવા લાગી. પછી તે અજગરે મનુષ્ય વાણીથી તે સ્ત્રીને કહ્યું; “રે કલ્યાણિ! તું શા માટે રૂદન કરે છે?” તે સાંભળી તે બ્રાહ્મણીએ અજગરને કહ્યું, “હે મહાપરાક્રમી! તમે પરદેશમાં મજ દુઃખણીનું ભિક્ષાભાજન હરણ કરી લીધું ત્યારે હું કેમ રડું નહીં?” તે સાંભળી અજગરે પોતાના મુખમાંથી એક સુવર્ણનો થાળ કાઢીને તે સ્ત્રીને કહ્યું કે, “લે આ ભીક્ષા માંગવાનું પાત્ર!” એમ કહી તે સોનાનો થાલ તે સ્ત્રીને આપ્યો, એટલે તે પતિવ્રતા બ્રાહ્મણી બોલી, “હે મહાભાગ! હું સ્ત્રીને આ પાત્રમાં કોણ ભીક્ષા આપશે?” ત્યારે અજગર બોલ્યો, “તું જેની પાસે જઇને ભીક્ષા માંગીશ તે તને ભીક્ષા આપશેજ, નહીં તો તેના મસ્તકના તેજ વખતે શો કટકા થઇ જશે. આ મારૂં કહેવું સત્ય માન.” તે સાંભળી તે સતી બ્રાહ્મણીએ તે અજગરને કહ્યું કે, “જો એમ હોય તો તું પોતેજ મને મારો પતિ પાછો ભિક્ષામાં આપ.” આ પ્રમાણે સતિ બ્રાહ્મણીએ કહ્યું એટલે તે અજગરે યજ્ઞસોમને ઇજા થયા વગરનો જીવતોજ મુખમાંથી ઓક્યો કાઢયો. તેને ઓકી કાઢયા પછી ઝટ તે અજગરે દિવ્ય પુરૂષ થઇ જઈ ઘણાં પ્રસન્ન થયેલાં સ્ત્રી પુરૂષને કહ્યું; “હું કાંચનવેગ નામનો વિદ્યાધરનો રાજા હતો, તે હવણાં ગૌતમના શાપથી અજગરની ગતિને પામ્યો છું. તે શાપ મને સતી સ્ત્રીના સંવાદ થવા સુધીનો હતો, એટલે હવે હું શાપમાંથી મુક્ત થયો છું.” આ પ્રમાણે કહી તેજ વખતે તે દિવ્ય વિદ્યાધરે પેલું સોનાનું પાત્ર રત્નથી ભરી આપ્યું ને ઘણોજ ખુશી થતો આકાશમાં ઉડીને ચાલ્યો ગયો; અને તે સ્ત્રીપુરૂષ રત્નનો ઢગ લઈ ઘેર આવ્યાં, અને ત્યાં યજ્ઞસોમ પણ અક્ષય ધન મેળવી સુખમાં રહેવા લાગ્યો.

“માટે દૈવ સર્વ મનુષ્યને તેની વર્તણુક માફક ધન આપે છે. હવે વાળંદની ઇચ્છાવાળા એક મૂર્ખ પુરૂષની કથા સાંભળો!

## વાળંદની ઈચ્છાવાળા પુરૂષની કથા.

એક મૂર્ખ કર્ણાટકી માણસ હતો તેણે રણસંગ્રામમાં શૌર્યતાથી પોતાના રાજાને સંતોષ આપ્યો; જ્યારે રાજા તેના પરાક્રમથી પ્રસન્ન થઇ તેને ઇચ્છિત વર માંગવાનું કહેવા લાગ્યો, એટલે નપુંસક જેવા તે યોદ્ધાએ રાજાની પાસેથી વાળંદની માંગણી કરી.

"માટે સઘળા માણુસો પોતાના મનના પ્રમાણમાં સારી નરતી વસ્તુની માંગણી કરે છે; પરંતુ યાચના પોતે મનુષ્યની માગણી કરતી નથી. હવે એક મૂર્ખ શિરોમણીની કથા સાંભળો!

### એક ગાડાની કથા.

એક મૂર્ખ માણુસ એકલો માર્ગે જતો હતો તેને એક ગાડાવાળાએ કહ્યું કે, "જરાક આ મારૂં ગાડું સરખું કરતો." ત્યારે તે બોલ્યો, "હું જો તારા ગાડાને સરખું કરૂં તો તું મને શું આપશે?" તે ગાડાવાળાએ કહ્યું, "હું તુંને કંઈ નહી આપું." એટલે તે મૂર્ખે તેના ગાડાને સરખું કર્યું ને પછી માગવા લાગ્યો કે, "મને કાંઈ નહીં આપ." ત્યારે તે ગાડાવાળો હસ્યો.

"હે નરવાહનદત્ત! આ પ્રમાણે મૂર્ખ લોકોની હંમેશાં હાંસી થાય છે, અપમાન થાય છે, માણુસોથી નિંદાય છે, અને વિપત્તિનું પાત્ર થઇ પડે છે, જ્યારે સજ્જન પુરૂષો પ્રતિષ્ઠા પામે છે."

આ પ્રમાણે મંત્રી ગોમુખે કહેલી કથા મંત્રિમંડળથી વિંટાયળા નરવાહનદત્તે તે રાત્રીએ સાંભળીને, જગતના વિશ્રામના કારણભૂત એવી નિદ્રાદેવીનું સેવન કરવા વિદાય થયો.

## તરંગ ૬ ઠ્ઠો.

# ગોમુખે કહેલી નવી કથાઓ.

બીજે દિવસે પ્રભાતના નરવાહનદત્ત ઉઠયો, અને વત્સેશ્વર પિતાજીનાં દર્શન કરવા માટે તેની સમીપમાં ગયો. ત્યાં મગધ રાજાનો પુત્ર અને પદ્માવતીનો ભાઈ સિંહવર્મા, પોતાને ઘેરથી ચાલીને અહીં આવ્યો હતો. આખો દિવસ તેની સાથે વાતચિત અને આદરાતિથ્યમાં વિતિ ગયો; અને રાત્રિ પડતાં નરવાહનદત્ત ભોજન કરી પોતાના વિલાસભવનમાં આવ્યો. તે સમયે તે શક્તિયશા ઉપર ઘણોજ ઉત્કંઠિત થઈ રહ્યો હતો; તેને ખુશી કરવા માટે બુદ્ધિમાન્ ગોમુખ નીચે પ્રમાણે કથા કહેવા લાગ્યો.

### કાગડાની અને ઘુવડની કથા.

એક જગ્યામાં સારી શીતલ છાયાવાળું મોટું વડવૃક્ષ હતું. તેના ઉપર પક્ષિઓ કલ્લોલ શબ્દ કરી વટેમાર્ગુને વિશ્રામ કરવા માટે બોલાવતા હોય તેમ જણાતા હતા. આ વડ ઉપર એક મેઘવર્ણ નામનો કાગડાનો રાજા પોતાનો માળો કરીને રહેતો હતો; તેનો અવમર્દ ના-

મનો એક ઘુવડનો રાજા શત્રુ હતો. આ ઘુવડનો રાજા રાત્રિને વખતે આ વડ ઉપર આવી ઘણા કાગડાનો સંહાર કરી મેઘવર્ણનો પરાભવ કરીને ચાલ્યો ગયો. બીજે દિવસે પ્રભાતમાં કાગડાના રાજા મેઘવર્ણે ઉડ્ડીવી, આડીવી, સંડીવી, પ્રડીવી, અને ચિરજીવી નામના પાંચ મંત્રીઓને તેડાવ્યા અને તેમનો સત્કાર કરીને કહ્યું: "ભાઇઓરે, આપણો શક્તિમાન શત્રુ, આપણો પરાભવ કરી હમણા ચાલ્યો ગયો છે, પણ તેણે આપણા સ્થાનને જાણ્યું છે તેથી પુનઃ તે સમયસાધી અવશ્ય ચઢાઈ કરશે, તેથી તેનો અટકાવ કરવાના કંઇ ઉપાય હોય તો તે બતાવો." તે સાંભળી ઉડ્ડીવી બોલ્યો. "મહારાજ! જો શત્રુ બળવાન હોય તો બીજા દેશમાં વસવું, અથવા તો તેની સાથે સલાહ કરવી મને ઠીક જણાય છે." તે સાંભલી આડીવી બોલ્યો; "ભય કંઇ નજીકમાં નથી, તેથી શત્રુનો આશય અને આપણી શક્તિનો તપાસ કરી થઈ શકે તે પ્રમાણે કામ કરવું જોઇએ." ત્યારે સંડીવીએ કહ્યું—"મહારાજ! મરવું તો છેજતો! ઉત્તમ તો મરવું એ છે, પણ શત્રુને નતી આપવી અથવા તો પરદેશમાં જઈને વસવું એ કોઇપણ પ્રકારે ઉત્તમ નથી. જે શત્રુએ આપણું અનિષ્ટ કર્યું તે શત્રુ સાથે આપણે સંધી કરવી નહીંજ જોઇએ? શૂરવીર અને સહાસીક રાજા હોય ને તેને સહાયકારક મિત્રો હોય તો તે શત્રુનો નાશ કરે છે." ત્યારે પ્રડીવીએ કહ્યું; "તે બળવાન છે, માટે રણસંગ્રામમાં જીતી શકાય તેમ નથી. પણ હમણા આપણે તેની સાથે સલાહ કરવી ને જ્યારે વખત આવે ત્યારે તેનો નાશ કરવો." ત્યારે ચિરજીવી બોલ્યો; "સુલેહ કરવા કોણ પ્રણિધિ થઇ જશે? જે દિવસથી સૃષ્ટિનો આરંભ થયો છે, તે દિવસથી કાગડા ઘુવડને વેર બંધાયલું આવે છે તો તેમની પાસે કોણ જશે? આ કામ મંત્રથી સિદ્ધ થાય તેવું છે; કારણ કે રાજ્યનું મૂળ મંત્ર* કહેવાય છે." જ્યારે કાકરાજે ચિરજીવીનાં વચન સાંભળ્યાં ત્યારે કહ્યું, "તમે વૃદ્ધ છો, માટે કાગડા અને ઘુવડને વેર થવાનું કારણ જાણતા હોતો મને કહી સંભળાવો. અને તે પછી હવે આપણે શું કરવું તે વિચાર પણ જણાવવો." તે સાંભળી ચિરજીવી કાગડાના રાજા મેઘવર્ણ પ્રત્યે બોલ્યો;—"ભાઇરે એ સર્વે લુલીના લવલવાટના પ્રતાપ છે. તમે શું ગધેડાની કથા જાણતા નથી?"

## એક ગધેડાની કથા.

એક ધોબીએ પોતાનો ગધેડો દુબળો પડી ગયો હતો તેને રૂષ્ટપુષ્ટ કરવા માટે, ને તેને કોઇ છેડે નહીં, ને તે યથેચ્છ ચર્યા કરે તે માટે તેના શરીર પર દીપડાનું ચામડું ઓરાઢયું ને એક અનાજના

---

* સલાહ.

ખેતરમાં ચરવા મૂકી દીધો. જ્યારે તે ગધેડો ખેતરમાં અનાજ ચરતો હતો ત્યારે બીજા માણસોએ તેને દીપડો જાણી બીકને લીધે કાઢી મૂકતા નહોતા. એક દિવસે કોઈએક ધનુષધારી ખેડુતે તે ગધેડાને દીઠો; અને તેને દીપડો ગણી ભયને લીધે વાંકો વળી પોતાનું શરીર ધાબળાથી ઢાંકી દઇ ત્યાંથી પસાર થવાનો વિચાર કરવા લાગ્યો. ખેતરમાં ચરી પુષ્ટ બનેલો પેલો ગધેડો, તે ધનુષધારી, જે માથે ધાબલો ઓઢી વાંકો વાંકો ચલ્યો જતો હતો તેને જોઈ, તે પણ કોઇ ગધેડોજ છે, એમ વિચારી, પોતાના ઉચ્ચા સ્વરથી ભુંકવા લાગ્યો. પેલો ખેડુત તેનું ભુકવું સાંભળી તે ગધેડો છે એમ જાણી તેની સમીપમાં ગયો, અને બાણના પ્રહારથી તેનો નાશ કર્યો. જેનું મુખ્ય કારણ લુલીનો લવલવાટ હતો. આજ પ્રમાણે આપણે ઘુવડો સાથે પણ વાણીના દોષથી વૈર થયું છે.

## ઘુવડ અને કાગડાની વચ્ચે વૈરની કથા.

પૂર્વે એક સમયે પક્ષિ માત્રનો કોઇ રાજા ન હતો. ત્યારે તે સઘળાં પક્ષી એકઠાં મળ્યાં અને પક્ષિના રાજ્યાસન ઉપર ઘુવડનો રાજ્યાભિષેક કરવા માટે તેના ઉપર છત્ર ચામર ધર્યાં અને શરૂઆત કરવા લાગ્યાં. એવામાં આકાશમાંથી એક કાગડો તે સમાજમાં દાખલ થયો ને આવો વિચિત્ર વેશ જોઇ બોલ્યો; "અરે મૂર્ખાઓ! શું હંસ કોયલ આદિ પક્ષિઓ નથી કે કુર નેત્રવાળા, પાપી, કદ્રુપા અને અમંગળ ઘુવડને આ રાજ્યાસન ઉપર અભિષેક કરો છો? અમંગળ ઘુવડને ધિક્કાર છે કે તે રાજા થઇ મરેછે! રાજા તો પ્રતાપી હોય તેનેજ બનાવવો કે જેના નામથી સર્વ કાર્ય સિદ્ધ થાય; સાંભળો હું તમને એ વિષય ઉપર એક કથા કહુંછું.

## હાથી અને શશલાની કથા.

ચંદ્રસર નામનું એક અગાધ જળથી ભરેલું મોટું તળાવ હતું. તેના કીનારા ઉપર શિલીમુખ નામનો શશલાનો એક રાજા રહેતો હતો. એક વખતે અનાવૃષ્ટિ થવાથી બીજાં તળાવો સુકાઇ ગયાં તેથી ચતુર્દંત નામનો હાથીના ટોળાનો નાયક એક વખતે તે ચંદ્રસર તળાવમાં ટોળા સહીત જળ પીવા માટે આવ્યો. તે હાથીનું ટોળું તળાવમાં પેઠું તેનાથી શિલીમુખનાં અસંખ્યાત શશલાઓ તેમના પગ નિચે ચંપાઇને મરણ પામ્યાં. હાથીનું ટોળું તળાવમાં નાહાઈ ત્યાથી પાછું ફર્યું. એટલે અત્યંત દુઃખી થયેલો શિલીમુખ વિજય નામના શશલાને ઉદ્દેશી કહેવા લાગ્યો– 'આ હસ્તિરાજને આ તળાવના પાણીનો સ્વાદ લાગ્યો છે, તેથી તે વારંવાર અહીં આવશે અને આપણો નાશ કરશે. માટે તમે તે ન

આવે એવો ઉપાય કરો. હું ધારૂંછું કે તું તે હાથીની પાસે જા અને વિચારી જો કે તારી કંઇ યુક્તિ ચાલી શકશે કે નહીં. તું સર્વ કાર્ય અને યુક્તિમાં કુશળ છે, તેમ બોલી પણ જાણે છે. તું જ્યાં જ્યાં ગયો છે, ત્યાં ત્યાં શુભ થયું છે તેથી નિશંક આ કાર્ય કરશેજ." આ પ્રમાણે કહી તેણે વિજય શશલાને હાથીની પાસે મોકલ્યો. શશલો પણ રાજી થઇને ધીરે ધીરે જવા લાગ્યો. એવામાં તે માર્ગે હાથીના રાજાને પણ આવતો દીઠો; એટલે વિજયે વિચાર કર્યો કે બળીઆની સાથે સમાગમ કરવો, ત્યારે જેમ ઘટે તેમજ કરવો. આમ વિચારી તે ડાહાપણવાળો શશલો એક પર્વતના શિખર ઉપર ચડી હાથી પ્રત્યે બોલ્યો, "અયે હસ્તિનાયક હું મહાત્મા ચંદ્રમાનો દૂત છું. ચંદ્રમાએ તમને મારે મુખે કહેવરાવ્યું છે કે 'ચંદ્રસર નામનું શીતળ સરોવર મારો નિવાસભવન છે, અને ત્યાં જે શશલાંઓ રહે છે તેનો હું રાજા છું તેમ તે સર્વ મને પ્યારાં છે. આ શીતળ સરોવરમાં રહેવાથી મારૂં નામ શીતાંશુ (શીતળ કિરણવાળો) પડયું છે; અને શશલાઓનો રાજા હોવાથી હું શશી નામથી પ્રખ્યાત થયો છું. તે તળાવ તેં પાયમાલ કરી નાખ્યું, અને મારા શશલાં મારી નાખ્યાં તે તેં ઘણું ખોટું કીધું છે. હવે ફરીથી જો એવું કામ કરીશ તો તને મારાથી તેનું ફળ સત્વર મળશે.' હસ્તિરાજ ચંદ્રના પ્રપંચ કુશળ દૂત શશલાના મુખથી આવાં વચન સાંભળી ભયથી કાંપતો બોલ્યો; "મારે ભગવાન્ ચંદ્રમા પૂજવા લાયક છે, માટે તેમને કહેજે કે હવે ફરીને હું તેવું કામ કરીશ નહીં." એટલે શશલો બોલ્યો; "હે મિત્ર! હવે મારી સાથે ચાલ, હું તુને ચંદ્રમાનાં દર્શન કરાવું, તું તેની પ્રાર્થના કર એટલે તે શાંત થશે." આ પ્રમાણે હાથીને કહી તે તેને તળાવ તરફ લઇ ગયો; અને તેમાં પડેલું ચંદ્રમાનું બિંબ બતાવ્યું. જ્યારે હસ્તિરાજાએ ચંદ્રમાના મંડળને જોયું ત્યારે તે કંપતો કંપતો તેને પગે પડ્યો ને અપરાધની ક્ષમા માગી, વનમાં ગયો તે ફરી પાછો તે તળાવ તરફ આવ્યોજ નહીં. શશલાનો રાજા શિલીમુખ આ સર્વ પ્રત્યક્ષ જોઈ, તે વિજય શશલો જે દૂત કાર્ય માટે ગયો હતો તેને માન આપી, તે વનમાં નિર્ભયપણાથી રહેવા લાગ્યો.

આટલું કહી તે કાગડો ફરીથી સઘળા પક્ષિઓ પ્રત્યે બોલ્યો; જેના નામથીજ તેની પ્રજાને કોઈ દુ:ખ સંકટ આપી શકે નહીં તેનું નામ તે રાજા. તો હવે આ ઘુવડ, કે જે દિવસે દેખતો નથી. વળી જાતે ઘણોજ હલકો છે, વળી રૂપેરંગે લજામણો છે, વળી જેનો સ્વર ત્રાસદાયક ને અપશુકની ચાલ છે તેને રાજ્યાભિષેક કરો છો? વળી જે પ્રાણી હલકો હોય તે વિશ્વાસ કરવા લાયક ગણાતો નથી, તે વિષયમાં આ એક કથા સાંભળો.

## કપિંજલ શશલું અને બીલાડાની કથા.

એક વખતે હું એક વૃક્ષ ઉપર રહેતો હતો, અને મારી નીચેના ભાગમાં કપિંજલ પક્ષી પોતાની ડફ કરી તેમાં રહેતું હતું. તે એક વખતે કોઇ બીજી જગ્યાએ ગયું તે ઘણા દિવસ પર્યંત પાછું આવ્યુંજ નહી. એ અરસામાં એક શશલો અહીં આવીને તેની ડફનો માલીક થઈ બેઠો, ને તેમાં રહેવા લાગ્યો. કેટલાએક દિવસ વીત્યા કેડે પેલો કપિંજલ ત્યાં આવ્યો; અને તે શશલાને કહેવા લાગ્યો કે, "આ ડફ મારી છે, તારી નથી, માટે તે ખાલી કર." આ પ્રમાણે બન્ને વચ્ચે ઝગડો થયો એટલે તે બન્ને જણા પોતાની વાતનો નિર્ણય કરનાર કોઈ સભ્ય પુરૂષને ખોળવા માટે નિકલ્યા. હું પણ આશ્ચર્ય થઇને છાનોમાનો તેનો નિર્ણય જાણવાની ખાતર તેની પાછળ પાછળ ગયો. તે બન્ને જણા જરા દૂર ગયા એવામાં તળાવના કિનારા ઉપર એક બીલાડો બગભકતનો વેશ ધારણ કરી ધ્યાનના ડોળમાં અર્દ્ધ આંખ મીચીને બેઠો હતો, તેને જોઈ તે બન્ને જણા બોલ્યા કે, "આપ પવિત્ર સાધુ, તપસ્વી, નીતિમાન્ અને ધાર્મિક છો તો અમારો ન્યાય કરો." તે સાંભળી બીલાડો વાણીથી નમ્રતા દર્શાવી બન્ને પ્રત્યે બોલ્યો; "હું તપથી દુબળો થઇ ગયો છું, તેથી સાંભળતો નથી, માટે તમે મારી નજીકમાં આવો. કોઇપણ તકરારને અન્યાયયુકત ચુકાદો આપવાથી આલોકમાંથી તથા પરલોકમાંથી ભ્રષ્ટ થવાય છે." આ પ્રમાણે કહી તે બન્ને જણાને વિશ્વાસ બેસારી, શશલાને તથા કપિંજલને પાસે તેડીને, બન્ને જણાને સાથેજ તે ક્ષુદ્ર બીલાડાએ મારી નાખ્યા.

"માટે આવા હલકું કર્મ કરનારા દુર્જન મનુષ્યો ઉપર વિશ્વાસ મુકવો નહીં; અને એજ માટે અતિ દુર્જન આ ઘુવડ, જે મહા મોટો ચંડાળ છે તેને રાજા કરવો યોગ્ય નથી." આ પ્રમાણે કાગડાએ પક્ષિઓને જણાવ્યું, એટલે પક્ષિઓ તેનું કહેવું કબુલ કરી ઘુવડને અભિષેક કરવો અટકાવી, ઝટપટ આમ તેમ ઉડી ગયાં. પછી ઘુવડ ક્રોધ કરીને કાગડા પ્રત્યે બોલ્યો, "યાદ રાખજે બચાજી આજથી અમે અને તમે શત્રુ થયા છીએ. હવે આપણે છેલ્લા રામરામ." આટલું કહી વૈર ને ક્રોધથી ભરેલું ઘુવડ ત્યાંથી ઉડી ગયું, અને તે કાગડાએ, પોતાના મન સાથે વિચાર્યું કે મેં જે કહ્યું છે તે તદન સત્ય છે, તોપણ ક્ષણભર તે ઉદાસ થઈ ગયો. બોલવા માત્રમાં અસહ્ય વૈર પેદા કરીને કયો માણસ સંતાપ કરતો નથી?

"આ પ્રમાણે આપણે બોલવાના દોષથી ઘુવડોની સાથે વૈર થયું છે." આ પ્રમાણે વૈર કારણ કહી ફરીથી ચિરંજીવી મંત્રીએ રાજાને કહ્યું; "મહારાજ! ઘુવડ ઘણા છે ને બળવાન છે. માટે તે કોઇનાથી જીતી શકાય તેમ નથી; કારણ કે જે ઘણા હોય છે તેનો વિજય થાય છે, તે ઉપર એક દૃષ્ટાંત સાંભળો.

## બ્રાહ્મણ, બકરૂં અને ઠગોની કથા.

એક બ્રાહ્મણે એક બકરૂં વેચાતું લીધું, ને તેને પોતાના ખભા ઉપર ઉપાડીને એક ગામથી બીજે ગામ જતો હતો, એવામાં માર્ગમાં કેટલાક ધૂતારાઓએ તે બ્રાહ્મણને દીઠો; એટલે તેઓએ તે બકરૂં પડાવી લેવાની ઇચ્છા કરી. પછી તે ધૂતારાઓમાંથી એક ધૂતારો આ બ્રાહ્મણ પાસે આવી ઉશકેરાયલો બોલ્યો, "અરે બ્રાહ્મણ ભાઇ! તમે આ કુતરાને કાંધ ઉપર કેમ ઉપાડયો છે? તેને છોડી દો." પેલો બ્રાહ્મણ તે સાંભળી તેનું અપમાન કરી, તેના કેહેવાપર કંઇ પણ લક્ષ ન આપીને આગળ ચાલતો થયો. પછી બીજા બે ધૂતારા તે બ્રાહ્મણ પાસે આવી પેલા ધૂતારાની માફકજ તેને કહેવા લાગ્યા; એટલે તે બ્રાહ્મણને સંશય થયો કે આ બકરૂં છે કે કુતરો? તેથી શંકાસહિત તે બકરાની તરફ જોતો જોતો ચાલવા માંડયો. તેટલામાં વળી બીજા ત્રણ ધૂતારાએ તે બ્રાહ્મણની પાસે આવી નિચે પ્રમાણે કહ્યું; "વાહવાહ મહારાજ! આપ બ્રહ્મદેવા જનોઇ પેહેર્યું છે ને આ કુતરાને ખભા ઉપર ઉપાડી જાઓ છો? એ પણ ઠીક! ખરેખર તમે બ્રહ્મદેવ નથી, પણ પારધી છો અને આ કુતરાથી મૃગનો શીકાર કરતા હશો!" તે સાંભળી તે બ્રાહ્મણ મનમાં વિચાર કરવા લાગ્યો કે મને ખરેખર કોઇ ભૂત વળગ્યું છે, તેણે મારી આંખો કાઢી લીધી છે, ને તેનાથી હું ભમી ગયો છું. શું આ સઘળાં માણસોની દૃષ્ટિ જુદું જુવે છે?" આવો વિચાર કરી તે બકરાને જમીન ઉપર ફેંકી દઇ તે બ્રાહ્મણ સ્નાન કરી પોતાને ઘેર ગયો, અને તે ધૂર્ત લોકોએ પેલા બકરાને લઈ પોતાની મરજી પ્રમાણે તેને ખાઇ ગયા.

આ પ્રમાણે જણાવી ચિરજીવી, કાકરાજને કહેવાલાગ્યો, "મહારાજ! આ પ્રમાણે ઘણા હોય અને બળવાન હોય તેનો પરાજય થતો નથી. તેથી આ બળવાન અને ઘણા જણની સાથે લઢાઈ કરવામાં હું જે પ્રમાણે કહું તે પ્રમાણે તમે કરો. તમે મારી પાંખોને જરા તોડી નાખી મને આજ ઝાડની નીચે ફેંકી દઇ આ પર્વતની ઉપર ચાલ્યા જાઓ; અને હું મારૂં કામ સાધી આવું ત્યાં સુધી ત્યાંજ રહેજો." ચિરજીવીની યુક્તિ સાંભળી, કાગડાનો રાજા મેઘવર્ણ તેમ કરવા કબૂલ થયો ને પછી ચિરજીવીની પાંખોને જરા ઉખેડી નાખી તેને ઝાડ નીચે નાંખી દઈ પોતાના પરીવાર સહિત પહાડ ઉપર ચાલ્યો ગયો. અને પ્રપંચી ચિરજીવી પોતાના વડના ઝાડની નીચે પડ્યો રહ્યો.

રાત્રિનો સમય થયો એટલે ઘુવડનો રાજા અવમર્દ પોતાના સાથીઓ સાથે તે વડઉપર આવ્યો; અને તપાસ કરવા મંડ્યો તો તેણે એક પણ કાગડાને તે વડ ઉપર દીઠો નહીં. એ વખતે ચિરજીવી ધીરે ધીરે ઝાડ નીચે રૂદન કરવા લાગ્યો. તે સાંભળી ઘુવડનો રાજા નીચે ઉતરી તેને તપાસવા લાગ્યો. તેને જોઇ તે

રાજા ઘણોજ આશ્ચર્ય પામ્યો અને પુછ્યું કે, "અરે! તું આ દશામાં કેમ છે?" એટલે ચિરંજીવી, જાણે પાંખો ગવાથી પીડાતો હોય તેમ ધીરે ધીરે તે ઘુવડના રાજા પ્રત્યે બોલ્યો; "મહારાજ! મારૂં નામ ચિરંજીવી છે, અને હું કાગડાના રાજાનો પ્રધાન છું. તેણે મંત્રિઓની સંમતિ લઈ તમારા ઉપર એકદમ હલ્લો કરવાની ઈચ્છા કરી હતી. પછી હું તે મંત્રી તથા બીજા મંત્રીઓનું અપમાન કરીને બોલ્યો, 'કે જો મને તમે રાજ્ય વિચાર પુછતા હો, ને તેમ હું તમારે માન્ય હઉ તો, તમારે ઘુવડના બળવાન રાજાની સાથે યુદ્ધ કરવું નહીં. પણ જો તમે નીતિને અનુમત થતા હો તો તમારે તેને નમીને શાંત કરવા.' તે સાંભળી કાગડાના રાજાએ કહ્યું; 'આ મૂર્ખ શત્રુપક્ષનો છે,' અને પછી ક્રોધથી મારી પાંખો મરડી નાખી, પોતે મૂર્ખ મિત્રોની સાથે મળી જઇ મારી આ દશા કરી છે. તે મને ઝાડની નિચે નાખીને કોણ જાણે કયાંઈ ચાકરો સહિત ઉડી ગયો છે." આ પ્રમાણે કહી ચિરંજીવીએ નિશ્વાસ મુકતા ડચકીયા ખાધા, ને પોતાનું મસ્તક નિચું કરીને બેઠો. પછી ઘુવડના રાજાએ પોતાના મંત્રીઓને પુછ્યું, "હવે આપણે આ ચિરંજીવીનું શું કરવું?" તે સાંભળી દીપ્તનયન નામનો એક મંત્રી બોલ્યો; "સજ્જન પુરૂષો ચોરને પણ બચાવે છે, અગરજો સામાન્ય બાબતમાં પોતાના હિતચિંતકને પણ બચાવતા નથી." આ સંબંધમાં એક ઉપકથા કહુ છું.

## એક વૃદ્ધ સાહુકાર ને તેની સ્ત્રીની કથા.

પૂર્વે કોઇએક નગરમાં એક સાહુકાર રેહેતો હતો. તે વૃદ્ધ હતો, છતાં પણ પૈસાના પ્રતાપથી પોતાની ન્યાતની એક વાણીઆની સુંદર કન્યાને પરણ્યો હતો. જેમ ભ્રમરી વનમાં જે ઝાડને પુષ્પ આવવાનો સમય ચાલ્યો ગયો હોય તેવા ઝાડ ઉપર બેસતી નથી, તેમ આ કન્યા હંમેશાં શય્યા ઉપર જતી, પરંતુ તે સાહુકારની વૃદ્ધવયને લીધે તેનાથી અવળું મુખ કરીને સુતી હતી–તેનું આલિંગન કરતીજ નહીં.

એક વખતે રાત્રે પતિ પત્નિ બન્ને જણાં પલંગ ઉપર પોઢયાં હતાં એવામાં તેના ઘરમાં એક ચોર આવ્યો, અને પેલી વાણીઆણીએ તેને જોયો એટલે તેનાથી ભય પામીને તે વાણીઆની તરફ પડખું કરી તેને આલિંગન કરી પડી. વાણીઓ આ રીતે અભ્યુદય જોઇ આશ્ચર્ય પામ્યો, અને જ્યાં તેનું કારણ શોધવા આડીઅવળી દિશાઓમાં જુવે છે એવામાં તે વાણીઆએ ખુણામાં પેલા ચોરને દીઠો; એટલે તે વાણીઓ બોલ્યો, "અલ્યા ચોરટા! તેં મારાપર આજે ફક્કડ ઉપકાર કર્યો છે; માટે જા હું તને ચાકરો મારફતે મરાવતો નથી." આમ કહી તેણે ચોરનો બચાવ કરી તેને ત્યાંથી હાંકી કાઢયો.

"માટે આજ રીતે આપણે ઉપકાર કરનારા ચિરજીવીની રક્ષા કરવી જોઇએ." આ પ્રમાણે કહી દીપ્તનયન મંત્રી બોલતો બંધ પડ્યો. પછી ધ્રુવકના રાજાએ વક્રનાસ મંત્રીને પ્રશ્ન કર્યો કે, "મારે શું કરવું, તે તમે સાચેસાચું કહો." વક્રનાસ બોલ્યો; "આ શત્રુની મર્મ બાબત જાણે છે, માટે આપણે રાખવા લાયક છે. આ મંત્રી અને તેના રાજા વચ્ચે જે વૈર થયું છે તે આપણું કલ્યાણજ કરશે. હે મહારાજ! એ વિષય ઉપર એક કથા તમને કહું છું તે સાંભળો.

## બ્રાહ્મણ, ચોર તથા રાક્ષસની કથા.

એક ઉત્તમ બ્રાહ્મણને દાનમાં બે ગાય મળી હતી. તે ગાયો એક ચોરના જોવામાં આવી એટલે તે ગાયો ચોરવા માટે વિચાર કરવા લાગ્યો. તેજ વખતે એક રાક્ષસ પણ તે બ્રાહ્મણને ખાવાની ઇચ્છા કરતો હતો. એવું બન્યું કે પોતાનું કામ પાર પાડવા માટે ચોર અને રાક્ષસ બન્ને જણા તેજ રાત્રીના સાથે નિકલ્યા; તે રસ્તા ઉપર જતાં જતાં મળ્યા, અને પરસ્પર પોતપોતાની વાર્તા જાહેર કરી તે બ્રાહ્મણને ઘેર સાથેજ ગયા. ત્યાં ગયા પછી બન્નો તકરાર કરવા લાગ્યા. ચોર બોલ્યો; "રાક્ષસરાજ! તું જો પ્રથમ બ્રાહ્મણને પકડીશ અને કદાચ તે જાગશે તો હું તે બે ગાયને કેમ લઇ શકીશ? માટે હું ગાયને પ્રથમ લઇ જઇશ." ત્યારે રાક્ષસ બોલ્યો, "ચાલ ચાલ, એમ નહીં બને, તું ગાયને લઇ જાય તે વખતે ગાયની ખરીનો ધ્વનિ થાય તેથી બ્રાહ્મણ જાગી ઉઠે, તો મારો પરિશ્રમ વ્યર્થ નહીં જાય કે? માટે હું પ્રથમ બ્રાહ્મણનું હરણ કરી જાઉં, પછી તું ગાયને લઇ જજે." આ પ્રમાણે તે બ્રાહ્મણના ઘરમાં પેસીને બન્ને જણા વિવાદ કરતા હતા, એવામાં બ્રાહ્મણ જાગૃત થયો અને ઉભો થઇ તરવાર લઇ રક્ષોઘ્ન મંત્ર ભણવા લાગ્યો, એટલે તે ચોર અને રાક્ષસ બન્ને જણા ત્યાંથી પલાયનઃ થઇ ગયા.

"આ પ્રમાણે ચોર અને રાક્ષસ વચ્ચે જે કલહ થયો તે બ્રાહ્મણને હિતકારક થઇ પડ્યો હતો; તેમજ કાગડાના રાજાની અને તેના મંત્રીની વચ્ચે જે કલહ થયોછે તે આપણુંનું હિત કરનાર છે." આ પ્રમાણે વક્રનાસે ધ્રુવકરાજને જણાવ્યું એટલે તે રાજાએ પોતાના મંત્રી પ્રાકારકર્ણને પુછ્યું; એટલે તે પણ બોલ્યો; "મહારાજ! આ ચિરજીવી આપણે શરણે આવ્યો છે, માટે આપણે તેનું પોષણ કરવું જોઇએ. પૂર્વે શિબી રાજાએ શરણાંગતને માટે પોતાનું માંસ આપ્યું હતું."* ધ્રુવકરાજે, પ્રાકારકર્ણનું આ પ્રમાણે કહેવું સાંભળી, પોતાના મંત્રી ક્રૂરલોચનને પુછ્યું, એટલે તેણે પણ તેવી-

* સાતમા તરંગમાં જોવું.

જ સલાહ આપી. પછી યુવરાજે રક્તાક્ષ નામના મંત્રીને તેમજ પ્રશ્ન કર્યો. રક્તાક્ષ મહા બુદ્ધિશાળી હતો તેથી તે વિચાર કરી બોલ્યો, "મહારાજ! આ મંત્રીઓએ ન્યાય વિરૂદ્ધ સલાહથી તમને પાયમાલ કરી નાખવા ધાર્યા છે. પરંતુ જેઓ નીતિનિપુણપુરૂષો તેઓ કદી પણ વંશપરંપરાના શત્રુપર વિશ્વાસ મુકતા નથી. વળી મૂર્ખ હોય છે તેજ પ્રત્યક્ષ દોષ દેખે છે તો પણ, કૃત્રિમ ખુશામતથી ખુશી થાય છે. તે ઉપર એક કથા કહું છું.

## સુતાર અને તેની સ્ત્રીની કથા.

એક સુતાર હતો તેને પોતાની સ્ત્રી ઘણીજ પ્રીય હતી. પણ તે સુતારે પાડપડોસીથી સાંભળ્યું કે તેની સ્ત્રી પરપુરૂષ સાથે પ્રેમમાં પડેલી છે; તે ઉપરથી ખરી વાતનો નિર્ણય કરવા માટે તેણે એક વખતે પોતાની સ્ત્રીને કહ્યું, "મારી પ્યારિ! રાજાની આજ્ઞાથી મારા પોતાના વેપાર કાર્યાર્થે હું ઘણે દૂર જવાનો છું, માટે તું મને સાથવો વિગેરે કંઇક ભાતુંપોતું કરી આપ." તેની સ્ત્રીએ બહુ સારૂં એમ કહી તેને ટીમણ વગેરે ખાવાનું તૈયાર કરી આપ્યું, અને તે સુતાર એક સાગરીદને સાથે લઇને ઘરની બાહાર નિકળી પડ્યો; પણ કોઇ જાણે નહીં તેમ છાનોમાનો પાછો આવી ઘરમાં તેની સ્ત્રી જુવે નહીં તેમ, પોતે અને સાગરીદ બન્ને જણા શય્યાની નીચે સંતાઈ ગયા. પતિ ગયા પછી પેલી સ્ત્રીએ પોતાના જારને તેડાવ્યો. તે છેલ પુરૂષ ઘરમાં આવ્યો તેને પેલી સુતારણે ઘણા પ્રેમથી લીધો, પણ તે જ્યાં શય્યા ઉપર સુઇ તેની સાથે વિહાર કરવા તૈયાર થાય છે ને તે જારને પ્રેમાલિંગન કરવા જાય છે તેવામાં તે પાપીણી સ્ત્રીનો પગ તેના પતિને અડકયો, તેથી તે ચેતી ત્યાંથી દૂર થઇ ગઈ પેલો તેનો પ્રીતમ કામાતુર થઇ ગયો તે એક ક્ષણ પછી તે સ્ત્રીને પુછવા લાગ્યો, "પ્યારિ! બોલ, હું તને પ્યારો કે તારો પતિ?" તે સાંભળી કપટ વિદ્યામાં કુશળ તે સ્ત્રીએ પોતાના પ્રીતમને કહ્યું, "મને મારો પતિ અત્યંત પ્રિય છે, તેને માટે હું મારા પ્રાણ પણ તજી દઉં. જોકે આ મારી નિમકહરામી છે તે સ્ત્રી જાતિમાં સામાન્ય છે તે વિશે હું શું કહું? અમારી તો આ ઘણી નઠારી ટેવ છે, તે કેમે કરી ટળવાની હતી ખરી કે? નહીંજ. જો સ્ત્રીઓને નાક ન હત તો તે અપવિત્ર મળમૂત્ર પણ ખાત." જ્યારે તે સુતારે, પોતાની વ્યભિચારણી સ્ત્રીનું આવું છળપ્રપંચ ભરેલું ભાષણ સાંભળ્યું ત્યારે, તે એકદમ શય્યા નીચેથી બહાર નિકળ્યો, ને પોતાના ચેલાને કહ્યું, "તેં આ સર્વે જોયું છે, ને તું મારો સાક્ષી છે. જો કે મારી સ્ત્રીએ આ પ્રીતમ રાખ્યો છે, તે છતાં તે મને પ્રાણસમાન ગણે છે, ને મારા પ્રત્યે ઘણો પ્રેમ ધરાવે છે; તેથી હું એને મસ્તકપર ચઢાવું છું." તે

મૂર્ખના પુછડાએ આ પ્રમાણે કહી તુરતજ, પોતાના ચેલાની મદદથી તે બન્ને જણાને પલંગપરથી સાથે ઉપાડી માથે ચઢાવ્યાં.

આ પ્રમાણે મૂર્ખનો મહીપતિ પ્રત્યક્ષ દોષ જુવે છે, તોપણ છળપ્રપંચ ભરેલા વેણુથી પ્રસન્ન થાય છે, અને હાસ્યાસ્પદને પાત્ર થાયછે. હું કહું છું કે આ ચિરજીવી, શત્રુ પક્ષનો છે તેથી તમારે રક્ષા કરવા લાયક નથી. મહારાજ! તમે જો તેનાથી બેદરકાર રહેશો તો, રોગ જેમ ઝાડનો નાશ કરે છે તેમ એ તમારો નાશ કરશે." આ પ્રમાણે રક્તાક્ષનાં વચનો સાંભળી ધુવડનો રાજા બોલ્યો; "આ સજ્જન કાગડો આપણું હિત કરવા ગયો તેમાં આવી અવસ્થામાં આવી પડ્યો છે, માટે શુ! તે રક્ષણ કરવા યોગ્ય નથી? અને કદી તે દુર્જનતા વાપરે તો તે એકલો આપણું શું અનહિત કરશે?" આ પ્રમાણે કહી ધુવડરાજે રક્તાક્ષની સલાહ માન્ય કરી નહીં; અને તેણે ચિરજીવી કાગડાને ધીરજ આપી પોતાના પાસામાં લીધો; ત્યારે ચિરજીવી તે ધુવડના રાજાને વિનતિ કરતો બોલ્યો; "મહારાજ! મારે આ અવસ્થામાં જીવવાનું શું પ્રયોજન છે? હવે મને કાષ્ટ મંગાવી આપો એટલે હું ચિતા ખડકી તેમાં અગ્નિ નાખીને બળી મરીશ. બળતાં પેહેલાં હું અગ્નિદેવ આગળ પ્રાર્થના કરીશ કે કાગડાઓને વૈરનો બદલો વાળવા માટે મને ધુવડ જાતિમાં જન્મ આપજે, કે જેથી મારા અંતઃકરણની ઇચ્છાઓ પાર પડે." તે સાંભળી રક્તાક્ષ તેની મશ્કરી કરીને બોલ્યો; "અમારા મહારાજાની કૃપાથી તું સાજો થઇને વૈર વાળજે, અગ્નિમાં બળી મરવાનું શું કામ છે? જ્યાં સુધી તારામાં કાગડાનો સ્વભાવ છે ત્યાં સુધી તું ભવિષ્યમાં પણ ધુવડ થઇશ નહીં. કારણ કે બ્રહ્માએ જેને જેવો બનાવ્યો છે તે તેવોજ થાય છે. તે ઉપર એક કથા સાંભળ!

## મુનિ તથા ઉંદરડીની કથા.

પ્રાચીન કાળમાં એક પ્રતાપી મુનિ હતા, તેને શકરાના પંઝામાંથી પડી ગયેલી એક નાની ઉંદરડી મળી આવી. મુનિએ કૃપા કરીને પોતાના તપના પ્રતાપથી તેને નવયૌવના કરી દીધી. પછી તે કન્યાને મુનિ આશ્રમમાં લાવ્યા, જ્યાં રહી તે મોટી થઇ તરૂણાવસ્થાને પામી; ત્યારે તે મુનિએ તે કન્યાને કોઇ સમર્થ સાથે પરણાવવાની ઈચ્છાથી સૂર્યને બોલાવ્યો, અને કહ્યું કે, "મારે આ કન્યા કોઇ પ્રતાપી પુરૂષ સાથે પરણાવવાનો વિચાર છે, તો તમે મારી કન્યાને પરણો." આ પ્રમાણે મુનિ કહી રહ્યા પછી સૂર્યનારાયણ દેવ બોલ્યા; "મારા કરતાં પણ મેઘ મોટો છે; કારણ કે તે એક ક્ષણમાં મને ઢાંકી દે છે તેને એ કન્યા પરણાવો." એટલે તે મુનિએ સૂર્યને રજા આપી મેઘને બોલાવ્યો; અને તેને પણ કહ્યું કે, "મારી ક-

ન્યાનાં કોઇ પ્રતાપી સાથે લગ્ન કરવાનો મારો વિચાર છે; માટે તમને તેડાવ્યા છે.” એટલે તેણે એવો જવાબ દીધો કે, “મારા કરતાં પણ પવન વધારે પ્રતાપી છે. તે મને દિશાઓમાં ફૂંકી દે છે.” તે સાંભળી મુનિએ પવનને બોલાવ્યો; અને તેને પણ પ્રથમની માફકજ કહ્યું, એટલે પવન બોલ્યો, “મારાથી પણ ચલાયમાન કરી શકાતા નથી એવા મોટા પ્રતાપી પર્વતો છે.” તે સાંભળી મુનિરાજે એક મોટા પર્વતને બોલાવ્યો, અને તેને પણ પૂર્વાપેરેજ કહ્યું. ત્યારે પર્વતરાજ હિમાલય, મુનિ પ્રત્યે બોલ્યો, “મારા કરતાં ઉંદરો બળવાન છે; કારણ કે તે મને કાણા કરી મૂકે છે.” આ પ્રમાણે દૈવતરૂપ જ્ઞાનીઓએ, મુનિને એક પછી એક પ્રત્યુત્તર આપ્યો ત્યારે તે મુનિએ વનના એક ઉંદરને બોલાવ્યો, અને કહ્યું કે, “તું આ કન્યા સાથે લગ્ન કર.” ત્યારે તે ઉંદરે કહ્યું, “હું લગ્ન તો કરીશ, પણ આ કન્યા મારા દરમાં કેમ પેસી શકશે, તેનો વિચાર કરો.” ત્યારે તે મુનિ મનમાંને મનમાં બડબડયા કે “આ કન્યા પ્રથમની માફક ઉંદરડી બની જાય તો ઠીક.” આમ વિચારી તે કન્યાને તેના અસલ રૂપમાં ઉંદરડી બનાવી, ઉંદરની સાથે પરણાવી દીધી.

“આ પ્રમાણે કોઇ પણ પ્રાણી ઉંચી પદવી મેળવ્યા છતાં પણ જે જેવો હોય છે તે તેવોજ થાય છે. માટે હે ચિરંજીવી! તું કોઇ દિવસ ઘુવડ થઇશ નહીં.” આ પ્રમાણે રક્તાક્ષે કહ્યું એટલે ચિરંજીવી મનમાં વિચાર કરવા લાગ્યો કે, આ મંત્રી નીતિમાં નિપુણ છે છતાં રાજાએ તેનું કહેવું માન્ય કર્યું નથી એ ઠીકજ થયું. આ બીજા સઘળા મંત્રીઓ તો મૂર્ખજ છે, તો હવે મારૂં કાર્ય શિઘ્ર સિદ્ધજ થશે.” આ પ્રમાણે તે વિચાર કરતો હતો તેટલામાં ઘુવડરાજ અવમર્દ, પોતાના બળનો ગર્વ કરી રક્તાક્ષના બોલવા ઉપર વિચાર કર્યા વિનાજ તે કાગડાને લઇ પોતાના કીલ્લામાં ગયો; અને ત્યાં ચિરંજીવીને માંસાદિક ખવરાવી તેનું પોષણ કર્યું. અને ચિરંજીવી પણ તેની સમીપમાં રહી, થોડા સમયમાં મોરની માફક મનોહર પાંખવાળો થઇ ગયો.

એક દિવસે ચિરંજીવી કાગડાએ, ઘુવડરાજને કહ્યું; “હે મહારાજ! હવે હું જાઉ છું; અને કાગડાના રાજા મેઘવર્ણને તેના કાર્યમાં ઉશકેરી તેના પોતાના નિવાસસ્થાન ઉપર લઇ આવું છું, એટલે તમે રાત્રીએ આવી તેના ઉપર હલ્લો કરીને તેનો નાશ કરી નાખજો; એટલે તમે જે મારા ઉપર ઉપકાર કર્યો છે તેનો મેં બદલો વાળ્યો એમ સમજીશ. અને તે કાગડાઓ ચઢાઇ કરીને આવે તે માટે તમે સર્વે, દિવસે માળાની અંદરના ભાગમાં રક્ષા કરીને રહેજો; અને માળાનું બારણું ખડ વિગેરેથી ઢાકી દેજો.” આ પ્રમાણે કહી ઘુવડોને ગુફામાં ઘાલી તેનું બારણું ખડ અને પાંદડા વિગેરેથી

ઢાંકી, ચિરજીવી પોતાના રાજા મેઘવર્ણની પાસે ગયો; અને સઘળી બીના મેઘવર્ણની આગળ જણાવી દીધી. પછી સઘળા કાગડાઓ ચાંચમાં સળગતું એક એક લાકડું લઈ ચાલ્યા, અને ચિરજીવી પણ મસાણની ચિતામાંથી એક સળગતું લાકડું ચાંચમાં પકડીને તે કાગડાઓની સાથે ચાલી નિકળ્યો, અને જ્યાં દિવાંધ ઘુવડોની ગુફા, જે ખડ પાદડાં વિગેરેથી ઢાંકેલી હતી ત્યાં આવી, તેમાં અગ્નિ લગાડીને તે ગુફાના બારણાને સળગાવ્યું. એ પ્રમાણે બીજા સઘળા કાગડાઓએ તેજ ક્ષણે પોતાની ચાંચમાંની સળગતી લાકડીઓ તે અગ્નિમાં હોમી, ઘુવડોને અને તેના રાજાને બાળી મૂકયો.*

આ પ્રમાણે કાગડાનો રાજા મેઘવર્ણ ઘુવડોનો નાશ કરી ઘણો ખુશી થઇ પોતાના કાગસમૂહની સાથે, પોતાનો કિલ્લો વડવૃક્ષ તે ઉપર આવીને રહ્યો. પછી ત્યાં ચિરજીવીએ પોતાની શત્રુની અંદર રહેવાની સર્વ હકીકત કાક રાજા મેઘવર્ણને સંભળાવી, નિચે પ્રમાણે કહ્યું; "મહા રાજ! તમારા શત્રુ અવમર્દ ઘુવડ રાજા પાસે રક્તાક્ષ નામનો એકજ મંત્રી બુદ્ધિશાળી હતો; પરંતુ મંદબુદ્ધિ રાજાએ તેનું કહેવું કબૂલ કર્યું નહીં અને મારા સંબંધમાં બેદરકાર રીતે વર્ત્યો; કારણ કે તે ઘુવડ રાજા શઠ હતો માટે તેણે રક્તાક્ષનું વચન નિષ્પ્રયોજન ગણી તેનું કહેવું-માન્યું નહી, તેને લીધે મેંતે અવિનયી મૂર્ખ ઘુવડરાજને ફોસલાવીને છેતર્યો છે. જેવી રીતે સર્પે કપટથી દેડકાઓને અનુસરી તેનો વિશ્વાસ બેસારી જેમ ઠગ્યાં હતાં તેમજ મેં પણ તેઓને ઠગ્યા છે.

## સર્પ અને દેડકાની કથા.

એક ઘરડો સર્પ હતો તે, મનુષ્યના અવરજવરવાળા તળાવના કીનારા પરથી, શ્રમ વગર દેડકા મેળવી શકતો નહોતો. એક સમે તે વિચાર કરી તળાવના કિનારા ઉપર જઇને હાલ્યા ચાલ્યા વગર સ્થિર થઇને પડી રહ્યો. તે તળાવમાં છેટે વસનારાં દેડકાંઓ, સર્પને આ પ્રમાણે પડેલો જોઇ તેને પુછવા લાગ્યાં; "અરે ભાઇ સર્પરાજ! બોલ, તું આગળની પેઠે હવણાં અમને શા માટે ખાતો નથી?" આ પ્રમાણે તે દેડકાંઓએ પુછ્યું એટલે સર્પે ઉત્તર આપ્યો; "હું એક વખતે એક દેડકાની પાછળ દોડતાં દોડતાં, દેડકાના ભ્રમથી બ્રાહ્મણના દીકરાના પગના અંગુઠાને કરડ્યો, અને તે બ્રાહ્મણનો દીકરો મરણ પામ્યો; તેથી તેના પિતાએ મને શાપ દીધો છે કે 'જા તું દેડકાનું વાહન થજે. આ શાપને લીધે હું તમને કેમ ખાઈ શકું? હું તો ઉલટો તમને ઉપાડનારો થયો છું." તે સાંભળી ત્યાં દેડકાનો રાજા હતો, તે

* 'મુદ્રારાક્ષસ' નાટકમાં ચાણક્યના સાગ્રીદોએ ચિરજીવીના જેવીજ રાજનીતિ વાપરી હતી.

તેના ઉપર ચઢવાને આતુર થઇ, હર્ષથી પાણી બાહાર નિકળી, નિર્ભયતાથી તે સર્પ ઉપર ચઢી બેઠો; અને વાહનનું સુખ ચાહનારા તેના કાર્યભારી વિગેરે પણ તેના ઉપર ચઢી બેઠા. પછી તે સર્પ, તે સઘળાને હરી ફરી ફેરવવા લાગ્યો, થોડીક વાર પછી તે સઘળાને નિચે ઉતારી પાડી પોતાના શરીરને લથડી ગયા જેવું કરી તે લુચ્ચાઇમાં બોલ્યો; "મહારાજ! હું ભોજન વગર ચાલી શકતો નથી; માટે મને કંઇક ખોરાક ખાવા માટે આપો. કારણ કે ચાકર આજીવિકા વગર કેમ જીવી શકે?" તે સાંભળી જેને વાહન ઘણુંજ ગમતું હતું તે દેડકાનો રાજા બોલ્યો, "સર્પ! જો તું ભુખ્યો હો તો થોડાંક દેડકાં, જે મારાં ચાકર છે તેને ખા." પછી તે સર્પ પોતાની મરજી પ્રમાણે દેડકાંને ખાવા લાગ્યો, અને દેડકાંનો રાજા, જે સર્પરૂપ વાહનના અભિમાનમાં આંધળો બની ગયો હતો તે સર્વ સહન કરવા લાગ્યો; પરંતુ કંઇ બોલી શકયો નહીં.

"આ પ્રમાણે ડાહાપણવાળો માણસ મૂર્ખની મંડળીમાં જઇ મૂર્ખને છેતરે છે. એજ પ્રમાણે હે મહારાજ! મેં પણ ઘુવડની ટોળીમાં દાખલ થઈ તમારા શત્રુઓનો સંહાર કર્યો છે. માટે રાજાએ હંમેશાં સાવધાનતાથી નીતિમાં નિપુણતા મેળવવી. જે રાજા નીતિમાં નિપુણ ન હોય, પણ જડ હોયછે તો તેના ચાકરો પોતાની મરજી પ્રમાણે તે રાજાને ફોલી ખાય છે, અને શત્રુઓ તેને પાયમાલ કરી નાખે છે. હે મહારાજ! લક્ષ્મી હંમેશાં જુગાર જેવી માયાવી છે; પાણીની લેહેર માફક ચંચળ છે; અને મદિરાની માફક મોહ ઉપજાવનારી છે. માટે જે રાજા ધીર હોય, સારો વિચાર કરનારો હોય, વ્યસન રહિત હોય, વિશેષવ્યવહારનિપુણ હોય તેની પાસે તે લક્ષ્મી પાશમાં બંધાણી હોય તેમ રહે છે. માટે હવે, તમારે સાવધાન થઈ, વિદ્વાનોના વચન ઉપર લક્ષ આપી, શત્રુનો નાશ કર્યો છે તેથી અત્યંત પ્રસન્ન ને સુખી થયા છો, તો શત્રુ રહિત રાજ્યનું રક્ષણ કરવું." આ પ્રમાણે ચિરજીવી મંત્રીએ મેઘવર્ણ રાજાને કહ્યું, તે પછી કાગડાના રાજાએ તેને પુષ્કળ માન આપી તેના કહેવા પ્રમાણે રાજ્ય કરવા માંડયું.

આ પ્રમાણે ગોમુખે નરવાહનદત્તને કહ્યું ને પછી ફરીથી બોલ્યો; "આ પ્રમાણેજ પક્ષિઓ પણ બુદ્ધિથી રાજ્ય ભોગવે છે; પણ જેમાં બુદ્ધિ નથી એવા લોકોની મનુષ્યો સદાકાળ મશ્કરી કરે છે. તે ઉપર એક કથા કહુ છું.

## મૂર્ખ ચાકરની કથા.

એક ધનવંત શેઠને ત્યાં એક જડબુદ્ધિ ચાકર રેહેતો હતો; તેને અંગમર્દન કરતાં આવડતું નહોતું, છતાં અભિમાનથી કેહેતો કે હું અંગ-

મર્દન ફક્કડ રીતે કરી જાણું છું, પછી અંગમર્દન કરતાં તેણે પોતાના શેઠની ઘણી ચામડી ઉખેડી નાખી તેથી ખીજવાઈ તેના શેઠે તેને રજા આપી ત્યારે તે અફસોસ કરવા લાગ્યો.

"સાચી વાત તો એ છે કે કેટલાક મનુષ્યો કેવળ મૂર્ખાશાહ હોય છે, પણ પોતાને ડાહાપણના ઢીંગળા ગણે છે, ને તેથી જે કામ કરે છે તેમાં વગોણાપાત્ર થાય છે, પણ પરીણામે પોતાનો નાશ હોરે છે. તે માટે ટુંકામાં એક બીજી વાત સાંભળો.

## બે મૂર્ખ ભાઈની કથા.

માળવામાં બે ભાઇઓ રહેતા હતા. તેઓ જાતે બ્રાહ્મણ હતા, અને તેમણે હજુ પોતાના પિતાના નાણાનો ભાગ પાડ્યો ન હતો, પણ એકઠું ધન રાખ્યું હતું. જ્યારે તે બન્ને ભાઇઓ પોતાના પિતાની મીલકતનો ભાગ પાડવા લાગ્યા, ત્યારે તેઓ વચે ઓછી અદકી વસ્તુ માટે તકરાર ઉઠી. તેનો નિવેડો આણવા તેઓએ એક વેદવેત્તા ઉપાધ્યાયને મધ્યસ્થ ઠરાવ્યો. તેણે તે બન્ને ભાઇઓને કહ્યું; "તમે બન્ને જણા દરએક વસ્તુના સરખા અર્ધા અર્ધા ભાગ કરીને લ્યો કે જેથી કરીને તમારે ઓછા વધતાની તકરારજ થાય નહીં." તે સાંભળી બન્ને મૂર્ખ ભાઇઓએ ઘર, શય્યા, વાસણ, ઢોરઢાંખર વિગેરે સર્વ વસ્તુના બબ્બે કટકા કરીને વેહેંચી લીધા. તેમના પિતાની એક લોંડી હતી તેના પણ બે કટકા કર્યા. તે વાત રાજાના જાણવામાં આવી એટલે રાજાએ તે બન્ને મૂર્ખને શિક્ષા કરી તેમનો સઘળો માલ લુંટી લીધો.

"એ રીતે મૂર્ખાશાહો મૂર્ખના ઉપદેશથી આલોક અને પરલોક બન્નેમાંથી ભ્રષ્ટ થાય છે. માટે ડાહ્યા પુરૂષે મૂર્ખની સેવા કરવી નહીં, પણ પંડિતની સેવા કરવી. વળી અસંતોષ મહા અનર્થકારક છે; તે વિશે એક કથા સાંભળો.

## અસંતોષી સંન્યાસીની કથા.

કેટલાએક ભટકતા સંન્યાસીઓ ભીક્ષાન્નમાં સંતોષ માની ઘણાજ પુષ્ટ રહેતા હતા, પણ અસંતોષ શરીરને કૃષ કરી નાખનાર છે તેવો એક વખત તેમને આવ્યો. પછી કેટલાએક મિત્રો આ ભિક્ષા ઉપર નિર્વાહ કરનારા સંન્યાસીને જોઇ પરસ્પરકહેવા લાગ્યા; "વાહ ! આ સંન્યાસીઓ ભિક્ષા માગીને ખાયછે, પરંતુ શરીરે તો લઠ છે." ત્યારે તેમાંથી એક માણુસ બોલ્યો, "ચાલો, હું તમને એક કૌતુક બતાવું. જુઓ હું તેઓને પેહેલાંનાજ જેવાં ભોજન કરાવ્યા છતાં કૃષ કેમ બનાવું છું તે.'' આમ કહ્યા પછી તે, તે સંન્યાસીઓને નિમંત્રણ કરવા ગયા ને તેઓને પોતાને ઘેર એક

દિવસે તેડીને ઉત્તમ પ્રકારના છ રસવાળું ભોજન જમાડયા પછી તે મૂર્ખ સંન્યાસીઓ તે છરસવાળાં મિષ્ટાન્નનું સ્મરણ કરી ભિક્ષાન્ન ઉપર પૂર્ણ અભાવ આણવા માંડ્યો, ને તેથી અંગે દુર્બળ બની ગયા. પછી તે સંન્યાસીને મિષ્ટાન્ન જમાડનારો પુરૂષ, સંન્યાસીઓને દુર્બળ જોઇ, મિત્રોને તેઓ બતાવીને બોલ્યો, "અગાડી આ સંન્યાસીઓ ભક્ષાન્ન ખાવાથી સંતોષમાં રહેતા હતા ને તેથી ઘણા રૂષ્ટપુષ્ટ હતા; પરંતુ તે હવણાં દુર્બળ થઇ ગયા છે! કેમકે ભિક્ષાન્નપર તેમને અભાવ આવ્યો છે માટે ડાહ્યા પુરૂષોએ સુખની વાંછા કરી સંતોષમાં મન રાખવું; પણ અસંતોષ આ લોકમાં અને પરલોકમાં બન્ને ઠેકાણે ઉપરાઉપરી અતિ કઠિન દુઃખ સંતાપ આપે છે." આ પ્રમાણે તે પુરૂષે મિત્રને ઉપદેશ આપ્યો તેથી મિત્રોએ પાપનું પાત્ર અસંતોષ તેનો ત્યાગ કરી દીધો. સત્સમાગમ કોને સુખકર થતો નથી? હે મહારાજ! હવે હું આપને સુવર્ણમુગ્ધની કથા કહી સંભળાવું છું તે સાંભળો!

## સુવર્ણ મુગ્ધની કથા.

એક તરૂણ પુરૂષ પાણી પીવા માટે તળાવ ઉપર ગયો. ત્યાં તળાવના કિનારા ઉપર એક વૃક્ષની ઉપર સ્વર્ણચૂડ નામનું પક્ષી બેઠું હતું. તેના સુવર્ણ રંગનું તળાવના પાણીમાં પ્રતિબીંબ પડતું હતું તે આ મૂર્ખના જોવામાં આવ્યું, તેથી તે મૂર્ખ, તે પ્રતિબીંબને સોનું માની, તે લેવા માટે તળાવમાં પેઠો. પણ તે તે લઈ શક્યો નહીં; કેમકે તળાવનું જળ તેના પેસવાથી હાલવા માડ્યું, અને તેથી જળમાં ઘડીકમાં સુવર્ણ દેખાતું હતું, ને ઘડીકમાં નહીં દેખાતું હતું. પણ તે જ્યારે કીનારે આવતો ને પાણી સ્થીર થતું ત્યારે ફરી ફરી તે પાણીમાં સૂવર્ણ દેખતો હતો. એટલે તે વળી પાણીમાં જઇને ડુબકી મારીને સુવર્ણના પ્રતિબીંબને પકડવાની ઇચ્છા કરતો હતો. પરંતુ તેને કંઇપણ હાથ આવતું નહીં. એવામાં તેના બાપે આ પ્રમાણે તેને કરતાં દીઠો, એટલે પુછ્યું; 'બેટા! આ તું શું કરેછે?" ત્યારે છોકરો બોલ્યો—"બાપા, જુઓને પેલું સોનું, તે લેવા માટે મેહેનત કરૂંછું." એટલે તેનો બાપ તે મૂર્ખ છોકરાને ઠપકો આપી ઝાડ ઉપર સોનેરી રંગનું પક્ષી બેઠું હતું તેની પ્રતિમા તળાવના જળમાં પડતી હતી તે જોઇ, તે પક્ષિને ઉરાડી મૂકી છોકરાને સમજાવ્યો કે, "જો! પક્ષિની આમાં છાયા પડતી હતી, તે પક્ષિ ઉડી જવાથી હવે પડતી નથી." આમ કરી તે મૂર્ખાશાહને પોતાને ઘેર તેડી લાવ્યો.

"માટે જે માણસ મૂર્ખ અને વિચાર વગરના હોય છે તે ખોટા જ્ઞાનથી અવશ્ય ભરમાય છે. શત્રુઓની મજાકને પાત્ર થાય છે; અને

પોતાના મિત્રોને અફસોસ કરાવનારા થઇ પડે છે. હવે આ બીજા મૂર્ખ ચુડામણીની કથા સાંભળો!

## પેટીની રક્ષા કરનારા મૂર્ખ ચાકરની કથા.

એક વાણીઓ ઉંટ ઉપર ભાર લાદી બીજે ગામ મુસાફરીએ જતો હતો. માર્ગમાં જતાં ઘણા ભારને લીધે તેનું ઉંટ બેસી ગયું. એટલે વાણીઓ પોતાના ચાકરો પ્રત્યે બોલ્યો; "અલ્યા ચાકરો! હું હવણાં જઈ એક બીજું ઉંટ વેચાતું લઇ આવુંછું, કે જે ઉંટ આ ભારમાંથી અર્ધો ભાર ઉપાડશે. પણ તમે અહીંયાં રહેજો, અને આ માલ પડેલો છે તેને સાચવજો. પણ જો ભોગજોગે વર્ષાદ આવે તો આ કપડાથી ભરેલી પેટીનાં ચામડાને પાણીનો સ્પર્શ ન થાય તેની તપાસ રાખજો." આ પ્રમાણે કહી ચાકરોને ઉંટની પાસે મૂકી તે ચાલતો થયો. એવામાં અકસ્માત્ વાદળાં ચઢી આવ્યાં ને વર્ષાદ વર્ષવા લાગ્યો. ત્યારે તે મૂર્ખચુડામણીઓ માંહોમાંહે બોલવા લાગ્યા; "શેઠજી કહી ગયા છે કે પેટીના ચામડાને પાણી અડે નહી તેમ તેની રક્ષા કરજો તો હવે તેની રક્ષા કરવીજ જોઇયેજ તો, આમ ડાહી ડાહી વાત કરી તે મૂર્ખોએ પેટીમાંથી વસ્ત્રો બાહાર કાઢી તે લુગડાંઓ તે ચામડાંઓની પેટીને વિંટયાં. પરીણામ એ આવ્યું કે વરસાદ વર્ષવાથી તે લુગડાં તદન બગડી ગયાં. એવામાં પેલો શેઠ ઊંટ લઇને આવ્યો અને જોયું તો લુગડાં પાણીમાં ભીજાઇને બગડી ગયાંછે એટલે તે અત્યંત ક્રોધ કરીને ચાકરોને કહેવા લાગ્યો; "અરે ગધેડાઓ! આ શું કર્યું? આ પાણી શું? આ કપડાં શાં? સર્વ કપડાંઓ વરસાદના પાણીમાં ભીજાઇને બગડી કેમ ગયાં?" એટલે ચાકરોએ ઉત્તર આપ્યો, "વાહ શેઠજી! આપેજ હુકમ કર્યો હતો કે પાણીથી પેટીના ચામડાનું રક્ષણ કરજો, ને તેમ કર્યું તો તેમાં હવે અમારો શો વાંક છે?" એટલે શેઠ બોલ્યો; "ઓ મૂર્ખાઓ મેં શું આમ કહ્યું હતું કે? મેં તમને કહ્યું હતું તેની મતલબ એજ કે ચામડું જો ભીનું થાય તો વસ્ત્ર પણ ભીનાં થાય અને બગડી જાય માટે વસ્ત્રોની રક્ષા કરવા માટેજ કહ્યું હતું, પણ ચામડાની રક્ષા કરવા માટે કહ્યું નહતું, જાઓ તમારૂં કાળું કરો!" આમ કહી વાણીઓ બીજા ઊંટ ઉપર ભાર લાદી પોતાને ઘેર આવ્યો અને તે સઘળા ચાકરોની તમામ મીલકત લુંટી લીધી.

"આ પ્રમાણે જે માણસો સામા મનુષ્યના મનનો અભિપ્રાય જાણતા નથી અને મૂર્ખ હોય છે તે ઉલટું કામ કરી પોતાનો અને પારકાના અર્થનો નાશ કરે છે અને તદન કઢંગો ઉત્તર આપે છે. હવે આપ ટુકામાં અપૂપિકા મુગ્ધની કથા સાંભળો.

## અપૂપ મુગ્ધની કથા.

કોઇએક વાટમાર્ગુએ એક પૈસાની આઠ પુરીઓ વેચાતી લીધી; અને તે પુરી લઇને ખાવા બેઠો. છ ખાધી ત્યાં સુધી તેનું પેટ ભરાયું છે એમ તેણે ધાર્યું નહીં, પણ જ્યારે સાતમી પુરી ખાધી ત્યારે તેનું પેટ ભરાયું, એટલે તે અક્કલના ઓથમીરે ભુમો પાડીને રડવા માંડયું કે, "હાય હાય! મને છેતરી લીધોરે બાપલીયા! મેં જો પ્રથમથીજ આ સાતમી પુરી ખાધી હોત તો હું પ્રથમથીજ તૃપ્ત થાત પણ મેં મારી મેળેજ એ બીજી પુરીઓનો નાશ કર્યો, પરંતુ મારી પાસે સંગ્રહી રાખી નહીં." આ પ્રમાણે હાય અફ્સોસ કરવા લાગ્યો, પણ સંતોષ બતાવ્યો નહીં ને તે એટલું સમજ્યો નહીં કે એકેક પછી એકેક પુરી ખાધી તેથી પેટ ભરાયું છે, પણ માત્ર સાતમી પુરીથી ભરાયું નથી. તેની આવી મૂર્ખાઈ ભરેલી વાર્તા સાંભળી સઘળાં માણસોએ તેને હસી કાઢયો.

"જે માણસ અક્કલના ઓથમીર હોય છે તે આવા નિષ્ફળ ગોટાળામાં પડે છે.

## ચોકી કરનારા ચાકરની કથા.

એક વાણીયાએ પોતાના એક મૂર્ખ ચાકરને કહ્યું કે, "તું આ દુકાનના બારણાની ચોકી કરજે, હું એક ક્ષણમાં ઘેર જઇને પાછો આવુંછું." આ પ્રમાણે કહી તે વાણીઓ ઘેર ગયો, અને પેલો મૂર્ખ ચાકર દુકાનમાં દેવાનાં પાટીઆં હતાં તે પોતાના ખભા ઉપર ચડાવી, નટ રમતા હતા તે જોવા માટે ગયો. તે નટ જોઇને જ્યાં પાછો આવે છે ત્યાં તેના શેઠે તેને દીઠો, એટલે વાણીઓ તેને વઢયો કે, "મૂર્ખા! આ શું કર્યું?" ચાકર બોલ્યો, "શેઠજી! એમ શું કહોછો? તમે મને બારણાની ચોકી કરવાનું કહી ગયા હતા તો મેં તેની બરાબર ચોકી કરી છે." આ પ્રમાણે જે મૂર્ખ મનુષ્ય હોય છે તે એકલો શબ્દનોજ અર્થ જાણે છે, પણ તેનો ભાવાર્થ સમજતો નથી, તેથી અનર્થકારી થઈ પડે છે.

હવે તમે એક ચમત્કારી મહિષમુગ્ધની કથા સાંભળો.

## પાડો અને એક ભાભારામની કથા.

કેટલાએક ગામડીઆ ભીલ લોકોએ એક માણસના પાડાને ગામની બાહાર ભીલવાડાના એક વડના ઝાડ નિચે લઈ જઈ મારીને ખાઇ ગયા. પછી તે પાડાના માલિકે રાજાની પાસે જઇ ફરીયાદ કરી, એટલે રાજાએ પાડા ખાનારા ગામડીઆઓને બોલાવ્યા. પછી પાડાનો માલિક, તે પાડો મારનારાની સમક્ષમાં રાજાની આગળ બોલ્યો, "મહારાજ! આ લોકોએ તળાવની પાસે, વડના ઝાડ નિચે મારા પાડાને લઇ જઇ મારી નાખ્યો છે,

અને મારી નજર આગળ તે મૂર્ખો તેને ચપાટી ગયા છે.” તે સાંભળી તેમાંનો એક મહા મૂર્ખ ઘરડોઘુવડ ગામડીઓ હતો તે બોલી ઉઠયો; “મહારાજ! એ શું ગોજું ગોજું બોલે છે? આ ગામમાં તળાવે નથી અને ક્યાંઇ વડપણ નથી. તો એ જે કહે છે તે સાચું કેમ હોય? અમે તેનો પાડો ક્યાં માર્યો; અને ક્યાં ખાધો?” તે સાંભળી પાડાનો માલિક બોલ્યો; “શું? આ ગામની પૂર્વ બાજુએ વડવૃક્ષે નથી; અને તળાવે નથી કે? વિશેષમાં હું એટલું કહું છું કે તમોએ આ મહિનાની આઠેમને દિવસે મારો પાડો માર્યો છે.” આ પ્રમાણે વાદીનું બોલવું સાંભળી પ્રતિવાદીઓમાંના પેલા ઘરડા મૂર્ખ ઘુવડે કહ્યું; “અમારા ગામમાં પૂર્વ દિશાજ નથી અને આથમણી પણ નથી તો પછી બીજી વાત શી?” તેનું આવું બોલવું સાંભળી રાજા હસવા લાગ્યો અને તે મૂર્ખ પ્રતિવાદીને ચઢાવવા માટે તે બોલ્યો, “અલ્યા! તું તો બડો સત્યવાદી જણાય છે, અને કંઇપણ જુઠું બોલતો નથી તો હવે મને જરા ખરેખરૂં કહી દે કે તમે તેનો પાડો ખાધો છે કે નહીં!” તે સાંભળી તે મૂર્ખનો ઉસ્તાદ બોલ્યો; “હે રાજાજી! હું મારો બાપ મરી ગયા પછી ત્રણ વર્ષે જન્મ્યો છું; અને તેણેજ મને બોલવાની ચતુરાઇ શીખવી છે, માટે મહારાજ! હું કોઇ દિવસ જુઠું બોલતો નથી, પણ સાચે સાચું કહું છું, કે અમે પાડો ખાધો તો છે. અને તે વાત ખરી છે પણ બીજી વાત કરે છે તે તો સઘળું નરાતાળ જુઠું રે બાપ જુઠું!” તે સાંભળી રાજા હસવું રોકી શકયો નહીં, તેથી ખડખડાટ હસી પડ્યો. પછી પાડાના માલિકને પાડો અપાવી પેલા મૂર્ખ ભીલોને દંડ દીધો.

મૂર્ખ માણસો આ રીતે પોતાની મૂર્ખતાના અભિમાનમાં પોતાના ઉપર ખરો વિશ્વાસ બેસાડવા માટે ગુપ્ત વાત બાહેર પાડે છે અને પ્રસિદ્ધ વાતને ઢાંકવા માંગે છે.

## દરિદ્ર માણસની સ્ત્રીની કથા.

એક ક્રોધી સ્ત્રી પોતાના દરિદ્ર ભર્ત્તારને કહેવા લાગી કે, “મારા બાપને ત્યાં ન્યાત જમે છે, ત્યાંથી મને નિમંત્રણ આવ્યું છે, માટે કાલે સવારે હું મારા બાપને ઘેર જઈશ. તેથી જો તમે મારે માટે એક કમળની માળા કયાંઇથી પણ લઇ આવશો નહીં તો હું તમારી સ્ત્રી નહીં અને તમે મારા પતિ નહીં.” સ્ત્રીનાં આવાં વચન સાંભળી તે ગરીબ બ્રાહ્મણ રાત્રે કમળ લેવા માટે રાજાના તળાવ ઉપર ગયો અને તળાવમાં ઉતરવા લાગ્યો એટલે રાજાના ચોકીદારોએ પુછ્યું, “અબે કોન હે તું?” એટલે બ્રાહ્મણ બોલ્યો, “હું ચક્રવાક છું.” પણ તે સાંભળી રાજાના સીપાઈઓએ તેને પકડી કેદ કર્યો, અને પ્રભાતમાં રાજાની આગળ લઇ ગયા. રાજાએ તેને પુછ્યું એટલે તે ચક્રવાકની પેઠે શબ્દ કરવા લાગ્યો, ત્યારે રાજાએ પોતે આગ્રહપૂર્વક તેને

કહ્યું કે તું શા માટે તળાવમાં આવ્યો હતો તે કહે. ત્યારે તે મૂર્ખે પોતાની વિતકવાર્તા કહી સંભળાવી એટલે તે દયાળુ રાજાએ તે કંગાળ બ્રાહ્મણને છોડી મૂકયો.

## મૂર્ખ વૈદ્યની કથા.

એક મૂર્ખબુદ્ધિ વૈદ્ય હતો. તેને એક બ્રાહ્મણે કહ્યું, "મારો દિકરો ખુંધો છે, તેની ખુંધ બેસાડી આપ" તે સાંભળી વૈદ્ય બોલ્યો, "મને દશ પૈસા આપ, એટલે હું તે કામ કરી આપીશ, નહીં તો તને દશગણા પૈસા પાછા આપીશ." આમ કહી તે બ્રાહ્મણ પાસેથી દશ પૈસા લીધા. પછી વૈદ્ય તેને પરસેવો આણીને સારો કરવા લાગ્યો, પરંતુ તેનું કુબડાપણું મટાડી સીધો કરી શકયો નહીં; તેથી દશ ગણા પૈસા પાછા આપવા પડ્યા.

"આ જગતમાં કયો માણસ કુબડાને સીધો કરી શકે? માટે જે વસ્તુ બની શકે તેવી ન હોય તે કરવા માટે જે કહેવું તે હાસ્યાસ્પદ થઇ પડે છે. તેથી બુદ્ધિમાન્ મનુષ્ય આવા મૂર્ખના માર્ગમાં ચાલતો નથી.

જ્યારે બુદ્ધિશાળી રાજકુમાર નરવાહનદત્તે, ભદ્રમુખ ગોમુખ મંત્રીના મુખથી આવી મનપસંદ, મૂર્ખાંશાહોની કથા સાંભળ્યા પછી તે શયન ગૃહમાં વિદાય થયો અને મંત્રી ઉપર પણ પ્રસન્ન થયો. અને કથાના વિનોદને લીધે શય્યામાં સુતેલો નરવાહનદત્ત, જો કે શક્તિયશા ઉપર ઉત્કંઠિત હતો, તોપણ ધીમે ધીમે પોતાના સમોવડી મિત્રોની સાથે નિંદ્રાવશ થઇ ગયો.

# તરંગ ૭ મો.

## નરવાહનદત્તને કહેલી કથાઓ.

બીજે દિવસે પ્રભાતમાં નરવાહનદત્ત ઉઠયો અને તેને શક્તિયશાનું સ્મરણ થયું કે વળી તે ઉદાસીન થઇ ગયો. અને તે વિચાર કરવા લાગ્યો કે એક મહિના પછી તે શક્તિયશાને પરણશે, તોપણ તે એક માસ તો તેને એક યુગ જેવડો જણાયો. તેથી તેનું મન નવીવહુપર લદબદ થઇ રહ્યું, ને તેથી તેનું ચિત કોઇપણ વસ્તુથી પ્રસન્ન થયું નહીં. જ્યારે ગોમુખે, મિત્ર ઉપરના પ્રેમને લીધે તેના પિતા વત્સરાજને આ વૃત્તાંત જણાવ્યું, ત્યારે તેણે પોતાના મંત્રીઓને અને તેની સાથે વસંતકને,

નરવાહનદત્તની પાસે મોકલ્યા. નરવાહનદત્ત આવેલા મંત્રીઓની મોટાઇને લીધે ધૈર્ય ધારી ગયો. પછી ગોમુખ મંત્રી, જે રાજપુત્રને વિનોદ વૈભવ ચખાડવામાં નિપુણ હતો તેણે વસંતકને કહ્યું; "આર્ય વસન્તક ! યુવરાજના મનને આનંદ આપનારી કોઇ વિચિત્ર અને નવી કથા તો કહો." ત્યારે નિપુણ વસંતકે, નિચે પ્રમાણે કથાનો આરંભ કીધો.

## યશોધર અને લક્ષ્મીધરની કથા.

પૂર્વે માળવામાં શ્રીધર નામનો એક પ્રખ્યાત બ્રાહ્મણ રહેતો હતો. તેને ત્યાં બે જોડીયા પુત્રો, એકજ ઘાટના સરખા રૂપના જન્મ્યા હતા. જે પ્રથમ જન્મ્યો તેનું નામ યશોધર અને નાનાનું નામ લક્ષ્મીધર હતું. આ બન્ને ભાઇઓ જ્યારે તરૂણાવસ્થાને પામ્યા ત્યારે પિતાની આજ્ઞાથી વિદ્યા ભણવા માટે પરદેશમાં જવા સાથે નિકળ્યા. ચાલતાં ચાલતાં એક મોટા જંગલમાં તેઓ પેઠા, જેમાં જળ પણ નહી, છાયાવાળાં વૃક્ષ પણ નહી; અને તડકાને લીધે જમીન ઉપરની રેતિ ધગ ધગી રહી હતી. તેમાં ચાલવાથી ને માથે તડકો લાગ્યો તેથી તેઓને તૃષા લાગી, અને તેને લીધે ઘણુજ દુઃખ પામ્યા, તે આખરે સાયંકાળે એક ફળફુલ અને છાંયડાવાળા વૃક્ષની નજદીક આવી પહોચ્યા. આ વૃક્ષની નજીકમાં એક વાવ હતી, તેમાં શીતળ ને સ્વચ્છ પાણી ભર્યું હતું; અને કમળોની સુગંધીથી વાવ આખી એહક એહક થઈ રહી હતી. તેમાં બન્ને ભાઇઓએ સ્નાન કર્યું, પછી ભોજન કર્યું ને શીતળ જળનું પાન કરીને ઠંડા થયા. પછી એક ખડકની પાટ ઉપર ક્ષણવાર વિશ્રામ કરવા માટે બેઠા. સૂર્યનારાયણ અસ્ત થયા એટલે બન્ને જણાએ સંધ્યાવંદન કર્યું. પછી રણવગડામાં શિકારી પશુઓના ભયને લીધે બન્ને ભાઈ આખી રાત્રી ગાળવા માટે એ વૃક્ષ ઉપર ચઢી બેઠા. રાત્રીની શરૂઆતમાંજ તે બે ભાઇની નજર આગળ તે વાવના પાણીમાંથી કેટલાક પુરૂષો બાહાર નિકળી તે વૃક્ષ નિચે આવ્યા. તેમાંથી એક જણે જમીન સાફ કરી, બીજાએ જમીનને લીપી કાઢી, ત્રીજાએ લીપેલી ભૂમિ ઉપર પચરંગી પુષ્પ વેર્યા, એક જણ સોનાનો છત્રપલંગ લઇ આવ્યો ને તે ઢાળ્યો; વળી એક જણે તેના ઉપર તલાઇ બીછાવી, ઉપર સફેત ચની જેવી ચાદર પાથરી. કેટલાએક જણ ફુળ, ચંદન, પાન ને ઉત્તમ પ્રકારના ભોજન લઇ આવી તે વૃક્ષની નિચેના એક ભાગમાં મૂક્યા. આ પ્રમાણે સર્વ સામગ્રી તૈયાર થયા પછી, રૂપમાં કામદેવનો પરાજય કરે તેવો, દિવ્ય આભૂષણથી અલંકૃત થએલો, તરવાર ધારણ કરી એક પુરૂષ તે વાવમાંથી બાહાર નિકળ્યો. જ્યારે તે ઢાળેલા પલંગ ઉપર જઇ બેઠો, ત્યારે તેના સેવકોએ તેના કંઠમાં પુષ્પની માળા પેહેરાવી ને પછી ચંદન વિગેરે ચઢાવી

તેજ વાવમાં પાછા ડુબકી મારી ગયા. પછી શય્યા ઉપર બેઠેલા પુરૂષે પોતાના મુખમાંથી એક વિનીતવેશવાળી અને સ્વરૂપ સૌંદર્યવતી કન્યાને બાહાર કાઢી. આ કન્યાએ મંગળમાળા ને ઉત્તમ પ્રતિના આભરણ ધારણ કર્યાં હતાં, જેમ પ્રથમ કાઢી હતી તેમજ બીજી પણ સ્ત્રીને મુખમાંથી કાઢી. તે પણ અતિ કાંતિમાન્ અને ઉમદાં વસ્ત્ર તથા ઘરેણાં-થી ઉજવળ શોભતિ હતી. તે બન્ને તેની સ્ત્રીઓ હતી, પણ પાછલી સ્ત્રી તેને પ્રાણપ્રિય હતી, પછી પેલી સુશીળ સ્ત્રી, રત્નજડીત બે થાળમાં પોતાના પતિ અને શોકયને માટે ઉત્તમ ભોજન અને સરબત લઈ આવી, તે બન્ને સમીપ એક ચવરંગપર મુકયા. જ્યારે તે બન્ને જણાં જમ્યાં ત્યારે તે પોતે પણ તેની સાથે જમી. ભોજન કરી રહ્યા પછી તેનો પતિ બીજી સ્ત્રી સાથે પલંગ ઉપર પોઢી રતિ ક્રીડાના સુખનો અનુ-ભવ લઈ નિદ્રાવશ થઈ ગયો. તે વેળા પ્રથમની સ્ત્રી તેના ચરણ ચાંપવા લાગી, પણ બીજી સ્ત્રી, જે પતિ સાથે શય્યામાં સુતી હતી તે જાગૃતાવ-સ્થામાંજ પડી રહી.

જ્યારે તે બ્રાહ્મણોના પુત્રોએ આ પ્રમાણે સર્વ વૃત્તાંત વૃક્ષપર બેઠાં બેઠાં જોયું ત્યારે પરસ્પર બોલ્યા; "આ કોણ છે? અને બીજા જે વાવમાં અંતર્ધાન થઈ ગયા તે કોણ હતા? ચાલો એ વિશે નીચે ઉતરીને આ ચરણ ચાંપનારી સ્ત્રીને પુછી જોઈએ, કેમકે આ સર્વે દૈવીજીવ હોવા જોઇએ." આમ વિચારી બન્ને જણા વૃક્ષ ઉપરથી નિચે ઉતર્યા ને જ્યાં પગ ચાંપનારી સ્ત્રીની પાસે જાય છે તેવામાં બીજી શય્યાપર સુતેલી સ્ત્રીએ યશોધરને દીઠો: એટલે તે પોતાના નિંદ્રાવશ પતિના પલંગ ઉપરથી તુરત ઉભી થઇ, કામાતૂર થયેલી, તે પેલા રૂપાળા રાજવી બ્રાહ્મણ પ્રત્યે બોલી; "તું મારો પ્રિતમ થા." એટલે યશોધર બોલ્યો; "ચંડાળણી! તું પરસ્ત્રી છે ને હું પર પુરૂષ છું, તો આવું કેમ બોલે છે?" એટલે તે સ્ત્રી બોલી; "ચાલ ચાલ ડોઢડાહ્યા! જાણ્યો તને, હું તો તારા જેવા હજારોની સાથે ખેલી ચુકી છું, તો વળી પરપુરૂષ ને પરસ્ત્રીની વાત શી કરેછે? તું શા માટે ડરે છે. તને જો મારો વિશ્વાસ ન આવતો હોય તો જો મારી આગળ આ સો પ્રિતમની સો વિંટી છે તે, મેં એક એક પ્રીતમ પાસેથી એક એક વિંટી યાદગીરી તરીકે લીધી છે."* આમ કહી તે સ્ત્રીએ પોતાના વસ્ત્રમાંથી વિંટીઓનો ઝુમખો કાઢી તેને બતાવ્યો. પછી યશોધર બોલ્યો; "તું સો હજાર કે લાખની સાથે સમાગમ કરે, તેની મને કંઈ તમા નથી. પરંતુ મા-

* અરેબીઅન નાઈટ્સમાં શેહરીયાર ને શાહજમાન, દુનિયા ત્યાગ કરી જંગલમાં ગયા ત્યાં આવીજ સ્ત્રી મળી હતી. જુઓ ઈચ્છારામવાળી અરેબીઅન નાઈટ્સનું પૃષ્ઠ ૧૨ મું.

રે તો તું માતા બરાબર છે. હું બીજાના જેવો કામી નથી." આ પ્રમાણે કહી તે બ્રાહ્મણે તે સ્ત્રીનો અનાદર કર્યો એટલે તે શઠ સ્ત્રી ગુસ્સે થઈ પોતાના પતિને નિદ્રામાંથી જાગૃત કરી રડતી રડતી, યશોધરને બતાવીને, બોલી: "સ્વામીનાથ, તમે નિંદ્રાવશ હતા ત્યારે આ પાપીએ બલાત્કાર કરીને મારા પાતિવ્રત્યનો ભંગ કર્યો !" તે સાંભળી તેનો પતિ તરવાર ખેંચીને શય્યા ઉપરથી ઉભો થયો એટલે તુરત પેલી બીજી સ્ત્રી, જે પતિના ચરણ ચાંપતી હતી તે, પતિના બે પગ પકડીને બોલી; "નાથ! મિથ્યા વચનપર વિશ્વાસ રાખીને પાપ કરો માં ! જરાક મારૂં કહેવું સાંભળો ! આ પાપીણીએ જ્યારે તેને એ પુરૂષને જોયો, ત્યારે તમારા પડખામાંથી ઉઠી, ઉત્કંઠીત હૃદયે તેની પાસે ગઈ ને રતિકેલીની ઇચ્છા જણાવી. પરંતુ આ સત્પુરૂષે તેનું કહેવું કબૂલ રાખ્યું નહીં, અને તેણે કહ્યું કે 'તું મારી માતા બરાબર છે.' આમ કહી તેનું અપમાન કર્યું, એટલે નિરાશ થયેલી એ ગુસ્સે થઇ અને તેને મરાવા માટે તમને જગાડ્યા છે. અને પ્રાણેશ ! આ સ્ત્રીએ મારી સમક્ષમાં, આજ વૃક્ષ ઉપર આવી રહેલા અનેક છેલ પુરૂષો સાથે સમાગમ કરીને તેની પાસેથી યાદગારીમાં વિંટીઓ લઇ લીધી છે, પરંતુ તમને દ્વેષ ભાવ ના થાય આવા વિચારથી, મેં તમને કોઈ દિવસ પણ એ વાત જણાવી નથી. પરંતુ આજે, જરૂરીયાતને લીધે મારે આ વાત વિદિત કરવી પડી છે; કેમકે તમે બ્રહ્મહત્યા કરવા તૈયાર થયા હતા. તમને મારા કહેવા ઉપર વિશ્વાસ ન હોય તો એના વસ્ત્રમાં વિંટીઓનો ઝુમખો છે તે જુઓ. વળી મારો સતીનો એ ધર્મ નથી કે પતિની આગળ જુઠું વચન બોલવું. પ્રાણપતિ ! મારા સતીપણાનો પ્રતાપ જોવો હોય તો જુઓ !" આ પ્રમાણે કહી તેણે ક્રોધથી પેલા વૃક્ષ તરફ જોયું કે તે તુરત બળી ગયું, અને પ્રેમનજર કીધી એટલે તે વળી નવપલ્લવ થઇ ગયું. તેના પતિએ આ પ્રમાણે પ્રત્યક્ષ જોયું એટલે તે ઘણો પ્રસન્ન થઇ ઘણીવાર સુધી તેને કોટી કરી રહ્યો; અને બીજી સ્ત્રીના વસ્ત્રમાં જે વિંટીઓ બાંધેલી હતી તે સર્વ છિનવી લઇ, તે દુષ્ટાનું નાક કાપી તેને હાંકી મૂકી.

પછી જ્યારે તેણે પવિત્રવાણીનો પાઠ કરતા વિદ્યાર્થીને જોયા, ત્યારે તે પુરૂષ પોતાનો ક્રોધ શાંત કરી અને યશોધર તથા તેના ભાઈ ઉપર પ્રસન્ન થયો, પણ ખેદાતુર હૃદયે બોલ્યો; "પ્રિયે ! ઇર્ષ્યાને લીધે હું હંમેશાં તમને બન્નેને મારી છાતી ઉપર ને છાતિ ઉપર રાખતો હતો; પરંતુ હું આ એક પાપિણી સ્ત્રીની રક્ષા કરવા શક્તિમાન થયો નહીં. કયો પુરૂષ વિજળીને સ્થિર કરી શકે છે? કોણ ચપળ નારીની રક્ષા કરી શકે છે? જો સ્ત્રી સતી હોય તો તે પોતાના એક સદાચરણથીજ પોતાની રક્ષા

કરે છે. સદાચરણથી રક્ષાએલી સતી સ્ત્રી પોતાના પતિનું આલોક અને પરલોક, બન્નેમાં રક્ષણ કરે છે. જેમકે આજે તું સતી સ્ત્રીએ મને શાપમાંથી ઉગારી મારી રક્ષા કરી છે; અને તે સતીના સમાગમથી કુલટા સ્ત્રીનો સમાગમ દૂર થયો છે; તેમ તારા પ્રતાપથી ઘેર આવેલા ઉત્તમ બ્રાહ્મણની હત્યાનું પાતક પણ દૂર થયું છે!" આ પ્રમાણે કહી યશોધરને પોતાની પાસે બેસારીને પુછ્યું; "તમે ક્યાંથી આવો છો, અને ક્યાં જાઓ છો તે કહો?" ત્યારે યશોધરે તેને પોતાનું વૃત્તાંત જણાવ્યું ને પછી તેનો વિશ્વાસ મેલવી, આશ્ચર્ય સહિત તેને નિચે પ્રમાણે પુછ્યું: "મહારાજ! જો આપને કંઇ ગુપ્ત રાખવા જોગ ન હોય તો મને હવે કહો કે આપ કોણ છો? અને આવો વૈભવ છે છતાં જળમાં કેમ વસો છો?" તે સાંભળી તેજ વખતે પેલો જળવાસી પુરૂષ બોલ્યો; "સાંભળ, હું કહું છું." આમ કહી તે પુરૂષ નિચે પ્રમાણે પોતાનું વૃત્તાંત કહેવા લાગ્યો.

## જળવાસીની પૂર્વજન્મની કથા.

હિમાચળની દક્ષિણ દિશામાં કાશ્મીર નામનો એક દેશ છે, જે બ્રહ્માએ મનુષ્યોને સ્વર્ગનું સુખ ભોગવવા માટે જાણે બનાવ્યો હોય તેવો શોભે છે; જ્યાં સ્વયંભૂ વિષ્ણુ અને શંકર શ્વેતદ્વીપ તથા કૈલાસનું અનુપમ સુખને વિસારી મુકી કાશ્મીરમાં હજારો દેવાલયોમાં બીરાજે છે, જ્યાં વિવસ્તા નદી પવિત્ર કરે છે; ત્યાં શૂરવીર તથા સાધુઓ વસે છે, જેઓ ઘણા શક્તિમાન છે છતાં ત્યાં છળપ્રપંચ અને શત્રુતાનું નામ પણ સભલાતું નથી–તે દેશમાં હું મારા પૂર્વજન્મમાં એક ગામડામાં રહેતો હતો. ત્યારે મારૂં નામ ભવશર્મા હતું. હું સામાન્ય બ્રાહ્મણનો પુત્ર હતો અને મારે બે સ્ત્રી હતી. એક વખતે ત્યાં મને બુધ ધર્મના સાધુઓનો સમાગમ થયો તેથી મેં શાસ્ત્રમાં બતાવેલું उपोषण નામનું વ્રત આરંભ્યું. આ વ્રત પૂર્ણ થવા આવ્યું એવામાં મારી એક પાપિણી સ્ત્રી મારી ઇચ્છા ન છતાં મારી શય્યામાં આવીને મારી સાથે સુતી. હું નિદ્રાવશ થયો હતો ને ભાન ભૂલી ગયો, તેથી મેં તેની સાથે રાત્રિના ચોથા પહોરમાં રતિ સમાગમ કર્યો, જેથી મારૂં વ્રત ભંગ થયું. આવી રીતે તે સમાગમથી મારૂં વ્રત ખંડિત થયું અને હું અહીં જળ માનુષ જનમ્યો છું. મારી બન્ને સ્ત્રીઓ પણ અહીં સાથેજ જન્મી છે. તેમાં એક જે કુલટા અને પાપિણી હતી તે તેવીજ જન્મી છે અને બીજી પતિવ્રતા હતી તે પણ તેવીજ જન્મી છે, મારૂં વ્રત ખંડિત થયું તોપણ તે વ્રતનો એવો મોટો પ્રભાવ છે કે મને મારો પૂર્વ જન્મ યાદ છે, વળી જે જે વૈભવો હું ઇચ્છું છું તે તે પ્રમાણે રાત્રિએ સર્વે વૈભવો મળે છે. હું જો મારૂં વ્રત ખંડિત ન કરત તો મારો ફરીથી જન્મ થાત નહીં.

આ પ્રમાણે પોતાનું વૃત્તાંત કહીને તે બન્ને અતિથીને ઉત્તમ પ્રકારનાં ભોજન જમાડી, ઉત્તમ વસ્ત્ર અર્પણ કરી તેમનો તેણે આદર સત્કાર કર્યો. ત્યાર પછી તેની સતી સ્ત્રી પોતાના પૂર્વજન્મનું વૃત્તાંત જાણી પૃથ્વી ઉપર ઘુંટણભેર બેસી ચંદ્રમા તરફ સ્થિર દૃષ્ટિ કરીને, આ પ્રમાણે બોલી; "હે લોકનાથ! હું જો સતી, પતિવ્રતા હોઉં તો, આજ, મારો પતિ, જળના વાસમાંથી મુક્ત થઇને સ્વર્ગમાં પધારો!" આમ જ્યાં તે કહે છે એવામાં આકાશમાંથી એક વિમાન નિચે ઉતર્યું; અને તેમાં બન્ને સ્ત્રી પુરૂષ બેસીને સ્વર્ગમાં સીધાવ્યાં. ખરેખરી પતિવ્રતા સ્ત્રીઓને ત્રણભૂવનમાં કશુ અસાધ્ય નથી. અને તે બે બ્રાહ્મણના પુત્રો, આ પ્રમાણે વિમાનમાં બેસીને આકાશ જતાં સ્ત્રી પુરૂષને જોઇ અત્યંત આશ્ચર્ય પામ્યા. પછી યશોધર ને લક્ષ્મિધરે બાકીની રાત્રિ તે વનમાં ગાળી, પ્રભાત થયું એટલે બન્ને ભાઇ ત્યાંથી ચાલતા થયા. ચાલતાં ચાલતાં સાયંકાળે વળી પાછા એક નિર્જન વગડામાં એક વૃક્ષ પાસે આવી પહોચ્યા. ત્યાં તે બન્ને ભાઇને પાણીની ઘણી તૃષા લાગી હતી અને તેઓ જ્યાં પાણીની શોધ કરતા હતા તેવામાં પેલા ઝાડમાંથી આ પ્રમાણે વાણી સાંભળી; "હે બ્રહ્મપુત્રો! જરાક ઠેરો! તમે મારે ઘેર આવ્યા છો માટે હું આજે તમારી સ્નાન, ખાન અને પાનથી પરોણા ચાકરી કરીશ." તુરત વાણી બંધ પડી. પછી ત્યાં એક પાણીની વાવ ઉત્પન્ન થઇ, ને તેના કિનારા ઉપર વિચિત્ર ખાન પાન તૈયાર થઇ રહ્યું. તે જોઇ બન્ને ભાઈ આશ્ચર્ય પામ્યા કે: "આનો અર્થ શો?" પછી તે વાવમાં સ્નાન કરી પોતાની ઈચ્છા પ્રમાણે ભોજન વિગેરે જમ્યા. ભોજન કરી રહ્યા પછી સાયંસંધ્યા કરીને તે ઝાડ નિચે બેઠા છે એવામાં તે ઝાડમાંથી એક સુંદર પુરૂષ ઉત્પન્ન થયો; અને તે બ્રહ્મપુત્રોની પાસે આવ્યો. એટલે બન્ને ભાઇએ એક પછી એક તેને પ્રણામ કરી તેની આગતાસ્વાગતા કરીને પોતાની પાસે બેસાર્યો અને પછી પુછ્યું; "તમે કોણ છો?" એટલે તે પુરૂષ બોલ્યો—

## યક્ષ થયેલા બ્રાહ્મણની કથા.

ઘણા લાંબા કાળપર હું એક દુ:ખી બ્રાહ્મણ હતો; અને તેવી સ્થિતિમાં દૈવયોગે મારે એક બુધયતિની સાથે સ્નેહ બંધાયો. તેના સંગથી મેં એક વખતે ઉપોષણ વ્રત કરવા માંડ્યું; પણ એક દિવસે એક શઠ પુરૂષે મને પરાણે જમાડી દીધો. તેને લીધે મારૂં વ્રત ખંડિત થયું અને હું ગુહ્યક થયો છું. હું જો પુરૂં વ્રત કરત તો સ્વર્ગમાં દેવતા થાત.

"આ પ્રમાણે મેં મારૂં વૃતાંત તમને કહ્યું, તો હવે તમે બે તમારૂં વૃત્તાંત મને કહી સંભળાવો. તમે બે ક્યાંથી આવો છો અને આ મારવાડના પ્રદેશમાં કેમ આવી ચઢ્યા છો?" તે સાંભળી યશોધરે પોતાનું વૃત્તાંત કહી સંભળાવ્યું. ત્યારે ગુહ્યક બોલ્યો, "તમે જો વિદ્યાભ્યાસ કરવા જતા હો તો હું તમને મારા પરાક્રમથી વિદ્યામાં પાવરધા કરી શકીશ. તે સંપાદન કરી ઘેર સીધાવો. તે સારૂ પરદેશમાં રખડવાનું શું પ્રયોજન છે?" આ પ્રમાણે કહી તેજ વખતે તે ગુહ્યકે, તે બન્ને બ્રહ્મપુત્રોને જુદી જુદી વિદ્યાઓ ભણાવી. બ્રાહ્મણના પુત્રો તેની શક્તિથી તે વિદ્યા ઝટપટ સંપાદન કરી શક્યા. પછી તે યક્ષે તેઓને કહ્યું; "વિપ્રકુમારો! હવે હું તમારી પાસે ગુરુ દક્ષિણા માગું છું. તમારે બન્ને જણાએ મારે માટે उषोषण व्रत આરંભી તે નિમિત્તે ઉપવાસ કરવો. વ્રતારંભ કર્યા પછી સત્ય બોલવું, બ્રહ્મચર્ય વ્રત પાળવું, દેવને પ્રદક્ષિણા કરવી, મધ્યાહ્ન સમયે ભોજન કરવું, મનોનિગ્રહ ધરવો અને ક્ષમા રાખવી. આ વ્રત એક રાત્રિ કરી, તે વ્રતનું ફળ મને અર્પણ કરવું, જેથી મારૂં વ્રત સંપૂર્ણ થશે, અને હું દેવતા થઇશ." આ-પ્રમાણે તે યક્ષે બન્ને જણને કહ્યું, એટલે બન્ને બ્રાહ્મણ પુત્રોએ નમ્રતાથી કહ્યું, અમે એમ કરીશું. એમ કહી તેનું કેહેવું માન્ય રાખ્યું એટલે તે યક્ષ તે ઝાડમાં અદ્રશ્ય થઇ ગયો.

પછી બન્ને વિપ્રકુમાર, પ્રવાસ કર્યા વગરજ પોતાનો અર્થ સિદ્ધ કરી ત્યાં એક રાત્રિ રહી, પાછા પોતાના ઘર તરફ આવી સર્વ વૃત્તાંત પોતાના માત પિતાને કહી પ્રસન્ન કર્યાં; અને યક્ષને વ્રત પુણ્ય અર્પણ કરવા માટે ઉપવાસ કર્યો; એટલે તે યક્ષ આકાશચારી વિમાનમાં બેસી જ્યાં તે રહેતા હતા ત્યાં આવીને બોલ્યો; "હું તમારી કૃપાથી યક્ષની જાતિમાંથી મુકત થઈ દેવલોકને પામ્યો છું. માટે તમારે પણ તમારા પોતાને માટે આ વ્રત કરવું. એ વ્રત કરવાથી તમે બન્ને મરણ પછી દેવપણાને પામશો. અને મારા વરદાનથી તમને અનરગળ નાણું મળશે." આમ કહી તે ગુહ્યક વિમાનમાં બેસી સ્વર્ગમાં ગયો. ત્યાર પછી યશોધર અને લક્ષ્મીધર બન્ને ભાઇઓએ, તેણે કહેલું વ્રત કરી, યક્ષથી પ્રાપ્ત થયેલી વ્યવહાર વિદ્યાવડે સુખમાં રહેવા લાગ્યા.

"આ પ્રમાણે, જુઓ મહારાજ, જે મનુષ્ય ધર્મ વિષે પ્રવર્તે છે અને કષ્ટાવસ્થામાં પણ શિયળવ્રત પાળે છે તેનું દેવતાઓ પણ રક્ષણ કરે છે; અને તેનું મનોવાંછિત પૂરણ પણ કરે છે." નરવાહનદત્ત, શક્તિયશા પ્રિયા ઉપર ઉત્કંઠાવાળો હતો તોપણ, વસંતકે ઉપર પ્રમાણે અદ્ભૂત કથા કહી તેથી ખુશ ખુશ થઇ ગયો. પછી ભોજનનો સમય

થયો એટલે તેના પિતાએ તેડું મોકલ્યું કે તુરત પોતે પોતાના મંત્રીઓ સહિત પિતાની પાસે ગયો. ત્યાં પોતાને પસંદ પડતા પદાર્થો જમ્યા પછી સાયંકાળે, પોતાના મિત્ર ગોમુખ વિગેરેની સાથે પોતાના વિલાસભવનમાં ગયો.

ગોમુખે નરવાહનદત્ત કુમારને પ્રસન્ન કરવા માટે ફરીથી કથા કહેવી શરૂ કીધી, તે બોલ્યો; "સાંભળો મહારાજ! હું તમને આ એક બીજી વિલક્ષણ કથા કહું છું તે.

## વાનર અને શિશુમારની કથા.

ઉદમ્બરાના મહાઅરણ્યમાં, સમુદ્ર તીરે એક મોટો વાનર, જેનું નામ બલીમુખ હતું તે પોતાના ટોળામાંથી વિખુટો પડીને એકલો રહેતો હતો. એક દિવસે તે વાંદરો હાથમાં ઉંબરાનું ફળ લઇને ખાતો હતો, પણ તે એકાએક તેના હાથમાંથી સમુદ્રમાં પડ્યું, જે સમુદ્રવાસી એક શિશુમાર આનંદથી ખાવા લાગ્યો. તે ફળનો સ્વાદ ચાખ્યાથી શિશુમાર ઘણો ખુશી થયો અને હર્ષના અવાજ કરવા લાગ્યો. પેલો વાનરો તે સાંભળીને ઘણો પ્રસન્ન થઇ ગયો ને બીજાં ઘણાં ફળ તેની તરફ ફેંક્યાં. એ રીતે તે વાનરો હંમેશાં તેના તરફ ફળ ફેંકતો હતો અને શિશુમાર મધુર ધ્વનિ કરી તે ખાતો હતો, તે જ્યાં સુધી બન્ને જણાને પૂર્ણ મિત્રતા થઇ નહીં ત્યાં સુધી એ રીતે ખેલ કર્યા કરતા હતા. એ રીતે જળવાસી શિશુમાર નિત્ય કિનારા ઉપર રહેનારા વાનરાની પાસે બેસતો અને છેક સાયંકાળે પોતાને ઘેર જતો હતો.

શિશુમારની સ્ત્રીને આ મિત્રતા વિષે ખબર પડી એટલે હંમેશાં દિવસે પતિનો વિરહ કરાવનારા વાનરની મિત્રતા ઉપર ઉદાસ થઇ ગઈ. તેથી તે એક દિવસે ઢોંગ કરી માંદી પડી. લપુડો શિશુમાર સ્ત્રીને બીમાર જોઇ ગભરાઈને વારંવાર પુછવા લાગ્યો કે, "હે પ્રાણપ્યારી! બોલ, તને શું કરે કે તેથી તું સાજી થશે?" શિશુમારે ઘણા આગ્રહથી પુછ્યું તોપણ તેણીએ પ્રત્યુત્તર આપ્યો નહીં, પણ અંતે તેનું રહસ્ય જાણનારી એક સખીએ તેને પ્રત્યુત્તર આપ્યો કે, "આ તમારી સ્ત્રી જાણે છે કે એનો ઉપાય હું કહીશ તોપણ મારો પતિ તે કરશે નહીં, માટે તે કહેવાને ઇચ્છતી નથી; તો પણ હું કહું છું. ડાહ્યો મનુષ્ય પોતાના સંતાપનું કારણ મિત્રથી કેમ છુપાવી શકે? તમારી ભાર્યાને મહામોટો રોગ ઉત્પન્ન થયો છે, જે રોગ વાનરાના કલેજાના કમળના આસવના પાન વગર કદાપિ મટે તેમ નથી." આ પ્રમાણે લટપટ શિશુમારની સ્ત્રીની પ્રિય સખીએ ઉત્તર આપ્યો એટલે શિશુમાર વિચાર કરવા લાગ્યો કે, "હાયરે! હું વાનરાનું હૃદયકમળ કેમ મેળવી શકીશ? એ વાર્તા હજારો ઉપાયે પણ બની

શકે તેમ નથી. ખરેખર આકાશપુષ્પને લઈ આવવા જેવી એ વાત છે. શું હું વાનરા સાથે છળપ્રપંચ કરૂં તે યોગ્ય છે કે? પણ આમ વિચાર કરીશ તો મારી પ્રાણ સમાન વહાલી પત્નિને શી રીતે સાજી કરી શકીશ?" પછી તેના મનમાં નવનવા તર્ક વિતર્ક ઉઠવા લાગ્યા ને જ્યાં વિનય વાસ હતો તેની જગ્યાએ અવિનય આવી બેઠો. આ સર્વેનું કારણ સ્ત્રીના ચેહેરાની એક મોહિની હતું. તે મન સાથે વિચારવા લાગ્યો, કે "કદી તે મિત્ર છે, પરંતુ તે મિત્ર શું કામ આવવાનો છે? આ મારી સ્ત્રી મને પ્રાણ કરતાં વધારે પ્યારી છે, તેના ઉપર મારૂં જીવન છે, ને હું મારા દિવસો આનંદમાં ગુજારૂં છું. તે નહીં હોય તો પછી મારે બીજા શા ખપના?" આવો મન સાથે વિચાર કરી શિશુમારે પોતાની સ્ત્રીને કહ્યું; "પ્રિયે! જો તારી તેમ મરજી હોય તો હું તે વાનરાને આખોને આખો અહી લાવીશ, ભલે તું તેનું હૃદયકમળ ખાજે. પણ પ્રાણવલ્લભા! તું શા માટે દિલગીર થાય છે?" આમ કહી તે, વાનર મિત્ર પાસે ગયો; અને કોઈએક વાતનો પ્રસંગ કાઢી નિચે પ્રમાણે કહેવા લાગ્યો—"મિત્ર! તેં આજ દિન પર્યંત મારૂં ઘર અને મારી સ્ત્રી જોયાં નથી. માટે એક દિવસ રહેવા માટે મારે ઘેર ચાલ. જે કોઈ મિત્રતા થયા પછી પરસ્પર એક બીજાને ત્યાં જતા આવતા નથી ને અન્યોઅન્ય એક બીજાને ઘર જઇ જમી જમાડતા નથી, તેમ એક બીજાની સ્ત્રીઓને મળે હળે નહીં, તે મિત્રતા નહિં પણ કૈતવજ માનવું." આ પ્રમાણે કહી તે વાનરને છેતરી સમુદ્રમાં ઉતાર્યો. પણ તે શિશુમાર જ્યાં તેને પોતાના હાથ ઉપર ઉપાડી જળમાં ચાલવા માંડે છે ત્યાં તે ભયભીત અને આકુળવ્યાકુળ બનીને ચાલતો જણાયો. ત્યારે વાનરો બોલ્યો—"ભાઈ! આજે તો મને તું કંઇ જુદાજ પ્રકારનો જોવામાં આવે છે." તે સાંભળ્યા છતાં શિશુમારે ઉત્તર આપ્યો નહીં, પણ જ્યારે વાંદરાએ આગ્રહથી પુછ્યું, ત્યારે પોતાના હાથ ઉપર બેઠેલા વાનરને, મૂર્ખ શિશુમાર નિચે પ્રમાણે કહેવા લાગ્યો—"વાત તો એમ છે કે આજ મારી ભાર્યા માંદી પડી છે; અને તેણે મને કહ્યું કે વાંદરાના હૃદયકમળના આસવપાન વગર તેનો રોગ મટવાનો નથી; ને તેને લીધે હું ઉદાસ છું." જ્યારે તે શાણા વાંદરાએ આ પ્રમાણે તેનું ભાષણ સાંભળ્યું ત્યારે મનમાં બોલ્યો—"સત્યાનાશ! આજે તો મુવાજ છુટ્યા. આ પાપી શિશુમાર મને એ કામ માટેજ અહીં લઇ આવ્યો હશે. અરેરેરે!!! આ મુર્ખો! સ્ત્રીની મોહજાળમાં ફસાઈને મિત્રનો દ્રોહ કરવા તૈયાર થયો છે. પણ એમાં આશ્ચર્ય શું છે? જે માણસને ભૂત વળગે છે તે દાંતવડે પોતાના શરીરને બચકાં ભરતો નથી?" આવો વિચાર કરી તે વાંદરો શિશુમાર પ્રત્યે બોલ્યો; અરે વાહ! એમાં તું ઉદાસ શું કામ

થાય છે? જો એમ હોય તો તેં મને આગળથી કેમ કહ્યું નહીં? હું તારી સ્ત્રીને માટે કલેજું લઇને આવત. હમણાંતો મેં મારૂં કલેજું મારા રહેવાના ઉંબરાના વૃક્ષ ઉપર મુકયું છે." તે સાંભળી પેલો મૂર્ખ શિશુમાર ગભરાટમાં પડયો અને નિચે પ્રમાણે બોલ્યો; "ત્યારે તો ભાઇ, કૃપા કરીને ઉંબરના ઝાડ ઉપરથી તે લઇને પાછો આવ." આમ કહી તે શિશુમાર, તે વાંદરાને ફરીથી સમુદ્રના કિનારા ઉપર લઇ આવ્યો; અને જ્યાં વાનરને ઉતાર્યો કે કાળના હાથમાંથી છુટયો હોય તેમ તે શિશુમારના હાથમાંથી છુટી, કીનારા ઉપર આવી, થેકડો મારી ઉંબરાના ઝાડ ઉપર ચઢી ગયો; અને બોલ્યો; "અલ્યા મૂર્ખા! ચાલ, હવે રસ્તો માપ! શરીરથી હૃદય કયાંઈ જુદું હોય છે ખરૂં કે? પણ આતો મેં આ રીતે તને છેતરી તારી ફાંસીમાંથી મારા શરીરને મુક્ત કર્યું છે. હવે હું ફરીથી ત્યાં આવીશ નહીં. તેં શું આ વિષય ઉપર એક મૂર્ખ ગધેડાની વાર્તા સાભળી નથી?

## સિંહ અને ગધેડાની કથા.

કોઇ એક વનમાં એક સિંહ રેહેતો હતો, તેનો કાર્યભારી શિયાળ હતો. એક વખતે એક રાજા તે વનમાં શિકાર ખેલવા માટે આવ્યો તેણે હથીઆરવતી તે સિંહને એવો તો ઘાયલ કરી મૂકયો કે નીચે મુખે, છાનોમાનો તે ગુફાની અંદર પેસી ગયો. પેલો શિકારી રાજા શિકાર કર્યા પછી પોતાને ઘેર ગયો, પણ પેલો ઘાયલ થયેલો સિંહ ગુફામાંજ પડી રહ્યો, ને તે ભુખને લીધે ઘણોજ અશક્ત થઇ ગયો. તેની પાસે તેનો કાર્યભારી શિયાળ હતો, જે સિંહના ખાધામાંથી બચેલા માંસ ઉપર આહાર કરતો હતો, તે પણ સિંહની અશક્તિથી ભુખે મરવા લાગ્યો. ત્યારે તે સિંહની પાસે જઇને બોલ્યો; "હે મહારાજ! આપ આ ગુફામાંથી બાહાર નિકળીને શા માટે આહાર ખોળતા નથી? કારણ કે તમારા બેઠા રહેવાથી તમે અને તેની સાથે તમારા માણસો પણ દુ:ખી થાય છે." આ પ્રમાણે તે શિયાળે કહ્યું એટલે સિંહ બોલ્યો, "હે મિત્ર! હું ઘાથી ભરપૂર છું, માટે ગુફાની બહાર જરા પણ ચાલી શકું તેમ નથી. પણ મને જો ગધેડાના કાન અને કાળજું ખાવા મળે તો મારા ઘા રૂઝાઇ જાય અને હું સાજો થાઉં. માટે તું જા ને કયાંઇથી પણ ઝટપટ મારે માટે એકાદ ગધેડો લઈ આવ." આ પ્રમાણે સિંહે કહ્યું એટલે શિયાળ ત્યાંથી ગધેડાની શોધ કરવા નિકળી પડયો. તે ફરતો ફરતો એક વેરાન જગ્યામાં જઇ પહોચ્યો, જ્યાં એક ધોબીના ગધેડાને દીઠો; એટલે તેની પાસે જઇને, જાણે ઘણા સ્નેહથી પુછતો હોય તેમ પુછવા લાગ્યો; "અલ્યા કેમ તું દુબળો પડી ગયો છે?" તેણે જવાબ દીધો, "હું હંમેશાં આ ધોબીનો ભાર ઉપાડી ઉપાડીને દુર્બળ થઇ ગયો છું." ત્યારે પેલો શિયાળ બોલ્યો; "તું અહી રહીને દુ:ખ શા માટે ભોગવે છે? ચાલ મારી

સાથે, હું તુંને સ્વર્ગના જેવું સુખ આપનારા એક વનમાં લઇ જાઊં; જ્યાં તું ગધેડીના સમાગમમાં રહી શરીરે મતબાલો થઇશ.” તે સાંભળી ભોળો ગધેડો, વૈભવ માંણવામાં ઉત્કંઠિત થયો, ને શિયાળની સાથે, જે વનમાં સિંહ હતો તે વનમાં ગયો. જ્યારે સિંહે તેને જોયો ત્યારે મરણ શરણ થવાથી તે ઘણોજ દુબળો થઇ ગયો હતો, તોપણ એકદમ તે ગધેડાની પીઠ પાછળ પંઝો માર્યો; એટલે ગધેડાએ તેને જોયો,તો સિંહને દીઠો એટલે ભય પામીને તે ત્યાંથી એકદમ નાસી ગયો. સિંહ તેની પાછળ દોડ્યો, પરંતુ તે વિહ્વળ અને આકળો થઈ ગયો હતો તેથી તેને પોહોંચી શકયો નહીં. આ પ્રમાણે પોતાનું કામ સિદ્ધ થયું નહીં ત્યારે સિંહ તુરત પોતાની ગુફામાં પેસી ગયો. પછી જંબુક મંત્રીએ સિંહને ઠપકો આપીને કહ્યું; “હે મહારાજ! આપ આ બીચારા ગધેડાને પણ મારી શકયા નહીં ત્યારે હરણ વિગેરેને કેમ મારી શકશો?” તે સાંભળી સિંહે ઉત્તર આપ્યો; “જેમ તં પ્રથમ ગધેડાને સમજાવીને આણ્યો હતો તેમ ફરીથી તે ગધેડાને લઇ આવ; એટલે પછી તને સર્વે ખબર પડશે. હવે હું તૈયાર થઇને બેઠો છું. તે આવશે કે હું તેને સત્વર મારી નાખીશ.” આ પ્રમાણે કહી તે સિંહે ફરીથી શિયાળને મોકલ્યો. પછી તે શિયાળ ધીમે ધીમે ગધેડા કને જઇને બોલ્યો; “વાહવાહરે વાહવાહ! એમ તું શા માટે નાસી આવ્યો?” ત્યારે ગધેડો બોલ્યો; “મને ત્યાં કોઇ એક પ્રાણીએ ઘા માર્યો.” ત્યારે તે શિયાળે હસીને ફરીથી ગધેડાને કહ્યું; “તને તો મિથ્યા ભ્રમજ થયો, ત્યાં તો તેવું કોઇએ જાનવર નથી. મારા જેવો પણ ત્યાં સુખમાં રહે છે તો બીજાનું શું થાય? માટે તું મારી સાથે તે સુખમય વનમાં ચાલ.” આ પ્રમાણે શિયાળનાં વચન સાંભળી મૂર્ખ ગધેડો ફરીથી તેની સાથે િ વનમાં દાખલ થયો. સિંહે ગધેડાને આવ્યો જોઇ ગુફાના બારણા બહાર નિકળી તેની પાછળના ભાગ ઉપર તલપ મારી, નખથી તેને નાખીને મારી નાખ્યો; અને પછી તે સિંહે તે ગધેડાને ચીરી તેના ઉપર શિયાળને ચોકી કરવા માટે બેસાડી, શ્રમિત થયો તેથી કરવા માટે ગયો. એ અરસામાં પ્રપંચનિપુણ શિયાળ, પોતાની ભુખ ડવા માટે તે ગધેડાના કાન અને કલેજું ઓહીયાં કરી ગયો. સિંહ સ્નાન કરીને આવ્યો અને જુવે છે તો ગધેડાનું કલેજું અને કાનજ નહીં, એટલે તેણે શિયાળને પુછયું કે આ ગધેડાના કાન તથા કલેજું કયા ગયાં? એટલે શિયાળે તેને ઉત્તર આપ્યો, “મહારાજ! તેને પ્રથમથીજ કાન અને કલેજું ન હતું. કારણ કે તે જો હોત તો, અહીંથી નાસી ગયા પછી પાછો કેમ આવત?” તે સાંભળીને સિંહે, ‘તેમજ હશે’ આમ માની તેનો અહાર કીધો, અને જે બાકી બચ્યું તે શિયાળે ફરીથી ખાધું

આ પ્રમાણે તે વાંદરાએ શિશુમારને કહી ફરીથી કહ્યું; "માટે હું ત્યાં ફરીથી આવીશ નહીં અને ગધેડાનું આચરણ કરીશ નહીં." આ પ્રમાણે તે વાંદરાની પાસેથી વાત સાંભળી શિશુમાર મોહને લીધે પોતાનું કામ સિદ્ધ થયું નહીં અને સ્ત્રીને માટે પોતાના મિત્રનો પણ ત્યાગ કરવો પડ્યો તે ઉપર અફસોસ કરતો કરતો ઘેર ગયો. પણ આ પ્રમાણે વાનરની સાથે મિત્રતાનો નાશ થયો તેને લીધે તેની સ્ત્રી સાજી થઈ અને પેલો વાનર પણ પોતાની મરજી પ્રમાણે સમુદ્રના તીર ઉપર ચમન કરવા લાગ્યો.

"માટે બુદ્ધિશાળી મનુષ્યે દુર્જન મનુષ્યોનો વિશ્વાસ કરવો નહીં. દુર્જન અને કૃષ્ણસર્પ ઉપર વિશ્વાસ કરવાથી કોણ સુખને પામે છે?" આ પ્રમાણે મંત્રી ગોમુખે કથા કહી, ફરીથી નરવાહનદત્તને ખુશી કરતો થકો તે બોલ્યો, "હવે ક્રમવાર બીજા મશ્કરી કરવા લાયક મૂર્ખાશાહોની કથા સાંભળો. તેમાં ગાંધર્વ પારિતોષકર નામના એક મૂર્ખની કથા સાંભળો!

## એક ધનવંત અને ગંધર્વની કથા.

કોઇ એક મોટો શ્રીમાન પુરૂષ હતો, તેને ગવૈયાએ ગાયન કરીને પ્રસન્ન કર્યો. ત્યારે તે ધનવંતે ભંડારીને બોલાવી તે ગવૈયાની સમક્ષમાં કહ્યું; "આ ગવૈયાને બે હજાર રૂપીઆ આપ." પેલા ભંડારીએ કહ્યું. "જેવી આપ શેઠજીની આજ્ઞા!" ને તે પછી તે ચાલ્યો ગયો. પેલો ગવૈયો તે ભંડારીની પાછળ જઇ તેની પાસેથી પૈસા માંગ્યા, પરંતુ પેલો ભંડારી તે સાહુકારના કહેવાનો મર્મ સમજ્યો હતો તેથી તેણે પૈસા આપ્યા નહીં. જ્યારે તે ગવૈયો પેલા સાહુકાર પાસે આવીને પૈસા માટે વિનતિ લાગ્યો, ત્યારે તે સાહુકાર બોલ્યો; "બોલ, તેં મને શું આપ્યું. તેના બદલામાં તુંને કંઇ આપું? તેં વીણા વગાડીને મારા કાનને રૂપજાવ્યો, તેમજ મેં પણ દાન વાકયથી તને આનંદ ઉપજાવ્યો વધારે જોઇયે છે?" તે સાંભળી તે ગવૈયો નિરાશ થઇ, હસતો ત્યાંથી ચાલ્યો ગયો.

ું આ દરિદ્રિના કાકાની વાણીથી પત્થરને પણ હસવું નહીં આવે? .હારાજ! બે મૂર્ખ શિષ્યની કથા સાંભળો!

## બે મૂર્ખ શિષ્યની કથા.

એક ગુરુને બે શિષ્ય હતા, જે પરસ્પર એક બીજાનો દ્વેષ કરતા હતા. આ બે શિષ્યોમાં એક શિષ્ય ગુરુના જમણા પગપર દરરોજ તેલ ચોળીને પખાળતો હતો અને બીજો શિષ્ય બીજા ચરણને તેલ ચોળીને પખાળતો હતો. એક દિવસે ગુરુએ જમણા પગની ચાકરી કરનારા શિષ્યને ગામડે મોકલ્યો. સમય થતાં બીજો શિષ્ય, જે ગામમાં રહ્યો હતો તેણે ડાબા પગને ચોળીને

ધોયો, ત્યારે ગુરુએ કહ્યું, "અલ્યા, આજ તું મારા જમણા પગને પણ ચોળીને ધોઈ નાંખ." તે સાંભળી પેલો મૂર્ખ શિષ્ય ઠંડે કલેજે ગુરુ પ્રત્યે બોલ્યો, "તે ચરણ મારા દુશ્મનનો છે, માટે હું તેને ચોળીને નવરાવીશ નહીં." આ પ્રમાણે મૂર્ખ શિષ્યે કહ્યું તોપણ તે ગુરુએ ચરણ ધોવા માટે આગ્રહ કર્યો, એટલે તે મૂર્ખ શિષ્યે, પોતાના શત્રુ શિષ્ય ઉપર ક્રોધ કરી, ગુરુનો જમણો પગ પકડી પત્થર મારીને ભાંગી નાખ્યો. તેથી ગુરુજીએ ચીસો પાડીને આક્રંદ કરવા માંડયું એટલે બીજાઓએ આવી તે શિષ્યને મારવા માંડયો, પછી દિલગીર થતાં ગુરુજીએ તેને મારમાંથી મુક્ત કરી કાઢી મૂકયો. બીજે દિવસે જમણા પગવાળો શિષ્ય ગામડેથી ઘેર આવ્યો, તેણે ગુરુજીને પુછયું, "પિતાજી! તમારા જમણા પગમાં આ શી પીડા થઈ છે?" એટલે ગુરુએ તેને સર્વ વૃત્તાંત કહી બતાવ્યું, તે સાંભળી તે ક્રોધાંધ થઈને બળવા લાગ્યો, અને બોલ્યો; "હું શું શત્રુના ડાબા પગને નહીં ભાગુ?" આમ કહી ગુરુના ડાબા પગને ખેંચીને ભાગી નાખ્યો. એટલે બીજા શિષ્યોએ આવી તે દુષ્ટ શિષ્યને પણ ખૂબ માર માર્યો, પણ ગુરુ કે જેના બંનો પગ ભાંગી ગયા હતા તેણે દયા લાવીને તે શિષ્યને પણ મુકાવ્યો અને ત્યાંથી હાંકી મૂકયો. પછી સઘળા શિષ્ય તે બન્ને જણાની મશ્કરી કરવા લાગ્યા; અને તે બન્ને જણા ત્યાંથી રવંદા મા પી ગયા. પણ ગુરુજી પોતાના ક્ષમા ગુણ વડે દહાડે દહાડે સાજા થયા.

"હે મહારાજ! આવી રીતે મૂર્ખ લોકો અન્યોન્યમાં દ્વેષ કરી પોતાના સ્વામિનું કામ બગાડે છે અને પોતાનું અહિત કરે છે. હવે બે મસ્તકવાળા સર્પની કથા સાંભળો!

## બે માથાવાળા સર્પની કથા.

કોઈએક સર્પ હતો તેને બે મસ્તક હતાં, તેમાં એક પુછડાના ભાગમાં અને એક આગળના ભાગમાં મસ્તક હતું. જે મુખ્ય મસ્તક હતું તેને આંખ હતી, પરંતુ પુછડા તરફનું મસ્તક આંખ વગરનું હતું. તે બંનો મસ્તકને રોજ તકરાર થતી, એક કહે હું મુખ્ય છું, ને બીજો કહે હું. તે સર્પ હંમેશાં મુખ્ય મસ્તક તરફથી બોમેર ફરતો હતો; પણ એક વખતે તેના પુછડા તરફનું મસ્તક માર્ગમાં કષ્ટ પામવા લાગ્યું, અને તે મસ્તક એક લાકડાને મજબૂત વિટાઈ ગયું જેથી તે સર્પની ગતિ બંધ થઇ ગઇ. તેથી તે સર્પ ઘણો ગુસ્સે થયો ને વિચાર્યું કે આગળનું મુખ ઘણું બળવાન છે; તેથી તે મસ્તકને પછાડી કાઢયું; ને આંખ વગરના મસ્તકને આગળ કરીને તે ફરવા લાગ્યો. ફરતાં ફરતાં એક વખતે માર્ગ ન દેખાવાને લીધે રસ્તા ઉપર દાવાનળ સળગતો હતો તેમાં તે જઇ પડ્યો અને બળી મુવો.

"આ પ્રમાણે જે મૂર્ખ પુરૂષો છે તે થોડા ગુણવાન અને ઘણા ગુણવાનને અંતર જાણતા નથી; તે હીન ગુણવાનના સંગમાં રહી પરાભવને પામે છે. હવે ચોખા ખાનારા મૂર્ખની કથા સાંભળો.

## ચોખા ખાનારા એક મૂર્ખની કથા.

કોઇએક મૂર્ખ જમાઈ, સસરાને ઘેર પ્રથમજ આવ્યો હતો, ત્યાં એક સ્થળે સાસુએ રાંધવા માટે સફેદ ચોખા મૂકયા હતા; તે જોઇ ભુખ લાગવાથી કાચા ચોખા, ખાવા માટે તેમાંથી એક મુઠી ભરી મુખમાં ઓરવા લાગ્યો. જ્યાં તેના બન્ને ગલોફાં ભરાઇ ગયાં એટલે તેની સાસુ તરત ત્યાં આવી પહોંચી, એટલે તે શરમનો માર્યો ચોખાને બાહાર કાઢી પણ શક્યો નહીં, તેમ ચાવી પણ શક્યો નહીં. સાસુ જમાઇના મુખ તરફ જુવે છે તો જમાઇના બન્ને ગાલ ફુલિ ગયા છે અને કશું બોલતો નથી; તે જોઇ તેને કંઇ રોગ થયો છે એવી શંકા થવાથી તેણે પોતાના પતિને બોલાવ્યો. તેણે આવીને જોયું તો જમાઇના બે ગાલ સુણી ગયેલા છે એટલે તેણે સત્વરે એક વૈદ્યરાજને બોલાવી મંગાવ્યો. વૈદ્ય આવ્યો અને તેને શોજા થવાની શંકા થઈ તેથી તેણે તેનું મસ્તક પકડી તેના બન્ને હોઠને જુદા કર્યા, તેવાજ તેના મુખમાંથી ચોખા નિકળી પડયા. તે જોઇ ત્યાં ઉભેલાં સઘળાં મનુષ્યો ખડખડાટ હસી પડયાં. "આ પ્રમાણે અજ્ઞાની મનુષ્ય અકાર્ય કરે છે, પરંતુ પોતાના અકાર્યને ઢાંકી શકતો નથી.

## છોકરો અને ગધેડાની કથા.

કેટલાએક છોકરાઓ મૂર્ખ હતા, તે હંમેશાં ગાય વિગેરેને દોહતાં જોયા કરતા હતા. તે ઉપરથી એક દિવસે આનંદમાં આવીને એક ગધેડાને પકડયું અને તેને દોહવા લાગ્યા. તે છોકરામાંથી એક જણ દોહવા મંડયો, બીજાએ દુધનું વાસણ ધર્યું, અને કેટલાએક તકરાર કરવા લાગ્યા કે "હુ પેહેલો દુધ પીશ, હું પેલો દુધ પીશ!" આવી રીતે વિચાર કરતા તૈયાર થઇ રહ્યા હતા, પરંતુ પરિશ્રમ કરવા છતાં પણ તેમાંથી દુધનો લાભ થયો નહીં. "મહારાજા! વાત આ છે કે, મૂર્ખ મનુષ્ય કુપાત્ર સંગે શ્રમ કરે છે, પણ તેથી મસ્કરીપણાને પ્રાપ્ત થાય છે.

## મૂર્ખ બ્રાહ્મણ પુત્રની કથા.

કોઇ એક બ્રાહ્મણનો પુત્ર હતો તે મહા મુર્ખ હતો. એક સમયે તે છોકરાના પિતાએ પોતાના પુત્રને કહ્યું કે, "અલ્યા ભાઈ! તારે કાલે સવારે ગામ જવાનું છે." પેલો મૂર્ખો તે વાર્તા મનમાં રાખી સવાર થઇ એટલે શું કામ કરવાનું છે તે પુછ્યાગાછ્યા વગર ઠાલોમાલો

તે ગામમાં જઇને, મહેનત કરીને સાયંકાળે પાછો પોતાને ઘેર આવ્યો, અને પિતાને જણાવ્યું કે હું ગામ જઇ આવ્યો છું. ત્યારે તેનો બાપ બોલ્યો, "એ તો ઠીકજ કીધું, પણ ગામ જઈ આવ્યો તેમાં મારો શો શુકરવાર વળ્યો?"

"આ પ્રમાણે જે સામા મનુષ્યનો અભિપ્રાય સમજ્યા વગર કામ કરે છે તેની મશ્કરી બહુ થાય છે, ને હાડમાર થાય છે, પણ કશું કાર્ય સિદ્ધ કરી શકતો નથી."

જ્યારે **વત્સરાજના** કુમાર **નરવાહનદત્તે**, મુખ્ય મંત્રી **ગોમુખના** મુખથી આવી ઉપદેશકારક કથાઓ સાંભળી તે પછી **શક્તિયશાને** મેળવવામાં પોતાની ઉત્કંઠા તેને જણાવી; પછી રાત્રિ ઘણી જવાથી તેની આંખ નિદ્રાથી મિચાવા લાગી તેથી તે પોતાના મિત્રમંડળ સહિત નિદ્રાવશ થઇ ગયો.

## તરંગ ૮ મો.

# નરવાહનદત્તે સાંભળેલી નવી કથાઓ.

બીજી સંધ્યાકાળે પણ **નરવાહનદત્ત** શક્તિયશાને મેળવવાના વિચારથી ઉત્કંઠિત થઇને પોતાના વિલાસભવનમાં બેઠો હતો ત્યારે, **ગોમુખ** મંત્રીએ, રાજકુમારના હુકમથી તેને આનંદ ઉપજાવવા માટે નિચે પ્રમાણેની પુષ્કળ કથાઓ કહી હતી.

### બ્રાહ્મણ અને નોળીઆની કથા.

એક **નગરમાં** દેવશર્મા નામનો એક બ્રાહ્મણ રહેતો હતો; અને તેને **દેવદત્તા** નામની સ્ત્રી હતી, જે કુળમાં, પોતાના પતિ સમાન હતી. તે ગર્ભવતિ થઇ અને દશ માસ વિત્યા પછી તેણે એક પુત્ર રત્નને જન્મ આપ્યો. પેલો બ્રાહ્મણ દરિદ્રી હતો, તોપણ તે પુત્ર તે જાણે એક ભંડાર મળ્યો હોય એમ માનવા લાગ્યો. વૃદ્ધિસૂતક ઉતરી જવા આવ્યું ત્યાર પછી એક દિને, તેની સ્ત્રી નદી ઉપર સ્નાન કરવા માટે ગઇ અને **દેવશર્મા** ઘરમાં રહી છોકરાની સંભાળ રાખતો હતો, એ અરસામાં રાજાના અંતઃપુરની એક દાસી, આ સ્વસ્તિવાચન ઉપર આજીવિકા ચલાવનારા બ્રાહ્મણની પાસે ઉતાવળી ઉતાવળી આવી કહ્યું "મહારાજ ચાલો."બ્રાહ્મણભાઇ, દક્ષણાનો લાલચુ એટલે તે જવા માટે તત્પર થયો ને એક નોળીયાને, બાળકનું રક્ષણ કરવા માટે મૂકતો ગયો. નોળીયાને બ્રાહ્મણે બચપણામાંથી ઉછેરી પોતાના ઘરમાં રાખી મૂકયોહતો. પેલો બ્રાહ્મણ ગયા પછી, અકસ્માત્ તે છોકરાની

પાસે એક સર્પને આવતો દીઠો, એટલે તે નોળીયાએ, પોતે સ્વામી ભક્તિ હોવાથી, તે સર્પને મારી નાખ્યો. પછી તે નોળીયાએ દુરથી દેવશર્માને આવતો દીઠો એટલે બહુ ખુશી થતો થતો સર્પના લોહીવાળા મુખથી તેની સામું ગયો. નોળીઆના મુખને લોહીલોવાણુ જોઈને દેવશર્માને ભ્રમ પડયો કે બેશક આ નોળીઆએ મારા બાળકને મારી નાખ્યું છે, તેથી તે નોળીઆને જોતાંવારજ તેનાપર પથ્થર ફેંકી તેને મારી નાંખ્યો. પણ ઘરમાં આવીને જોયું તો નોળીઆએ મારેલો સર્પ નજરે પડયો; અને તેનો પુત્ર જીવતો સુતો હતો. ત્યારે તે બ્રાહ્મણ મનમાં સંતાપ કરવા લાગ્યો; અને તેની સ્ત્રી સ્નાન કરીને જ્યારે આવી ત્યારે તેણે જાણ્યું કે મારા પતિએ નોળીઆને મારી નાખ્યો છે ત્યારે તે સ્ત્રીએ કહ્યું, "પ્રાણનાથ! જેણે આપણા ઉપર ઉપકાર કર્યો છે, તેને તમે વિચાર કર્યા વગર તેવા નોળીઆને શા માટે મારી નાખ્યો?" આમ કહીને પુષ્કળ ઠપકો આપ્યો.

"તેટલા માટે હે મહારાજ! પંડિત પુરૂષો કોઇ પણ કામ સહસા કરતા નથી. કારણ કે જે માણસ સાહસકર્મ કરે છે તેઓ આલોક અને પરલોક બન્નેમાંથી ભ્રષ્ટ થાય છે. અને વળી જે માણસ વિધિ પ્રમાણે કર્મ કરતો નથી તે માણસ અશુભફળ મેળવે છે.

## મૂર્ખ રોગી અને વૈદ્યની કથા.

દાખલા તરીકે, એક પુરૂષ હતો, જેનું શરીર વાયુથી ઝલાઇ ગયું હતું. એક વખતે એક વૈદ્યે તેને વસ્તિ કર્મ માટે ઔષધ આપીને કહ્યું, "તું આ ઔષધ લઈ ઘેર જા અને વાટ, ને એટલામાં હું આવી પહોચું છું." આ પ્રમાણે કહી વૈદ્ય બીજા દરદીને જોવા ગયો. ત્યાં થોડીકવાર થઈ, એવામાં તો પેલો મૂર્ખદત્ત ઔષધ વાટી, પાણીની સાથે પી ગયો; તેથી તેના અંગમાં પીડા થવા માંડી. પછી જ્યારે વૈદ્ય ત્યાં આવ્યા અને તેણે ઉલટીનું ઔષધ આપી ઉલટી કરાવી, ત્યારે તે મરણ શરણ થએલો મૂર્ખાનંદ મહામેહેનતે જીવ્યો; અને પછી વૈદ્યે કહ્યું, "અરે મૂર્ખા! વસ્તિનું ઔષધ ગુદામાં કામ લાગે છે; પીવામાં કામ આવતું નથી. તેં મારા આવવાની વાટ શા માટે જોઈ નહીં!"

"આ પ્રમાણે પોતાનું પ્રિય કામ પણ વિધિ વગર કર્યું હોય તો તેનું ફળ અશુભ મળે છે. માટે વિદ્વાન મનુષ્યે વિધિનો અનાદર કરી કંઇપણ કર્મ કરવું નહીં. તેથી જે માણસ કંઈપણ વિચાર કર્યા વગર કાર્ય કરે છે, તે એક ક્ષણમાં કામ બગાડી નાખી નિંદા પાત્ર થાય છે.

## મૂર્ખ પુરૂષ અને તપસ્વીની કથા.

દાખલા તરીકે, એક સ્થળે કોઇ મૂર્ખ માણુસ રહેતો હતો, તે એક વખતે પરદેશમાં જવા લાગ્યો. તેની સાથે તેનો છોકરો પણ હતો. રસ્તામાં જતાં જતાં એક મહાઅરણ્ય આવ્યું, ત્યાં સઘળા સથવારાએ પોતાનો ઉતારો કર્યો. થોડીવારે પેલા મૂર્ખ બ્રાહ્મણનો છોકરો ફરતો ફરતો ગમ્મત મેળવવા ખાતર ધાડા વનમાં પેઠો; ત્યાં વાંદરાઓએ તેને વિખી નાંખ્યો, અને મહા કઠાવતિએ તે છોકરો તેના હાથમાંથી છટકી પોતાના પિતાની પાસે આવ્યો. અને જ્યારે તેના બાપે, તે છોકરાને પુછ્યું, "અલ્યા ભાઇ! તને વનમાં કોણે વિખી માર્યો?" ત્યારે તે છોકરો પણ સાથે મૂર્ખ હતો, તેમ પોતે વાદરાને ઓલખતો પણ ન હતો તેથી બોલ્યો; "આ વનમાં, વાળવાળા અને ફળ ખાનારા કેટલાએક છે તેણે મારા શરીરને વિખી નાખ્યું છે." તે સાંભળી તેનો પિતા ઘણો ગુસ્સે થઇ તરવાર ખેંચીને તે વનમાં ગયો. ત્યાં વનમાં કેટલાએક મોટા મોટા કેશવાળા જટિલ જોગીઓને ફળ લેતા જોયા; એટલે તેણે જાણ્યું કે આ લુચ્ચા જટિલોએજ મારા છોકરાને માર માર્યો હશે, આમ ધારી તે તપસ્વીને મારવા માટે દોડ્યો. પણ એવામાં ત્યાં એક વટેમાર્ગુ જતો હતો તેણે કહ્યુ, "અમે વાંદરાઓને દીઠાં છે ને તેણે તારા છોકરાને વિખી નાંખ્યો છે, માટે તું આ મુનિઓને માર માં" આમ કહી તેને હત્યા કરતાં વાર્યો. અને તે પણ દૈવયોગે પાપમાંથી મુક્ત થઈ પોતાના સથવારામાં દાખલ થયો.

"માટે વિદ્વાન માણુસે, કોઇ દિવસ જોયા જાણ્યા વિચાર્યા વગર આગળથી કોઇ પણ કામ કરવું નહીં. વધારે શું! પરંતુ માણુસે હંમેશાં ડાહાપણુ રાખવું જોઈએ. પણ મૂર્ખ લોકો હંમેશાં ઉપહાસને પાત્ર થાય છે, તેમ નાશને પણ પામે છે.

## સોનાની કોથળી મેળવનારા એક મૂર્ખની કથા.

દાખલા તરીકે, એક નિર્ધન મનુષ્ય પ્રવાસે જતો હતો, તેવામાં એક સોનામહોરથી ભરેલી કોથલી પડી હતી તે તેને મળી આવી. તે મૂર્ખાને તે કોથલી જડી એટલે તે લઇને નાશી જવાને બદલે, ત્યાંનો ત્યાંજ ઉભો રહ્યો ને તેમાંની સોનામહોર ગણુવા લાગ્યો. એવામાં જે સંઘવીની કોથળી પડી ગઇ હતી તેને યાદ આવ્યું એટલે તે ઘોડેશ્વાર હતો તેથી જલદીથી દોડતો કે ત્યાં આવ્યો; અને ધન મેળવીને ખુશી થયેલા દરિદ્રી પાસેથી તે સોનામહોરની કોથળી ઝુટવી લીધી. ત્યારે તે દરિદ્રી

એક ક્ષણમાં ધનનો લાભ અને વિનાશ નજરોનજર જોઈ નિચું મુખ કરીને અફસોસ કરતો ઘેર ગયો.

"મુર્ખ શિરોમણી જેવું ધન મેળવે છે તેવુંજ ગુમાવે છે.

## ચંદ્રમાને જોનારા એક મૂર્ખની કથા.

એક મૂર્ખને પુનેમનો ચંદ્ર જોવાની ઇચ્છા થઇ; ત્યારે એક માણસ, કે જેણે નવો ચંદ્રમા જોયો હતો તેણે ચંદ્રમા તરફ આંગળી કરીને કહ્યું કે, "જો આ ચંદ્રમા!" પેલો મૂર્ખ આકાશ તરફથી પોતાની દૃષ્ટિ ખેંચી લઇ તેની આંગળીનેજ જોવા લાગ્યો, તેથી તેણે ચંદ્રમા દીઠો નહીં; પરંતુ પોતાની મશ્કરી કરતાં માણસોને દીઠાં.

"માટે કેટલીક બાબતમાં વિચાર કરવાનું છે. જે વસ્તુ કોઇ રીતે બની શકે તેવી ન હોય તે વસ્તુ પણ બુદ્ધિથી બની શકે છે; તે ઉપર એક કથા સાંભળો.

## ચતુર નારની કથા.

એક સ્ત્રી એકલી એક ગામથી બીજે ગામ જવા માટે નિકળી.માર્ગમાં એક વાંદરો તે સ્ત્રીને લઇ જવા માટે કયાંઇથી અકસ્માત દોડી આવ્યો, એટલે તે સ્ત્રી વાંદરાની તરફ ધસી. તેને વારંવાર આડોતેડો દોડાવતો છેતરીને તે એક ઝાડ ઉપર ચઢી ગઇ. પેલો મૂર્ખ વાદરો હાથથી તે ઝાડ ઉપર ચઢી જઇ તે સ્ત્રીને બે હાથે ઝાડને વચે રાખી વળગી પડયો, એટલે તે સ્ત્રીએ પોતાના બે હાથથી તેજ ઝાડ ઉપર તે વાંદરાના હાથને જકડી લીધા, ત્યાં તો તે વાંદરો સજડ થઇ ગયો, ને તેને લીધે ઘણોજ ચીઢવાઇ ગયો. એવામાં તે માર્ગે કોઇએક ભરવાડ જતો જણાયો, તેને તે સ્ત્રીએ કહ્યું, "ઓ ભલા માણુસ! મારા બે હાથમાંથી જરા આ વાંદરાને તો પકડ, એટલે હું મારા છુટી ગયેલા કેશ બરાબર બાંધી લઉં." પેલા આહિરે કહ્યું, "અહો! હું તેમ કરીશ, પણ જો તું મને તારો પ્રીતમ કરે તો!" તે વાત તે સ્ત્રીએ સ્વીકારી. પછી તે ભરવાડે તે વાનરને પકડી રાખ્યો એટલે તે સ્ત્રીએ તે ભરવાડની છરી લઇને તે વાંદરાને મારી નાખ્યો, અને ભરવાડને કહ્યું કે, "ચાલ, આપણે એકાંત જગ્યામાં જઇએ." આમ કહી તેને બહુ દૂર તેડી ગઈ. અંતે તેઓને કેટલાએક વટેમાર્ગુઓ મળ્યા એટલે તે ભરવાડને મૂકી તે સ્ત્રી મુસાફરોની સાથેજ પોતાને જે ગામ જવાની ઇચ્છા હતી તે ગામ ચાલી ગઇ; અને બુદ્ધિવડે બલાત્કારના દુઃખમાંથી ઉગરી.

"આ રીતે આ સંસારમાં પ્રથમ આચાર બુદ્ધિજ છે; કારણ કે બુદ્ધિથી સંપત્તિ સાથે સંબંધ થતાં વાર લાગતી નથી, પણ બુદ્ધિ વગર વિપત્તિ વિનાશ તરત આવે છે. ધન વગર નિર્ધન મનુષ્ય જીવે છે, પણ બુદ્ધિ વગર

નિર્ધન મનુષ્ય જીવતો નથી. હવે હે માહારાજ! આપને એક વિચિત્ર ને અદ્ભુત કથા સંભળાવું છું.

## ઘટ અને કર્પર નામના બે ચોરની કથા.

કોઇએક નગરમાં ઘટ અને કર્પર નામના બે ચોર રેહેતા હતા. આ બે ચોરમાંનો કર્પર ચોર એક વખતે રાત્રિને વખતે પોતાના મિત્ર ઘટને રાજભવનની બાહાર રાખી, પોતે રાજકુમારીના રંગમેહેલમાં, ખાતર પાડીને દાખલ થયો. આ વખતે રાજકન્યા જાગતી હતી તેણે, ચોરને એક ખુણામાં છુપાયો હતો તે છતાં દીઠો, અને તેને પોતે જોતાંજ કામાતુર થઇ ગઇ, એટલે રંગ રમવાને, પ્રેમાનંદથી પોતા સમીપ બોલાવ્યો. ત્યાર પછી તેની સાથે રતિ રંગ રમી, તેને પુષ્કળ ધન આપીને કહ્યું, "તું જો બીજી વાર અહીં આવીશ તો હું તુંને બીજું ઘણુંજ ધન આપીશ." પછી તે કર્પર ત્યાંથી બાહાર નિકળ્યો; અને આ વૃત્તાંત પોતાના મિત્ર ઘટને કહી બતાવી, રાજાનું સઘળું ધન ઘટને આપી તેને ઘેર મોકલ્યો, અને તે પોતે ફરીથી તેજ વખતે સ્વચ્છંદીપણાથી રાજકુમારીના અંતઃપુરમાં ગયો. જે કામ અને લોભની ફાંસીમાં ફસાય છે તે પુરૂષ શું કાળને જુવે છે કે? પછી કર્પર મેહેલમાં દાખલ થઇ રાજકુંવરી સાથે રાત્રિના રહ્યો, ને મદિરાપાનથી મત્ત બનેલો, ને સુરત વિલાસમાં થાકી ગયો હતો તેથી, તેનીજ સાથે નિદ્રાવશ થઇ ગયો; અને તેથી રાત્રિ વિતિ ગઇ તેનું કંઇ ભાન રહ્યું નહીં. જ્યાં સવાર થઇ એટલે અંતઃપુરની ચોકી કરનારા સિપાઈઓ અંદર આવ્યા અને કર્પરને બેભાન પડેલો જોઇને તેને કેદ કરીને રાજાની સમીપમાં લઇ ગયા અને રાજા આગલ ખડો કીધો; એટલે રાજા તેના ઉપર ઘણો ક્રોધાયમાન્ થઇ ગયો, અને હુકમ કર્યો કે એને મારી નાખો. જ્યારે તેને વધસ્થાનપર લઈ જતા હતા તેવામાં તેનો મિત્ર ઘટ, કે જે પોતાનો મિત્ર રાત્રે આવ્યો ન હતો માટે તેની શોધ કરવા માટે નિકળી પડયો હતો, તે ત્યાં આવ્યો. કર્પરે ઘટને જોયો, અને સંજ્ઞાથી સમજાવ્યું કે તું તે રાજકન્યાનું હરણ કરી તેની સંભાળ લેજે. ત્યારે ઘટે સામી સંજ્ઞા કરી તેની ઇચ્છાને અંગીકાર કરી. પછી ચાંડાળો કર્પરને એક જગ્યાએ લઇ ગયા અને એક વૃક્ષપર લટકાવી દઇ તે પરાધીન ચોરને યમ લોકમાં મોકલી દીધો.

પછી ઘટ ત્યાંથી પોતાને ઘેર ગયો, ને મિત્ર મરણની દિલગીરીમાં પડયો. અને રાત્રિ પડી એટલે તે રાજકન્યાના મેહેલમાં સુરંગ ફોડીને દાખલ થયો. પણ નજર કીધી તો રાજકન્યાને એકાંતમાં બાંધેલી દીઠી, પણ ત્યાં બીજુ કોઇ હતું નહીં. એટલે તે તેની પાસે જઇને બોલ્યો;

"તારે માટે આજે જે કર્પર મરણ પામ્યો, તેનો હું મિત્ર છું. તે મિત્રના સ્નેહ ખાતર તને અહીંથી લેવા માટે હું આવ્યો છું; માટે તારા પિતા કંઇ આડું અવળું કરે તેટલામાં તું મારી સાથે નિકલી નાશ." તે સાંભળી રાજકુમારી ઘણી રાજી થઇ, અને તેનું કહેવું સ્વીકાર્યું, કે તુરત ઘટે તેના બંધન તોડી નાંખ્યાં ને તેને મુકત કરી. પછી તે રાજકન્યાએ પોતાનું શરીર તેને અર્પણ કર્યું ને તેને અધિન થઇ, રંગે રમી, ઘટ સાથે સુરંગ દ્વારે બાહાર નિકળી, તેને ઘેર ગઇ. બીજે દિવસે સવારના રાજાએ સાંભળ્યું કે કોઈ પુરૂષ ગુપ્ત સુરંગદ્વારે તેની કન્યાનું હરણ કરી ગયો છે, ત્યારે તે વિચાર કરવા લાગ્યો કે, "બેશક, જે પાપીને મેં શિક્ષા કરાવી છે, તેનો કોઇપણ સાહસિક મિત્ર હશે, તેણેજ મારી કન્યાનું હરણ કર્યું છે." આવો વિચાર કર્યા પછી રાજાએ પોતાના સેવકોને હુકમ ફરમાવ્યો કે, "તમારે આ કર્પરના શરીરને ચોકી પોહરામાં સાચવવું, અને જે તેને માટે અફસોસ કરતો, તેને બાળવા વિગેરેને માટે આવે તેને તમારે કેદ કરવો, અને તેથી કુળને કલંક લગાડનારી મારી પાપિણી કન્યાને હું પકડી શકીશ." આ પ્રમાણે રાજાએ કહ્યું એટલે ચોકી કરનારાઓ બોલ્યા, "જો હુકમ." અને પછી તેઓ કર્પરના શરીરની રાત્રિ દિવસ ચોકી કરવા લાગ્યા.

પછી ઘટે તપાસ કરીને શું બનાવ બને છે તે જાણ્યું, એટલે તેણે રાજકુમારીને કહ્યું, "પ્રાણવલ્લભા! મારો સાથી કર્પર મારો જીવજાન દોસ્ત હતો અને તેનાજવડે મને આજ ઉત્તમ રત્નના સંગ્રહનો અને તારો લાભ થયો છે. તે મરી ગયો અને મારી સાથેના સ્નેહનો છેડો છોડવીને પરલોકમાં ચાલ્યો ગયો, તોપણ જ્યાં સુધી હું તેના પ્રેમનો બદલો વાળીશ નહીં ત્યાં સુધી હું હજી તેનો કરજદાર છું; અને મારૂં અંતઃકરણ ઠરીને ઠામ બેસનાર પણ નથી. તેથી હું મારી બુદ્ધિના ચાતુર્યથી તેના શબ પાસે જઇ, સઘળા દેખતાં તે મિત્રને નિમિતે અશ્રુ પાડીશ, ને તેના શરીરને અગ્નિદાહ કરી, તેનાં હાડકાંને તીર્થમાં નાંખીશ. પણ તારે મારા વિશે યત્કિંચિત પણ ચિંતા કરવી નહીં, કારણ કે હું કર્પર જેવો અવિચારી નથી." આટલું તે રાજકન્યાને કહી, તેણે તેજ વખતે પાશુપત યોગીનો વેશ ધારણ કરી, હાથમાં એક ખપ્પર લીધું અને તેમાં દધ્યોધન* લઈ, કર્પરના શબની પાસે, જાણે માત્ર તે રસ્તે જતાં સેહેજેજ ત્યાં જઇ ચઢયો છે તેવું બતાવતો, ત્યાં ગયો. પછી મદિરામત્તની માફક ગાવા ને હસવા તથા

* આ એક જાતનો ખાવાનો પદાર્થ થાય છે. એમાં રાંધેલા ચોખા સાથે દહિ જમાવી, તેમાં લાલ મરચાંનો થોડો ભૂકો અને લોણ નાખીને ઠારવામાં આવે છે.

હાંફવા લાગ્યો, અને પાસે ગયા પછી ઠેસ ખાઈને જમીન ઉપર પડયો, કે પેલું દધ્યોદનનું ઠીબડું નિચે પડીને ભાંગી ગયું; એટલે તેણે રોવાનું શરૂ કીધું, "અરેરે! હાય હાય! એ અમૃત ભરેલા કર્પર!* તારૂં શું થયું? તું કયાં ગયું?" એ રીતે ઢોંગ કીધો. તે સાંભળીને ચોકીવાળાએ વિચાર્યું કે તે તો પોતાના ખાવાના પદાર્થ, જે ભિખ માંગી આણ્યા હશે તેનો ને ખપ્પરનો અફ્સોસ કરે છે. પછી તે એક ક્ષણમાં ત્યાંથી પાછો ફર્યો ને પોતાને ઘેર આવી તે સર્વ વૃત્તાંત રાજકુમારીને કહી બતાવ્યું. બીજે દિવસે પોતાના બે ચાકરને સ્ત્રીઓનો પોશાક પેહેરાવી, સ્ત્રી બનાવ્યા ને એકને આગળ રાખ્યો અને બીજાના હાથમાં ધંતુરો અને લાડવાનું એક વાસણ આપી પોતાની પાછળ રાખ્યો; અને પોતે પીધેલા ગામડીઆનો વેશ લઈ સાયંકાળનો સમય થયો એટલે ઘરમાંથી બહાર નિકળ્યો; અને જ્યાં કર્પરના શબની ચોકી કરતા ચોકીવાનો બેઠા હતા તેની પાસે ઠેસુઆ ખાતો ખાતો ગયો. ત્યારે તેઓ પુછવા લાગ્યા; "અલ્યા ભાઇ! તું કોણ છે, અને આ સ્ત્રી કોણ છે, અને તું કયાં જાય છે?" એટલે તે ચોરનો શિરોમણી, ચોકીદારોને ભાગેલા ફુટેલા અક્ષરોથી કેહેવા લાગ્યો; "હું હું ગ–ગ–ગ–ગા–મ–ડી–ઓ છું; આ મારી બા–બા–બા–બા–બાયડી! ને તેનો હું હું મા–મા–માટી માટી! તે ને હું મારા છ–છ–છ–છરાને ઘ–ઘ–ઘેર જાઉછું. મેં મારા છ–છ–છ–છરાને માટે ફ ફ ફક્કડ લાડું લીધા છે લાડું! પ–પ–પ–પણ હવે ત–ત–તમે મારી સાથે આટલી વ–વ–વાતચીત કરી, માટે મા-મા-મા-મા મારા મિત્ર થયા છો, તો–તો–તો તેમાનું અડધું ત્યાં લઈ જઈશ અને અડધું તમને ખ-ખ-ખ ખવરાવીશ." આમ કહી તે ખાવાની વસ્તુમાંથી દરએક ચોકીવાળાને થોડું થોડું આપ્યું. પેલા ચોકી કરનારા તે લઇ હસતાં હસતાં ખાઇ ગયા. આ પ્રમાણે ધંતુરો ખાવાથી દરએક ચોકીવાળા બેભાન થઈ ગયા એટલે ઘટે, તે રાત્રે લાકડાં લઈ આવી કર્પરના શરીરને અગ્નિદાહ કરી દીધું.

બીજે દિવસે પ્રભાતના, તે ચોર ગયા પછી, રાજાને ખબર થઈ કે ચોર પોતાનું કામ કરીને અને સીપાઇઓને મુર્ખા બનાવી ચાલ્યો ગયો છે, એટલે તે મુર્ખોને ઉઠાડી મૂકયા ને તે જગ્યાએ બીજાને મુકીને કહ્યું કે, "તમારે આ અસ્થિ ને રાખપર નજર કરવી, અને એની નજીકમાં જે કોઈ આવવાનો યત્ન કરે તેને પકડવો, અને કોઇની પાસથી, કંઇ પણ ખાવાનું લેવું નહીં." આ પ્રમાણે રાજાએ ચોકીદારોને કહ્યા પછી, તે ચોકી કરનારા રાત્રિ દિવસ ત્યાં કર્પરની ચિતાની ચોકી કરવા લાગ્યા.

---

* સંસ્કૃતમાં કર્પર એટલે ઠીબ એમ પણ અર્થ થાય છે. મરણ પામેલાને દુધ ચોખા ચઢાવવાનો રીવાજ છે, તે પ્રમાણે આ ક્રીયા થઈ.

આ વાર્તા ઘટના જાણવામાં આવી એટલે તેણે એક મંત્ર જાણનારો સંન્યાસી હતો,તેને પોતાનો મિત્ર કરી તેને સમજાવી પોતાનો વિશ્વાસુ બનાવ્યો, અને તે દ્વારા દેવી દુર્ગા પાસેથી મોહનમંત્ર મેળવ્યો. પછી તે મંત્રના પ્રતાપથી, તે મંત્ર જપ કરનારા ભટકતા સંન્યાસીની સાથે જ્યાં કર્પરની રાખ તથા અસ્થિ પડયાં હતાં ત્યાં ગયો; અને સઘળા ચોકીદારોને મોહનમંત્રથી મૂર્છિત કરી મૂકયા, અને કર્પરનાં હાડકાંને લઇ લીધાં. અને પછી તેને ગંગાજીના પવિત્ર જળમાં પધરાવી પાછો ઘેર આવ્યો; અને કર્યા પ્રમાણે સર્વ વૃત્તાંત કહી તે સંન્યાસી સહિત પોતે રાજકન્યાની સાથે, સુખમાં રહેવા લાગ્યો. આ વાત જ્યારે રાજાએ સાંભળી કે ચોર હાડકાં લઇ ગયો છે અને ચોકીદારોને મૂર્છિત કરી મૂકયા છે, ત્યારે ધાર્યું કે આ સર્વ બનાવ–પોતાની કન્યાના હરણથી માંડીને હાડકાં લઈ જવા સુધીનું સઘળું કામ–કોઇક યોગીનું હોવું જોઇયે. તેથી તે રાજાએ પોતાના નગરમાં ઢંઢેરો પીટાવ્યો કે, “જે યોગીએ મારી પુત્રીનું હરણ વિગેરે કર્યું છે ને તે સાથે બીજી કળાકુશળતા દર્શાવી છે તે જો પ્રકટ થશે તો હું તેને મારૂં અર્ધરાજ્ય આપીશ.” તે સાંભળી ઘટે પ્રકટ થવાની મરજી જણાવી, પણ રાજકુમારીએ તેમ કરતાં ઘટને વાર્યો અને કહ્યું કે, “એમ કદી કરતો નહીં. તું રાજાપર કદીપણ વિશ્વાસ મુકતો ના, કેમકે તેણે છળપ્રપંચથી ઘણાને મરણ શરણ કીધાછે.” એટલે ઘટ પ્રકટ પડ્યો નહીં અને ગામમાં રહેવાથી પોતાની ગુપ્ત વાર્તા રખેને પ્રકટ થાય એવી બીકને લીધે તે, સંન્યાસી અને રાજકન્યા બન્નેની સાથે, બીજા દેશમાં ચાલ્યો ગયો.

માર્ગમાં જતાં જતાં તે રાજકન્યાએ એક સમયે એકાંતમાં પેલા સંન્યાસીને કહ્યું કે, “આ ચોરના એક સાથી કર્પરે પાતિવ્રત્યમાંથી મને ભ્રષ્ટ કરી, અને આ બીજાએ મારા ઉંચા કુળમાંથી મને ભ્રષ્ટ કરી છે. તે ચોર મરી ગયો અને આ ઘટ મને જરાપણ ગમતો નથી; પણ તું મને વધારે પ્રિય લાગે છે.” આમ વાર્તા કરી તે સંન્યાસીની સાથે સંકેત કરીને એક રાતના ઘટને મારી નાખ્યો. પછી તે પાપિણી સ્ત્રી અને સંન્યાસી સાથે જતાં હતાં, એવામાં રસ્તામાં ધનદેવ નામનો એક વાણિયો તેમને મળ્યો તેનાપર તે રાજકન્યાનો પ્રેમ બાઝ્યો. તેથી રાજકન્યાએ વાણિયાને કહ્યું, “તમે મને બહુ ગમો છો! આ સાળો મુડીઓ! મુવારેએ! એનું મોઢું બાલો! એ મને જરાએ ગમતો નથી.” પેલો વાણિયો પણ તેની લટા છટા જોઇને તેનાપર પ્રેમાસક્ત થઇ ગયો, ને તેથી તેની સાથે રંગ વિલાસ કર્યા. પછી માર્ગે જતાં એક ગામમાં ત્રણે જણા સાથે એક ધર્મશાળામાં ઉતર્યા. ત્યાં રાત્રિએ તે રાજકુમારી સંન્યાસીને સુતો મૂકી તે

વાણિયા સંગે ચાલી ગઇ. પેલો સન્યાસી પ્રભાતમાં ઉઠીને જુવે છે તો રાજકન્યાને દીઠી નહીં એટલે વિચાર કરવા લાગ્યો–"સ્ત્રીઓમાં સ્નેહ નથીજ, તેમ ચપળતાને લીધે ડાહાપણ પણ નથીજ, કારણ તે પાપિણી મને વિશ્વાસ ઉપજાવી, સુતો વેચી અને સાથે મને લુટીને ચાલતી થઇ છે. પરંતુ તેણે મને ઘટની માફક મારી નાંખ્યો નહીં એટલો હું ભાગ્યશાળી છું." આવો વિચાર કરી તે સન્યાસી પોતાના દેશમાં ચાલ્યો ગયો.

## ધનદેવની વહુની કથા.

અને પેલી રાજકન્યા વાણિયાની સાથે તેના દેશમાં ગઈ. ધનદેવ જ્યારે પોતાના દેશમાં ગયો ત્યારે વિચાર કરવા લાગ્યો કે, "હું આ વેશ્યા સ્ત્રીને એકદમ ઘરમાં કેમ દાખલ કરૂં? તેને પરભારી ઉતારવી એ ઠીક છે." આવો વિચાર કરી સંધ્યાકાળ થઈ હતી તેથી તે વાણિયો પોતાના ગામમાંની એક ઘરડી ડોકરીને ઓળખતો હતો ત્યાં રાજકન્યાને લઇને ગયો; અને રાત્રિને સમયે ધનદેવે પેલી અજાણી ઘરડી ડોકરીને પુછ્યું, "માજી! તમને ધનદેવ શેઠના કુળ કુટુંબની કંઇ ખરખબર છે?" તે સાંભળી પેલી ઘરડી ડોકરી, તેને ઓળખ્યા વગર બોલી, "ભાઈરે, બીજી શી વાર્તા કહું? એ ધનદેવની સ્ત્રી નવનવા પુરૂષોની સાથે દરરોજ રંગ ભોગ રમ્યા કરે છે તે હું જાણું છું. તે રાંડ દરરોજ રાત્રે પોતાની મેડી ઉપરની બારીમાંથી એક ચામડાની ટોપલી નિચે લટકાવી રાખે છે, તેમાં જે છેલ પુરૂષ આવે છે તેને ઉપર ખેંચી લઇ પોતાના ક્રીડાભવનમાં લઇ જઈ, કુક્કડ રીતે ક્રીડા કરે છે; અને પછી પાછલી રાત્રિ થાય છે ત્યારે તેવીજ રીતે ચામડાની ટોપલીમાં બેસાડી તેને નિચે ઉતારી મૂકે છે. એ રાંડ દરરોજ પુષ્કળ મદ્યપ્રાશન કરીને મદમત્ત બને છે, તેથી તે કંઇ પણ સારાસાર જાણી શકતી નથી. આ રીતે તે સ્ત્રી આખા નગરમાં પ્રસિદ્ધિને પામી છે. તેનો ધણી ઘણા દિવસ થયા પરદેશમાં ગયો છે, પણ હજી આવ્યો નથી."

જ્યારે તે ધનદેવે ડોસીનાં આવાં વચન સાંભળ્યાં ત્યારે મનમાં સંતાપ કરવા લાગ્યો; અને તેના મનમાં શંકા ઉત્પન્ન થઈ તેથી, તેજ વખતે કાંઈ યુક્તિ કરીને પોતાને ઘેર ગયો. ત્યાં તેની દાસીઓએ દોરીએ બાંધેલી ચામડાની એક ટોપલી લટકાવી રાખી હતી, તેમાં પોતે બેઠો, એટલે દાસીઓએ તેને ઉપર ખેંચી લીધો. પછી ધનદેવ ટોપલીમાંથી બાહાર નિકળી પોતાની સ્ત્રી પાસે ગયો, તો ત્યાં મદિરા પીને મદમાં આંધળી થએલી તેની સ્ત્રી, પતિને ઓળખી શકી નહી તેથી, મદન આવેશમાં પોતાના પતિને વળગીને શય્યા ઉપર લઇ ગઇ. ધનદેવને

પોતાની સ્ત્રીની આવી નઠારી ચાલ જોઇ તેની સાથે વિહાર કરવાની યત્કિંચિત પણ ઇચ્છા થઇ નહીં, એવામાં તો મદિરામત્ત થયેલી તે સ્ત્રી નિદ્રાવશ થઈ ગઇ. પરોઢિયામાં તેની દાસીઓએ તેને પેલી ટોપલીમાં બેસારી બારી-માંથી નિચે ઉતારી મુકયો. નિચે આવ્યા પછી તે વાણિયો ઉદાસ હૃદયે બોલ્યો, "બસ, મને હવે ઘર અંગારારૂપ છે. કારણ કે ઘરમાં સ્ત્રીઓ એક બંધનરૂપ છે, અને તે સ્ત્રીઓ વળી પાછી આવી! કે જે હમણાં મેં મારી નજરે જોયું! હવે ઘર કરતાં વનમાં વસવું પરમ શ્રેય-સ્કર છે." આવો નિશ્ચય કરી ધનદેવ તે રાજકન્યાનો પણ ત્યાગ કરીને, ઘણે દૂર એક વનમાં નિકળી ગયો. રસ્તામાં જતાં જતાં તેને એક રૂદ્રસોમ નામનો બ્રાહ્મણ મળ્યો. તે પરદેશ વેઠીને ઘણે દિવસે પોતાને ઘેર જતો હતો, તેની સાથે ધનદેવને મિત્રતા થઈ. પછી ધનદેવે તે બ્રાહ્મણને પોતાની સર્વે વિતક વાર્તા કહી બતાવી, એટલે તે બ્રાહ્મણને પણ પોતાની સ્ત્રી ઉપર શંકા આવી, પરંતુ ઉપરથી કંઇપણ જણાવ્યા વગર તે વાણિયાની સાથે સાયંકાળે પોતાને ગામ પહોચ્યો.

## રૂદ્રસોમની સ્ત્રીની કથા.

જ્યારે તે ગામમાં આવ્યો ત્યારે નદી નિકટમાં પોતાની હવેલી હતી તેની પાસે એક ગોવાળીયાને મદિરામત્તની માફક ગાયન લલકારતો જોયો. તેની મશ્કરી કરીને તે બ્રાહ્મણે પુછ્યું, "કે અયે ગવલી ગમાર! શું તું કોઇ સ્ત્રીના પ્રેમ ફાંસમાં ફસાયો છે કે આ પ્રમાણે મદમત્ત બનીને રાગડો તાણે છે અને જગતને તૃણસમાન ગણે છે?" તે સાંભળીને પેલો ગોવાળીઓ હસીને બોલ્યો; "અલ્યા ભાઇ! આ બંદા પાસે કેટલીક ગુપ્ત વાત છે તે સાંભળ! આ ગામનો પટેલ રૂદ્રસોમ નામનો એક બ્રાહ્મણ છે. તે ઘણા દિવસ થયા પરદેશ ગયો છે. તેની રમઝુમ કરતી સ્ત્રીની સાથે બંદા રોજ રાતના રંગભોગ ઉડાવે છે. તેની દાસી મને સ્ત્રીનો વેશ પેહેરાવીને ઘરમાં રોજ રોજ લઇ જાય છે, કે જેથી તેના ઘરનાં માણસો હું પુરૂષ છું એમ જાણી શકતાં નથી." ગોવાળીઆનાં આવાં વચન સાંભળી તે બ્રાહ્મણને રૂવેરૂવે ક્રોધ વ્યાપ્યો, પરંતુ તેણે ક્રોધને મનમાં સમાવ્યો અને ખરી વાર્તા જાણવાની ઈચ્છાથી બોલ્યો-"રાંડના ગમાર! તું એ શી લવરી કરે છે? જા જા! એ વાતજ ખરી નથી! જો તારી વાર્તા ખરી હોય તો મને તે જોવાની ઘણી ઉત્કંઠા છે, માટે તું તારો પોશાક આજ મને આપ, એટલે હું પણ તારી પેઠે ત્યાં જઇ તે સ્ત્રીની સાથે વિલાસ ખેલી આવું." ત્યારે તે ગોવાલીઆએ કહ્યું, "ભલે એમ કર. લે આ મારો કાળો કાંબળો અને ધોકો, અને આ નદીના કિનારા ઉપર બેસ. તેની દાસી રાત્રે અહીં આવશે, અને આ પોશાક ઉપરથી રાતે તુંને ગોવાળ ગણી, સ્ત્રીનો પોશાક પેહેરાવશે. પછી તું આજ રાત્રે હીમતથી

ત્યાં જજે અને આ બંદા આજ રાત્રે નિરાંત જીવે ખાટલે પોઢશે! હું કે બાપજી, સમજ્યા કે?" આ પ્રમાણે ગોવાળીઆએ કહ્યું, એટલે પછી રૂદ્રસોમે તેની પાસેથી કાંબળો અને ધોકો લઇ ગોવાળનો વેશ ધારણ કીધો, અને પેલો ગોવાળીઓ, ધનદેવની સાથે છેટે જઇને છાનોમાનો ઉભો રહ્યો. એવામાં સાયંકાળ સમય થયો એટલે પેલી દાસી ગૂપચૂપ ત્યાં આવીને અંધારામાં બેઠેલા બ્રાહ્મણ પાસે જઇ, તેને સ્ત્રીનો પોશાક પેહેરાવી, 'ચાલ આમ,' એમ કહી, તેને ગોવાળીઓ જાણીને, પોતાની સાથે લઇ જઇ તેની સ્ત્રી હજુર પોંચાડ્યો. પેલી સ્ત્રી, તેને ગોવાળીઓ જાણી, ઉછળતા પ્રેમથી દોડી તેને ગળે વળગી પડી; ત્યારે રૂદ્રસોમ પોતાની સ્ત્રીની આ દશા તરફ નજર કરી વિચાર કરવા લાગ્યો; "હાયહાય! દુરાચરણી સ્ત્રીઓ પોતાની સમીપમાં રહેલા નિચ પુરૂષ ઉપર પણ પ્રસન્ન રહે છે. અફસોસ! આ વિષયાંધ મારી સ્ત્રી, પોતાની સમીપમાં રહેલા ગોવાળ ઉપર ફીદા ફીદા થઇ ગઇ છે! હાય!" આવો વિચાર કરી તે સ્ત્રી ઉપર ઉદાસ થઇને કંઇક નિમિત બતાવી, તેજ વખતે અવાજ બદલીને બાહાર નિકળી જઇ, ધનદેવની પાસે આવ્યો: અને પછી પોતાના ઘરનું સર્વ વૃત્તાંત તે વાણિયાને કહીને બોલ્યો કે, "હું પણ તારી સાથે વનમાં આવું છું, ભલે આ ઘરકુટુંબ જળી જાય!" આ પ્રમાણે રૂદ્રસોમે કહ્યું અને તેજ વખતે તે બન્ને જણા સાથે વનમાં ચાલી નિકળ્યા.

## શશીની સ્ત્રીની કથા.

આ બે જણા માર્ગમાં જતા હતા એવામાં ધનદેવનો શશી નામનો એક મિત્ર રસ્તામાં મળ્યો. વાતચિત કરતા તે બન્ને જણાએ તેને પોતાના ઘરની વિતક વાર્તા કહી બતાવી. તે સાંભળીને જેને પરપુરૂષનો ઘણોજ વ્હેમ હતો અને એટલા માટે જે પોતાની સ્ત્રીને ભોયરામાં પૂરીને પરદેશ ગયો હતો, ને ત્યાંથી ઘણે દહાડે પાછો ઘેર આવતો હતો તે શશીને, પોતાની સ્ત્રીનો ઘણો મોટો અવિશ્વાસ ઉત્પન્ન થયો, છતાં મૂગો મૂગો માર્ગે લાગ્યો; અને તે બન્નેને સાથે લઇ સાયંકાળને વખતે પોતાના ગામમાં પોતાના ઘરની નજીકમાં આવી ચઢયો, અને તેણે ધાર્યું કે આ બન્ને જણાની પરોણાચાકરી સારી રીતે કરી મારી સ્ત્રીની મારા પ્રત્યેની પ્રીતિને તેનું સતિત્વ દર્શાવીશ. પણ આવો વિચાર કરીને જ્યાં તે પોતાના ઘરની સમીપમાં જાય છે ત્યાં એક ગંધાતા રક્તપિતિયાને, છેલ પુરૂષ પેરે લલીત લાવણી ગાતો દીઠો. તેના હાથ અને પગ પિતને લીધે ખરી ગયા હતા, તોપણ તે શૃંગારી જણાતો હતો. તેને જોઇ શશી આશ્ચર્ય પામ્યો અને પુછ્યું; "તું કોણ છે, અને આટલો મોજમાં

કેમ આવી ગયો છે?" ત્યારે તે રક્તપિતિયો બોલ્યો, "ઓરો આવ, તું આ બંદાને પીછાણતો નથી? બંદો તો કામદેવ છે કામદેવ!" શશીએ કહ્યું, "એમાં શંકા નથી. તારૂં સ્વરૂપ પણ તે કહી આપે છે કે તું સાક્ષાત્ કામદેવ છે." ત્યારે ફરીને તે પિતિયો બોલ્યો; "સાંભળ, હું તને કંઈ કંઇ કહું! આ ગામમાં શશી નામનો એક લુચ્ચાનો પિર હતો, તે પરપુરૂપનો ઘણો દ્વેષી હતો, તેથી પોતાની સ્ત્રીને ભોયરામાં પુરી તેની સેવામાં એક દાસી રાખીને પરદેશમાં ગયો છે. પણ તે સ્ત્રીને દૈવયોગે બંદાનાં દર્શન થયાં એટલે તે રતિરાણીએ કામાતૂર થઇને પોતાનો દેહ આ બંદાને અર્પણ કરી દીધો છે. દરરોજ જ્યારે રાત પડે છે ત્યારે તેની દાસી પોતાના વાંસા ઉપર બંદાને બેસારીને તેની પાસે ભોયરામાં લઈ જાય છે; અને આ બંદો હંમેશાં તેની સાથે રંગભોગ રમે છે. ત્યારે બોલ હવે, આ બંદો કામદેવ ખરો કે નહીં? કામ વગર બીજા કોને પરસ્ત્રીનો સમાગમ થાય? શશીની રૂપસુંદર સ્ત્રીનો જે પ્રીતમ હોય તે કામદેવ નહીં તો બીજો કોણ?"* પિતિયાનાં આવાં વચન સાંભળી વજ્રના પ્રહાર જેવું શશીને દુઃખ થવા માંડયું, પરંતુ તેની ખાત્રી કરવાની ઇચ્છાથી પોતે પિતિયાને કહ્યું; "ખરેખર તું કામદેવ છે! પણ મેં જે તારી પાસેથી વાર્તા સાંભળી તેમાં મને અદ્‌ભુતાશ્ચર્ય થયું છે. મને તારી વાત પરથી તે સ્ત્રી જોવાની ઘણી ઉત્કંઠા થઇ છે, તો માગણી કરૂંછું કે આજ રાત્રે હું તારો વેશ લઇને ત્યાં જાઉં! તને તો તે હંમેશાં મળ્યા કરે છે, માટે તને કંઇ ઘણી હાની થનાર નથી, તેથી તું મારા ઉપર કૃપા કર, અને એટલી રજા આપ." શશીએ આ માંગણી કીધી ત્યારે તે પિતિઓ બોલ્યો, "ભલે, એ પણ ઠીક છે. તું મારો પોશાક પેહેર અને તારો મને પેહેરવા આપ. તું તારા હાથ અને પગ, મેં જેમ લુગડાથી ઢાંકયાં છે તેમ ઢાંકી અહીં બેસી રહે. જ્યારે અંધારૂ થશે અને સાંઝ પડશે ત્યારે તેની દાસી અહીં આવી મારા સ્વરૂપમાં રહેલા તને, પીઠ ઉપર ઉપાડી લેશે, એટલે તું તેની સાથે મારી પેઠે જજે. મારા હાથ પગ પિતથી ખરી પડયા છે, માટે હું પણ હંમેશાં તેની દાસીની પીઠ ઉપર બેસીને જાઉ છું." આ પ્રમાણે તે પિતિયાએ કહ્યું ત્યાર પછી, તેણે પિતિયાનો પોશાક પેહેર્યો, અને પોતાના હાથ અને પગ ઢાંકીને તેની જગ્યાએ બેઠો. અને બ્રાહ્મણ તથા વાણિયો, જે સાથે આવ્યા હતા તે દૂર જઈ ઉભા રહ્યા. પેલો પિતિયો પણ ત્યાંથી ચાલ્યો ગયો.

એવામાં અંધારૂં થયું અને રાત્રિનો આરંભ થયો કે પેલી દાસી

---

* અંગ્રેજીમાં આમ છે: "તે બીજી સ્ત્રીને કેમ પસંદ કરે?"

પિતિયાના વેશમાં બેઠેલા શશીની પાસે આવી, ને તેને પિતિયો સમજી, "ચાલ," એમ કહી ઉંચકીને પીઠ ઉપર બેસાર્યો; અને રાત્રિને સમયે પિતિયા જારની વાટ જોતી તેની સ્ત્રી પાસે ભોયરામાં લઇ ગઇ. શશીએ પોતાની સ્ત્રીને ભોયરામાં પ્રિતમ વગર દુઃખી થતી દીઠી. પછી તેના અંગનો સ્પર્શ કર્યો એટલે જાણ્યું કે આ મારીજ સ્ત્રી છે-આવો નિશ્ચય કર્યા પછી તે શશીને પણ વૈરાગ્ય ઉત્પન્ન થયો, એટલે પછી પોતાની સ્ત્રી જ્યારે નિદ્રાવશ થઇ ગઇ ત્યારે કોઇ જાણે નહી તેમ ગુપચુપ બાહાર નિકળી ધનદેવ તથા રૂદ્રસોમની પાસે આવ્યો; અને ઉદાસ થઇ તે બન્નેની આગળ પોતાનું વૃત્તાંત જણાવીને કહ્યું, "હાય ! હાય ! સ્ત્રીઓ દ્રોણીમાં વેહેતા જોસબંધ ઝરણા જેવી છે, તેઓ નિચા(ણ) તરફ સદા ધસે છે, તે ચંચળ (કામ ચારિણી) છે, દૂરથી રળીયામણી જણાય છે (પરંતુ પાસે જતાં તો નઠારી લાગે છે, ) કંટક જેવી પીડક છે અને એ રીત ક્ષોભ પામતી એક ગુફાની નદીનું જેમ પાણી પી શકાતું નથી તેમ કુટિલ નારીઓનું બરાબર રીતે રક્ષણ કરી શકાતું નથી. મેં આ મારી સ્ત્રીને ભોયરામાં પુરી રાખી હતી, તો પણ તે પિતિયાપર આશક પડી છે, તો હવે મને ઘર શું કામનું છે? હવે તો મને વનમાંજ સુખ મળશે. ધિક્કાર છે સંસારને!" આ પ્રમાણે સંતાપ કરતા, પોતાના સમાન દુઃખી બન્ને જણાની સાથે, તે રાત્રિ ત્યાંજ ગાળી કાઢી.

## એક નાગદેવ ને તેની સ્ત્રીની કથા.

બીજે દિવસે તે ત્રણે જણા સાથે વનમાં જવા ઉઠયા. ચાલતાં ચાલતાં સાયંકાળે માર્ગમાં એક વૃક્ષ નિચે સુંદર વાવ આવી ત્યાં ઉતારો કરી ભોજન કરી જળપાન કર્યું; અને રાત્રિનો વખત થયો એટલે તે વૃક્ષ ઉપર ચઢીને સુતા. એવામાં એક વટેમાર્ગુ ત્યાં આવીને વૃક્ષની નિચે સુતો. તે માણસને જોયા પછી એક ક્ષણ થઇ ન થઈ તેટલામાં વાવમાંથી એક પુરૂષને નિકળતાં દીઠો, જે પુરૂષે પોતાના મુખમાંથી એક સ્ત્રી અને સુવાનો પલંગ-આ બન્ને બાહાર કાઢયાં. તે પુરૂષ આ સ્ત્રી સાથે રતિ-વિલાસ રમી તે શય્યા ઉપર નિદ્રાવશ થઇ ગયો. ત્યારપછી પેલી સ્ત્રી, તે વટેમાર્ગુને જોઇ પોતાની શય્યા ઉપરથી ઉઠી, કામભરિત તેની પાસે ગઇ, અને રંગે રમી. રમ્યા પછી પેલા વટેમાર્ગુએ પુછયું; "તમે કોણ છો?" ત્યારે તે સ્ત્રી બોલી, "આ નાગદેવ છે; હું તેની સ્ત્રી છું, અને નાગની કન્યા છું. તું જરાપણ ડરીશ મા, કારણકે મેં નવાણું વટેમાર્ગુઓને મારા પ્રિતમ કીધા છે, અને આજે તું શોમો છે." આ પ્રમાણે નાગકન્યા તે વટેમાર્ગુ સાથે વાત કરે છે એટલામાં દૈવેચ્છાથી તે નાગ જાગૃત થયો ને જોયું તો બન્ને જણાને એકાંત સ્થળે વાત કરતાં દીઠાં, કે ક્રોધ વ્યાપ્યો એટલે

મુખમાંથી અગ્નિની જ્વાળા કાઢી તે બન્નેને બાળીને ભસ્મ કરી દીધાં.

જ્યારે તે નાગદેવ ત્યાંથી પાછો વાવમાં ચાલ્યો ગયો ત્યારે ઝાડ ઉપર બેઠેલા ત્રણે જણા પરસ્પર બોલ્યા કે, "જ્યારે શરીરની અંદર રાખવામાં આવેલી સ્ત્રીઓ પણ સાચવવી મુસ્કેલ છે, ત્યારે ઘરમાં રહેનારી સ્ત્રીઓની તો વાતજ શી કરવી? સ્ત્રી જાતીનેજ ધિક્કાર છે." એ રીતે તે ત્રણે જણા વાર્તા કરતા કરતા સંસારની જંજાળમાંથી મુક્ત થઇ વનમાં ચાલ્યા ગયા. વનમાં તે ત્રણેએ ગયા પછી, મૈત્રી–કરુણા વગરે યોગશાસ્ત્રોક્ત ભાવના* સાંધી જેથી તેમનાં અંતઃકરણ શાંત થયાં. અને તેઓ, સારી રીતે બુદ્ધિને વશ કરી સર્વ પ્રાણીઓ ઉપર સમાનભાવ રાખી અનુપમ આનંદદાયક સમાધિ ચઢાવી પરમાર્થસિદ્ધિ મેળવ્યા પછી પાપ માત્રમાંથી મુક્ત થઇ મોક્ષને પામ્યા. અને તે ત્રણેની દુરાચરણી સ્ત્રીઓ પોતાના પાપને લીધે ઘણી માઠી હાલત ભોગવી આલોક અને પરલોકમાંથી ભ્રષ્ટ થઇ થોડા સમયમાં મરણ પામી.†

"આ પ્રમાણે સ્ત્રીઓ ઉપર પ્રેમ ધરાવનારા પુરૂષો સુખ મેળવતા નથી! પણ તેમની તરફ અનાદર કરનારા અને સારાસાર જાણનારા પુરૂષો મોક્ષપદને પામે છે.

શક્તિયશાનો સમાગમ કરવામાં ઉત્કંઠિત નરવાહનદત્તે, ગોમુખ પાસેથી આ પ્રમાણે વળી વાર્તાનો વિનોદ ઘણીવાર સુધી મેળવ્યો ને તે પછી નિદ્રાવશ થઈ ગયો.

---

* યોગશાસ્ત્રોક્ત ચાર ભાવનાઃ–મૈત્રી, કરુણા, મુદિતા ને ઉપેક્ષા. સમાનમાં મૈત્રી, દુઃખીને જોઇ કરુણા, સુખીને જોઈ મુદિતા–હર્ષની વૃત્તિ ને દુષ્ટ અથવા અપકાર કરનાર તરફ ઉપેક્ષા–ઉદાસીનતા. અંગ્રેજી ભાષાંતર કરનારે આ સ્થલે જે ચાર ભાવના જણાવી છે, તે બૌદ્ધદર્શનની છે ને તે આ છેઃ–

૧ सर्वं क्षणिकं क्षणिकम्   २ दुःखं दुःखम्

३ स्वलक्षणं स्वलक्षणम्   ४ शून्यं शून्यम्.

અને અંગ્રેજી ભાષાંતરકાર આનો અર્થ આ પ્રમાણે કરે છે–

(1) Everything is momentary and momentary only :
(2) Everything is pain and pain only :
(3) Everything is individual and individual only :
(4) Everything is baseless and baseless only."

પણ આ પ્રકૃતમાં પ્રસંગ નથી, તેથી અમારા ધારવા પ્રમાણે ઇંગ્રેજી ભાષાંતર કરનારે બૌધમતનો અર્થ લીધો છે તે ભૂલ જણાય છે.

† કર્પર ને ઘટની જે વાર્તા છે તેવીજ વાર્તા સાધારણ રીતે મહીપતરામ રૂપરામની સાસુ વહુની લડાઈમાં "ભાનુસા ને તેના દિકરા"ની છે. આ વાર્તા ને તે વાર્તાના આગળા પાછળા પ્રસંગમાં ફેરફાર છે ખરો, પણ મુદ્દા એકજ છે.

# તરંગ ૯ મો.

## ગોમુખે કહેલી નરવાહનદત્તને નવી કથાઓ. (ચાલુ)

બીજી રાત્રિએ ગોમુખે પ્રથમની માફક નરવાહનદત્તને રંજન કરવા માટે નિચે પ્રમાણે એક કથા કહેવા માંડી.

### વ્યભીચારી નારીની કથા.*

એક નગરમાં એક ધનાઢ્ય સાહુકાર રહેતો હતો, તેને એક પુત્ર હતો, જે બોધિસત્વના અંશમાંથી જન્મેલો હતો. એ છોકરાની માતા મરી ગઈ હતી એટલે તેના પિતાએ બીજી સ્ત્રી કરી હતી. આ સ્ત્રી ઉપર તે સાહુકાર લદ્દબદ્દ થઇ ગયો હતો. તેથી છોકરાની સાવકી માએ તેના બાપને શિખવ્યું કે છોકરાને ઘરમાંથી હાંકી મૂકો. એટલે તેના બાપે છોકરાને ઘરમાંથી રજા આપીને કહ્યું કે તું વનમાં જઈને રહે. પિતાની આજ્ઞા થતાંજ તે છોકરો પોતાની સ્ત્રીને લઇ ઘરમાંથી બહાર નિકળી વનમાં જવાને નિકળ્યો. તેના નાના બંધુને પણ તેના પિતાએ હાંકી કાંઢયો, તે પણ તેની સંગે નિકલ્યો, પણ તે સુશીલ સ્વભાવનો નહીં હોવાથી, તેના વડીલબંધુએ તેનાથી છુટો પડીને બીજી દિશાનો રસ્તો લીધો. જતાં જતાં તે એક મોટા વેરાન જંગલમાં જઇ ચઢયો. તે અરણ્યમાં વૃક્ષ, ઘાસ કે પાણી કંઇજ નહોતું, કેવળ સૂર્યના ગરમ તડકાથી ધગધગતી રેતી હતી, તેને લીધે પગ પણ મૂકાતો નહતો. અને પોતાની પાસે ખાવા માટે ટીમ્મણ પણ નહતું, તેથી બંનો ભુખ્યાંડાંસ થઇ ગયાં હતાં. આવા વેરાન જંગલમાં તે સાત દિવસ સુધી ચાલ્યો, અને પોતાની સ્ત્રી, જે ભુખ તરરસથી અત્યંત પીડાતી હતી, તેને પોતાનું માંસ તથા રૂધીર આપ્યું ને તેણીએ તેનું રૂધીર પાન કરી ને માંસ ખાઈ ક્ષુધા શાંત કીધી. આઠમે દિવસે એક પર્વતવાળા વનમાં તેઓ આવી પહોચ્યાં,ત્યાં નદીના પાણીનો ખળખળાટ શબ્દ થઇ રહ્યો હતો, નવપલ્લવ વૃક્ષો ફળફુળથી લચી રહ્યાં હતાં, ને ચોમેર સૃષ્ટિ સૌંદર્ય શોભી રહ્યું હતું. આવા રમણીય વનમાં પોતાનો મુકામ કરી પ્રથમ ફળ મૂળ વગેરે લઇ આવી, પોતાની દુઃખથી કરમાઇ ગયેલી પ્યારીની સંભાળ લઇ, મોજાની માળાથી અલંકૃત એક પર્વતની નદિ ઉપર તે નાહાવા માટે ગયો. ત્યાં તેણે એક મનુષ્યને નદીમાં તણાતો દીઠો, જેના હાથ પગ કપાઇ ગયા હતા, ને જે મદદ માટે તરફડીયાં મારતો હતો. જો કે ભુખ અને તરસથી પોતે નિર્બલ થઇ ગયો હતો તે છતાં પેલા

* આ કથા દશકુમાર ચરિત્રમાં છે.

વણિક પુત્રના મનમાં દયા આવી એટલે તે વીરલો, નદીમાં પડયો ને તે હીનાંગી પુરૂષને બાહાર કાઢયો. અને પછી તે દયાળુપુરૂષે તેને પોતાના આસન ઉપર લઈ જઇ પુછયું; "ભાઇ તારા હાથ પગ કોણે કાપી નાખ્યા ?" ત્યારે પેલો હીનાંગી બોલ્યો; "ભાઈ ! મારા શત્રુઓએ મારા હાથ ને પગ કાપી નાખી મને મારી નાખવાની ઇચ્છાથી નદીમાં ફેંકી દીધો હતો. પણ તમે મને બાહાર કાઢીને મરણમાંથી ઉગાર્યો છે." તે હીનાંગીનું આવું દયાજનક વૃત્તાંત સાંભળ્યા પછી તે પરાક્રમી પુરૂષે તેના ઘા ઉપર મલમપટ્ટા લગાડી તેને ખાવાનું આપ્યું ને પછી પોતે સ્નાન કરી અહાર કીધો. પછી તે સાહુકારનો પુત્ર, જે બોધિસત્વાંશ હતો તે અને તેની સ્ત્રી, તેજ વનમાં રહ્યાં ને ફળાહાર કરીને તપ કરવા લાગ્યાં.

એક વખતે, તે વણિકપુત્ર કંઇ ફળ તથા મૂળ લેવા માટે વનમાં ગયો હતો, તેવામાં તેની સ્ત્રી કામાતુર થઇ ગઈ, ને જેના ઘા રૂઝાઇ ગયા હતા એવા હીનાંગી સાથે પ્રેમથી રતિક્રીડા કરવા લાગી; અને તેના ઉપર આસક્ત બની તેના પ્રેમમાં લુબ્ધ થઈ રહી. પછી તે સ્ત્રીએ પેલા હીનાંગી સાથે સંકેત કરી પોતાના સ્વામિને મારી નાખવાનો ઠરાવ કીધો, અને તે કાર્ય પાર પાડવા માટે બીજે દિવસે તે દુરાચરણી સ્ત્રીએ યુક્તિ કરીને માંદી પડવાનો ઢોંગ કીધો. પછી મલિન મનવાળી તે સ્ત્રી નદીના કરાડાના એક નિચાણના ભાગમાં, ઉતરી શકાય નહી એવા વિકટ ખાડામાં, એક ઔષધીનું ઝાડ ઉગ્યું હતું તે બતાવીને પોતાના પતિને કહ્યું; "તમે જો મારે માટે પેલી રાજઔષધી લઇ આવશો તો હું જીવી શકીશ." તેનો પ્રતાપ જણાવી દેવતાઓએ મને આમ સૂચવ્યું છે. તે સાંભળી પેલા ભોલા મનના ભર્ત્તારે 'બહુ સારૂં' એમ કહી એક દોરી ઉપર ખડવીટી, તે દોરી એક ઝાડ સાથે બાંધી, તે ઝાલીને ઔપધી લેવા માટે ભયંકર નદીના ઉંડા કરાડામાં ઉતર્યો. પણ જ્યારે તે છેક નિચે ઉતર્યો. એટલે ઉપર ઉભેલી તેની સ્ત્રીએ દોરી તોડી નાખી, કે પેલો વાણીઓ નદીમાં ગબડી પડયો ને નદીના પ્રચંડવેગમાં તણાઇ ગયો. પરંતુ તે પુણ્યવંત હતો તેથી મરતાં બચી ગયો, ને નદીએ તેને ઘણો દૂર લઇ જઇ એક નગરની નજીકના કિનારા ઉપર ઘણો શ્રમિત થયો હતો તેથી એક વૃક્ષની છાયામાં કાઢી નાંખ્યો. પછી તે નદીમાંથી મહાકષ્ટે કિનારા ઉપર આવ્યો ને મનમાં પોતાની સ્ત્રીનું દુષ્ટાચરણ વિચારતો વિચારતો વિશ્રામ લેવા લાગ્યો. હવે એવું બન્યું કે તે જે નગરના પાદરમાં આવ્યો હતો, તે નગરનો રાજા તે દિવસે મરણ પામ્યો હતો. તે દેશમાં જ્યારે રાજા મરણ પામતો ત્યારે ત્યાં એવો ચાલ હતો કે એક મંગળ હસ્તિને નગરમાં ફેરવવો; અને તે હાથી

પોતાની શુંડવતી જે પુરૂષને ઉપાડી પોતાની પીઠ ઉપર બેસારતો હતો તેનો રાજ્યાસન ઉપર અભિષેક કરવામાં આવતો હતો. દૈવેચ્છાથી તે મંગળહસ્તિ આ વાણિયાનું ધૈર્ય જોઇ પ્રસન્ન થયેલો હોય તેમ, ફરતો ફરતો ત્યાં આવ્યો અને તેને શુંડવતી ઉપાડી પોતાની પીઠ ઉપર બેસાડયો. પછી તે સાહુકારનો પુત્ર, જે બોધિસત્વાંશ હતો તેને કાર્યભારીઓ, તત્ક્ષણે નગરમાં લઇ ગયા; અને તેને રાજ્યાસન ઉપર બેસાડયો. તે રાજ્યાસન ઉપર બેઠા પછી મોહિણી ઉપજાવનારી લલિત લલનાઓ સાથે વિહાર કીધો નહીં, પણ કરૂણા, પ્રીતિ, શાંતિ વિગેરે સ્ત્રીઓ સાથે વિહાર કરવા માંડયો.

અને તેની સ્ત્રી પોતાનો પતિ નદીમાં તણાઇ ગયો છે એમ માની, નિશંકતાથી પેલા હીનાંગી પોતાના પ્રિતમને માથે ઉપાડી, આમતેમ દેશોમાં ફરવા લાગી. જે દેશમાં તે જતી તે દેશમાં કહેતી હતી કે, "હું સતી છું, મારા ભર્તારના હાથ અને પગ તેના શત્રુઓએ કાપી નાખ્યા છે, માટે હું ભિક્ષા માગીને તે ઉપર મારી આજીવિકા ચલાવુંછું, માટે મને ભિક્ષા દો." આ પ્રમાણે તે દરએક ગામમાં ને દરએક પૂરમાં ભિક્ષા માંગતી ફરતી હતી, તેમ કરતાં જે નગરમાં પોતાનો પતિ રાજ્ય કરતો હતો ત્યાં આવી. ત્યાં પણ તેણે એજ પ્રમાણે જણાવી ભિક્ષા માંગવા માંડી, એટલે નગરજનોએ તેને પતિવ્રતા ગણી તેની પૂજા કરવા માંડી; અને તે વાર્તા ઠેઠ રાજાના સાંભળવામાં આવી, પણ પછી રાજાએ તેને તેડાવી એટલે તે પોતાની કાંધ ઉપર પેલા હીનાંગીને બેસારીને રાજાની પાસે આવી. રાજા તેને તુરત ઓલખી ગયો ને પછી પુછયું; "તમેજ પેલાં સતીબાઇ કે?" તે સ્ત્રી રાજ્યલક્ષ્મીના તેજમાં છવાઇ ગયેલા પોતાના પતિને ન ઓલખવાથી બોલી, "મહારાજ! હા હુંજ તે સતીબાઈ છું!" તે સાંભલી, બોધિસત્વાંશમાંથી જન્મેલો તે વણિક રાજા ખડખડાટ હસી પડયો ને બોલ્યો; "મને તમારા સતીપણાનો પાકો અનુભવ છે—હું તમારૂં સતિત્વ કેવું છે તે સારી રીતે જાણું છું તે કેમ જાણ્યું તે સાંભળ: હાથ અને પગવાળા જે પતિએ માંસ સ્વરક્ત ખવરાવ્યા છતાં પણ જે માનુષરાક્ષસીને વશ કરી શકાઇ નહીં, તે સ્ત્રી, કે જે મારા માંસ ને લોહીનું હરણ કરનારી હતી તેને આ હીનાંગી પુરૂષે કેવી રીતે તાબે કરીને પોતાની ચાકરડી બનાવી હશે તે બરાબર સમજાતું નથી! તેં તારા પરણેલા નિર્દોષ પતિને શું નદીમાં નાખી દીવો નથી? અને તે કામ કર્યા પછી આ હીનાંગીને ઉપાડીને તું ગામે ગામે ફરે છે કે?" પેલી દુષ્ટ સ્ત્રી આ પ્રમાણે પોતાનું ગુપ્ત વૃત્તાંત ઉઘાડું પાડનાર પતિને ઓળખી, ભયની મારી જાણે મૂર્છા ખાઇ ગઇ હોય, આલેખાઇ હોય, મરી ગઇ હોય તેમ ત્યાંને ત્યાં સજ્જડ થઇ ગઇ. સ્ત્રીને સજ્જડ થઈ ગ-

પેલી જોઇને સભામાં બીરાજેલું મંત્રીમંડળ ઘણુંજ આશ્ચર્ય પામ્યું ને પુછવા લાગ્યું, "મહારાજ! આ શું છે?" એટલે તે રાજાએ ઇત્થંભૂત સ્વચરિત્ર કહી બતાવ્યું. તે સાંભળી મંત્રીઓએ તે વેશ્યા સ્ત્રી, કે જેણે પોતાના પતિનો દ્રોહ કીધો હતો તેનું નાક કાપી, તેના કપાળમાં દોકડાનો ડામ દઇ, હીનાંગી સહિત શેહેરમાંથી હાંકી મૂકી. અને આ પ્રમાણે જોડે જોડું દૈવે ઠીક મેળવ્યું, કેમકે હાથ પગ કપાયલા પુરૂષને નકટીબાઇ મળયાં, અને જે પુરૂષ બોધિસત્વાંશ હતો તેને રાજ્ય લક્ષ્મિ પ્રાપ્ત થઇ.

"આ પ્રમાણે દૈવની ગતિ જેમ આપણા જાણવામાં આવતી નથી, એમજ સ્ત્રીઓના નિચ વિચારવાળાં ને વિચાર રહિત મનની ગતિ પણ, કોઇના જાણવામાં આવતી નથી. અને શીયળ વ્રતપાળનારા, સત્વશીળ, શાંતિશીળ, પુરૂષોની પાસે તેની સ્તુતિ કરીને સંપત્તિઓ પોતે અણચિંતવી આવે છે." આ પ્રમાણે ગોમુખમંત્રીએ કથા કહી, ફરીથી નરવાહનદત્તને નિચેની કથા કહેવા માંડી.

## નિમકહલાલ પશુ ને નિમકહરામ સ્ત્રીની કથા.

એક ઉદાસચિત બોધિસત્વાંશ મનુષ્ય એક વનના કોઇ ભાગમાં ઝાડપાનની એક પર્ણકુટી બનાવી તેમાં રહી તપશ્ચર્યા કરતો હતો. તે પોતે ઘણોજ દયાળુ દીલનો અને સાત્વિકવૃત્તિનો હતો. અને તે, તે વનમાં રહી પોતાના પ્રતાપથી શરણે આવેલા દુઃખી પ્રાણીઓને અને પિશાચોને દુઃખમાંથી મુક્ત કરતો હતો, તેમ બીજાં કેટલાંએક પ્રાણીઓનું જળ તથા અન્નવડે પોષણ કરતો હતો. એક વખતે તે અન્ય પ્રાણીઓના ઉપકાર કરવાના હેતુથી વનમાં ભટકતો હતો એવામાં એક કુવો તેની નજરે પડ્યો, એટલે તે કુવામાં તેણે નજર કીધી. તે કુવામાં એક સ્ત્રીને પડેલી દીઠી, જેણે તે તાપસને જોઇ અંદરથી ઉંચે સ્વરે ચીસ પાડી કહ્યું; "હે મહાત્મા! આ કુવામાં અમે ચાર જણાં છીએઃ હું સ્ત્રી, સિંહ, સ્વર્ણચૂલ પક્ષી અને સર્પ; આ પ્રમાણે અમે ચાર રાત્રે પડયાં છીએ; માટે અમારા ઉપર કૃપા કરી અમને આ કૂવામાંથી બાહાર કાઢો." તે સાંભળી તે તાપસે તે સ્ત્રીને પુછયું, "તમે ત્રણ તો રાત્રે અંધારામાં આંધળાં થઇને કૂવામાં પડયાં હશો એમ સ્વીકારૂં છું, કેમકે તમને માર્ગ સુજયો નહીં હોય—પરંતુ આ પક્ષી કુવામાં કેમ પડયું?" તે સ્ત્રીએ પ્રત્યુત્તર આપ્યો કે, "એમજ તે પણ પારધીની જાળમાં સપડાઇ જવાથી આ કૂવામાં પડી ગયું છે." આ પ્રમાણે તે સ્ત્રીએ જવાબ આપ્યો, તે પછી તે મુનિ, પોતાની તપઃશક્તિથી તેઓને કુવામાંથી બાહાર કાઢવા તૈયાર થયો, પણ તે તેમ કરી શકયો નહીં, પણ ઉલટું તેની તપ-શક્તિ નાશ પામી ગઇ. ત્યારે તે

મુનિએ વિચાર્યું કે, " આ સ્ત્રી કોઇ મોહા પાપી છે, કારણ કે તેની સાથે વાત કરવાથી મારી સિદ્ધિ નાશ પામી જણાય છે. તો હવે આ બાબતમાં કોઇ બીજી યુક્તિ શોધવી જોઈએ." આમ વિચાર કરી તે મહાસત્વે તે સર્વને તૃણની દોરી સાથે બાંધીને કૂવામાંથી બાહાર કાઢયાં, એટલે તે સર્વે તેની સ્તુતિ કરવા લાગ્યાં. પછી મુનિ તેઓને બોલતાં સાંભળી આશ્ચર્યથી–સિંહને, પક્ષિને અને સર્પને પુછ્યું, "કહો મને કે તમારી ભાષા આવી રીતે સ્પષ્ટ કેમ છે, ને તમારો ઇતિહાસ શો છે?" એટલે સિંહ બોલ્યો; "અમે મનુષ્ય જેવી ભાષા બોલીએ છીએ, અને અમને અમારો પૂર્વજન્મ યાદ છે. અમે પરસ્પર એક બીજાનાં શત્રુ હતાં, તેનું વૃત્તાંત ક્રમથી સાંભળો!" આ પ્રમાણે કહી સિંહે પોતાનું વૃત્તાંત નિચે પ્રમાણે કેહેવા માંડયું.

## સિંહની કથા.

હિમાચળ પર્વત ઉપર એક વૈદૂર્યશૃંગ નામના એક રમણીય નગરમાં પદ્મવેગ નામનો એક વિદ્યાધરનો રાજા રાજ્ય કરતો હતો. તેને ત્યાં વજ્રવેગ નામનો પુત્ર જન્મ્યો. તે ઘણો શૂરવીર અને અહંકારી હતો માટે વિદ્યાધરના લોકમાં રહી શૌર્યમદથી છકેલો ફરતો ને હરકોઇ સાથે ટંટા કર્યા કરતો હતો. તેના પિતાએ ઘણીવાર વાર્યો તોપણ તેણે પિતાનું કહેવું માન્યું નહીં, ત્યારે તેના પિતાએ શાપ દિધો કે, "જા, મનુષ્યલોકમાં અવતાર લે." એટલે તે વિદ્યાધરનો મદ ગળી ગયો, ને તેની વિદ્યા નાશ પામી, ને શાપને લીધે બેભાન થઇ જઈ રૂદન કરતો કરતો પિતાની પાસે જઇ પોતાના શાપનો અંત આણવા માટે પ્રાર્થના કીધી. પછી તેના પિતા પદ્મવેગે ક્ષણેક ધ્યાન ધરીને કહ્યું, "તું પૃથ્વી ઉપર બ્રાહ્મણને ઘેર પુત્ર થઇને અવતરીશ, ત્યાં પણ આજ પ્રમાણે તું મદમત્ત બનીશ, ત્યારે તને તારા તે પિતાનો શાપ થશે એટલે તું સિંહ થઇશ ને પછી કુવામાં પડીશ. પછી કોઇ મહાશય સત્વધારી પુરૂષ, દયા લાવી તને કુવામાંથી કાઢી તારો ઉદ્ધાર કરશે.–તેને પ્રતિઉપકાર કરશે ત્યારે તું આપત્તિમાંથી મુક્ત થઇ આ શાપમાંથી પણ મુક્ત થશે." આ પ્રમાણે તેને તેના પિતાએ શાપનો નિવેડો કહ્યો હતો.

ત્યાર પછી તે વજ્રવેગ માળવામાં હરેઘોષ નામના એક બ્રાહ્મણને ઘેર પુત્ર થઇને જન્મ્યો, ને તેનું નામ દેવઘોષ પાડયું. તે ઘણો બળવાન હતો માટે તેના ગર્વથી તેણે ઘણાઓની સાથે વૈર કરવા માંડયું, એટલે તેના પિતાએ કહ્યું, "બેટા! તું બધાની સાથે વૈર કર માં." તોપણ તેણે તેનું કહેવું માન્યું નહીં એટલે તેના પિતાએ ક્રોધ કરીને

શાપ દિધો કે, "અરે દુષ્ટબુદ્ધિ! તને શૌર્યનું અભિમાન છે તો તું હવે સિંહ, જે પોતાના બળપર બહુ મુસ્તાક રહે છે તેમાં અવતાર લે." આ પ્રમાણે દેવઘોષ પિતાના શાપને લીધે વિદ્યાધર હતો તોપણ આ વનમાં સિંહની જાતિમાં જન્મ્યો.

તે સિંહ તે હું છું. હું એક વખતે રાત્રે ભટકતો ભટકતો દૈવયોગે આ કુવામાં પડી ગયો, તેમાંથી તમે મહાસત્વે, મારો ઉદ્ધાર કર્યો છે. હવે હું જાઉ છું, અને તમે કંઇ સંકટમાં આવો ત્યારે મને સંભારજો, એટલે હું તુરત તે સંકટ કાપીશ, અને તેથી હું મારા શાપમાંથી મુક્ત થઇ પૂર્વપદને પામીશ.

આ પ્રમાણે કહી સિંહ વનમાં ચાલ્યો ગયો. ત્યારપછી બોધિસત્વાંશે સુવર્ણ ચૂલ પક્ષીને પુછ્યું, "ભાઇ તારૂં ચરિત્ર કહે," એટલે તે પક્ષીએ પોતાનું ચરિત્ર કહેવા માંડયું.

## સુવર્ણ ચૂલ પક્ષીની કથા.

હિમાચળ પર્વત ઉપર વજ્રદંષ્ટ્ર નામનો એક વિદ્યાધરનો રાજા હતો. તેની રાણીને ઉપરા ઉપરી પાંચ કન્યા જન્મી હતી. તે પછી તે રાજાએ શંકરનું આરાધન કર્યું એટલે તેને પુત્ર પ્રાપ્તિ થઇ; જેનુ નામ તે રાજાએ રજતદંષ્ટ્ર પાડયું. તે કુમાર રાજાને પ્રાણથી પણ વધારે પ્રિય હતો. પુષ્કળ પ્રેમને લીધે રાજાએ તે કુમારને બાલ્યાવસ્થામાંજ માયીક વિદ્યા ભણાવી; ને તે મોટો થયો એટલે તેના કુટુંબીઓ ઘણા હરખાવા લાગ્યાં.

એક દિવસે રજતદંષ્ટ્રે પોતાની મોટી બેહેન સોમપ્રભાને પાર્વતીની આગળ પિંજરક વગાડતી દીઠી, એટલે કુમાર બાલપણાના આગ્રહથી બોલ્યો, "મોટી બેહેન! તે પિંજરક મને આપ, હું વગાડું." તોપણ તેની બેહેને તેને આપ્યું નહી ત્યારે તે કુમારે પોતે ચપળપણાથી બેહેનના હાથમાંથી તે ઝુટવી લઈ પોતે પક્ષીની માફક આકાશમાં ઉડી ગયો. ત્યારે તેની બેહેને શાપ દીધો કે, "તું મારી પાસેથી પરાણે પિંજરક લઇ ઉડી જાય છે તો સુવર્ણચુલ પક્ષી થજે." પછી રજતદંષ્ટ્ર રાજકુમાર બેહેનના ચરણમાં પડીને બોલ્યો,"બેહેન! માફ કર." એટલે તે તેના શાપનો અંત આણવા માટે બોલી; "અરે મૂર્ખા, તું જયારે પક્ષી થઇ અંધારા કૂવામાં પડીશ. ત્યારે કોઈ દયાળું માણસ તારો ઉદ્ધાર કરશે. તું તેનાપર પ્રત્યુપકાર કરશે ત્યારે આ શાપમાંથી મુકત થઇશ." આ પ્રમાણે બેહેને કહ્યા પછી તે કુમાર સુવર્ણચુલ નામનું પક્ષી થયું.

"હું તે પોતે, સુવર્ણચુલ નામનું પક્ષી છું, અને રાત્રે ઉડતાં ઉડતાં

આ કૂવામાં પડ્યો છું, અને હવણાં તમે મારો ઉદ્ધાર કર્યો છે. હવે હું જાઉ છું. જ્યારે તમને દુઃખ પડે ત્યારે તમારે મારૂં સ્મરણ કરવું હું તમારાપર ઉપકાર કરીશ ને તે પછી આ શાપમાંથી મુકત થઇશ." આટલું કહી તે પક્ષી ઉડી ગયું. પછી બોધિસત્વે સર્પને પુછ્યું, "તું કોણ હતો તે કહે," એટલે સર્પ પોતાનું ચરિત્ર તે મહાત્માને આ પ્રમાણે કહેવા લાગ્યો.

## સર્પની કથા.

પૂર્વે કશ્યપના આશ્રમમાં રહેતો હતો ત્યારે હું મુનિકુમાર હતો. તે વખતે મારે એક મુનિકુમારની સાથે મૈત્રી હતી. એક વખતે તે મિત્ર તળાવમાં સ્નાન કરવા માટે ઉતર્યો ને હું તળાવના કિનારા ઉપર ઉભો રહ્યો. તે વખતે મેં ત્રણ ફેણના સર્પને આવતો દીઠો; એટલે મશ્કરીમાં તે મિત્રને ડરાવવા માટે તે તળાવના કિનારા ઉપરજ, મંત્રના પ્રતાપથી તે સર્પને સામો આવતાંજ થિર કરી મુકયો થોડા વખતમાં મારો મિત્ર તળાવમાં સ્નાન કરીને બાહાર આવ્યો, ને એકદમ પેલા મોટા સર્પને જોઇને ભય પામી મુર્છાગત થઇ ગયો. પછી મેં તેને ઘણી વારે શાંત કર્યો, ને પછી તે કુમારે યોગવિદ્યાથી ધ્યાન ધરીને જોયું તો જાણ્યું કે મેં તેને ડરાવવા માટે આ વેશ આરંભ્યો છે, તેથી તે મારો પરમપ્રિય મિત્ર હતો તોપણ ક્રોધ કરીને મને શાપ દીધો કે, "જા તું પણ આવોજ ત્રણ ફેણવાળો સર્પ થા." પછી મેં તે મુનિકુમારની ક્ષમા માંગીને શાપના અંત માટે પાર્થના કરી, ત્યારે તેણે મને કહ્યું, "તું સર્પ થઇ કુવામાં પડીશ, અને એક અણીને ટાંકણે જે તને તે કુવામાંથી કાઢશે તેનાપર ઉપકાર કરીશ ત્યારે તારો ઉદ્ધાર થશે."

આ પ્રમાણે કહીને તે ચાલતો થયો અને ત્યાર પછી હું સર્પપણાને પામ્યો છું ને પછી આજ આપે કુવામાંથી કાઢી મારો ઉદ્ધાર કર્યો છે. માટે હવે હું જાઉ છું. તમે મારૂં સ્મરણ કરશો ત્યારે હું તમારી પાસે આવીને તમને સંકટમાંથી છોડાવીશ, ત્યાર પછી મારા શાપમાંથી હું મુક્ત થઇશ." આ પ્રમાણે કહી સર્પ ચાલ્યો ગયો. તે પછી પેલી સ્ત્રીએ પોતાનું ચરિત્ર આ પ્રમાણે કહ્યું:—

## કુવામાં પડેલી સ્ત્રીની નિમકહરામીની કથા.

હું એક તરૂણ રાજસેવક ક્ષત્રિયની સ્ત્રી છું. મારો પતિ શૂરવીર, ઉદાર, તરૂણ, કાંતિવાન્ અને બહુ માની છે. આવો અનુપમ સુંદર પતિ છતાં મેં પાપણી સ્ત્રીએ પરપુરૂપ સાથે પ્રેમ કીધો. તે વાતો મારા

પતિના જાણવામાં આવી ત્યારે તેણે મને શિક્ષા કરવાનો વિચાર કર્યો. આ વાર્તા મારી સખીના જાણવામાં આવી એટલે તેણે મને કહી બતાવી, તેથી તેજ વખતે હું ઘરમાંથી બાહાર નિકળીને નાશી ગઈ ને નાસતાં નાસતાં રાત્રિને સમયે આ વનમાં આવી આ કુવામાં પડી. ત્યાંથી તમે મારો ઉદ્ધાર કર્યો. તમારી કૃપાથી હવે હું ક્યાંઇ પણ જઈને મારો નિર્વાહ ચલાવીશ. મારો એવો એક દિવસ આવે કે જે દિવસે હું તમારા ઉપકારનો બદલો વાળું.

આ પ્રમાણે તે કુલટા સ્ત્રીએ તે બોધિસત્વને પોતાની વાત કહી, ત્યાંથી નજીકના ગોવર્દ્ધન નામના રાજાના નગરમાં ગઇ, ને ત્યાંના રાજાના કુટુંબીઓની સાથે ઓલખાણ કરી રાજાની પટ્ટરાણી પાસે દાસી થઇને રહી. હવે પેલા બોધિસત્વે, તે વનમાં પાપીણી સ્ત્રી સાથે સંભાષણ કર્યું હતું તેને લીધે, તેની સિદ્ધિ નાશ પામી અને તેથી ફળ તથા મૂળ વિગેરે કંઇ મુનિ આગળ પ્રગટ થયાં નહીં ને તેથી તે મુનિ ભુખ તથા તૃષાથી પીડાવા લાગ્યા; એટલે પેલા સિંહને યાદ કરવા ધાર્યું! અને જ્યાં સિંહને યાદ કીધો કે તે તરત આવ્યો; અને મૃગના માંસનો આહાર આપી તેના પ્રાણને સંતોષ પમાડ્યો. કેટલાએક કાળ સુધી તે મુનિને મૃગમાંસ ખવરાવી તેમને તટાર કર્યા, ત્યાર પછી તે કેસરી સિંહ બોલ્યો; "મારો શાપ નાશ પામી ગયો છે ને હવે હું જાઉં છું." આ પ્રમાણે કહી તે વિદ્યાધર સ્વરૂપ ધારણ કરી, તેની રજા લઇ, તેની આજ્ઞાથી પોતાના દેશમાં ચાલ્યો ગયો.

ફરીથી તે બોધિસત્વાંશને આજીવિકાની અડચણ પડવા લાગી; એટલે તેણે વળી સુવર્ણચૂલ પક્ષીનું સ્મરણ કર્યું. સ્મરણ કરતાં વખતેજ સુવર્ણચૂલ તેની સમીપમાં આવ્યું, એટલે મુનિએ તેની આગળ પોતાનું દુ:ખ કહી બતાવ્યું; કે તુરત પક્ષી એક તરફ ઉડી ગયું ને એક ક્ષણમાં એક રત્નનાં ઘરેણાનો ભરેલો દાબડો લઈને તે મુનિને અર્પણ કરીને બોલ્યો; "મહારાજ! આ રત્નનાં ઘરેણાંથી તમારૂં હંમેશાં ગુજરાન ચાલશે. હવે મારો શાપ પૂર્ણ થઈ રહ્યો છે, માટે તમારૂં કલ્યાણ થાઓ, હું હવે મારૂં કામ સાધું છું." આ પ્રમાણે કહીને તે પક્ષી મટી વિદ્યાધરનો કુમાર થઈ આકાશ માર્ગે પોતાના નગરમાં ગયો ને ત્યાં જઈ પોતાના પિતાની પાસેથી પોતાનું રાજ્ય લીધું. પછી પેલા મુનિ રત્નો વેચવા માટે ફરતા ફરતા જે નગરમાં પેલી કુવામાંથી કાઢેલી સ્ત્રી, દાસી થઇને રહી હતી તે નગરમાં જઇ ચઢયા. એક વૃદ્ધ બ્રાહ્મણીના એકાંત ઘરમાં ઉતારો કર્યો, ત્યાં ઘરેણાંઓ મુકયાં, મુનિ જ્યાં બજારમાં જાય છે ત્યાં, જે સ્ત્રીને પોતે કૂવામાંથી કાઢી હતી તે સ્ત્રીને સામી આવતી દીઠી, અને તે સ્ત્રીએ મુનિને પણ દીઠા. બન્ને જણાંએ

પરસ્પર વાતો કરી, પછી તે સ્ત્રીએ કથા પ્રસંગમાં મુનિને જણાવ્યું કે હું રાજાની પાસે રહું છું; અને તે સ્ત્રીએ મુનિને વૃત્તાંત પુછતાં મુનિરાજ પોતે સરળ હતા માટે તે સ્ત્રીને સુવર્ણચૂલ પક્ષીએ રત્નનાં ઘરેણાં જે રીતે આપ્યાં હતાં તે સર્વ વાર્તા કહી; અને પોતે, તેને પોતાને ઉતારે, તે વૃદ્ધ ડોસીને ઘેર, તેડી જઇને તે ઘરેણાં બતાવ્યાં. તે સ્ત્રી લુચ્ચી હતી, એટલે તેણે આ ગુપ્ત વાર્તા પોતાની રાણીને કહી. આ રાણીની નજર આગળ, ઘરમાંથી સુવર્ણચૂલપક્ષી કપટથી આ ઘરેણાંનો દાબડો ઉપાડી ગયું હતું તેથી રાણી તે વાર્તા જાણતી હતી; અને તે સર્વ ઘરેણાં પોતાના નગરમાં આવ્યાં છે એ જાણવા લાયક બાબત, દાસીના મુખથી સાંભળી તે રાણીએ તુરત તે વાર્તા રાજાને જણાવી. રાજાએ પેલી દુષ્ટ સ્ત્રીની મદદ લીધી એટલે તે સ્ત્રીએ બોધિસત્વને બતાવ્યો, કે તુરત રાજાના સીપાઇઓ, તેને પકડી બાંધીને ઘરેણાં સહિત લઇ આવ્યા. પછી તેણે તે મુનિને સર્વ વાર્તા પુછી, ત્યારે મુનિએ યથાસ્થિત સર્વ વૃત્તાંત કહી બતાવ્યું, અને રાજાએ તે સત્ય માન્યું; પરંતુ તેની પાસેથી ઘરેણાં લઇ લીધાં ને ઉલટા તે મુનિને કેદખાનામાં પુરી દીધા.

પછી કારાગૃહમાં કેદ પડેલા ને સંકટમાં સપડાયલા બોધિસત્વે, ઋષિના અવતારરૂપ સર્પનું સ્મરણ કર્યું. તુરત સર્પ પણ તેની પાસે આવ્યો, અને મુનિ તરફ જોયું તો મુનિને કેદમાં પડેલા દીઠા; એટલે તેણે મુનિને પુછ્યું કે "આ શું થયું?" મુનિએ સર્વ વાર્તા કહી બતાવી. પછી સર્પે મુનિને કહ્યું, "હું હવણાં જઇ રાજાને પગથી લઇ ગળા પર્યંત આખા શરીરમાં વિટલાઇ વળું છું; અને તમે જ્યાં સુધી આવશો નહીં ત્યાં સુધી હું રાજાને જરાપણ મુકીશ નહીં, પણ વિટાઈ રહીશ. તમારે આંહિ બેઠાં બેઠાં કહેવું કે 'હું રાજાને સર્પના બંધનમાંથી મુક્ત કરૂં, પરંતુ મને ત્યાં કોઇ લઇ જાઓ તો તે કામ બનશે.' એટલે તમને રાજાની પાસે લઇ આવશે. તમો આવીને મને આજ્ઞા કરશો એટલે હું તમારા વચનથી તે રાજાને છોડી દઇશ, એટલે તમને રાજા પોતાનું અર્ધ્ધ રાજ્ય આપશે." આ પ્રમાણે કહી તે સર્પ, રાજાના મેહેલમાં જઇ રાજાને શરીરે વિટાઇ વળ્યો; અને તે રાજાના મસ્તકપર ત્રણ ફેણ ચઢાવીને બેઠો. રાજા પોતાનું શરીર સર્પે વિટી લીધેલું જોઇને અને તેની ભયંકર ત્રણ ફેણો જોઇને, "હાય! હાય! મુવો, મને છોડાવો!" આમ ચીસો પાડવા લાગ્યો, આસપાસનાં માણસો દોડી આવ્યાં, પરંતુ તેમનાથી કંઇ વળ્યું નહીં ને બુમ પાડવા લાગ્યા કે, "રે રે રાજાજીને સર્પ કરડયો છે!" એ વખતે બોધિસત્વે કહ્યું; "હું રાજાને

સર્પના સંકટમાંથી મુક્ત કરી તેનું રક્ષણ કરી શકીશ." તે સાંભળી રાજાના ચાકરો તે મુનિને વિનતિ કરી રાજાની પાસે લઈ ગયા. પછી સર્પથી વિંટાયલો રાજા તે બોધિસત્વ પ્રત્યે બોલ્યો; "જો તમે મને આ સર્પના બંધનમાંથી મુકાવો તો હું મારા રાજ્યમાંથી અર્ધ્ધ રાજ્ય તમને આપું. આ મારૂં વચન પાલીશ તેને માટે મારા આ મંત્રીઓ જમાન છે." તે સાંભળી મંત્રિઓ બોલ્યા; "અમને એ કબુલ છે." પછી બોધિસત્વાંશે સર્પને કહ્યું; "અરે સર્પરાજ, રાજાને સત્વર મુકત કરો." એટલે સર્પે રાજાને છોડી દીધો. સર્પના બંધનમાંથી મુક્ત થયા પછી રાજાએ બોધિસત્વને અર્ધ રાજ્ય આપ્યું અને એક ક્ષણમાં તે ઐશ્વર્યશાળી થઈ ગયો. પેલો સર્પ પોતાના પાતકમાંથી મુક્ત થઈ, મુનિકુમાર થઇ, સભામાં પોતાના પૂર્વજન્મનું વૃત્તાંત જણાવી પોતાના આશ્રમમાં ચાલ્યો ગયો.

"આ પ્રમાણે મહારાજ, તમે જાણો કે જે લોકો શુભાચરણ કરે છે તેનું અવશ્ય ભલુંજ થાય છે. પરંતુ જો મોટા માણસો પણ બીજાનું બુરૂં કરે છે તો તે, મોટા હોય છે તોપણ દુઃખ પામે છે. અને સ્ત્રીઓનેમરતાં બચાવી તેમનાપર ઉપકાર કર્યો હોય તોપણ તેમના અંતઃકરણમાં જરાપણ અસર થતી નથી; કારણ કે તેમનું મન વિશ્વાસપાત્ર છેજ નહીં; ત્યારે બીજી તો તેનાથી શી આશા રાખીયે?" આ પ્રમાણે ગોમુખે રાજકુમાર નરવાહનદત્તને કથા કહીને ફરી કહ્યું મહારાજ! હવે એક મુર્ખની કથા સાંભળો.

## કુતરાએ કરડેલા મૂર્ખ ગોરજીની કથા.

કોઈએક બૌધ લોકોના એક મઠમાં, એક મૂર્ખ બૌધ સાધુ રહેતો હતો. એક વખતે તે રસ્તા ઉપર ફરતો હતો એવામાં કુતરાએ તેના ઘુંટણ ઉપર બચકું ભર્યું. કુતરૂં કડયા પછી તે ગોરજી પોતાના વિહારમાં જઇ વિચાર કરવા લાગ્યો; "દરેક જણ મને પુછે છે કે, 'અલ્યા તારે પગે આ શું થયું છે?' આમ એક પછી એક મને પુછે તેમાં મારો કેટલો બધો વખત ફોકટ જાય! ને એમ જવાબ આપવા કેમ પાળવે? તેથી એક એવી યુક્તિ કરૂં કે જેથી સર્વેને એકે સામટી તેની ખબર પડે!" આવો વિચાર કરી તે મૂર્ખ ગોરજી તરત વિહારની ઉપર ચઢી ગયો ને એકદમ ઝાલર લઇ વગાડવા લાગ્યો. ભિક્ષુઓ–યતિઓ સમય વગર અણચીતવ્યે ઝાલરનો સ્વર સાંભળી ભેળા થયા અને પુછવા લાગ્યા કે "શું છે, શું છે? સમય વગર તું ઝાલર કેમ વગાડે છે?" એટલે તે મૂઢ ગોરજી ભીક્ષુઓ પ્રત્યે બોલ્યો; "મારા ઘુંટણને કુતરો

કરડયો છે, તે જોઈ દરએક જણ મને પુછે છે કે, 'તુંને શું થયું છે.' મેં એ ત્રણને ઉત્તર આપ્યા, પરંતુ આમ કયાં સુધી ઉત્તર આપું? આટલા માટે આ ઝાલર વગાડી તમને સઘળાને એકઠા કર્યા છે. માટે તમે સઘળા મારા ઘુંટણને જોઈ ખાતરી કરી લ્યો." આમ કહી કુતરાએ કરડેલો પોતાનો ઘુંટણ સઘળાને બતાવ્યો. તે જોઇ સઘળા ગોરજી એક બીજાનાં પડખાં પકડી પકડીને હસવા લાગ્યા કે, "આ મૂર્ખે એક સાધારણ બાબતમાં કેવડો મોટો ઘોંઘાટ કરી મૂક્યો છે."

"આ પ્રમાણે મૂર્ખ ગોરજીની કથા સંભળાવી અને હવે 'ટક્ક'* નામના મૂર્ખની કથા સાંભળો.

## એક મૂર્ખ લોભીની કથા.

કોઇએક નગરમાં મહા ધનવંત, એક પણ મૂર્ખ 'ટક્ક' રહેતો હતો. તે અને તેની સ્ત્રી હંમેશાં મીઠા વગરનો સાથવો ખાતાં હતાં, પરંતુ કોઇ દિવસ પણ તેણે બીજા અનાજનો સ્વાદ પણ લીધો ન હતો, તેથી અનાજમાં કેવી મીઠાશ છે તે તેઓ બીલકુલ જાણતાં ન હતાં. એક દિવસે તે લોભીને દૈવેજ પ્રેરણા કરી હોય તેમ તેણે પોતાની સ્રીને કહ્યું, "અલિ! આજ તો મને દુધપાક ખાવાની મરજી થઈ છે; માટે આજ તું મારે સારૂ તે બનાવજે." તે સાંભળી તેની સ્ત્રી બોલી, "વારૂ," એમ કહી તેણે દુધપાક કરવા માંડ્યો. પેલો 'ટક્ક' અંદરના ઓરડામાં જઈ ગુપચુપ શય્યા ઉપર પડી રહ્યો, કારણકે તેને બીહીક હતી કે રખેને કોઇ પરોણો આપણે ત્યાં ઉતરી પડે. તેટલામાં એવું બન્યું કે તેનો બીજો એક દેશી મિત્ર મળવા માટે આવ્યો, અને તેની સ્રીને પુછ્યું કે, 'તમારો પતિ કયાં છે?' પેલી સ્ત્રી તેને ઉત્તર આપ્યા વગર પતિની પાસે અંદરના ઓરડામાં ચાલી ગઇ; અને કહ્યું, "તમારા મિત્ર તમને મળવા આવ્યા છે." એટલે પેલાએ પથારીમાં પડી રહી ધણીઆણીને કહ્યું, "એમ કે? તો હવે હું કહું તેમ કર. તું મારા બે ચરણ પકડીને અહી મારી આગળ બેસી રડવા માંડ, અને મારો મિત્ર તારૂં રડવું સાંભળીને આવે ત્યારે તેને કેહેવું 'એ તો મરી ગયા છે.' એટલે તે અહીંથી ચાલ્યો જશે. પછી આપણે બન્ને જણાં આનંદમાં દુધપાક

* બાહીક દેશમાં જન્મેલો માણસ ટક્ક નામથી ઓળખાય છે. પિટરસબર્ગના શબ્દ સંગ્રહમાં 'ટક્ક'નો અર્થ લુચ્ચો, ઠગારો કીધો છે, ને જણાવે છે કે તે મેરેઠી શબ્દ છે. જનરલ કનિંહામ પોતાની પ્રાચિન ભૂગોળ વિદ્યાના ગ્રંથને ૧૯૨મે પૃષ્ટે લખે છે કે 'ટક્ક' એ પંજાબનો એક મોટો સરદાર હતો; ને અદ્યાપિપર્યંત ઝલમ અને રાવી નદીની વચેના પ્રદેશના ખેડુતો તે નામથી ઓલખાય છે. પિટરસબર્ગ કહે છે કે 'ટક્ક' એટલે ગીઝીલ્સ, ફીલ્સ.

ચપાટીશું.” આ પ્રમાણે કહીને પેલો સુઇ ગયો અને તેની સ્ત્રી તેના ચરણ ખોળામાં લઈ રડવા લાગી. એટલે પેલા મિત્રે અંદર આવી, મિત્રપત્નીને પુછ્યું, “ભાભિ ! એ શું થયું? એટલે મિત્રપત્ની બોલી: “દિયેરજી, જુઓ તો ખરા, તમારા ભાઇ મરી ગયા છે તેથી હું રડું છું.” તે સાંભળી પેલો મિત્ર વિચારના વમળમાં પડી ગયો કે આને મેં હમણાં તો દુધપાક રાધતાં જોઇ હતી, અને હવણાં આ કહેછે કે મારો પતિ મરી ગયો એટલે ? વળી એનો પતિ સાજોસમો હતો તે કેમ મરે ? માટે આ બન્ને જણાં-એ મને મેમાન જોઇ, આવી રીતે મિથ્યા પ્રપંચ રચ્યો હશે, માટે આજે અંહીજ રોકાઇ એમની મઝા કરીશ.” આ પ્રમાણે વિચાર કરી તે ત્યાં બેસી ગયો અને ‘હાય મિત્ર ! હાય મિત્ર !’ આ પ્રમાણે બોલીને રૂદન કરવા લાગ્યો. તેનું રડવું સાંભળી આસપાસ રહેનારા ભાઇઓ અને કુટુંબીઓ પણ ત્યાં આવી ચઢયા. અને મડદાની માફક પડેલા ‘ટક્ક’ને જોઇ દિલગીરીમાં ગરકાવ થઇ ગયા. પછી તેઓ તે ‘ટક્ક’ને સ્મશાનમાં લઇ જવા માટે તૈયારી કરવા લાગ્યા. ત્યારે તેની સ્ત્રીએ પોતાના વરના કાન આગળ આવીને હળવેથી કહ્યું; “ઉઠો હવે, તમારા ભાઇઓ તો તમને ઉપાડીને લઇ જશે અને બાળી નાખશે.” પેલા જડ ‘ટક્કે’ એકાંતમાં સ્ત્રીને ઉત્તર આપ્યો કે, “ચાલ ચાલ, એમ નહીં બને ! મારો મિત્ર ‘ટક્ક’ મારી ખીર ખાવાની ઇચ્છા રાખે છે, તો જ્યાં સુધી તે અહીથી જશે નહીં; ત્યાં સુધી હું મરણ પથારીમાંથી બેઠો થઇશજ નહીં. કારણ કે મારા જેવાને એક મુઠ્ઠિ અનાજ પણ પ્રાણ કરતાં વધારે વાહાલું લાગે છે.” એથી પેલી સ્ત્રી રડતી બેસી રહી અને તે મૂર્ખ લોકો, પેલો દુષ્ટ મિત્ર તથા તેના કુટુંબીઓ, આ મૂર્ખ લોભીને સ્મશાનમાં ઉપાડીને લઇ ગયા અને ત્યાં ચિતામાં બાળવા લાગ્યા. તોપણ, પેલો લોભી ‘ટક્ક’ કાષ્ટ માફક જડ જેવો બનીને મરણપર્યંત એક પણ વચન બોલ્યા વગર પડી રહ્યો.

આ પ્રમાણે તે મૂર્ખ લોભીએ પોતાની મેળે પોતાના પ્રાણનો નાશ કર્યો, પરંતુ ખીરનો નાશ કર્યો નહીં. એટલે બીજાને પોતાની ખીર-દુધપાક ખાવા દીધો નહીં. અને તે લોભીએ, જે ધન ઘણા કલેશે મેળવેલું હતું તેનો બીજાએ ઉપભોગ કર્યો. આ પ્રમાણે લોભીની કથા સંભળાવી હવે માર્જારભૌતની કથા સાંભળાવું તે સુણો !

## માર્જારભૌતની કથા.

ઉજ્જેણ નામની નગરીમાં કોઈએક મઠમાં એક ઉપાધ્યાય રહેતો હતો. તે વિદ્યાવાન હતો તોપણ વ્યવહારશાસ્ત્રમાં મહા મૂર્ખ હતો. તે રાત્રિએ

જ્યારે સુતો ત્યારે ઉંદરો તેને બહુ રંજાડતા હતા, ને તેને જરા પણ નિદ્રા લેવા દેતા નહીં; તેને લીધે કંટાળીને પોતાના કોઇએક મિત્રને તે વાર્તા જણાવી. એટલે તે બ્રાહ્મણ મિત્ર ઉપાધ્યાય પ્રત્યે બોલ્યો, "તમે એક બીલાડો ઘરમાં રાખીને પાળો. તે તમારા ઊંદરોને ખાઇ જશે." એટલે ઉપાધ્યાય બોલ્યા; "બીલાડો તે વળી કેવો હશે? મેં તેને કદી જોયો નથી." એટલે તેના મિત્રે ફરીથી કહ્યું, "બીલાડાની આંખો પીળી હોય છે, તેના શરીરનો રંગ પીળો અને ધુસરો હોય છે, પાછળના ભાગમાં રૂવાટાંવાળું ચામડું હોય છે, તેને બીલાડો કહે છે. આ જાનવર રસ્તા ઉપર ફર્યા કરે છે; માટે મિત્ર! તમે મારા કહેલા એંધાણ ઉપરથી તે બીલાડાને ઓળખીને પકડી લાવો." આ પ્રમાણે કહી તે મિત્ર પોતાને ઘેર ગયો. પછી પેલો જડ ઉપાધ્યાય પોતાના વિદ્યાર્થીઓને કહેવા લાગ્યો, "શિષ્યોરે! તમે અહીં બેસીને મારા મિત્રે બીલાડાની જે ઓળખાણો આપી છે તે તમે સાંભળી છે। તો તમે જઇને કોઇ શેરીની અંદરની કોઈ જગ્યા ઉપરથી તેવા બીલાડાને પકડી લાવો તો." પેલા શિષ્યો તે સાંભળીને ગામમાં રસ્તાઓ ઉપર આડાઅવળા ફરવા લાગ્યા, તોપણ તેઓમાંથી કોઇને બીલાડો મળ્યો નહીં, કેમકે તે મૂર્ખશિરોમણીયોએ પણ બીલાડો દીઠો નહોતો.

ત્યાર પછી એક વખતે તે વિદ્યાર્થીઓએ ફરતાં ફરતાં એક શેરીમાંથી એક છોકરાને નિકળતાં દીઠો. તેની આંખો પિંગળી હતી; તેનું શરીર ધુસરૂં અને પીળું હતું; અને તે છોકરાએ પોતાની પીઠ ઉપર રૂવાટાંવાળું હરણનું ચામડું બાધ્યું હતું. વિદ્યાર્થીઓ આ પ્રમાણેનો છોકરો જોઈ, જે લક્ષણ સાંભળ્યાં હતાં તે યાદ રાખી "આજ બીલાડો છે" આમ માની તેને પકડીને ઉપાધ્યાયની પાસે લઈ ગયા. ઉપાધ્યાયે પણ મિત્રે કહેલા સર્વે લક્ષણો તે બાળકમાં જોયાં, એટલે તે છોકરાને પોતાના મઠમાં રાખ્યો ને રાત્રે ચોકી કરાવવા લાગ્યા. પેલા મૂર્ખ વિદ્યાર્થીઓએ તેનું નામ બીલાડો પાડ્યું, અને તે નામ લઇને તેને બોલાવતા હતા. તેથી તે મૂર્ખ છોકરો 'હું ખરેખર બીલાડોજ છું' એમ પોતે માનતો હતો. અને તેવી સ્થિતિમાં તે ઉપાધ્યાયને ઘેર રહેવા લાગ્યો. બીજે દિવસે પ્રભાતમાં ઉપાધ્યાયનો મિત્ર, ઉપાધ્યાયને ઘેર આવ્યો અને અંદરના ઓરડામાં જઈને જુવે છે, તો પેલા છોકરાને દીઠો; એટલે તે મૂર્ખ શિષ્યોને કહેવા લાગ્યો; "અરે આને અહીં કોણ લઇ આવ્યું?" એટલે મૂર્ખ ઉપાધ્યાય તથા શિષ્યો બોલ્યા; "અમે તમારી પાસેથી બિલાડાનાં જે લક્ષણો સાંભળ્યાં હતાં તે પ્રમાણે એને અહીં લઇ આવ્યા છીએ." એટલે તે મિત્ર બ્રાહ્મણ ખડખડાટ હસતો થકો બોલ્યો. "અરે! મૂર્ખાઓ! એ તો મનુષ્ય

છે! તો એ મૂર્ખાઓ એ મૂર્ખ મનુષ્ય ક્યાં અને ચાર પગવાળો તથા પુછડાવાળો પશુ બીલાડો ક્યાં? તમે ઘણાજ મૂર્ખ જણાવો છો." તે સાંભળી પેલા મૂર્ખ બુદ્ધિ શિષ્યોએ છોકરાને ઘરમાંથી હાંકી મુક્યો અને બોલ્યા; "ઠીક ત્યારે, હવે વળી બીજા તેવા બીલાડાને શોધી લાવીશું. તે સાંભળીને ત્યાં બેઠેલા માણસોને અટ્ટહાસ્ય છુટયું.

"માટે મહારાજ મૂર્ખતા કોને હાસ્ય ઉપજાવતી નથી? આ રીતે બીલાડા અને મૂર્ખની કથા કહી તો હવે બીજા મૂર્ખારાજની કથા તો સાંભળો.

## મૂર્ખ અને નંદીપોઠીયાની કથા.

કોઇએક નગરમાં એક મૂર્ખચુડામણી રહેતો હતો, જે સર્વ મુર્ખાઓને ટક્કર મારે તેવો હતો. તેણે એક વખતે એક ધર્મશાસ્ત્રમાંથી સાંભળ્યું કે, જે મનુષ્ય તળાવ ખોદાવે તેને પરલોકમાં મોટું ફળ પ્રાપ્ત થાય છે. તે ઉપરથી તે ધનવંત, મૂર્ખે, પોતાના મઠથી થોડે છેટે એક મોટુ તળાવ ખોદાવવા માડયું. તળાવ પુરૂં થઈ રહ્યું ત્યાર પછી' એક વખતે તે મૂર્ખચુડામણી તળાવ જોવા માટે ગયો; તો ત્યાં જોવામાં આવ્યું કે કોઈએ તળાવના કિનારા તોડી નાખ્યા છે. તે દિવસે તો તે ચાલ્યો ગયો, પણ વળી બીજે દિવસે તેમજ જ્યાં આવીને જુવે છે ત્યાં તળાવની બીજી તરફનો કિનારો ભાંગી ગયેલો દીઠો. એટલે તેના મનમાં ઉદ્વેગ થવા માંડયો અને તે વિચાર કરવા લાગ્યો એ કોણ કરતું હશે. પછી તેણે ઠરાવ કર્યો કે, "હું પ્રભાતમાં આવી આ તળાવના કિનારા ઉપર આખો દિવસ બેસી રહીને જોયા કરીશ કે આ તળાવને કોણ નુકસાન કરે છે.' આવો વિચાર કરી તે મૂર્ખચુડામણી બીજે દિવસે પરોઢીઆમાં ઉઠીને તળાવ ઉપર ગયો અને તપાસવા લાગ્યો, તેટલામાં એક બળદ આકાશમાંથી નિચે ઉતરી, બે શીંગડાંવતી તળાવને ખોદતો જણાયો. એટલે તો મૂર્ખચુડામણીએ વિચાર કર્યો કે, "આ બળદ દેવતાઇ છે, તો હું તેની સાથે શા માટે સ્વર્ગમાં જાઉં નહીં? ચાલ જીવ, આપણે પણ જઇયે." એમ કહી તે બળદ પાસે ગયો ને બે હાથવતી તેનું પુછડું પકડી લીધું; એટલે ભગવાન્ નંદીકેશ્વર, પોતાને પુછડે લટકી રહેલા તે મૂર્ખને લઇને વેગથી ઉડી એક ક્ષણમાં કૈલાસપર્વતપર ગયા. પેલો મૂર્ખ કૈલાસપર્વતમાં કેટલાએક દિવસ રહી ભાતભાતનાં દિવ્ય પકવાન જમી, મઝા કરી આનંદમાં રહેવા લાગ્યો. પણ પેલો શંકરનો બળદ હંમેશાં જા આવ કરતો હતો; તેને જોઈ, દૈવે મોહિત કરેલો મૂર્ખચુડામણી વિચાર કરવા લાગ્યો કે, "હું આ બળદના પુછડાને છેડે વળગી, મનુષ્ય લોકમાં જઇ, અહીંનું અદ્દ્ભુત સુખ ભાઇઓને કહી, ફરીથી તેમજ પાછો ચાલ્યો આવું તો

ઠીક થાય." આ પ્રમાણે ઠરાવ કરી, એક દિવસે તે મૂર્ખચુડામણી બળદનું પુછડું પકડી પૃથ્વી ઉપર ગયો. જ્યારે તે ઘરમાં ગયો ત્યારે ત્યાં તેના કુટંબીઓ રહેતા હતા, તે સર્વ તેને મળ્યા ભેટયા અને પુછવા લાગ્યા કે તમે આટલા દિવસ ક્યાં ગયા હતા? એટલે તે મૂર્ખચુડામણીએ પોતાની સઘળી વાર્તા કહી બતાવી. તે સાંભળીને સઘળા મૂર્ખ લોક તેને વિનવવા લાગ્યા કે, "ઓ ભાઇ, અમારા ઉપર કૃપા કરી અમને પણ ત્યાં લઇ જઈ ઉત્તમ પકવાન જમાડ." તે મૂર્ખચુડામણી, કબુલ થયો કે તમને પણ ત્યાં લઇ જઇશ. પછી બીજે દિવસે સઘળા કુટુંબીઓને તળાવના કિનારા ઉપર તે લઇ ગયો. થોડી વારમાં શંકરનો નંદી આકાશમાંથી ઉતરી તે તળાવ ઉપર આવ્યો, એટલે મૂર્ખચુડામણીએ બે હાથથી તે નંદીનું પુછડું પકડયું, કે તુરત બીજાએ તેના ચરણ પકડયા; કે તુરત તેનો ચરણ ત્રીજાએ પકડ્યો. આ પ્રમાણે દરએક મૂર્ખ તે નંદીની સાથે સાંકળની માફક ગંઠાઈ ગયા. આ પ્રમાણે સર્વ ગંઠાઈ ગયા પછી પેલો નંદી વેગથી આકાશમાં ઉંચો ઉડયો. જ્યારે તે બળદ આ રીતે જતો હતો ત્યારે એક દિવ્ય મૂર્ખે, પેલા મૂર્ખચુડામણીને પુછયું; "તું મારી જીજ્ઞાસા તૃપ્ત કરવા કહે કે તેં કૈલાસમાં કેવા મોટા લાડુ ખાધા?" તે સાંભળી મૂર્ખચુડામણી ફુલાઈ જઇ, પોતાની વર્તમાન સ્થિતિ ને આકાશ ગમનની વાત ભુલી ગયો; અને પોતાની વાર્તા જણાવવા માટે જ્યાં પોતાના બે હાથ, કમળની માફક પોહાળા કરીને "આટલા મોટા," એમ કહેવા જાય છે ત્યાં તે અને તેની સાથેના બીજા સઘળા આકાશમાંથી જમીન ઉપર કરરરરભુસ થતા કે પડીને મરણ પામ્યા; તેને જોઇ સઘળાં માણુસો મશ્કરી કરવા લાગ્યાં. પછી પેલો બળદ કૈલાસપર્વત ઉપર ચાલ્યો ગયો.*

"માટે આ મૂર્ખની માફક જે લોકો વિચાર કર્યા વગર પ્રશ્ન અને ઉત્તર આપે છે તો તે દુઃખને પામે છે. તમને આકાશમાં જનારા મૂર્ખોની કથા કહી બતાવી; હવે એક બીજા મૂર્ખની કથા સાંભળો.

## એક ગાયનરસિક મૂર્ખની કથા.

એક મૂર્ખો એક માર્ગ ઉપરથી જતાં જતાં પોતાનો ખરો માર્ગ વિસરી ગયો, ને આડે રસ્તે પડયો. પછી તેણે માણસોને પુછયું કે, હું કયે માર્ગે થઇને જાઉં? ત્યારે તેઓએ કહ્યું કે, "આ નદીના કિનારા ઉપર જે ઝાડ છે તેના ઉપર થઇને જે માર્ગ જાય છે તે માર્ગે જા." એટલે તે મૂર્ખ બુદ્ધિએ

* મહિપતરામ રૂપરામના ભવાઈસંગ્રહમાં ઢેડાના વેશમાં આ રીતનો કથા પ્રસંગ છે.

જાણ્યું કે "આપણને લોકોએ ઝાડની ઉપરથી માર્ગ બતાવ્યો છે," તેમ ધારીને પોતે ઝાડની ઉપર ચઢી ગયો ને તે ઉપર ચાલવા માંડયું. એટલે તેના ભારને લીધે તે વૃક્ષની ડાળ નમી ગઈ, તેથી ઉપરથી સરીને નિચે તો પડયો નહી, પણ ભયના માર્યા ઝાડની ડાળને પકડી લીધી અને તેપર લટકી રહ્યો. એવામાં જેના ઉપર એક માવત બેઠો હતો તેવો એક હાથી તે નદીમાં પાણી પીને ત્યાં આવ્યો. તે હાથીને આવતો જોઇ ઝાડની ડાલીએ લટકતો મૂર્ખ વટેમાર્ગુ, દીન વાણીથી માવતને કહેવા લાગ્યો, "મહાત્મા માવતરાજ ! મને આ દુઃખમાંથી મુકત કરો." એ સાંભળી માવત પોતાનું અંકુશ મૂકી, ઝાડ ઉપરથી તેને ઉતારવા લાગ્યો. પણ બે હાથવતી તેના ટાંગા પકડીને જ્યાં ઉતારવા જાય છે ત્યાં તો એવું બન્યું કે હાથી ચાલ્યો ગયો. એટલે માવત પણ પેલા ઝાડની ડાળીપર લટકી રહેલા માણસના ટાંગા પકડીને લટકી રહ્યો. પછી પેલો ઉપર લટકતો મૂર્ખ માવતને ઉતાવળ કરીને કહેવા લાગ્યો કે, "તું જો કંઈ ગાયન જાણતો હોય તો ગા; કારણ કે તારૂં ગાયન સાંભળીને કોઇક આપણને આ દુઃખમાંથી મુકત કરશે. પરંતુ આપણે જો અહીથી શરીર પડતું મૂકશું તો નિચે નદીમાં પડીને તણાઇ જઇશું." તે સાંભળી માવતે એક મનોરમ ગાયન ગાવા માંડયું તેણે એવું તો ફક્કડ ગાયું કે ટંગાયલો મૂર્ખ, ઘણોજ ખુશી થઇ ગયો, અને તેણે "વાહવાહ ! કયા બાતાં," એમ કહીને આનંદમાં ભાન ભુલી જઇ ઝાડ છોડી દઇને બે હાથથી તાલી વગાડવા ગયો, એટલે તો તેજ વખતે પોતે અને માવત બન્ને જણા નદીમાં પડીને મરણ પામ્યા. "માટે મૂર્ખોની સાથે પ્રસંગ પાડવાથી કોણ સુખ પામે છે ?"

આ પ્રમાણે ગોમુખમંત્રી નરવાહનદત્તને કથા કહી ફરીથી હિરણ્યાક્ષની કથા કહેવા લાગ્યો.

## હિરણ્યાક્ષની કથા.

હિમાચળની સમીપમાં કાસ્મિર નામનો એક દેશ છે, જે પૃથ્વીના આભૂષણ જેવો છે ને સદ્ગુણ અને વિદ્યાનું ધામ છે. તે દેશમાં હિરણ્ય નામનું એક નગર હતું. તે નગરમાં કનકાક્ષ નામનો એક રાજા રાજ્ય કરતો હતો. તે રાજાએ ભોળાનાથ શંકરનું આરાધન કર્યું એટલે શંકરે પ્રસન્ન થઈ, તે રાજાની રાણી રત્નપ્રભાથી તેને ત્યાં હિરણ્યાક્ષ નામનો પુત્ર અવતાર્યો. એક વખતે તે રાજકુમાર દડાથી રમતો હતો, તેવામાં એક તાપસી જેને અગમ નિગમની ખબર હતી તે ત્યાં આવી ચઢી. તેને રમતાં રમતાં વચમાં રાજકુમારના ઉછાળવાથી દડો લાગ્યો; એટલે તે તાપસીને ઘણો ક્રોધ વ્યાપ્યો, પરંતુ તેણે પોતાના ક્રોધને શમાવી દીધો; અને હાસ્ય

કરીને રાજકુમારને કહ્યું; "અલ્યા કુમાર, તારી જુવાની ને બીજા ગુણથી અત્યારમાંજ તું આટલો બધો ફાટયો ફાટયો ફરે છે તો તું જ્યારે મૃગાંકલેખાને પરણીશ ત્યારે તો શું કરશે ?" જ્યારે તેણે તે વચન સાંભળ્યું ત્યારે તે રાજકુમારે તાપસીની સમીપમાં જઇ, ક્ષમા માંગીને પુછયું:- "ભગવતિ! જણાવો કે એ મૃગાંકલેખા સ્ત્રી કોણ છે?" તાપસીએ કહ્યું, "રાજકુમાર ! પર્વત રાજેંદ્ર હિમાલય ઉપર મહા કીર્તિવંત એક શશિતેજા નામે પ્રખ્યાત વિદ્યાધરનો રાજા રહેછે. તેની પરમ લાવણ્યવતિ કન્યાનું નામ મૃગાંકલેખા છે. તે કન્યા એવી તો સુંદર છે કે તેનું રૂપ વિલોકનારા વિદ્યાધરો રાત્રિમાં સુખે નિદ્રા પણ કરી શકતા નથી. તે તમારી રાણી થવા લાયક છે અને તેને લાયક તમે પણ છો." આ પ્રમાણે સિદ્ધ તાપસીનું કહેવું સાંભળી, હિરણ્યાક્ષ બોલ્યો, "માતાજી ! કહો તે કન્યા કેવા પ્રકારે મળશે ?" તે સાંભળી તે ભોગેશ્વરીએ હિરણ્યાક્ષને કહ્યું, "હું હવણાં તે કન્યાની પાસે જાઉં છું, અને તેની આગળ તારી વાર્તા કરી તેના મનનો અભિપ્રાય જાણીને, ત્યાંથી પાછી આવીશ ત્યાર પછી તુંને ત્યાં લઇ જઇશ. આ ગામમાં અમરનાથનું મંદિર છે ત્યાં તેની પૂજા કરવા માટે હું હંમેશાં આવું છું, ત્યાં કાલે સવારે મને તું મળજે." આ પ્રમાણે કહી તે તાપસી પોતાની સિદ્ધિના બળવડે આકાશમાર્ગે ઉડીને હિમાચળ ઉપર, મૃગાંકલેખાની પાસે ગઇ. પછી યુક્તિપ્રયુક્તિથી તેણીએ હિરણ્યાક્ષના ગુણ, સારી રીતે તે કન્યાને કહી બતાવ્યા, એટલે તે દિવ્ય કન્યા તેને મળવા માટે ઘણીજ ઉત્કંઠિત થઇ ગઇ ને યોગિણી પ્રત્યે બોલી; "ભગવતિ ! મને જો તેવો ભર્તાર મળશે નહીં, તો મારૂં સર્વ જીવતર અવસ્થા થશે, અને પછી મારે જીવવું વ્યર્થ છે." આ પ્રમાણે આખો દિવસ કામાતુર થયેલી મૃગાંકલેખાએ ગપાંસપાંમાં ગાળી કાઢયો, અને રાત્રીએ પણ તે તાપસી સાથેજ પોતે રહી.

એ અરસામાં હિરણ્યાક્ષ પણ મૃગાંકલેખા માટે તલપાપડ થઈ રહ્યો. તેના વિચારમાંને વિચારમાં તેણે આખો દિવસ ગાળી કાઢયો. રાત્રિએ તેને ઘણા પ્રકારે અછાડ પછાડ કરવા પછી નિંદ્રા આવી; પણ પાછલી રાત્રે પાર્વતીએ તે રાજકુમારના સ્વપ્નમાં આવીને કહ્યું; 'તું વિદ્યાધર હતો, પરંતુ મુનિના શાપથી આ મનુષ્યલોકમાં અવતર્યો છે ? પણ તું આ તાપસીના કરકમળનો સ્પર્શ કરશે કે તુરત શાપમાંથી મુક્ત થઈ જઈશ, અને તે પછી તું તુરત મૃગાંકલેખા સાથે પરણીશ. કારણ કે તે તારી પૂર્વ જન્મની ભાર્યા છે; તેથી હવે તારે ચિંતા કરવી નહીં.' દેવી પાર્વતી તે રાજકુમારને આ પ્રમાણે કહી અંતર્ધ્યાન થઇ ગયાં. પ્રભાત થયું ને ઉઠીને રાજકુમારે સ્નાન સંધ્યા વિગેરે પ્રાતઃકર્મ

આટોપી લીધું ને પછી પેલી તાપસીએ સંકેત કર્યો હતો તે અમરનાથ મહાદેવના મંદિરમાં શંકર સન્મુખ જઇ, પ્રણામ કરીને તે તેની વાટ જોતો ત્યાં ઉભો રહ્યો.

અહીં હિમાચળ પર્વત ઉપર પણ મૃગાંકલેખાને ઘણી મોડી રાત્રે મહામુસીબતે નિદ્રા આવી, એટલે સ્વપ્નામાં આવીને પાર્વતીએ કહ્યું: "પુત્રી! તું અફસોસ કર મા. હિરણ્યાક્ષના શાપની અવધી પૂર્ણ થઇ છે, અને તે આ તાપસીના કરકમલનો સ્પર્શ કરશે એટલે પુનઃ વિદ્યાધરના રૂપમાં આવશે, ને તને તારા પતિનો પુનઃસમાગમ થશે." આ પ્રમાણે સ્વપ્નામાં કહી દેવી પાર્વતી અંતર્ધ્યાન થઇ ગયાં, અને સવાર પડતાંજ મૃગાંકલેખાએ ઉઠીને પોતાના સ્વપ્નનું સર્વ વૃત્તાંત તે તાપસીને કહી બતાવ્યું. પેલી સિદ્ધ તાપસી તે વાત સાંભળીને તરત પૃથ્વી ઉપર આવી, અમરેશ્વરના મંદિરમાં વાટ જોઇને ઉભેલા હિરણ્યાક્ષને મલી; અને બોલી, "પુત્ર, ચાલ મારી સાથે વિદ્યાધર લોકમાં!" તે સાંભળી રાજકુમારે તેને પ્રણામ કર્યા. પછી તાપસી તેને પોતાના હાથ ઉપર બેસારી આકાશમાં ઉડી. હિરણ્યાક્ષને તે તાપસીના હસ્તકમળનો સ્પર્શ થવાથી તે તુરત વિદ્યાધર થઇ ગયો; એટલે તેને પોતાના પૂર્વજન્મનું સ્મરણ થયું ને તાપસી પ્રત્યે બોલ્યો, "હું હિમાચળ પર્વત ઉપર વજ્રકૂટ નામના નગરમાં વિદ્યાધરનો મોટો રાજા હતો; અને મારૂં નામ અમૃતતેજા હતું. તે સમયમાં મેં એક મુનિનું અપમાન કર્યું હતું તેને લીધે મારે મનુષ્ય લોકમાં અવતરવું પડયું હતું. મને જે શાપ થયો હતો તેમાંથી મુક્ત થવા માટે તમારા હસ્તકમળનો સ્પર્શ થતા સુધીની અવધિ હતી. મને શાપ થયા પછી મારી પ્રાણવલ્લભાએ દુઃખને લીધે પોતાનું શરીર ત્યાગ કરી દીધું. તેણીએ હવણાં અહીયાંના રાજાને ઘેર જન્મ લીધો છે. માટે તે મારી પૂર્વ જન્મની પ્રાણપ્રિયા છે. તમારા હસ્તકમળના સ્પર્શથી આજ મારો શાપ નાશ થયો અને હું પવિત્ર થયો છું. હવે હું તમારી સાથે ત્યાં આવી તે કન્યા સાથે લગ્ન કરીશ." આ પ્રમાણે અમૃતતેજા વિદ્યાધર, તે તાપસીને પોતાનું પૂર્વજન્મ વૃત્તાંત કહેતો કહેતો આકાશ માર્ગે હિમાચળ ઉપર મૃગાંકલેખા, જે નગરમાં વસતી હતી ત્યાં આવ્યો. નગરની નિકટે પહોચ્યો તો એક કુંજમાં મૃગાંકલેખાને ઉભેલી દીઠી; અને મૃગાંકલેખાંએ પણ તે તાપસીએ બતાવેલા અમૃતતેજાને દીઠો. આ પ્રિયાપ્રિતમ પ્રથમ કર્ણદ્વારા એક બીજાના મનમાં વસ્યાં હતાં અને તે પછી અંદરને અંદર રહ્યા છતાં પણ નેત્રદ્વારા એક બીજાના મનમાં વસ્યાં, એ આશ્ચર્ય

ઉપજાવે તેવું હતું. પછી પેલી સ્પષ્ટવક્તા તાપસીએ મૃગાંકલેખાને જણાવ્યું કે, "આ બાબત જણાવી તું તારા લગ્ન માટે તારા પિતાને કહે." એટલે મૃગાંકલેખા પિતાની સમીપમાં જઇ લજ્જિત થઇ, મુખ નિચું કરી પોતાની સખીદ્વારા તેજ વખતે સર્વ વૃત્તાંત પિતાને જણાવ્યું. અને એવું બન્યું હતું કે તેના પિતાને પણ પાર્વતિએ સ્વપ્નામાં સર્વ વાત કહી હતી, એટલે તે સર્વ જાણતો હતો તેથી અમૃતતેજાનો સત્કાર કરી તેને પોતાના રાજમેહેલમાં લઇ ગયો. ત્યાં જઇ, શાસ્ત્રમાં કહ્યા પ્રમાણે વિધિ યુક્ત પોતાની પુત્રી, મૃગાંકલેખાના તે વિદ્યાધરની સાથે લગ્ન કર્યાં અને લગ્ન થયા પછી તે પોતાના વજ્રકૂટ નગર તરફ વિદાય થયો. જેમ તેને પોતાની સ્ત્રી પુનઃ પ્રાપ્ત થઇ, તેમ રાજ્ય પણ પુનઃ હાથમાં લીધું, અને પોતાના પિતા કનકાક્ષ, જે માનવી હતા તેમને સિદ્ધ તાપસીના પ્રતાપથી પોતા સમીપ તેડાવ્યા; અને ત્યાં સ્વર્ગના સર્વ વૈભવ ભોગવાવી, પાછા પૃથ્વીપર વિદાય કીધા, અને પોતે પોતાની પ્રિયા રાણી મૃગાંકલેખા સાથે ઘણા કાળ સુધી વૈભવ ભોગવી આનંદ કરવા લાગ્યો.

"આ પ્રમાણે, તમે જાણો કે પ્રત્યેક પ્રાણી માટે પૂર્વ જન્મમાં કરેલાં કૃત્ય પ્રમાણે નસીબ નક્કી થયેલું હોય છે; ને તેને લીધે પ્રયત્ન કર્યા વગર પણ અસાધ્ય વસ્તુ પોતાની મેળે પગ આગળ આવી પડે છે." આ પ્રમાણે શક્તિયશા માટે અતિ ઉત્કંઠિત થયેલા નરવાહનદત્ત રાજા, ગોમુખે કહેલી કથા શ્રવણ કર્યા પછી નિદ્રાવશ થઇ ગયા.

## તરંગ ૧૦ મો.

## શક્તિયશા સાથે થયેલાં લગ્ન.

બીજી રાત્રિએ ઉદાસી નરવાહનદત્તને ખુશી કરવા માટે ગોમુખ નિચેની કથા કેહેવા લાગ્યો.

### બે સંન્યાસીની કથા.

પૂર્વે ધનેશ્વર નામના શૈવસિદ્ધ ક્ષેત્રમાં, ઘણા શિષ્યોથી સેવાતા એક મુનિ રહેતા હતા. એક દિવસે તે મુનિ પોતાના શિષ્યો પ્રત્યે બોલ્યા, "તમારામાંથી કોઇએ પણ કંઇ ચમત્કારીક વાત સાંભળી હોય તો તે મને કહી બતાવો.." આ પ્રમાણે મુનિએ કહ્યું ત્યારે એક શિષ્ય ગુરુને કહેવા લાગો; "મેં એક અપૂર્વ નવલ વૃત્તાંત સાંભળ્યું છે, તે હું કહું છું તે સાંભળો."

ગુરુજી, કાશ્મિર દેશમાં એક વિજય નામનું શિવનું પવિત્ર ક્ષેત્ર છે. ત્યાં એક સન્યાસી રેહેતો હતો, તેને વિદ્યાનું બહુ અભિમાન હતું. તે શિવજીની પૂજા કરીને એટલીજ પ્રાર્થના કરતો હતો કે-"હું નિરંતર વાદવિવાદમાં વિજય મેળવું તેવું કરજો." અને તે પછી એક દિવસે તે વિજય કરવા માટે પાટલીપુત્ર નગરમાં ગયો. માર્ગમાં કેટલાંએક વન, કેટલીક નદીઓ, અને પહાડ પર્વતોને ઓલંઘીને તે એક મહા અરણ્યમાં જઇ ચઢયો, ને પુષ્કળ થાકી ગયો હતો તેથી એક વૃક્ષ નિચે વિશ્રામ કરવા બેઠો; અને જેવો તે પાસેની વાવના જળની ઠંડકરથી આસુડો થઇ તઠાર થતો હતો તેટલામાં, એક ધર્મને પૂર્ણ રીતે જાણુનાર ધાર્મિક પુરૂષ હાથમાં દંડ અને કમંડલુ લઇને ત્યાં આવી ચઢયો. આ માણસ ઘણે દૂરથી આવ્યો હતો તેથી રસ્તાની ધુળથી તેનું અંગ ધુળ ધુળ થઇ રહ્યું હતું એક સ્થળે બેઠા પછી તે સન્યાસીએ પુછયું "તું કયાંથી આવે છે અને કયાં જાય છે?" પેલા ધાર્મિકપુરૂષે કહ્યું, "મિત્ર, હું વિદ્યાક્ષેત્ર પાટલીપુત્રમાંથી આવું છું, અને હું કાશ્મિરના પંડિતોની સાથે શાસ્ત્રાર્થ કરી તેમનો પરાજય કરવા માટે જાઉં છું." જ્યારે તે સંન્યાસીએ ઉપર પ્રમાણે ધાર્મિક પુરૂષનાં વચન સાંભળ્યાં ત્યારે તે વિચાર કરવા લાગ્યો કે, "હું જો આ એક પાટલીપુત્રવાસીનો અહીં શાસ્ત્રાર્થમાં પરાજય કરી શકીશ નહી તો ત્યાંના બીજા ઘણા પંડિતોને કેમ જીતી શકીશ?" આ પ્રમાણે વિચાર કરી તે સંન્યાસી, ધાર્મિક પુરૂષ ઉપર આક્ષેપ કરીને બોલ્યો; "અયે ધાર્મિક! મને કહે કે તારૂં આવું વિપરીત આચરણ કેમ છે? મોક્ષની ઇચ્છાવાળો તું કયાં, અને વ્યસનથી આતુર બનેલો વાદી કયાં? વાદીનું મન હંમેશાં કલેશમાં મગ્ન હોય છે. તું વાદના અભિમાનબંધથી સંસારમાંથી મુક્ત થવાની ઈચ્છા રાખે છે. તું અગ્નિથી ઊષ્ણુતાનો નાશ કરવા જેવું કે બરફથી શીતળતાનો નાશ કરવા ઇચ્છે તેવું, કે પત્થરના વાહાણુથી મહાસમુદ્ર તરવાની ઇચ્છા રાખવા જેવું, કે બળતા અગ્નિને પવન વડે શાંત કરવા જેવું છે. માટે તારૂં આ કામ તને મૂર્ખ ગણાવે છે. ક્ષમા રાખવી એ બ્રાહ્મણનો ધર્મ છે; શરણે આવેલાનું રક્ષણ કરવું એ ક્ષત્રિયનો ધર્મ છે: મોક્ષની ઇચ્છા રાખનારા પુરૂષોને શાંતિ રાખવી જોઇએ; બાકી તો કલહ-ટંટો કરવાનો સ્વભાવ રાક્ષસોનો હોય છે. માટે મુક્તિના અભિલાષી તમારે શાંત અને દાંત રહેવું જોઇએ, કારણકે મુક્તિના અભિલાષી સુખદુઃખમાંથી મુક્ત થયેલા હોય છે, અને તે ઝગડાથી ડરે છે. માટે તમે શાંતિરૂપ કુવાડાથી આ સંસારરૂપ વૃક્ષનું છેદન કરો. પરંતુ હેતુવાદના અભિમાન રૂપ જલસિંચનને ઉત્તેજન આપો

માં!" આ પ્રમાણે તે સંન્યાસીએ ધાર્મિકને કહ્યું. એટલે તે ધાર્મિક સંન્યાસીને પ્રણામ કરીને બોલ્યો, "મહારાજ! આપ મારા ગુરુ થયા. હવે મને જવાની આજ્ઞા આપો." આમ કહી તે જેમ આવ્યો હતો તેમજ પોતાના નગર તરફ પાછો ગયો. પેલો સંન્યાસી, તેના ગયા પછી હસતો હસતો તે વૃક્ષની નિચે બેસી રહ્યો, એવામાં તેણે એક યક્ષને પોતાની પ્રાણ પ્યારી સાથે વાત કરતાં સાંભળ્યો. એટલે તે સંન્યાસી જ્યાં પોતાના કાન માંડીને સાંભળવા જાય છે, એટલામાં પેલો યક્ષ મશ્કરીમાં પુષ્પમાળાથી પોતાની પ્યારીને મારવા લાગ્યો. એટલે તેની સ્ત્રી ઘણી લુચ્ચી હતી તેથી ઢોંગ કરીને પોતાના શરીરને મડદા જેવું બનાવીને સુઇ ગઇ, કે તુરત તેની સખી વિગેરે તેનો પરિવાર ચીસો પાડીને રૂદન કરવા લાગ્યો. ઘણીવાર પછી જાણે જીવતી થઇ હોય તેમ તે સ્ત્રીએ પોતાનાં નેત્રો ઉઘાડયાં, ત્યારે તેના પતિ યક્ષે તેને પુછ્યું; "પ્રિયે, તેં શું જોયું?" એટલે પેલી સ્ત્રી બનાવટી વાર્તા આ પ્રમાણે બોલી: "જ્યારે તમે મને પુષ્પમાળાથી મારી, ત્યારે એક કાળો કાળ પુરૂષ અહીં આવેલો મારા જોવામાં આવ્યો: તેના હાથમાં પાશ હતો, તેનાં નેત્ર તેજસ્વી હતાં, તે ઘણો ઊંચો હતો, તેના માથા ઉપર લાંબા વાળ હતા, અને તેની ભયંકર કાળી કાંતિથી દિશાના ભાગ શ્યામ થઇ ગયા હતા, તે પોતે ભયંકર દેખાતો હતો. તે દુષ્ટ મને યમલોકમાં લઇ ગયો. ત્યારે યમલોકના અધિકારીઓએ તેને ઠપકો આપી મને છોડી મૂકી." આ પ્રમાણે તે યક્ષિણીએ પોતાના પતિને કહ્યું એટલે તે યક્ષ હસતો હસતો યક્ષિણીને કહેવા લાગ્યો; "અલિ! ઇંદ્રજાળ જાણ્યા વગર સ્ત્રીચરિત્ર સમજી શકાય નહીં. પુષ્પના મારથી કોણ મરણ પામે છે? યમલોકમાંથી વળી પાછું આવવું કેમ બને? એ સર્વ વાર્તા ખોટી છે. મૂર્ખી! તેં તો પાટલીપુત્રની સ્ત્રીના પ્રપંચનું અનુકરણ કર્યું જણાય છે. સાંભળ!

## સિંહાક્ષની રાણીની કથા.

પાટલીપુત્ર નગરમાં સિંહાક્ષ નામનો એક રાજા રાજ્ય કરતો હતો. તેની રાણી એક વખતે શુક્લપક્ષની તેરસને દિવસે મંત્રીની, સેનાપતિની, પુરોહિતની અને વૈદ્યની સ્ત્રીને પોતાની સાથે લઇ, એક સ્થાનમાં સરસ્વતીનાં દર્શન કરવાને ગઇ હતી. માર્ગમાં કેટલાએક કુબડા, આંધળા, લુલા અને રોગી પુરૂષો મળ્યા, તેઓએ રાણી વિગેરે સ્ત્રીઓની આગળ પ્રાર્થના કરીને કહ્યું કે, "અમે નિર્ધન, રોગથી પીડા પામીએ છીએ, માટે અમારી ઉપર દયા કરો અને અમને ઔષધ આ-

પો કે જેથી અમે રોગમાંથી છુટીએ. આ સંસાર સમુદ્રની લેહેર માફક ચંચળ છે; અને વિજળીના ચળકાટની માફક ક્ષણભંગુર છે. તે યાત્રા-મેળા વિગેરે ઉત્સવથી એક ક્ષણ સુંદર જણાય છે, પરંતુ આ સંસાર પરિણામે અસાર છે, જુઠો છે. તેમાં માત્ર ગરીબો ઉપર દયા કરવી તે અને દરિદ્રીને ધન આપવું તેજ સાર છે; પરંતુ તેવા ગુણવંત કયાં જીવે છે? જે મનુષ્ય પૈસાદાર છે તેને ધન શું કામનું છે? જે માણસ તૃપ્ત થયેલો છે તેને જમવાનું શું પ્રયોજન છે? જે મનુષ્ય શીતપ્રકૃતનો છે તેને ચંદનની શી જરૂર છે? શિયાળો આવ્યા પછી વર્ષાદનું શું પ્રયોજન છે? માટે અમને દુઃખમાંથી છોડવો."

આવી રીતે રોગિઓનાં વચન સાંભળી પેલી રાણી વિગેરે બોલ્યાં; "આ રોગ પીડિત પુરૂષો પણ યથાર્થ કહે છે; માટે આપણે સર્વ પ્રકારે એઓનું ઔષધ કરવું." આ પ્રમાણે સર્વ સ્ત્રીઓ પરસ્પર વાતચિત કરી દેવીના મંદિરમાં જઈ, દેવીનું પૂજન કરી પાછી ફરતાં પેલા દરદીઓને જુદી જુદી પોતાને ઘેર તેડી ગઇ, અને તે સર્વ સ્ત્રીઓએ પોતાના મહાબળવંત પતિઓને ઉશ્કેરી તેમની પાસે આ રોગીઓના ઔષધના ઉપાય કરાવા લાગી, અને પોતે પણ તેઓની નજીકજ સેવામાં હાજરની હાજર રહી. આ પ્રમાણે હંમેશાં તે સ્ત્રીઓના સહવાસથી તે રોગીઓના મનમાં કામ જાગૃત થયો, અને પરસ્પર પ્રેમપાશમાં સપડાયા, અને પેલી સ્ત્રીઓ પણ રોગિમયજ સંસાર જોવા લાગીઃ તે વગર બીજું કશું તેમના જોવામાં આવતુંજ નહીં. સ્ત્રીઓના કામાંધ બનેલા મનમાં આટલો પણ વિચાર આવ્યો નહીં કે આ કંગાલ રોગી કયાં ને આપણા ભર્ત્તાર રાજા વિગેરે કયાં? કામિનીઓને વિચાર કયાંથી આવે?

ત્યાર પછી રાજા, મંત્રી, સેનાપતિ વિગેરે પોતપોતાની સ્ત્રીના અંગમાં રોગિના સંભોગથી થયેલા નખના તથા દંતના ક્ષત જોઇ આશ્ચર્ય પામ્યા; કારણ કે રોગી આમ કરે તે વાત કોઇ દિવસ સંભવેજ નહીં. પછી તે સર્વના મનમાં સંદેહ ઉત્પન્ન થયો એટલે તે વાર્તા કેમ બની હશે તેનો નિશ્ચય કરવા માટે સાવધાનતાથી રાજા, પ્રધાન, સેનાધિપતિ, વૈદરાજ ને પુરોહિત સર્વે એકઠા મળી પરસ્પર તે વિશે વિચાર કરવા લાગ્યા. પછી તેમાં રાજાએ બીજાઓને કહ્યું કે, "તમે હમણાં ચૂપજ રેહેજો. આજ હું મારી રાણીને યુક્તિથી પુછી જોઇશ." આ પ્રમાણે કહી તેઓને રજા આપીને પોતે રાજમેહેલના વિલાસભવનમાં ગયો; અને પ્રેમ તથા ભય બન્ને બતાવીને રાણીને પુછ્યુંઃ "બોલરે, તારો ઓષ્ટ કોણે ખંડિત કર્યો છે? કોણે સ્તન ઉપર નખથી ક્ષત કરેલા છે? જો તું સત્ય બોલીશ તો તારૂં સારૂં થશે, નહીતર હું તને છોડીશ નહીં." આ પ્રમાણે રાજાનું કહેવું સાંભળી,

પેલી રાણી કૃત્રિમ રચના કરીને બોલીઃ "મારે તમારી આગળ કહેવું તો જોઇએ નહીં, પરંતુ હું અભાગિણી, આ આશ્ચર્યકારક વાત છે માટે તમારી આગળ જણાવું છું. સાંભળોઃ આ આપણી ચિત્રેલી ભીત ઉપ-રથી ચક્ર અને ગદાધારી પરમાત્મા રાત્રે સાક્ષાત્કાર નિકળે છે અને મારી સાથે સંભોગ સુખ ભોગવી પ્રભાતમાં પાછા તે ચિત્રની ભીતમાંજ લય પામે છે. જેનું સ્વરૂપ ચંદ્ર અને સૂર્યે પણ કોઇ દિવસ દીઠું નથી એવા તે શ્રી કૃષ્ણ મારી આવી દશા કરી મૂકે છે અને તમે સુતાજ રહો છો." પેલો રાજા પોતાની સ્ત્રી જાણે દુઃખી હોય તેમ તેનાં વચનો સાંભળી, પોતે મૂર્ખ હતો તેથી કંઇ સમજ્યો નહીં, પણ વિષ્ણુની માયા હશે, એમ ધારી તેના કહેવાને ખરૂં માન્યું; અને બીજે દિવસે તે વાર્તા પો-તાના મંત્રી વિગેરેને કહી બતાવી. તેઓ પણ રાજાની પેઠે મૂર્ખ હતા તેથી તેઓએ પણ પોતાની સ્ત્રીઓને ભગવાન કૃષ્ણે ભોગવેલી છે એમ માની બોલ્યા વગર છાનામાના બેસી રહ્યા.

"આવી રીતે અસત્ય-બનાવટી દુરાચરણી સ્ત્રીઓ રચના કરવામાં કુશળ અને લુચ્ચી હોય છે અને તે જડબુદ્ધિવાળા પુરૂષોને છેતરે છે. પરંતુ હું તેવો જડબુદ્ધિ નથી." આ પ્રમાણે યક્ષે પોતાની ભાર્યાને કહી તેને લજ્જાવંત્ કરી દીધી. પેલા વૃક્ષ નિચે બેઠેલા સંન્યાસીએ આ સર્વ સાંભળ્યું, તે પછી તે યક્ષની પાસે જઇ બે હાથ જોડીને વિનતિ કરવા લાગ્યો; "મહારાજ! હું આપના આશ્રયમાં આવ્યો છું તો આપનો શરણાગત કહેવાઉં; માટે મેં જે આપનાં વચન સાંભળ્યાં છે તે અપરા-ધની ક્ષમા કરો." આ પ્રમાણે સત્ય વચન સાંભળીને યક્ષ સંતોષ પામ્યો અને તેને કહ્યું; "હું યક્ષ છું ને મારૂં નામ સર્વસ્થાનગત છે, ને હું તારા ઉપર પ્રસન્ન થયો છું; માટે મારી પાસેથી વરદાન માગી લે." એટલે તે સંન્યાસીએ વરદાન માગ્યું કે, "તમે તમારી સ્ત્રી ઉપર ક્રોધ કરો મા, એ વર મને આપો." યક્ષ બોલ્યો, "તે વર મેં તને આપ્યો, હવે બીજો વર માંગી લે." એટલે સંન્યાસી બોલ્યો; "જો એમ હોય તો મને બીજો વર એ આપો કે આજથી તમે બન્ને સ્ત્રી પુરૂષ મને તમારો પુત્ર ગણો." તે સાંભળીને યક્ષ પોતાની સ્ત્રી સમેત પ્રગટ થઇ તેજ વખતે બોલ્યો; "પુત્ર! અમને તે કબૂલ છે. તું અમારા બંનેનો પુત્ર છે. તને અમારી કૃપાથી કોઇ જગ્યામાં દુઃખ પડશે નહીં, અને વિવાદમાં, કલહમાં, ને દ્યૂતમાં તું વિજય મેળવીશ." આ પ્રમાણે કહી યક્ષ અંતર્ધાન થઈ ગયો. પેલા સંન્યાસીએ, તે યક્ષને પ્રણામ કરી તે રાત્રિ ત્યાંજ ગાળી. પ્રભાતમાં ઉઠીને પાટલીપુત્ર નગરમાં આવ્યો; અને ત્યાંના રાજા સિંહાક્ષના રાજમહેલની આગળ જઈ દ્વારપાળ મારફતે રાજાને

જાણ કરાવ્યું કે, "કાસ્મિરથી આવેલો પંડિત આપને જાણ કરે છે કે હું શાસ્ત્ર ચર્ચા કરવા માટે આવ્યો છું." એટલે દ્વારપાળે અંદર જઈ સભામાં રાજાને જણાવ્યું. રાજાએ તે વાદીને સભામાં બોલાવ્યો. તે સભામાં આવી વાદ કરવા માટે પંડિતો ઉપર આક્ષેપ કરવા લાગ્યો. છેવટ પંડિતોનો વિવાદ જાગ્યો, તેમાં સંન્યાસીએ યક્ષની કૃપાથી સઘળા પંડિતોનો પરાજય કર્યો. પછી તે સંન્યાસી રાજાની આગળ નિચે પ્રમાણે પંડિતો ઉપર આક્ષેપ કરતો બોલ્યો; "હું તમને આ પ્રશ્ન સ્પષ્ટ કરવા કહું છું–કે 'ચક્ર અને ગદાધારી એક પુરૂષ રાત્રે ચિત્રની ભીતમાંથી નિકળી, દાંતવડે સ્ત્રીના ઓષ્ટને ચુંબન કરે અને નખવડે સ્તન ઉપર ક્ષત કરી, તેની સાથે સંભોગ કરી પ્રભાતમાં પાછો ચિત્રની ભીતમાંજ લય થઇ જાય છે તેનો અર્થ શું?' તેનો મને જવાબ દો." પંડિતો તેની આ સમસ્યા સાંભળી એટલે ખરી વાર્તાથી અજાણ્યા હતા તેથી કંઈ ઉત્તર આપી શક્યા નહીં, પણ એક બીજાના મુખ સામુ જોઇ રહ્યા. પછી સિંહાક્ષ રાજા પોતેજ તેને પુછવા લાગ્યો; "મહારાજ! તમે જે પંડિતોને પ્રશ્ન પુછ્યો તેનો ઉત્તર તમે પોતેજ કહી બતાવો." તે સાંભળીને તે સંન્યાસીએ તે રાજાની સ્ત્રીનું કપટચરિત્ર, જે યક્ષની પાસેથી સાંભળ્યું હતું તે સર્વ, તેને કહી બતાવ્યું, અને છેવટે રાજાને કહ્યું; "માટે કોઇ પણ માણસે સ્ત્રી સાથે પ્રેમ કરવો નહીં, જેનું પરિણામ માત્ર એજ આવે છે કે તેનાં નિર્દય કૃત્યજ જણાય છે." તે સાંભળી રાજા તેના ઉપર પ્રસન્ન થયો અને તેને પોતાનું રાજ્ય આપવાની ઇચ્છા કરવા લાગ્યો; પરંતુ તે સંન્યાસીને પોતાની સ્વભૂમિ ઉપરજ અત્યંત પ્રેમ હતો માટે તેણે રાજ્ય લેવાની ના પાડી. પછી રાજાએ તે સંન્યાસીને રત્નો આપીને તેનો ઘણો રૂડો સત્કાર કર્યો. તે સંન્યાસી રત્ન લઇ કાસ્મિરમાં પોતાના દેશમાં આવ્યો; અને ત્યાં યક્ષના પ્રસાદથી પોતે દુઃખ રહિત થઈ સુખમાં રહેવા લાગ્યો.

આ પ્રમાણે તે શિષ્યે પોતાના ગુરુ આગળ વાર્તા કહી મહામુનિ પ્રત્યે બોલ્યોઃ "આ પ્રમાણે મેં તે સંન્યાસીની પાસેથી કથા સાંભળી છે." તે સાંભળી મહામુનિ અને તેના બીજા શિષ્યો પણ ઘણાજ આશ્ચર્ય પામ્યા.

" મંત્રી ગોમુખ પોતાના રાજા નરવાહનદત્તને ઉપર પ્રમાણે કથા સંભળાવી, ફરીથી બોલ્યોઃ "આ પ્રમાણે દુરાચરણી નારીઓના દૈવનાં અને લોકનાં ચરિત્રો વિચિત્ર છે–તેના મર્મને કોઇ જાણવા સમર્થ નથી. હવે બીજી આ કથા છે કે જેમાં એક સ્ત્રીએ ૧૧ પતિને યમલોક પહોચાડી દીધા, તે સાંભળો.

## અગિયાર પતિની સ્ત્રીની કથા.

માળવા દેશના એક ગામમાં એક પુરૂષ રહેતો હતો. તેને બે ત્રણ પુત્ર પછી એક નાની કન્યા ઉત્પન્ન થઈ. તે કન્યાના જન્મ થયા પછી તેની સ્ત્રી મરણ પામી; અને તે પછી થોડા દિવસમાં તેનો એક છોકરો મરણ પામ્યો; અને તે પછી તેનો એક ભાઈ બળદના શીંગડાના પ્રહારથી મરણ પામ્યો; એટલે તેના પિતાએ તે કન્યાનું 'ત્રિમારિકા' એવું નામ પાડયું: કારણ કે તે કન્યાના જન્મથી ત્રણ જણનાં મૃત્યુ થયાં હતાં. કેટલાએક દિવસ વિત્યા બાદ તે કન્યા મોટી થઈ એટલે તે ગામમાં એક ધનવંતનો પુત્ર રહેતો હતો તેણે કન્યાના પિતાની પાસે તેની પુત્રીનું માંગું કર્યું; એટલે તેણે પોતાની શક્તિ મુજબ વિધિ પ્રમાણે વિવાહોત્સવ કરી પોતાની પુત્રીનું કન્યાદાન આપ્યું. પેલી કન્યા તે ધનવંતને પરણી તેની સાથે કેટલાએક દિવસ આનંદમાં ગુજાર્યા. થોડા દિવસ વિત્યા બાદ તેનો પતિ મરણ પામ્યો; એટલે કેટલાએક દિવસ તેણે વિધવા ધર્મ પાળી તે ચપળ નારીએ તરત એક બીજો પતિ કીધો, જે પણ થોડાજ સમયમાં દુઃખી થઈ ગયો. એટલે જુવાનીના મદમાં છકી ગયેલી તે ચપળાએ ત્રીજા પતિને ધાર્યો. તે પતિ મારનાર સ્ત્રીનો તે પતિ પણ બીજા પતિની માફકજ મરણ પામ્યો. આ પ્રમાણે એક પછી એક એમ દશ વર મરણ પામ્યા, તેથી લોકો તેની મશ્કરી કરીને તેને 'દશમારિકા' કહેવા લાગ્યા. પછી અગિયારમો પતિ કરવા માટે તે તૈયાર થઇ એટલે તેના પિતાને લજ્જા આવી, અને તેણે પોતાની પુત્રીને તેમ કરતી અટકાવી. લોકો તેને હડધૂત કરવા લાગ્યા. એટલે તે પોતાના ઘરમાં આવીને રહી. એક દિવસે તેને ઘેર એક કાંતિવાન્ તરૂણ વટેમાર્ગુ આવ્યો; ત્યારે તે 'દશમારિકા'ના બાપે તે અતિથીને કહ્યું કે, "તને એક રાતવાસો આપીશ." પેલી 'દશમારિકા' તે તરૂણને જોઇ તેના ઉપર મોહિત થઇ ગઇ; અને પેલો તરૂણ પણ તે ચપળાના ચંચળ નયન પલકારા આગળ નમ્ર થઇને તેના ઉપર ફીદા ફીદા બની ગયો. પછી પેલી કામાધીન થવાથી નિર્લજ્જ બનીને કહેવા લાગી; "હે પિતાજી! હું આ એક વટેમાર્ગુ તરૂણ પુરૂષને મારો પતિ કરવાની ઇચ્છા ધરાવું છું. જો તે મરી જશે તો પછી હું વૈરાગ્યવ્રત ધારણ કરીશ." તેના પિતાએ કહ્યું; "હે પુત્રી! તારા દશ પતિ મરી ગયા, તો પણ હજી બીજો કરતાં તને શરમ આવતી નથી ? માટે હવે આ પણ જો મરણ પામશે તો લોકો તારી ઘણી મશ્કરી કરશે." આ સર્વ પેલો વટેમાર્ગુ સાંભળતો હતો. તે છતાં પેલો પંથી પણ શરમ મુકીને બોલ્યો, "હું મરીશ નહી, કારણકે મારી પણ એક પછી એક એમ દશ સ્ત્રી

મરણ પામી છે, માટે અમે બન્ને જણાં સમાન છીએ. હું જો ખોટું બોલતો હોઉં તો શંકરના ચરણ સ્પર્શ કરીને સોગન ખાઉં છું.” આ પ્રમાણે તે વટેમાર્ગુએ કહ્યું, તે સાંભળી કોણ આશ્ચર્ય પામે નહીં ? આ વાર્તા ગામના લોકોએ જાણી એટલે તેણે ‘દશમારિકા’ને પરણવાની રજા આપી; એટલે તે ‘દશમારિકા’ વટેમાર્ગુની સાથે પરણી. તેની સાથે કેટલાએક વખત સુધી રહ્યા પછી તેનો ધણી તાઢીઆ તાવથી પીડાવા લાગ્યો અને તે યોગથી મરણ પામ્યો; એટલે તે ‘અગિયારમારિકા’ થઇ અને પત્થરોને હસવું ઉપજાવવા લાગી. પછી તેણે, ઘણીજ ઉદાસ થવાથી ગંગાના કિનારા ઉપર જઈ વૈરાગ્ય ધારણ કર્યો.

આ વાર્તા સાંભળી વત્સરાજના કુમાર નરવાહનદત્તને અત્યંત હસવું આવ્યું. પછી ગોમુખ ફરીથી બીજી કથા કહેવા લાગ્યો; “મહારાજ ! હવે એક દરિદ્રી બળદવાળાની કથા સાંભળો ?

## એક દરિદ્રી બળદવાળાની કથા.

એક ગામમાં એક કુટુંબવાળો, દરિદ્રી માણસ રહેતો હતો.[*] તેને ઘેર સમૃદ્ધિમાં માત્ર એક બળદ હતો. તે ઘણોજ ગરીબ હતો; તેથી તેનું આખું કુટુંબ અન્નજળ વગર દુ:ખી થતું હતું. અને પોતે પણ ગણા ખેંચી દહાડા કાઢતો હતો; પરંતુ લોભને લીધે તે બળદને વેચતો નહીં. પછી તે વિંધ્યાચળ પર્વત ઉપર જઈ વિંધ્યવાસીની સમીપમાં દર્ભનું આસન પાથરી, ધન મેળવવા માટે આહાર વિહારનો ત્યાગ કરી તપ કરવા લાગ્યો. દેવીએ રાત્રે સ્વપ્નમાં આવીને તેને કહ્યું કે, “ઉઠ, તારા નસીબમાં હંમેશાં તે એક બળદજ ધન છે, માટે તેનેજ વેચીને હંમેશાં આનંદમાં આજીવિકા ચલાવ.” આ પ્રમાણે સ્વપ્ન થયા પછી થોડીવારમાં પ્રભાત થયું અને માતાજીનું વચન યાદ કરી પોતાનું તપ પુરૂં કરી પારણું કરી પોતાને ઘેર આવ્યો, પણ તે મુર્ખ વિચાર કરવા લાગ્યો કે, “હું આ બળદ જો વેચી નાખીશ તો હવે પછી ગુજરાન કેમ ચલાવીશ?’ આવો વિચાર કરી તે બળદ વેચી શકયો નહીં. પછી તે દરિદ્રીએ કોઇ માણસને વાતના પ્રસંગમાં પોતાને સ્વપ્નામાં દેવીએ જે આજ્ઞા કરી હતી તે કહી બતાવી. પછી તેના સુબુદ્ધિશાળી મિત્રે લાંઘણ કરવાથી દુર્બળ થઇ ગયેલા તે દરિદ્રીને કહ્યું, “અરે મૂઢ ! તારા નસીબમાં એકજ બળદ છે, તેને તું જો વેચીશ તો હંમેશાં જીવતો રહીશ, આ પ્રમાણે જે દેવીએ તને કહ્યું છે તે કેમ સમજતો નથી ? આ બળદને વેચી તેના ઉપર તારા કુટુંબની આજીવિકા ચલાવ. પછી તને બીજો બળદ મળશે, તે વેચીને કુટુંબીઓનું પોષણ કરજે. આ પ્રમાણે એક પછી એક બળદ

મળ્યા કરશે." આ પ્રમાણે મિત્રે પોતાના ગામડીઆ મિત્રને સમજણ પાડી એટલે તેણે તે બળદ વેચીને પોતાની આજીવિકા ચલાવી. પછી એક એક બળદ વેચતો ગયો અને તેના ઉપર પોતાની આજીવિકા હંમેશાં સુખમાં ચલાવવા લાગ્યો.

"આ પ્રમાણે નસીબ સત્વાનુસાર સર્વને ફળ આપે છે, માટે મનુષ્યે બળ ધારણ કરવું. લક્ષ્મી બળશાળીને વરે છે, પરંતુ નિર્બળને વરતી નથી. હે રાજકુમાર! હવે એક ધૂર્ત અને કપટી કાર્યભારીની કથા સાંભળો.

## એક કપટી અને ધૂર્ત મંત્રીની કથા.

દક્ષિણ દેશમાં આવેલા નગરમાં પૃથ્વીપતિ નામનો એક રાજા રાજ્ય કરતો હતો, તેના દેશમાં એક ધૂતારો રહેતો હતો, તે લોકોને ઠગીને પોતાનું ગુજરાન ચલાવતો હતો. એક દિવસે તેને મોટી સંપત્તિ મેળવવાની ઇચ્છા થઈ તેને લીધે પોતે અસંતોષ માનીને વિચારવા લાગ્યો કે, "મને જોઇએ એટલું ધન મળતું નથી; તો આ મારી ધૂર્ત વિદ્યા મને શું કામની? શા માટે મહાલક્ષ્મી મેળવવા સારૂ બીજો ઉપાય કરૂં નહી?" આમ વિચારી તે ધૂર્તશિરોમણી એક મોટા સાહુકારનો પોશાક ધારણ કરી, રાજાના રંગમેહેલની આગળ જઇ, દ્વારપાળની સાથે મળી, તે દ્વારા અંદર કચેરીમાં રાજાને પોતાનું આગમન જાહેર કર્યું; અને પછી અંદર ગયો. ત્યાં રાજાને પ્રણામ કરી ભેટ અર્પણ કરી, વિનતિ કરી કે, "મહારાજ! મારે તમારી આગળ એકાંતમાં કંઇ વાતચિત કરવાની છે." રાજા તેની ભેટ તથા તેની સલામ ઉપર ભોલવાઇ જઇને બોલ્યો, 'ઠીક." પછી તે રાજા તેની સાથે એકાંતમાં મળ્યો. ત્યાં પેલા સાહુકારે જણાવ્યું કે, આપ હમેશાં સર્વ સભામંડળના દેખતાં મારી સાથે એકાંતમાં બેસીને એક ક્ષણ વાર્તા કરો તો હું આપને દરરોજ પાંચસો સોનામહોર ભેટ કર્યા કરૂં. આ આપની પાસે માગી લઉ છું. હું બીજું આપની પાસે કંઇ માંગતો નથી." તે સાંભળી રાજાએ મનમાં વિચાર કર્યો કે, તે દરરોજ મારી સાથે ગુપ્ત રીતે વાતચિત કરે તો તેમાં શું અડચણ છે? તે કંઇ આપણી સોનામહોર લઇ જતો નથી, પણ ઉલટી દરરોજ આપી જાયછે. વળી તે મોટા સાહુકાર છે, આપણને તેની સાથે વાત કરવામાં શી શરમ છે?" આ પ્રમાણે તે રાજાએ મન સાથે વિચાર કરી તેની સાથે વાત કરવાનો ઠરાવ કર્યો. પેલો ધૂર્ત પણ તે રાજાના કહેવા પ્રમાણે પાંચસો સોનામહોર રાજાને આપવા લાગ્યો; અને એકાંતમાં બેસી રાજાની સાથે ગુપ્ત વાતચિત કરવા લાગ્યો. તે જોઇ લોકોએ જાણ્યું કે એને મુખ્યમંત્રીનું પદ મળ્યું છે.

એક વખતે તે ધૂર્ત રાજાની સાથે એકાંતમાં વાત કરતો કરતો વારંવાર એક અધિકારી તરફ ખાસ નજર કરીને જોવા લાગ્યો. વાત કરીને બાહાર નિકળ્યો એટલે તે અધિકારીએ તે ધૂર્તની પાસે આવીને પુછ્યું, "તમે મારા મુખ તરફ શા માટે જોતા હતા?" એટલે તે ધૂર્ત પોતાની મરજી પ્રમાણે ખોટું બોલ્યો કે, "રાજા મને કહેતા હતા કે તેણે મારા દેશને લુટી લીધો છે માટે હું તેના ઉપર અત્યંત ક્રોધે ભરાયો છું. એ ઉપરથી મેં તારાં મુખ તરફ જોયું હતું. હવે હું રાજાને સમજાવીશ." આ પ્રમાણે તે જુઠામંત્રીએ પેલાને કહ્યું, એટલે તેને ભય પેઠો અને તેણે પેલા ધુર્તને ઘેર જઈ તેને એક હજાર સોનામહોર આપી. બીજે દિવસે પેલો ધૂર્ત, રાજાની સાથે તેમજ વાર્તા કરતી વખતે પેલા અધિકારીના મુખ તરફ જોવા લાગ્યો, અને વાર્તા કરી રહ્યા પછી કચેરીમાંથી ઉઠીને બહાર આવ્યો, કે પેલો અધિકારી તેની પાસે આવ્યો; એટલે પેલો ધૂર્ત બોલ્યો: "મેં યુક્તિવાળાં વચનોથી રાજાને સમજાવી તારા ઉપર પ્રસન્ન કર્યો છે, માટે હવે તું ધીરજ રાખ. હું તારા સર્વ છિદ્રનો બચાવ કરીશ." આ પ્રમાણે તે અધિકારીને યુક્તિથી વશ કરીને જવા માટે રજા આપી. પછી તે અધિકારી તેની જુદા જુદા પદાર્થોથી સેવા કરવા લાગ્યો.

આ પ્રમાણે તે નિપુણધૂર્તે, ઘણી યુક્તિ કરીને રાજાની પાસેથી, ને ચાકરો પાસેથી ધન લુટી લીધું. આ પ્રમાણે રાજાની સાથે વાર્તા કરીને તેણે પાંચ કરોડ સોના મહોર એકઠી કરી. ત્યાર પછી તે ધૂર્ત મંત્રીએ એક દિવસે એકાંતમાં રાજાને કહ્યું, "મહારાજ! હું આપને હંમેશાં પાંચશો સોનામહોર આપુછું, તોપણ તમારી કૃપાથી મેં પાંચ કરોડ સોનામહોર એકઠી કરી છે માટે મારા ઉપર કૃપા કરી તે સોના મહોર આપ મહારાજ સ્વીકારો." આ પ્રમાણે કહી પ્રત્યક્ષ તે સોના-મહોર રાજાને અર્પણ કરી. રાજાએ ઘણો આગ્રહ કરવાથી, મહા કઠાવતિએ તેમાંથી અર્દ્ધ સોનામહોર તેણે પાછી લીધી; અને તેના ઉપર પ્રસન્ન થઇ તેને મુખ્ય મંત્રીની જગ્યા ઉપર નિમ્યો. તે ધૂર્ત પણ લક્ષ્મી મેળવી રાજાને ભેટ તથા માન આપીને ખુશી કરતો હતો.

"આ રીતે બુદ્ધિશાળીઓ કંઇ પણ મોટા અપરાધ કર્યા વગર મોટી દોલત ને માન મેળવે છે. કુવો ખોદનારો પ્રથમ કાદવમાં લપટાઇ જાય છે, પણ જ્યારે તેમાંથી જળ નિકળે છે ત્યારે તે જેમ શુદ્ધ થાય છે, તેમ ફળ મળ્યા પછી દોષ નાશ પામે છે."

આવી રીતે મંત્રી ગોમુખે નરવાહનદત્તને કથા કહ્યા પછી કહ્યું, "હે વિવાહોત્કંઠિત! હવે એક બીજી કથા સાંભળો.

## હેમપ્રભા તથા લક્ષ્મીસેનની કથા.

રત્નાકર નામના નગરમાં બુદ્ધિપ્રભ નામનો એક રાજા રહેતો હતો. તે મદોન્મત્ત રાજારૂપી ગજના મદ ઉતારવામાં કેસરીસિંહ જેવો હતો. તેને રત્નરેખા નામની એક રાણી હતી. તે રાણીને પેટે હેમપ્રભા નામની કન્યા જન્મી, જે કન્યા આ જગતમાં દિવ્ય કાંતિમાન્ હતી અને પૂર્વજન્મમાં વિદ્યાધરી હતી તેથી હમેશાં આકાશમાં વિહાર કરવાની અતિ શોખિન હતી અને મદને લીધે હીંદોલામાં બેસીને રોજ હીંચોલા ખાતી હતી. રાજાએ તે કન્યાને વારી કે રખેને તે આમ હીંચકા ખાતાં પડી જાશે, તોપણ તે કન્યાએ માન્યું નહી, ત્યારે તેના પિતાએ ગુસ્સે થઇ તે કન્યાને એક લપડાક લગાવી તેથી પોતાનું અપમાન માની તે ક્રોધ કરી વનમાં જવાનો ઠરાવ કરી, રમવાને બાહાને નગર બાહાર આવેલા ઉપવનમાં ગઈ અને આમ તેમ ફરવા લાગી. તેની સાથે જે ચાકરો ગયા હતા તે મદિરાપાન કરીને બેભાન થઇ ગયા એટલે તે કન્યા એક અઘોર વનમાં જઇ તેમની નજર આગળથી અદૃશ્ય થઈ ગઈ. ત્યાંથી પછી પોતે એકલી ઘણે દૂર એક વનમાં જઇ વૃક્ષનાં પાદડાં અને ડાળીઓની પર્ણકુટી બાંધી તેમાં રહી, ફળ મૂળનો આહાર કરી, શંકરનું આરાધન કરવા લાગી. તેનો પિતા જે રાજા હતો તેને ખબર થઇ કે કન્યા કયાંઈ નાસી ગઈ છે એટલે તેણે તેની બહુ ખોળ કરાવી, પરંતુ કયાંઇથી પણ તેનો પત્તો મળ્યો નહીં, એટલે તે રાજા ઘણોજ સંતાપ કરવા લાગ્યો; તેના મુખ ઉપર દુ:ખનું વાદળ છવાઇ રહ્યું. ઘણા દિવસ વિત્યા એટલે તે રાજાને કન્યા વિયોગનું દુ:ખ જરા ઓછું થયું, તેથી તે પોતાના મનને પ્રસન્ન કરવા માટે મૃગયા રમવા સારૂં નિકળ્યો. વનમાં જઇ મૃગયા કરવા માટે આમ તેમ ફરતાં ફરતાં ઘણે દૂર બીજા વનમાં, પોતાની પુત્રી હેમપ્રભા તપ કરતી હતી ત્યાં જઇ ચઢયો. ફરતાં ફરતાં રાજા બુદ્ધિપ્રભે એક ઝાડપાનવાળી પર્ણકુટી દીઠી, એટલે ઓચિંતો તેની અંદર ગયો, તો ત્યાં પોતાની પુત્રીને તપ કરતાં દીઠી. તે કન્યાનું શરીર તપને લીધે દુર્બળ થઇ ગયું હતું, તથાપિ તપ:પ્રભાવથી ઘણીજ તેજસ્વી દિસતી હતી. તે કન્યા પોતાના પિતાને જોઈ એકદમ ઉભી થઇ, પિતાના ચરણમાં પ્રણામ કર્યા. તેનો પિતા પુત્રીને જોઇ રડી પડ્યો અને તેને પોતાને ગળે ઘાલી ખોળામાં બેસાડી. પછી પિતા અને પુત્રી ઘણે દિવસે ભેળાં મળ્યાં તેથી બન્નેની આંખમાંથી આંસુ પડવા લાગ્યાં, પણ એક બીજાના મનનો એક બીજાથી ખુલાસો થઇ શકયો નહીં, અને તે જોઇ વનમાં વસનારા મૃગોની આંખમાં પણ અશ્રુઓ આવી ગયાં. પછી રાજાએ ધીરે ધીરે પોતાની પુત્રીને ધીરજ આપીને કહ્યું, "દીકરી! તું રાજ્યમેહેલનો ત્યાગ કરી

આ વનમાં આવીને તપ શા માટે કરે છે? આ તે તેં શું કર્યું? હવે આ વનવાસ છોડી દે અને તારી માની પાસે ચાલ." આ પ્રમાણે પિતાએ કહ્યું, એટલે હેમપ્રભા બોલી, "હે તાત! મને દૈવેજ પ્રેરણા કરી છે, બાકી મારામાં શી શક્તિ છે? હું તપનું સુખ ત્યાગ કરી ઘરનું સુખ મેળવવાની ઇચ્છા રાખતી નથી, હું તો તપજ કર્યા કરીશ." રાજાએ તે કન્યાને ઘણી સમજાવી તોપણ તે એકની બે થઇ નહીં, ત્યારે રાજા વનમાંથી ઘેર ગયો અને પોતાની દીકરીને અતિથીઓની પૂજા કરવા માટે દરરોજ રાંધેલાં અનાજ અને પૈસાઓ રાજાએ મોકલવા માંડયા.

હેમપ્રભા ફળમૂળનો આહાર કરી ધનથી તથા અનાજથી હંમેશાં અતિથીઓનો સત્કાર કરતી હતી. એક વખતે એક બાળબ્રહ્મચારિણી સાધ્વી ફરતી ફરતી તે કન્યાના આશ્રમ પ્રત્યે આવી ચઢી. હેમપ્રભાએ તેને માન આપ્યું અને તેની પૂજા કરી. પછી બન્ને વચે વાતો થવા માંડી. વાતના પ્રસંગમાં રાજકન્યાએ પેલી બાળ બ્રહ્મચારિણીને પુછ્યું, "તમે શા માટે બ્રહ્મચર્યવ્રત લીધું છે?" એટલે બાળબ્રહ્મચારિણી બોલી, "એક વખતે હું બાળ્યાવસ્થામાં હતી. ત્યારે મારા પિતાના ચરણ ચાંપતી હતી; ચાંપતાં ચાંપતાં મારી આંખ નિદ્રાથી ઘેરાવા માંડી અને મારા બે હાથ શિથિલ થઇ ગયા. એટલે મારા પિતાએ મને લાત મારીને કહ્યું, 'ઊંઘે છે શાની?' મને લાત વાગી તેથી અત્યંત ક્રોધ ચઢી ગયો, ને તેને લીધે સંન્યાસ ધારણ કરી પિતાના ઘરમાંથી બાહાર નિકળી ગઈ છું."

હેમપ્રભા આ પ્રમાણે બાળબ્રહ્મચારિણીનું વૃત્તાંત સાંભળી તેનો સ્વભાવ પોતાના સ્વભાવને મળતો આવતો જોઈ, પોતે ઘણીજ પ્રસન્ન થઇ, અને તેને વનવાસમાં પોતાની બેહેનપણી ગણી. એક દિવસે તે રાજકન્યાએ પ્રભાતમાં પોતાની સખી બ્રહ્મચારિણીને કહ્યું, "સખી! આજ રાત્રિએ મને એક સ્વપ્ન આવ્યું હતું: તેમાં જાણે હું એક મોટી નદીને તરી ગઇ. ત્યાર પછી હું એક ધોળા હાથી ઉપર ચઢી, ત્યાર પછી એક પર્વત ઉપર ચઢી, ત્યાર પછી મેં આ આશ્રમમાં ભગવાન્ અંબિકાપતિ શંકરને દીઠા. એટલામાં મને એક વીણા મળી આવી. હું વીણા વગાડી શંકર આગળ સંગીત કરતી હતી, એવામાં એક દિવ્ય આકૃતિવાળો પુરૂષ આવ્યો. તેને જોઇ હું તારી સાથે આકાશમાં ઉડી ગઇ, અને એટલામાં તો જાગી ઉઠી અને રાત્રિ મટી પ્રભાત થયું." પેલી બાળ બ્રહ્મચારિણી તે સાંભળી તરત બોલી, "કલ્યાણિ તું તો અવશ્ય કોઈપણ દેવતાઈ જીવ છે, તે પાપને લીધે ભૂતલમાં અવતરી છે, આમ જણાય છે. તને જે આ સ્વપ્ન લાધ્યું તે જણાવે છે કે હવે તારા શાપનો છુટકો નજીકમાં આવ્યો છે." રાજપુત્રી તે સાંભળી ખુશી થઇ ને બાળબ્રહ્મચારીણી

વચનને સ્વીકારી લીધું.ત્યાર પછી જગતમાં દીપરૂપ સૂર્યનારાયણ સારી રીતે ઉદય પામ્યા. દશ અગિયાર વાગ્યાનો સમય થયો એટલે એક રાજકુમાર ઘોડા ઉપર બેસીને તે આશ્રમમાં આવ્યો; ને તે તાપસીનો વેશ ધારણ કરનારી હેમપ્રભાને જોઇ તેના ઉપર પ્રસન્ન થયો, અને પોતાના ઘોડા ઉપરથી ઉતરી રાજકુમારીની પાસે આવી તેના ચરણમાં પ્રણામ કર્યા. તે રાજ-કન્યાએ પણ રાજકુમારની પરોણા ચાકરી કરી, તે પછી કુમારે પોતાનો ઉતારો વિગેરે કરી લીધો. તે કુમારને જોતાંજ તેનાપર મોહિત બનેલી રાજપુત્રીએ તેને પુછ્યુંઃ "અરે મહાશય, આપ કોણ છો?" પેલો રાજ-કુમાર બોલ્યો; "મહાભાગ! જેનું નામ તથા યશ પવિત્ર છે; એવા પ્રતા-પસેન નામના એક મહા ભાગ્યશાળી રાજા છે; તે રાજાએ પુત્રને માટે શંકરની તપશ્ચર્યા કરવા માડી, એટલે શંકર તેના તપથી પ્રસન્ન થઇ અને પ્રગટ થઈ, તેને કહ્યું કે, 'તારે ત્યાં એક વિદ્યાધર પુત્ર થઇને અવતરશે. જ્યારે તેનો શાપ નાશ પામશે ત્યારે તે પાછો પોતાના વિદ્યાધર લોકમાં ચાલ્યો જશે. પણ તને બીજો પુત્ર થશે તે તારા વંશને ચલાવશે; અને રાજ્યનું પાલન કરશે.' આ પ્રમાણે શંકરનું કહેવું સાંભળી પ્રતાપસેન રાજા ઘણોજ પ્રસન્ન થયો ને તેણે વ્રતનું પારણું કર્યું. કેટલાએક દિવસ વિત્યા બાદ તેને ત્યાં એક પુત્રનો જન્મ થયો. રાજાએ એ પુત્રનું નામ લક્ષ્મીસેન પાડ્યું. તેના પછી બીજા પુત્રનો જન્મ થયો,, તેનું નામ સૂરસેન પાડ્યું. હે સુંદરમુખી! તે લક્ષ્મીસેન હું પોતે છું. હું આજ મૃગયા રમવા નિકળ્યો હતો, એવામાં મારો વાતાશ્વ મને અહી આશ્રમમાં ખેચીને લઈ આવ્યો છે."

આ પ્રમાણે રાજકુંવરે પોતાનું જીવનચરિત્ર કહી બતાવ્યા પછી તે કન્યાને પુછ્યું, "અયે મંજુભાષિણી! તું કોણ છે તે તો કહે!" એટલે હેમપ્રભાને પણ પોતાના પૂર્વજન્મનું ચરિત્ર યાદ આવ્યું તેથી હર્ષ પામી, અને રાજકુમારને કહ્યું "મનમોહન! તમારા દર્શનથી મને પણ મારો પૂર્વજન્મ યાદ આવ્યોછે અને મારી વિદ્યાઓ પણ મને પાછી યાદ આવી છે. હું વિદ્યાધરી છું, પરંતુ શાપ થવાથી મનુષ્ય લોકમાં અવતરી છું; અને આ સખીની સાથે રહુ છું. તમે મારા પ્રાણપતિ હતા, પરંતુ શાપથી ભૂતળ ઉપર અવતર્યા છો; અને તમારો મંત્રી તે મારી સખીનો પ્રાણપતિ થાય છે, જે સખી હવણાં મારી સાથે રહે છે. હવે મારો અને મારી સખીનો બન્નેનો શાપ હવણાં નાશ થયો, માટે આપણે સર્વે ફરી વિદ્યાધરના લોકમાં મળીશું." આ પ્રમાણે કહી તે રાજકુમારી હેમપ્રભા પોતાની સખી સહવર્તમાન દિવ્યરૂપ ધારણ કરી તેજ વખતે આકાશમાં ઉડીને વિદ્યા-ધર નગરમાં ગઈ પેલો લક્ષ્મીસેન આ બનાવ જોઈ ઘણોજ આશ્ચર્ય પામી

એક ક્ષણ તે આશ્રમમાં બેઠો. એવામાં તેનો મંત્રી તેને શોધતો શોધતો ત્યાં આવી ચઢયો. પછી લક્ષ્મીસેન તેને જયાં પોતાનું વૃત્તાંત કહેવા માંડે છે, એવામાં પોતાની પુત્રીને મળવાને ઉત્કંઠાવાળો બુદ્ધિપ્રભ રાજા ત્યાં આવ્યો. તેણે આશ્રમમાં તપાસ કરી તો પુત્રીને દીઠી નહીં, પરંતુ માત્ર લક્ષ્મીસેનને બેઠેલો જોયો, ત્યારે તેને પુછયું કે, "મારી પુત્રીના શા સમાચાર છે?" લક્ષ્મીસેને તેને જોયા પ્રમાણે સર્વ સમાચાર કહી બતાવ્યા, તે સાંભળી બુદ્ધિપ્રભની આંખમાં અશ્રુ આવી ગયાં અને તે ઉદાસ થઇ ગયો. પછી પેલો રાજકુમાર અને તેનો મંત્રી પોતાનો પૂર્વજન્મ સંભારી શાપમાંથી મુક્ત થઇ આકાશમાર્ગે વિદ્યાધરલોકમાં ગયા. ત્યાં જઇ લક્ષ્મીસેને પોતાની હેમપ્રભા સ્ત્રી સાથે પ્રેમાલિંગન કર્યું, અને તે પછી તેને સાથે લઇ બુદ્ધિપ્રભ સસરાની પાસે આવ્યો, અને તેની રજા લઇ તેને આશ્રમમાંથી પોતાને ઘેર મોકલ્યો અને પોતાની સ્ત્રી તથા પોતાના મિત્ર તેની સ્ત્રી સહિત પોતે પોતાના પિતા પ્રતાપસેનની પાસે જઇ તેમના આગળ પોતાનું ચરિત્ર વર્ણવી બતાવ્યું. તેના પિતાએ વંશપરંપરાથી પોતાને જે રાજ્ય મળ્યું હતું તે પોતાના પુત્ર લક્ષ્મીસેનને આપ્યું. લક્ષ્મીસેને તે રાજ્ય પોતાના નાના ભાઇ સૂરસેનને અર્પણ કર્યું ને પોતે પોતાના વિદ્યાધર નગરમાં ગયો. ત્યાં ગયા પછી લક્ષ્મીસેન, પોતાની સ્ત્રી હેમપ્રભા, પોતાનો મંત્રી અને તેની સ્ત્રી સાથે રહી વિદ્યાધરનું ઐશ્વર્ય સુખ ભોગવવા લાગ્યો.

## નવી રાણી સાથે લગ્ન.

આ ઉપર પ્રમાણે ગોમુખ મંત્રીએ જે જે રસિક કથાઓ કહી બતાવી, તે સર્વ કથાઓ ક્રમવાર નરવાહનદત્તે શ્રવણ કરી, ત્યાં મહીનો વિતિ ગયો ને શક્તિયશાનો વિવાહ નજીકમાંજ આવી લાગ્યો. તેને માટે પોતે જો કે ઘણો આતુર થઇ રહ્યો હતો, તોપણ તેણે કથાના વિનોદમાં સર્વે રાત્રિઓ એક ક્ષણની માફક કાઢી નાખી. આ પ્રમાણે નરવાહનદત્તે કેટલાએક દિવસ વિનોદ કરતાં ગાળ્યા, પછી જયારે પોતાના વિવાહનો દિવસ પાસે આવ્યો, તેવામાં એક દિવસ તે પોતાના પિતાની સમીપમાં બેઠો હતો, તેટલામાં રાજકુમારે એકદમ સૂર્યજેવું પ્રકાશમાન એક સૈન્યને આકાશમાંથી ઉતરતાં જોયું. આ સેનાની વચમાં વિદ્યાધરનો રાજા સ્ફટિકયશા હતો. તે પોતાની પુત્રી શક્તિયશાને પરણાવવા માટે ઘણાજ પ્રેમથી આવતો હતો. તેને જોઇ પેહેલેથી વત્સરાજ તેની સામો ગયો તેને અર્ઘ્ય-પગ ધોવાનું પાણી વિગેરે આપી તેની સારી રીતે પરોણાચાકરી કરીને, ત્યાર પછી નરવાહનદત્તે પ્રસન્ન મને પોતાના સસરાની પૂજા કરી. પછી સ્ફટિક-

યશા વિદ્યાધરે પોતાનો વિચાર તેઓને જણાવ્યો અને તુરત પોતાની સિદ્ધિના પ્રતાપથી એકક્ષણમાં પોતાના લાયક સમગ્ર દિવ્ય વૈભવ ઉત્પન્ન કરી, શાસ્ત્રમાં કહ્યા પ્રમાણે પ્રથમથી આપેલી પોતાની પુત્રી શક્તિયશા નરવાહનદત્તને, પ્રેમકોડથી પરણાવી ને પેહેરામણીમાં અમોઘ રત્નોથી રાજકુમારને ભરી દીધો. રાજકુમાર નરવાહનદત્ત પણ વિદ્યાધરના રાજાની પુત્રી શક્તિયશાને પરણી, કમળ જેમ સૂર્યના કિરણોને શોભા આપે છે તેમ તે રાજકુમાર પ્રમદાની શોભામાં વધારો કરવા લાગ્યો. આ પ્રમાણે સ્ફટિકયશા પોતાની પુત્રીનાં લગ્ન ધામધુમથી કરી પોતાના નગરમાં ગયો. ત્યાર પછી કૌશાંબી નગરીમાં નરવાહનદત્ત રાજકુમાર પોતાની નવવધૂ શક્તિયશાના મુખકમળ ઉપર આસક્ત થઇને મધુર ભ્રમર સમાન રહેવા લાગ્યો.

---

શક્તિયશા લંબક સંપૂર્ણ.

---

શ્રી

મહાકવિ શ્રી સોમદેવ ભટ્ટ વિરચિત

# કથાસરિત્સાગર.

(ભાષાંતર)

## एकादशोलंबक-वेला.*

### તરંગ ૧ લો.

સમગ્ર વિઘ્નના ઓઘને નિવારનાર, સર્વસિદ્ધિના કારણ રૂપ, પાપ રૂપ સમુદ્રમાંથી તારનાર ગજાનનને પ્રણામ કરો.

### નરવાહનદત્તની કથા.

એ પ્રમાણે શક્તિયશાને પ્રાપ્ત કરી તેની, અને તેના પહેલાં પરણેલી રત્નપ્રભા આદિ રાણિયોમાં મુખ્ય મદનમંચુકા સહવર્તમાન્, મિત્રમંડળથી પરિવૃત્ત વત્સરાજનો યુવરાજ નરવાહનદત્ત, પિતાની સમીપ કૌશાંબી નગરીમાં રહેવા લાગ્યો. એક સમય રાજકુમાર પોતાના ઉપવનમાં ગયો હતો ત્યાં બે રાજકુમાર ભાઇ અકસ્માત્ આવી ચઢ્યા. યોગ્યતા પ્રમાણે અન્યોઅન્ય નમન કર્યાં પછી તેમાંનો એક બોલ્યો કે-

### રૂચિરદેવ અને પોતકની કથા.

દેવ! વૈશાખનગરના રાજાના અમે બે જુદિ જુદિ માતાઓથી ઉત્પન્ન થયેલા પુત્ર છીએ. મારૂં નામ રૂચિરદેવ છે, અને આનું નામ પોતક છે. મારી પાસે એક વેગવાન્ હાથિણી છે અને આ મારા ભાઇ પાસે બે ઘોડા છે. હું મારી હાથિણીનો વેગ વધારે કહું છું અને એ એના ઘોડાઓનો વેગ વધારે કહે છે. આ વિવાદમાં અમારે સરત પડી છે કે જો હું હારૂં તો મારી હાથિણી આપું અને એ હારે તો એના બે ઘોડા દુલ થાય!

* મલયાચલ સમીપ આવેલા સમુદ્રતટના એક પ્રદેશનું નામ.

હવે અમારા વિવાદમાં કોણ ખરૂ અને કોણ ખોટું તેનો નિર્ણય કરનાર પરીક્ષકની જરૂર છે, અને હે પ્રભો! આપના વગર વેગની પરીક્ષા કરે એવો અમે બીજો કોઇ જોતા નથી; માટે આપજ અમારે ત્યાં પધારો તો ઠીક. આપ કલ્પદ્રુમની પેઠે સર્વ અર્થને આપવાવાળા છો એમ જાણીને અમે ઘણે દૂરથી અહીં આવ્યા છીએ, તો આશા છે કે, આપ અમારી પ્રાર્થના સ્વીકારશોજ.'

આ પ્રમાણે રૂચિરદેવનો અતિ આગ્રહ જોઈ વત્સેશ્વરના પુત્ર નરવાહનદત્તે તેમની સાથે જવાને કબુલ કર્યું. જેને પવનવેગી ઘોડા જોડેલા છે એવો એક રથ તેઓ લાવ્યા તેમાં બેસીને નરવાહનદત્ત તેમની સાથે વૈશાખપુરમાં આવ્યો. નગરમાં જતાં, અહો જેને રતિનો સમાગમ નથી થયો એવો નવલ કામદેવ તો ન હોય? કિંવા કલંક રહિત દિવાચારી બીજો ચંદ્રમા તો ન હોય? વા તરૂણ યુવતિયોનાં હૃદયને સમૂળ ઉન્મૂલન કરનાર વિધાતાએ પુરૂષાકારે નિર્મિત કરેલો સ્મરશર તો નહિ હોય? એમ મદથી ઉન્મત્ત થયેલી અને આકુલ પૌર કમળલોચનાઓથી જોવાતા અને વર્ણવાતા તેઓ એ ઉત્તમ નગરમાં પેઠા. આગળ જતાં પ્રાચીનકાળના લોકે પ્રતિષ્ટા કરેલા એક કામદેવના મંદિરને જોયું તેમાં જઇ યુવરાજે રતિપતિ ભગવાન કામદેવના ચરણમાં પ્રણામ કરી માર્ગ શ્રમ નિવારણાર્થે ક્ષણવાર વિશ્રામ કર્યો. મૂહૂર્ત માત્ર વિરામ લીધા પછી કામદેવના મંદિર સમીપ આવેલા, વિવિધ પ્રકારે શણગારેલા રાજકુમારના સત્કાર્થે કરેલા ઉત્સવથી મંગળમય દેખાતા અને જેના આંગણામાં પરિસ્તોમવાળા મદમત્ત હસ્તિયો અને વાજીયો ઝુલતા હતા એવા રૂચિરદેવના વાસગૃહમાં આવતાં વત્સેશ્વર રાજકુમાર નરવાહનદત્ત ઘણોજ પ્રમોદ પામ્યો. ત્યાં રૂચિરદેવના સત્કારથી કૃતકૃત્ય થયલા નરવાહનદત્તે, ઘરમાં જતાં તેની અદ્‌ભુત આકૃતિવાળી બેહેનને દીઠી. તેના સૌંદર્ય અને લાવણ્યમાં આકૃષ્ટ થઇ ગયલાં ચક્ષુ અને મનવાળા રાજકુમારને સ્વજનનો વિયોગ અને માર્ગનો શ્રમ પણ જણાયો નહીં. પ્રફૂલ્લ થયેલાં શ્યામ કમળની માળા જેવી પ્રેમદૃષ્ટિએ કરીને તે કન્યા પણ જાણે રાજકુમારને સ્વયંવરમાં જોતી હોય તેમ જોવા લાગી. ત્યાર પછી તે જયેન્દ્રસેના નામની કન્યાનું સ્મરણ કરતો સુતો, પણ તેમ કરતાં બીજી પણ અનેક સુંદરિયોએ આવીને જાણે તેની સેવા કરવા માંડી હોય તેમ તે નિશ્ચિંત નિદ્રાવશ થયો.

બીજે દિવસે સવારમાં પોતક વાયુના જેવા વેગવાન્ પોતાના બે ઘોડાઓ લઇને વાહનવિદ્યાનું રહસ્ય જાણનાર રાજકુમાર નરવાહનદત્તની પાસે આવ્યો. રૂચિરદેવની હાથિણી ઉપર બેસી, તેમાં

પોતાની વેગવિદ્યા મૂકી, રાજકુમારે પોતકના બે ઘોડાઓને હરાવ્યા. રૂચિરદેવ પોતકના બે ઘોડા જીતી ગયો ત્યાર પછી, રાજકુમાર જેવા ઘરમાં જાય છે તેવામાં વત્સરાજે મોકલેલા દૂતે આવીને તેમના પદમાં મસ્તક મુકી કહ્યું કે:—"કુમાર! તમારા પિતા તમારા પરિવારદ્વારા તમને કંઇક ગયા જાણી મને મોકલીને કહાવે છે કે, 'તમે કોઇને પણ કહ્યા વગર ઉપવનમાંથીજ બહારોબાર આટલે બધે દૂર ગયા છો તેથી અમને ધીરજ રહેતી નથી, માટે સત્વર આપણે ઘેર આવો.'" કુમાર નરવાહનદત્ત, પિતાનો સંદેશ શ્રવણ કરી અહિં રહેવાથી પ્રિયાનો લાભ થશે અને જવાથી માત્ર દુ:ખજ પ્રાપ્ત થશે, એવા વિચાર કરવા લાગ્યો. આવા તર્કવિતર્કમાં રાજકુમારનું મન ચકડોળે ચઢયું હતું એવામાં એક સાર્થવાહ (સંગવી) ઘણા હર્ષથી ત્યાં આવ્યો; અને રાજકુમારને પ્રણામ કરીને બોલ્યો; "મહારાજનો પરંપરા વિજય વાધો! હે વીર, તમારો જય થાવ! પુષ્પ વગરનું ધનુષ્ ધારણ કરનારા આપ સાક્ષાત્ કામદેવજ છો! હે પ્રભો! હે ભવિષ્યત: વિદ્યાધર ચક્રવર્તિ! આપનો જય થાવ! બાળક છતાં આપ શું મનોહારી નથી? વૃદ્ધિ પામતાં શું આપ શત્રુને ત્રાસદાયક નથી? દેવ! આપ શત્રુમર્દન જેવાજ દેખાવ છો, એમાં સંશય નથી? હવે અલ્પ કાળમાંજ આપ ધન્વી, સ્વપરાક્રમે આકાશચારીઓને વશ કરી વિદ્યાધરના ચક્રવર્તી થશો એવી ઇચ્છાથી વ્યોમચારી પણ તમારી રાહ જુવે છે." ઇત્યાદિ અનેક પ્રકારે સ્તુતિ કરવા લાગ્યો, ત્યારે વત્સેશ્વર કુલદીપક કુમાર નરવાહનદત્તે તે વણિક્ સાર્થવાહનો સત્કાર કરીને પુછ્યું કે, "આપ કોણ છો?" રાજકુમારના પુછવાથી તે મહા વણિક્ નીચે પ્રમાણે પોતાનું વૃત્તાંત કહેવા લાગ્યો.

## સાર્થવાહ અને વેલાનું વૃત્તાંત.

પૃથિવીના મુગટની માળારૂપ લંપા નામની એક નગરી છે, તેમાં કુસુમસાર નામનો એક ધનાઢ્ય વણિક્ વસતો હતો. તે શિવનો ભક્ત હતો અને સર્વદા ધર્મ ઉપર પ્રીતિ રાખતો હતો. હે વત્સરાજના કુલદીપક! હું તેનો એકનો એકજ પુત્ર છું. ને મારૂં નામ ચંદ્રસાર છે. એક સમયે હું મારા મિત્રોની સાથે દેવતાની યાત્રાના મેળામાં ગયો હતો. જ્યાં મેં ઘણા શ્રીમંતોને દાન આપતાં જોયા. મારા મનમાં પણ તે સમયથી પુણ્યદાન કરવાની શ્રદ્ધા ઉત્પન્ન થઇ અને મારા પિતાનું ઘણું ધન હતું, તોપણ તેથી મને સંતોષ થયો નહીં; અને પુણ્યદાન કરવાની શ્રદ્ધા તો પ્રતિદિન પ્રબળ થતી ગઈ. અન્તે પુણ્યદાનને માટે વધુ ધન કમાવાની ઇચ્છા થતાં મેં વહાણવટે જવાનો વિચાર કર્યો અને એક વહાણમાં રત્નાદિ જવાહિર ભરી સમુદ્ર ખેડવાને નિકળી પડયો

પવન અનુકૂલ હોવાથી ઘણાજ થોડા સમયમાં હું ધારેલા દ્વીપમાં આવી પહોચ્યો. એ નવલ દ્વીપમાં મારે કોઇ સાથે ઓળખાણુ પાળખાણુ નહોતું, તોપણ હું મારી પોતાની અક્કલ હોંશિયારીથી ઝવેરીનો ધંધો ચલાવવા લાગ્યો. તે વાત રાજાના જાણવામાં આવવાથી તેણે મને પકડીને કારાગૃહમાં નાંખ્યો—જે ક્ષુધા તૃષાથી પીડાતા બંધીવાનની કરૂણાર્દ્ર ચીસોથી પાપી પ્રેત પીડાતા હોય એવા નરકસ્થાન જેવું હતું. મારે કર્મે પણ આ કારાગૃહમાં પીડાવું લખ્યું હશે, પરન્તું સદ્‌ભાગ્યે મારા પિતાનો ઓળખિતો મહિધર નામનો એક મોટો ધનાઢ્ય તે નગરમાં રહેતો હતો તેણે રાજાને મારે માટે કહ્યું કે—"મહારાજ! લંપા નગરીના એક ધર્માત્મા વણિક્‌નો તે પુત્ર છે ને તેને કારાગૃહનો વાસ અપકીર્તિ આપનાર છે, એટલુંજ નહિ પણ એના કુલને પણ કલંક લાગવા જેવું છે." આ ઉપરથી રાજાએ મને કારાગૃહમાંથી પોતાની પાસે બોલાવી મારો સત્કાર કર્યો. કારાગૃહમાંથી છુટયા પછી હું તે રાજાની કૃપાથી તથા મારો તે નરકરૂપ કારગૃહમાંથી મોક્ષ કરાવનાર સદગૃહસ્થના આશ્રયથી બહુ મોટો વેહેપાર કરીને સુખરૂપ ત્યાંજ રેહેવા લાગ્યો.

એ દ્વીપમાં એક વખત વસંતોદ્યાનમાં લોકયાત્રા ભરાઈ હતી, તેમાં એક શિખર નામના વણિકની પુત્રી આવી હતી. તે કન્યા ઘણીજ ફુટડી હતી. ભગવાન્ મકરધ્વજના ગર્વ સમુદ્રની લહરી જેવી, પ્રાપ્ત થયેલા નવા યૌવનથી તથા મૌગ્ધ્યથી ઉન્મદ બનેલી તે કન્યાએ દર્શનની સાથેજ મારા મનને પરાધીન કરી નાંખ્યું. હું તેના સૌંદર્યમાં એવો મુગ્ધ થઈ ગયો કે તેને ઘેર ગયો અને તેના પિતા પાસે તેના કોમળ હાથની પ્રાર્થના કરી. તેના પિતાએ એકાદ ક્ષણ વિચાર કરી મને કહ્યું કે, "મારાથી આ કન્યા તમને પરણાવાય તેમ નથી, કારણ કે તેમ કરવામાં એક મોટુ કારણ છે. પરન્તુ હું તેને મોસાળ મોકલું છું, ત્યાં જઇ તમે તેણીને માગી લેજો. હું ત્યાં સંદેશો કહાવીશ કે તેઓ તમારી અભ્યર્થના સ્વીકારે." આટલું કહી શિખરશેઠે મને સન્માન આપી વિદાય કર્યો. બીજે દિવસે શિખરશેઠે પોતાની પુત્રીને કેટલાંક માણસ સાથે કેટલોક સામાન આપીને સમુદ્ર માર્ગે સિંહલદ્વીપ તરફ રવાના કરી. હવે હું પણ સિંહલદ્વીપ જવાની સામગ્રી કરતો હતો, પરન્તુ તેટલામાં તો વિદ્યુત્પાત જેવી ભયંકર વાર્તા અમારા દ્વીપમાં પ્રવર્તાઇ કે, "શિખરશેઠની પુત્રી જે વહાણમાં બેસીને સિંહલદ્વીપ જવા ઉપડી હતી તે વહાણ સમુદ્રમાં બુડી ગયું છે અને એકે માણસ જીવતું નિકળ્યું નથી." આ વાર્તા મારે કાને આવતાં વારજ હું નિરાશ થઇ ગયો ને મારો આત્મા શોકસાગરમાં ડુબી ગયો તેથી વિશિણ્ય થઇ ગયો. પરન્તુ વૃદ્ધ પુરૂષોએ મને સમજાવી

આશા આપી શાન્ત કર્યો. વહાણ બુડયું અને મારી મનોવૃત્તિ જેના ઉપર લાગેલી હતી તે કન્યા પણ બુડી ગઇ કે કેમ તેનો નિશ્ચય કરવાની જીજ્ઞાસા ઉત્પન્ન થતાં મે પુનઃ સિંહલદ્વીપ જવાની ઇચ્છા કરી. જે દ્વીપમાં હું રહેતો હતો તેના રાજાના પણ મારા ઉપર ચારે હાથ હતા. વળી વ્યાપાર વડે હું જાતે પણ સારો સુખી થઇ ગયો હતો, પરંતુ અન્તે હું સિંહલદ્વીપ જવાને માટે વહાણમાં ચડયો. કેટલાક દિવસ સુધી તો અમને અનુકૂલ પવન રહ્યો, પરંતુ ત્યાર પછી કજ્જલરાશિ જેવાં વાદળથી ગગનમંડળ વ્યાપ્ત થવા લાગ્યું અને ધનરૂપ ચોરે હસ્તિની શુંઢ જેવી ધારાઓથી શરપાતની પેઠે અમારા ઉપર પોતાનું બળ અજમાવવા માંડયું. ભયંકર ગર્જનાઓ થવા લાગી અને પ્રતિકૂલ વિધિ જેવો પ્રતિકૂલ વાયુ વહાવા લાગ્યો. પરિણામે આમતેમ ઉછળતું અમારૂ વહાણ સમુદ્ર લહરીના આસ્ફાલનથી ભાગી ગયું અને વહાણ ઉપરનાં સર્વ, મારા વગર, ધનસમૃદ્ધિ સહિત જલરાશિનાં ભોગ થઇ પડયાં. દૈવેજ જાણે પોતાનો હાથ લાંબો કરીને મને ઉગારી લેવા ધાર્યો હોય તેમ એક વહાણના પાટિયાનો કકડો મારે હાથ આવ્યો અને તેની સહાયતાથી પવનના વેગે હું સહિ-સલામત કિનારે આવી પહોચ્યો. પૃથ્વી ઉપર આવ્યા પછી હું કિનારે ફરતાં ફરતાં માર્ગમાં પડેલાં સંકટોનું સ્મરણ કરતો અને ભાવિને નિંદતો હતો, એટલામાં અકસ્માત્‌જ કોઇની પાસેથી પડી ગયેલું કેટલુંક સોનું મને જડયું. સોનુ લઇ પાસેના ગામમાં ગયો અને પહેરવાને માટે વસ્ત્ર તથા કંઇક ભોજન લઇને એક એકાંતસ્થળમાં વિશ્રામ લેવાને માટે બેઠો. યત્કિંચિત વિરામ લીધાથી પાટીયાને વળગી સમુદ્ર તરવાને કરેલાં તરફ-ડિયાંનો શ્રમ ઉતરી ગયો–તેથી ઉભો થયો પરંતુ એ નવીન પ્રદેશમાં અજાણ્યો અને કાન્તા વિયોગ વ્યાકુલ હોવાથી હું ભાન ભૂલી ગયો. વળી પૂર્વ પશ્ચિમ દિશાઓનું પણ ભાન ન રહ્યું તેથી આમતેમ જ્યાં ત્યાં ફરવા લાગ્યો. આમતેમ ફરતો હતો એટલામાં રેતિના શિવલિંગનું પૂજન કરતી એક અદ્‌ભુત કન્યકા મારા જોવામાં આવી. તે કન્યાએ વલ્કલ ધારણ કરેલાં હતાં તોપણ તેની લાવણ્ય મૂર્તિ રતિનો તિરસ્કાર કરે તેવી જણાતી હતી. તે કન્યાને જોતાંજ મારા મનમાં વિચાર આવ્યો કે રખેને આ તો મારા મનની મોહિણી નહિં હોય ? પણ અરેરે! હું મંદભાગી છું તો તે માનસમોહા અહિં કયાંથી હોય ? હું આ પ્રમાણે વિચાર કરતો હતો એટલામાં તો તે તેજ કન્યા છે; એમ સૂચવતું હોય એવું મારૂ દક્ષિણ નેત્ર વારંવાર ફરવા લાગ્યું.

પછી ધીરે ધીરે હું તેની પાસે ગયો, અને પુછ્યું કે, "અલિ ચપળ નયને! રાજમહેલના ભૂષણરૂપ છતાં તેં કેમ આ વન પ્રદેશનો અંગિકાર

કર્યો છે ?" મારા પુછવા છતાં તેણે કંઇજ પ્રત્યુત્તર આપ્યો નહિ તેથી મેં ધાર્યું કે એ કોઇ ઋષિકન્યકા હશે તો મને શાપ દેશે; એવા ભયથી હું તેની પાસેના એક સુંદર લતા મંડપમાં જઈને બેઠો અને વારંવાર તેના મુખચંદ્રને નિહાળવા લાગ્યો. શિવાર્ચન સમાપ્ત કર્યા પછી તે કન્યા સ્નેહથી વારંવાર પાછું વાળીને જોતી અને કંઇક વિચાર કરતી ધીરે ધીરે ત્યાંથી ચાલી ગઈ.

જ્યારે તે કન્યકા મારી દૃષ્ટિમર્યાદાને વ્યતીત કરી ગઇ ત્યારે તો મને દિશાયો તિમિરમય ભાસવા માંડી, અને રાત્રીએ ચક્રવાકની જેવી દશા થાય છે, તેવી મારી પણ વિપરિત દશા થઈ. કેટલોક સમય વ્યતિત થયા પછી પ્રભાતના બાળસૂર્ય જેવી તેજસ્વી બાળબ્રહ્મચારી તપ તપવાથી કૃષાંગી, તપઃપ્રભાવથી દિવ્ય નેત્રવાળી અને દર્શન માત્રથીજ કલ્યાણ કરે એવી મતંગજ મુનિની, યમુના નામની કુમારિકા મારી પાસે આવી. તે ઋષિકુમારિકા સાક્ષાત્ ધૈર્યમૂર્ત્તિ જેવી મને તો લાગતી હતી. છેક સમીપ આવ્યા પછી તેણે મને કહ્યું કેઃ-"આર્ય ચંદ્રસાર! ધીર! ધીરજથી શ્રવણ કરો-અહિંથી કેટલેક દૂર બીજા દ્વિપમાં એક શિખર નામનો મહાવણિક્ વસે છે. તેમને ત્યાં જ્યારે એક સૌંદર્યસંપન્ન કન્યાનો જન્મ થયો ત્યારે તેમના એક જિનરક્ષિત નામના બૌધ ધર્મના યતિએ કહ્યું હતું કે, 'શિખરશેઠ! આ કન્યાની માતા બીજી છે, માટે તમારે એનો વિવાહ કરવો નહિં અને જો તમે તેનો વિવાહ કરશો તો તમને દોષ લાગશે.' આર્ય ચંદ્રસાર! તે જૈન સાધુનાં વચન ઉપર આસ્થાવાળા શિખરશેઠે તમારી સાથે તે રૂપસુન્દરીનો વિવાહ નહિં કરતાં તેને તેના દાદાને ત્યાં સિંહલદ્વિપ મોકલવાને માટે વહાણમાં બેસારી હતી, પરન્તું દૈવ પ્રતિકૂલ હોવાથી તે વહાણ ભર દરિયે ભાગ્યું અને વણિક્કન્યા સમુદ્રના ખોળામાં જઈ પડી.

"આર્ય! આયુષ્યના બળથી સમુદ્રદેવે તેને પોતાના મોજાવડે કિનારા ઉપર કાઢી નાંખી અને સદ્‌ભાગ્યે જલાસ્ફાલનથી વિશિણ્ય થયેલી તે કન્યા સમુદ્રના કિનારા ઉપર પડેલી, શિષ્ય સાથે સમુદ્ર સ્નાને ગયેલા મારા પિતા ભગવાન્ મતંગજના જોવામાં આવી. મારા પિતાને દયા આવવાથી તેમણે તેની આસનાવાસના કરી અને આવ્યા ત્યારે તેને પણ અમારા આશ્રમમાં લેતા આવ્યા. આશ્રમમાં આવ્યા પછી મને બોલાવીને કહ્યું કે, 'વત્સે યમુને! આ કન્યાને તારી સહચરિ કર, તેનું ભરણપોષણ કર અને આપણા આશ્રમમાં તેને જેમ વિનોદ ઉત્પન્ન થાય તેમ તારી સંગે રાખ. સમુદ્રના કિનારા ઉપરથી તે જડી છે તેથી તેનું નામ મારા પિતાએ વેલા પાડયું છે. પોતાના સૌજન્યાદિ ગુણવડે તે કન્યા હાલ મુનિજનોને

ઘણી પ્રિય થઇ પડી છે. મેં સંસાર તજી દીધેલો છે અને બ્રહ્મચર્યવ્રત પાળુછું, તોપણ મારો સ્નેહ તેના ઉપર ઘણોજ છે અને તેના વગર મને પળ પણ ગમતુ નથી, પરન્તું આર્ય ચંદ્રસાર! હવે તે કન્યાનું યૌવન શરદ્ કૌમુદીવત્ પ્રતિ દિવસ અધિકાધિક વૃદ્ધિંગત થતું જાય છે, તોપણ અવિવાહિત છે તેથી જ્યારે હું તેના મુખકમળને જોઉછું ત્યારે મને માત્ર સંતાપજ ઉત્પન્ન થાય છે. વયે આવેલી જુવાન કન્યાનું રક્ષણ કરવું એ કષ્ટસાધ્ય છે તે આર્ય ક્યારે નથી જાણતા? વળી તે કન્યા તમારી પૂર્વજન્મની સ્ત્રી છે અને અનાયાસે તમે અહિં આવી ચડ્યા છો ઇત્યાદિ મેં સમાધિથી જાણ્યું છે, તેથીજ તમારી પાસે આવી છું અને તમને કહુંછું કે:–'આર્ય! તમે અમારા આશ્રમમાં આવીને તે કન્યાનો સ્વીકાર કરો! આજ સુધી તમે બે જણાંએ જે ક્લેશ સહન કર્યો તે વિધિએ પરિણામે સફળ કર્યો.' મહારાજ વત્સેશનંદન! આ પ્રમાણે મેઘ વગરની વૃષ્ટિરૂપ વાણીએ મને સંતોષ પમાડી, ભગવતી યમુના પછી મને આશ્રમમાં લઇ ગઇ.

આશ્રમમાં ગયા પછી તે યમુનાએજ મારે માટે પોતાના પિતાની પ્રાર્થના કરી મનોરાજ્યની સંપત્તિ જેવી તે કન્યા મને અપાવી. વેલાને પરણ્યા પછી તો હું તે આશ્રમમાંજ સુખે રહેવા લાગ્યો. એક સમયે અમે બે જણ જલક્રીડાની અભિલાષાથી તપોવનના એક સુંદર સરોવર ઉપર ગયાં અને જલક્રીડા કરવા લાગ્યાં. મુનીશ્વર ભગવાન્ મતંગજ સ્નાન કરવાને માટે તે સરોવર પર આવ્યા હતા તેમને અમે દીઠા નહિં અને સ્વચ્છંદે એક બીજાના ઉપર પાણી છાંટવા લાગ્યાં. જલ સીકરથી ભગવાન મતંગજ જ્યારે ભીંજાઈ ગયા ત્યારે ક્રોધ કરી તેમણે અમને શાપ દીધો કે "જાવ તમારો વિયોગ થશે!" ઋષિનાં વચન સાંભળતાંજ વેલા તેમના પગમાં પડી, ને દીનવચનથી પ્રાર્થના કરવા લાગી. વેલાની સ્તુતિથી પ્રસન્ન થયેલા ઋષિએ કહ્યું કે–"હે ચંદ્રસાર! બળવાન્ અને ભવિષ્યતઃ વિદ્યાધર ચક્રવર્તી નરવાહનદત્ત જ્યારે હાથિણીના વેગથી બે ઘોડા જીતશે ત્યારે પુનઃ તમારો સમાગમ થશે." આ પ્રમાણે શાપાન્ત કહી સ્નાનાદિક ક્રીયા કરી ભગવાન્ મતંગજ મહર્ષિ તો ભગવાન્ શિવજીનાં દર્શન કરવાને માટે આકાશમાર્ગે શ્વેતદ્વિપ તરફ ચાલ્યા ગયા. ત્યાર પછી, "પૂર્વે ભગવાન્ પાર્વતીપતિના પદાગ્રભાગથી ગંધર્વને મળેલું, બાલ્યાવસ્થામાં ગંધર્વે મને અર્પણ કરેલું, ઉત્તમ રત્નથી ભરેલું તેજ આમ્રવૃક્ષ હું તમને આપુંછું,' એમ કહેતી યમુના અમારી પાસે આવીને ઉભી રહી; અને તે અમુલ્ય આમ્રવૃક્ષ અમને આપીને તરતજ ચાલી ગઇ. યમુનાના ગયા પછી વેલાનો વિયોગ થશે એવી બીતિવાળો હું સ્વદેશ

જવાને ઉત્કંઠિત થયો. સમુદ્ર ઉપર જઈને તપાસ કરી તો એક 'વણિકનું વહાણ મળ્યું. પ્રથમ વેલાને તે વહાણમાં બેસારી પછી હું જેવો તેમાં બેસવાનો વિચાર કરૂંછું, એવામાં તો મુનિના શાપના જેવો પવન વહાયો અને વહાણ કિનારેથી ઘણુંજ દૂર ચાલ્યું ગયું. આ પ્રમાણે મારી સ્ત્રીનો વિયોગ થતાં, તરજ હું બેભાન થઇ ગયો અને મૂર્ચ્છા આવવાથી કિનારા ઉપર પડયો. સમુદ્ર કિનારા ઉપર કોઈક તાપસ ફરવાને આવેલા હશે તેમની દૃષ્ટિએ હું પડયો તેથી તેઓ મારી પાસે આવ્યા અને જેમ તેમ કરીને મને પોતાના આશ્રમસ્થાનમાં લઈ ગયા. તપોવનમાં જતાં હું જરા સ્વસ્થ થયો ત્યારે મુનીએ મને મારૂં વૃત્તાંત પુછયું એટલે મેં પણ અથથી ઇતિ સુધી જે બન્યું હતું તે સર્વ તે મહાત્માને કહી દીધું. મારૂં વૃત્તાંત સાંભળી મુનિએ મને કહ્યું કે, "તે સર્વ શાપના પ્રાબલ્યથી થયું છે, માટે તેનો શોક ન કર;" ઇત્યાદિ વચનો કહી તેમણે મને શાન્ત કર્યો. ત્યાર પછી પુનઃ હું મારી પ્રિય પ્રમદાની શોધ કરવા માટે આમતેમ ફરવા લાગ્યો. એવામાં એક મોટો ધનાઢ્ય સમુદ્રયાત્રાએ નિકળેલો, તેનું વહાણ સમુદ્રમાં ભાગી જવાથી એક પાટિયાને આધારેજ કિનારે આવેલો સહસા મારો મિત્ર મને મળી ગયો. તેને મળ્યા પછી હું શાપનો અવધિ પુરો થતાં પ્રિયાને મળવાની ઉત્કંઠામાં ને ઉત્કંઠામાં ભિન્ન ભિન્ન દેશોમાં ફરતો ફરતો, હે **વત્સકુલદીપક** ! આજ આ વૈશાખપુરમાં આવી ચડયો છું.

આ નગરમાં આવતાં વાંતજ મારા સાંભળવામાં આવ્યું કે વત્સરાજનાં કુલદીપક અત્રે પધારેલા છે. હાથિણીના વેગે આપે બે ઘોડાને જીતી લીધા તે વખતેજ મેં આપનાં દર્શન કર્યાં અને તેજ વખતે મારા શાપનો અંત આવ્યો, ને હું પૂર્ણ આનંદ પામી શાંત થયો. મારા હૃદયમાં ધિકતો શોકાગ્નિ જરા શાંત થવા આવ્યો હતો એટલામાં વળી કેટલાક સાધુઓની સાથે વેલા પુરસ્કૃત તેનો પિતા પણ સમુદ્ર માર્ગે અત્રે આવી ચડયો. જેને ભગવતી યમુનાએ ઉત્તમ રત્નવાળો આમ્ર આપ્યો હતો એવી વેલાને મળ્યો અને શાપસાગરને તરવાથી અમે દંપતી હવે પૂર્ણ આનંદ પામ્યાં છીએ. હે વત્સેશનંદન ! આપનાં દર્શનથી મારો શાપ ટળી ગયો તેથી હું આપના પદમાં પ્રણામ કરવાને અહિં આવ્યો છું અને મારી સ્ત્રી સાથે સ્વદેશ જવાને માટે આપની આજ્ઞાનોજ અભિલાષી છું. આ પ્રમાણે ચંદ્રસાર કુમાર **નરવાહનદત્તની** આગળ પોતાનું વૃત્તાંત કહી સ્ત્રી સહિત સ્વદેશ જવાને માર્ગસ્થ થયો. આ સર્વ જોવાથી રૂચિરદેવ, **નરવાહનદત્તના** મહાત્મ્યથી આશ્ચર્ય પામ્યો અને તેની અધિક સેવા ચાકરી કરીને પ્રસન્ન થયો; એટલુંજ નહિં પણ વત્સ કુળમાંજ શોભે એવી જયેન્દ્રસેના નામની પોતાની બેહેન પણ **નરવાહ-**

નદત્તને પરણાવી તેનો પૂર્ણ પ્રેમ સંપાદન કર્યો. રૂચિરદેવે પહેરામણીમાં પોતાની વેગવાન હાથિણી તથા બે ઘોડા પણ નરવાહનદત્તને અર્પણ કર્યા.

વત્સરાજનો કુમાર નરવાહનદત્ત, રૂચિરદેવની રજા માગી પેહેરામણીમાં મળેલું સર્વ પોતાની સાથે લઇ નવપરણીત જયેન્દ્રસેના સહવર્તમાન કૌશાંબી નગરીમાં આવ્યો અને પોતાનાં માબાપને પ્રસન્ન કર્યાં. પછી નવોઢા જયેન્દ્રસેના તથા મદનમંચુકા આદિ બીજી રાણિયોની સાથે નાના પ્રકારનાં સુખ માણતો કુમાર નરવાહનદત્ત રાજપત્તનમાં પોતાના દિવસો આનંદમાં નિર્ગમન કરવા લાગ્યો.

વેલા લંબક સંપૂર્ણ.

શ્રી

મહાકવિ સોમદેવ ભટ્ટ વિરચિત

# કથાસરિત્સાગર.

(ભાષાંતર)

द्वादशोलंवक–शशांकवती.

## તરંગ ૧ લો.

જેપર મદજળ પાનની લીલામાં તલ્લીન થયેલા ભ્રમરાની પંક્તિ, અક્ષર-પંક્તિ સમાન જણાય છે, વિઘ્નનું વારણ કરવામાં એક કીર્તિસ્તંભ જેવી પોતાની તે શુંડને, ઉંચી ઉછાળતા ગણપતિ તમારૂં પાલન કરો.

રાગરહિત છે છતાં રાગવાળી રચના કરવામાં ચતુર, રાગાદિક દોષથી મુક્ત અને પ્રેમ ઉપજે એવી બનાવટ કરવામાં ચતુર તથા નવલ નવલ આશ્ચર્યકારક સૃષ્ટિનાં ચિત્ર કરનારા એવા શ્રી શંકરને પ્રમાણુ કરૂં છું.

કામદેવનાં બાણુ પુષ્પનાં છે, છતાં પણુ તે જ્યારે છુટવા માંડે છે ત્યારે ઇંદ્રાદિક દેવોનાં વજ્ર વિગેરે પણુ કુંઠિતજ બની જાય છે, તે કામનાં બાણોનો વિજય હો.

## નરવાહનદત્તનાં એક દિવ્ય કન્યા સાથે લગ્ન.

નરવાહનદત્ત આ પ્રમાણે એક પછી એક નવી નવી પ્રમદાઓ સાથે લગ્ન કરી કૌશાંબી નગરીમાં રહેતો હતો. તેને ઘણી સ્ત્રીઓ હતી છતાં શ્રીકૃષ્ણ જેમ રૂક્મિણીને માન આપતા હતા, તેમજ નરવાહનદત્ત મદનમંચુકાને પોતાના પ્રાણુ કરતાં પણુ વધારે પ્રિય ગણુતો હતો. એક રાત્રિમાં તે નિદ્રાવશ હતો તેવામાં તેને સ્વપ્ન આવ્યું કે જાણે કોઇએક દિવ્ય કન્યા, આકાશ માર્ગેથી આવી તેનું હરણુ કરી ગઇ છે; અને જ્યારે

તે જાગૃત થયો ત્યારે તેને માલમ પડયું કે તે પર્વતના એક શિખર ઉપર, સારી ઘટાદાર–છાયાવાળા વૃક્ષની નિચે ગારૂડિક રત્નના શિલાતલ ઉપર પડેલો છે. વખત જો કે રાત્રિનો હતો ને સ્વાભાવિક રીતે અંધારૂં હતું, તોપણ એક દિવ્યાંગના તેની સમીપમાં ઉભી હતી, જેની કાંતિથી વન ઝળાંઝળાં થઇ રહ્યું હતું, તેમાં રાજકુમારે કામદેવની જગતને મોહ કરવાની એક ઔષધિ જેવી તે કન્યાને દીઠી. તેણે મન સાથે નક્કી કીધું કે આજ મને અહીં ઉપાડીને લઈ આવી છે, તેથી તેના તરફ જોયું, તો તેને લજ્જાવડે જરા મંદેચ્છાવાળી દીઠી; ને તેથી તે નિપુણ રાજકુમારે નિદ્રાવશપણાનો ઢોંગ ધારણ કીધો, ને તેનો મનોભિપ્રાય જાણવા માટે, જાણે ઉંઘમાંજ હોય તેમ બડબડવા લાગ્યો: "પ્રિયા મદનમંચુકા! તું કયાં છે? જરા અહીં આવીને મને આલિંગન કર તો!" જ્યારે તે સ્ત્રીએ તેને આ પ્રમાણે બોલતાં સાંભળ્યો ત્યારે વિચાર કરી, તેની સ્ત્રીનું રૂપ ધારણ કરી, લજ્જા વગર સ્વતંત્રતાથી તેના શરીરને આલિંગન કીધું. એટલે નરવાહનદત્તે પોતાનાં નેત્ર ઉઘાડ્યાં, ને જોયું તો તે સ્ત્રીને પોતાની પ્રિયાના જેવીજ દીઠી; એટલે તે બોલ્યો: "ઓહો!! તું કેવી બુદ્ધિમતી છે!" આમ બોલતાં બોલતાં મંદમંદ હાસ્ય કરતો તે તેને કંઠે બાઝી પડ્યો. ત્યાર પછી તે સ્ત્રીએ લજ્જાને દૂર હાંકી મુકી પોતાનું સ્વરૂપ પ્રગટ કર્યું ને બોલી: "આર્યપુત્ર! હું આપને સ્વેચ્છાથી વરી છું તો આપ મારો અનુગ્રહ કરો." રાજકુમાર નરવાહનદત્તે આ પ્રમાણે કહેતી તે કન્યા સાથે તેજ વખતે ગાંધર્વ વિધિયુક્ત લગ્ન કર્યાં અને તે આખી રાત્રિ સ્વતંત્ર રીતે રતિકેલી રમતાં તે સ્ત્રી સાથે ગાળી. બીજે દિવસે પ્રભાતના નરવાહનદત્તને તેના કુળ ગોત્ર જાણવાની સ્વાભાવિક જીજ્ઞાસા થવાથી, યુક્તિ કરીને તે સ્ત્રીને કહ્યું: "પ્યારિ! તને એક અપૂર્વ કથા કહું છું તે સાંભળ!

## એક હાથી અને હાથણીની કથા.

કોઇએક તપોવનના એકસ્થાનમાં બ્રહ્મસિદ્ધિ નામના એક મુનિ રહેતા હતા; જેઓ યોગસિદ્ધિ બહુ સારી રીતે જાણતા હતા. તેમના આશ્રમ સમીપ એક ગુફા હતી, તેમાં પોતાને રેહેવાનું ઘર કરીને એક ઘરડી શીંયાળ રહેતી હતી. તે શૃગાળ સ્ત્રી, એક વખતે ચોમાસાના દાહાડામાં ભુખી હતી તેથી ખાવાનું શોધવા સારૂં ગુફાની બાહાર નિકળી. એવામાં પોતાની હાથણીનો વિયોગ થવાથી ઉન્મત્ત થયેલા એક હાથીએ, આ શીયાળડીને જોઇ, એટલે તે તેની પાછળ મારવા માટે ધાયો. જ્યારે તપોવનવાસી મુનિ, જે ઘણા જ્ઞાનવંત હતા, તેઓએ આ દેખાવ જોયો એટલે દયાર્દ્ર થઈ

ગયા; અને તેણે બન્નેના અનુગ્રહને ખાતર પેલી શીયાળ સ્ત્રીને હાથણી બનાવી દીધી. પેલો હાથી, તેને હાથણી જોયાથી શાંત થઈ ગયો, અને તેના ઉપર અનુરક્ત થયો; અને એથી તે શિયાળડી મૃત્યુમાંથી મુક્ત થઇ. ત્યાર પછી તે હાથી, આ હાથણીની સાથે ફરવા લાગ્યો. એક વખતે ફરતાં ફરતાં તે હાથણીને માટે કમળ લેવા સારૂં શરદૃઋતુમાં કાદવથી ભરેલા એક તળાવમાં તે હાથી ઉતર્યો. કર્મસંજોગે તળાવમાં પુષ્કળ કાદવ હતો તેથી તેમાં તે દટાઈ ગયો, ને ઘણી મેહેનત કરી, પરંતુ તેમાંથી બાહાર નિકળી શક્યો નહીં. જેમ વજ્રથી પાંખ કપાઇ જવાને લીધે નિચે પડેલો પર્વત આમ તેમ જરા પણ હાલીચાલી શકતો નથી, તે પ્રમાણે તે સ્થિર થઇ ગયો. પેલી હાથણી બનેલી શૃગાળી, આ પ્રમાણે હાથીને દટાયલો જોયો એટલે તે તેજ વખતે બીજા હાથીની સોબત કરી ત્યાંથી બીજા સ્થાનમાં નાસી ગઇ. એવામાં કીચડમાં દટાયલા હાથીની પ્રથમ જુદી પડી ગયેલી હાથણી, પોતાના ભર્ત્તારને ઢુંડતી ઢુંડતી, જે તળાવમાં હાથી દબાયલો હતો ત્યાં દૈવયોગથી આવી ચઢી. તે ભદ્ર* નામના ઉત્તમ કુળમાં જન્મેલી હતી. તેણીએ પોતાના પતિને કીચડમાં દબાયલો જોયો એટલે તેની પાસે જવા માટે તેજ વખતે તે તળાવના કાદવમાં પેઠી. આ વખતે બ્રહ્મસિદ્ધિ મુનિ પોતાના શિષ્ય સહિત તે માર્ગેથી જતા હતા, તે આ પ્રમાણે હાથીને કાદવમાં દટાયલો

---

* પાલકાવ્યમાં ભદ્ર હાથિનું આ પ્રમાણે વર્ણન કરેલું છેઃ-

प्रतिमानेषु विपुलश्चारुपृष्ठायताननः ।
मुखे सुरभिनिश्वासस्ताम्रजिह्वौष्ठतालुकः ॥
तथास्य तुल्यसंस्थानौ दन्तौ शुभ्रौ विशेषतः ।
मधुपिङ्गलनेत्रश्च महाकायो महाबलः ॥
पुरस्तादुच्छ्रितश्चापि पश्चादवनतोऽपि यः ।
धनुर्विनतवंशश्च समपादतलः शुभः ॥
विंशत्या च नखैर्युक्तो योऽष्टादशभिरेव च ।
विद्युद्दवाग्निसिंहेभ्यो न बिभेत्यंकुशादपि ॥
अन्वर्थवेदी शूरश्च क्षमावान्न च कर्कशः ।
कल्याणमेधास्तेजस्वी स भद्रः परिकीर्तितः ॥

"જેનું લલાટ વિશાળ હોય સુન્દર અને પહોળો જેનો વાંસો હોય એવો, જેનું મુખ વિશાળ અને સુગંધી શ્વાસવાળું હોય જીભ, તાળવું, અને ઓષ્ટ જેના લાલ છે એવો, સમાન અંતરે રહેલા જેને બે વિશેષ ધવલ દંત છે એવો, મધુના જેવાં પીળાં નેત્રવાળો, મોટી કાયાવાળો બળવાન્ મુખ આગળના ભાગથી ઉચો અને પાછળના ભાગથી નીચો એવો, ધનુષની પેઠે વિનત છે વાંસો જેનો એવો, જેનાં પગલાં સરખાં છે, ૨૦ અથવા ૧૮ નખવાળો શૂરવીર ક્ષમાશીળ, કોમળ અંતઃકરણવાળો, તેજસ્વી અને સારી બુદ્ધિવાળો હોય વિજળી, દાવાનળ સિંહ અને અંકુશ આદિથી ન ભય પામનાર અને યથાર્થ સમજનાર તેજ ભદ્ર નામનો હાથી કહેવાય છે."

જોઇ દયાથી કોમળ થયા; અને તે મહાતપસ્વીએ પોતાના મહા પરાક્રમશાળી શિષ્યો મારફતે તે તળાવના કાદવમાંથી તે હાથીને અને હાથણીને બાહાર કાઢ્યાં, અને ત્યાર પછી મુનિ પોતાના આશ્રમ તરફ ચાલ્યા ગયા. પછી મૃત્યુ તથા વિયોગમાંથી મુક્ત થયેલાં તે હાથી હાથણી પોતાની મરજી પ્રમાણે વિહાર કરવા લાગ્યાં.

"આ પ્રમાણે ઉત્તમ કુળમાં જન્મેલાં પ્રાણીઓ પણ દુઃખના સમયમાં પોતાના સ્વામી વા મિત્રનો ત્યાગ કરતાં નથી, પણ ઉલટાં તેને દુઃખમાંથી મુક્ત કરે છે. પરંતુ નીચ જાતિમાંથી પેદા થવાને લીધે ચંચળ મનવાળાના અંતઃકરણમાં કોઇ પણ દિવસ સત્ત્વ અથવા તો સ્નેહ રહેતો નથી." જ્યારે તે દિવ્યકન્યાએ આ પ્રમાણે વત્સરાજના કુમાર નરવાહનદત્તને મુખેથી ઉપલું દૃષ્ટાંત સાંભળ્યું ત્યારે તે બોલી:—"તમારૂં કહેવું યોગ્ય છે, એમાં જરાપણ સંદેહ નથી. પણ તમે આ પ્રમાણે કથા કહી તેનો મુખ્ય મુદ્દો શો છે તે મારા કળ્યામાં આવી ગયો છે, માટે આર્યપુત્ર! હવે તમે મારી પાસેથી આ એક કથા સાંભળો.

## વામદત્ત અને તેની સ્ત્રીની કથા.

કાન્યકુબ્જ* નગરમાં શૂરદત્ત નામનો એક ઉત્તમ બ્રાહ્મણ રહેતો હતો. તે બ્રાહ્મણ બાહુશક્તિ નામના તે ગામના રાજાનો માનીતો હતો, અને સો ગામનો ઉપરી હતો. તેને વસુમતી નામની સ્ત્રી હતી, જે ઘણીજ ગુણવંતી અને પતિવ્રતા હતી. તેને પેટે વામદત્ત નામના ગુણવંત પુત્રનો જન્મ થયો. આ વામદત્ત થોડા દિવસમાં સઘળી વિદ્યા ભણીને વિદ્વાન થયો તેથી તેના પિતાનો બહુ માનીતો થઇ પડ્યો. તે વયે આવ્યો એટલે શશિપ્રભા નામની એક સ્ત્રી સાથે પરણ્યો. કેટલાએક દિવસ વિત્યા પછી તેનો પિતા સ્વર્ગે સિધાવ્યો, અને તેની પુઠે તેની માતા પણ ગઇ.† એટલે વામદત્ત પોતાની સ્ત્રી સાથે રહી, ઉત્તમ રીતે ઘરનો કાર્યભાર ચલાવવા લાગ્યો. પરંતુ તે બ્રાહ્મણની સ્ત્રી સ્વેચ્છાચારિણી હતી, ને દૈવયોગે કયાંઇથી શાકીની, ડાકીણી વિગેરેના મંત્ર તંત્રનું ચેટક હાથ આવ્યું હતું, પણ તેની ખબર તેના પતિને નહોતી.

એક વખતે તે બ્રાહ્મણ, રાજાની છાવણીમાં ગયો હતો, એવામાં પાછળથી તેના કાકાએ આવીને એકાંતમાં વામદત્તને કહ્યું: "ભાઈ ભત્રિજા! આપણા કુળને કલંક લાગ્યું! આપણા કુળને ઝાંખ લાગી! કારણ કે મેં મારી નજરોનજર તારી વહુને તારા ગોવાળની સાથે બેઠેલી દીઠી." વામદત્તે આ પ્રમાણે પોતાના ઘરની વાર્તા સાંભળી એટલે તેણે સેનામાં

---

* હાલ જેને કનોજ કહે છે તે. † અર્થાત્ સતિ થઈ.

પોતાના કામ ઉપર પોતાના કાકાને મુક્યો ને હાથમાં માત્ર એક તરવાર લઈ પોતાને ઘેર ગયો; અને છાનોમાનો ઘરના આંગણામાં આવીને બગીચાની અંદર સંતાઇ રહ્યો. રાત્રિનો સમય થયો એટલે પેલો ગોવાળ તરત તેને ઘેર આવ્યો; એટલે તે રંડા તરત ઘરમાંથી બાહાર નિકળી, ઘણા પ્રેમથી પોતાના યારની સામી આવી, તેને અંદર લઇ ગઇ, અને ભાતભાતની રસોઇ, જે તૈયાર હતી તે પોતાના હાથમાં લઇ આવી તેને પીરસીને જમાડ્યો. તે બંનો ભોજન કરી રહ્યા બાદ શયનગૃહમાં પલંગપર પોઢવા માટે ગયાં, તે જોઇ વીર પુરૂષ વામદેવ નાગી તરવાર લઇને તેના તરફ દોડ્યો, અને બોલ્યો, "ઉભા રહો!! કંગાળ કુતરાંઓ! હવે તમે કયાં જાઓ છો?" જ્યાં તે આમ બોલ્યો કે તેની સ્ત્રી પલંગપરથી ઉઠીને, "ધિક્કાર છે લુચ્ચા" આમ બોલી પતિની આંખ ઉપર ધુળ નાખી કંઇ મંત્ર ભણીકે તેજ વખતે તે પાડો બની ગયો; પરંતુ આ નવા અવતારમાં તેની સ્મૃતિ ગઈ નહીં. પોતાની સ્ત્રીનો દુરાચાર તેની નજર આગળજ રમતો રહ્યો! પછી તેની દુષ્ટ બાયડીએ પોતાના પતિને પાડાઓની અંદર ઉભો રાખ્યો અને પેલા પાડાવાળા મારફતે દંડુકાનો પુષ્કળ માર મરાવ્યો.* પછી તેની ઘાતકી સ્ત્રીએ, એક વાણીયાને પાડો જોઇતો હતો તેને, પશુ બનાવીને પરવશ કરેલા ને પાડારૂપે થયેલા પોતાના ધણીને વેચ્યો.આ વાણીઆને ગંગાજીની સમીપના એક ગામમાં જવું હતું તેથી તેણે તે પાડાપર સઘળો સરસામાન લાદ્યો ને ધારેલી જગ્યા તરફ જવા નિકળ્યો. પેલા વામદેવ, જેણે આવો બોજો કોઇ દિવસ ઉપાડેલો ન હતો, તેને આજે પાડો બનીને ઉપાડવો પડયો તેથી મહા કષ્ટને પામ્યો. તે મનમાં ને મનમાં બોલ્યો કે–"વિશ્વાસુ પુરૂષના ઘરમાં, જાણવામાં ન આવેલી પરંતુ દુરાચરણી સ્ત્રી, પોતાની કક્ષામાં પેઠેલી નાગણની માફક કોને ભયંકર થઇ પડતી નથી?" આ પ્રમાણે વિચારમાં ગરકાવ થયેલો વામદત્ત આંખમાંથી અશ્રુઓ પાડતો ઘણોજ શોચાવસ્થામાં આવી ગયો, ને તેનું શરીર બોજો ઉપાડવાની મહા મેહેનતથી ગળી જઇને માત્ર અસ્થિ ને ત્વચાજ બાકી રહ્યું. આવી હાલતમાં તેને એક કામણ ટુમણ જાણનારી જોગણીએ દીઠો; એટલે તેણે પોતાની વિદ્યાના પ્રભાવથી તેના વૃત્તાંતનો વિચાર કર્યો, તો તેથી સ્પષ્ટ માલમ પડી ગયું, એટલે તેને દયા આવી. પછી તેણે મંત્રેલું જળ છાંટી વામદેવને પાડાપણાના બંધનમાંથી મુક્ત કરી, પુનઃ મનુષ્યાવતારમાં આણ્યો. વામદત્ત મનુષ્ય થયો પછી તે જોગણી તેને પોતાને ઘેર લઈ ગઇ અને તેને પોતાની કાંતિમતી નામની પુત્રી પરણાવી; અને કહ્યું કે હું જે સર્વ તને આપુ છું તે સર્વ તારે તારી આગલી

* અરેબીયન નાઈટ્સની સિદ્દિનૂમ્હાનની વાર્તામાં સિદ્દિનૂમ્હાનના હાલ પણ તેની સ્ત્રીએ આવાજ કીધા હતા.

સ્ત્રીને છાંટીને ઘોડી બનાવી મૂકવી; આ પ્રમાણે કહી તેને મંત્રેલા સર્ષવો આપ્યા. પછી તેણે કાંતિમતી સ્ત્રી ને સર્ષવના દાણા પણ સાથે લીધા અને પોતાને ઘેર આવ્યો. પહેલા તો પેલા પાડાવાળાને મારી નાંખ્યો, અને પછી પોતાની આગલી સ્ત્રીને સર્ષવના દાણા છાંટી તેને ઘોડી બનાવી, એક ઘોડારમાં બાંધી અને પોતાનું વૈર વાળવા માટે પ્રતિજ્ઞા કરી કે તેણીને દરરોજ સાત નેતરના સપાટા લગાવવા ને પછી ભોજન કરવું.*

આ નિયમ પ્રમાણે વામદત્ત પોતાની પ્યારી કાંતિમતીની સાથે રહી ઘર વ્યાપાર ચલાવતો હતો. એક દિવસે તેને ઘેર એક પરોણો આવ્યો તેની સાથે વામદત્ત પણ ભોજન કરવા માટે બેઠો. પેલો પરાણો ભોજન આવ્યું એટલે જમવા લાગ્યો, તેટલામાં વામદત્તને પોતાનો નિત્ય નિયમ–કુભાર્યાને મારવાનો યાદ આવ્યો; એટલે ભોજન કર્યા વગર એકદમ બાહાર આવ્યો અને ઘોડીના રૂપમાં રહેલી પોતાની સ્ત્રીને ધારા પ્રમાણે સાત નેતરના સપાટા લગાવીને ઘરમાં આવ્યો ને પછી પોતે સંતોષથી ભોજન કર્યું. આ સર્વ જોઇ પેલો પરોણો ઘણોજ આશ્ચર્ય પામ્યો અને તેને પુછયું, “તમે ભોજન પડતું મૂકી એકદમ બાહાર ક્યાં ગયા હતા ?” ત્યારે વામદત્તે તે પરોણાને આદિથી અંતપર્યંત સર્વ વૃત્તાંત કહ્યું ત્યારે તે પરોણાએ કહ્યું, “આવો દુરાગ્રહ પકડવાથી તમને શું ફળ મળશે ? જે સ્ત્રીએ તમને પશુપણામાંથી મુકત કર્યા છે, તે તમારી પોતાની સાસુની સેવા કરી તેની પાસેથી કોઈ મોટી વસ્તુ પ્રાપ્ત કરો.” આ પ્રમાણે પરોણાએ વામદત્તને કહ્યું, એટલે તેણે ‘બહુ સારૂં,’ આમ કહી તેના કહેવા ઉપર વિશ્વાસ રાખી; બીજે દિવસે પ્રભાતમાં તેનો યોગ્ય સત્કાર કરી તેને રજા આપી. એવામાં અકસ્માત્ તેની સાસુ પરોણા તરીકે તેને ત્યાં આવી, એટલે વામદત્ત તેની કૃપા મેળવવાની ઈચ્છાથી પ્રયત્નપૂર્વક તેની સેવા ચાકરી કરવા લાગ્યો અને તેની પ્રાર્થના કીધી કે, ‘મને કંઈ ઉત્તમ વસ્તુ આપો.’ ત્યારે તે યોગેશ્વરીએ, તે સ્ત્રી અને પુરૂષ બન્ને જણાને વિધિ પ્રમાણે મંત્રદીક્ષા આપી ‘કાળ સંકર્ષિણી’ નામની મંત્રવિદ્યા ભણાવી. વામદત્ત તે વિદ્યા ભણીને શ્રી પર્વત ઉપર જઇ તે વિદ્યાની સાધના કરવા બેઠો, જેથી તે વિદ્યાઓ સિદ્ધ થઇ ને પોતે પ્રત્યક્ષ દર્શન દઇ તેને એક ઉત્તમ તરવાર આપી. વામદત્ત તે તરવાર મેળવી કૃતકૃત્ય થયો અને પોતાની પ્યારી કાંતિમતિ સહિત ઉત્તમ વિદ્યાધરપણાને પામ્યો એટલે

---

* બગદાદ શેહેરની પાંચ તરૂણી ને ત્રણ ફકીરની વાર્તામાં આજ પ્રમાણે ઝોબીદી, પોતાની બેહેનોને જમ્યા પછી શિક્ષા કરતી હતી. તેમજ સિદ્દિનૂમ્હાન, પોતાની સ્ત્રીને નિરંતર ભર બજારમાં નિર્દય રીતે ચાબુકનો માર મારતો હતો.

પછી તેણે મલયાચળ પર્વત ઉપર રજકૂટ નામના શિખર ઉપર પોતાની સિદ્ધિના પ્રતાપથી ઉત્તમ નગરની સ્થાપના કરી અને ત્યાંના વિદ્યાધરનો સ્વામિ થયો. તેને કાંતિમતી સ્ત્રીથી લલિતલોચના નામની એક કન્યા જન્મી હતી. જ્યારે એ કન્યાનો જન્મ થયો હતો ત્યારે આકાશવાણી થઈ હતી કે આ કન્યા વિદ્યાધરના ચક્રવર્તી રાજાને પરણશે.

"હે આર્યપુત્ર તે કન્યા મને પોતાને જાણવી; અને હું તમારા ઉપર આશક્ત થઇ મારી વિદ્યાના બળ વડે તમને આ મલયાચળ પર્વત ઉપર લઈ આવી છું."

નરવાહનદત્ત, આ પ્રમાણે જેણે પોતાનું કુળ કહી બતાવ્યું હતું એવી લલિતલોચના વિદ્યાધરી ઉપર અત્યંત પ્રસન્ન થયો; અને પછી તે વિદ્યાધરીને ઘણું માન આપ્યું. અને તે સમયમાં તેની સાથે ત્યાંજ રહ્યો; જે વૃત્તાંત રત્નપ્રભા વિગેરે તેની રાણીઓના યોગવિદ્યાબળથી વત્સરાજ વિગેરેના જાણવામાં પણ આવ્યું; એટલે તેઓને કુમાર વિશે કશી ચિંતા ઉપજી નહીં.



## તરંગ ૨ જો.



## નરવાહનદત્ત ને પિશંગજટ મુનિ.

નરવાહનદત્ત રાજા મલયાચળ પર્વત ઉપર લલિતલોચના વિદ્યાધરની કન્યાને પરણી ગમત મેળવ્યા પછી વસંત ઋતુના પ્રારંભના ઘણા આનંદમય કાળમાં, પુષ્પવડે શોભાયમાન જણાતાં જુદાં જુદાં વનોની અંદર તે કન્યા સાથે વિહાર કરવા લાગ્યો. એક સમે રમતગમતમાં પુષ્પ વીણવા માટે આમતેમ ફરતા હતા તેવામાં તેની સ્ત્રી આમ તેમ ફરતી ફરતી તેની નજરથી છેટે, તે વનના અંતના ભાગ તરફ નિકળી ગઈ. ને એવી ઘાડી વૃક્ષ વાટિકામાં જઈ ચઢી કે એક બીજાંથી છુટાં પડી ગયાં. તેમ નરવાહનદત્ત, પુષ્પ વિણુતો વિણુતો નિર્મળ જળથી ભરેલા તલાવ ઉપર જઈ ચઢ્યો. કીનારા ઉપર ઉગેલા તરૂઓમાંથી પુષ્પ, ખરીને તળાવના પાણીમાં પડતાં હતાં તેથી તારાવાળા આકાશ જેવું તે તળાવ શોભતું હતું. ત્યાં બેસી નરવાહનદત્તે વિચાર કર્યો કે– "મારી પ્રાણવલ્લભા આવે એટલામાં હું આ તલાવમાં સ્નાન કરી એક ક્ષણ તલાવના તટ ઉપર વિશ્રામ કરૂં તો ઠીક!" આવો વિચાર કરી તેણે સ્નાન કર્યું. પછી દેવતું પૂજન કરી એક ચંદનવૃક્ષ નિચેના શિલાતળ ઉપર બેઠો. ત્યાં રાજહંસીઓ આમતેમ ચાલવા માંડી તેની મંદ મંદ ગતિ જોઇ, પોતાની પ્રિયાની

ગતિ યાદ આવી અને આંબાની ઘટાઓમાં પ્રિયાના શબ્દ જેવા કોયલોના કૂહૂ કૂહૂ એવા મધુર રવ સાંભળી સ્ત્રીના મધુરાલાપ, અને પ્રિયાનાં નેત્ર જેવાં હરિણીઓનાં નેત્ર જોઇ પોતાની દૂર રહેલી પ્યારી મદનમંચુકાનાં નેત્ર પોતા સમક્ષ નૃત્ય કરતાં જણાયાં. એટલે તરત તે કામાતુર થઇને મૂર્છિત થઇ ગયો. તત્ક્ષણે તે તળાવના કિનારા ઉપર પિશંગજટ મુનિ આવી પહોંચ્યા. તે મુનિ નરવાહનદત્તને મુર્છિત થયેલો જોઇ તેના ઉપર, પ્યારીના અંગસ્પર્શની પેઠે શીતળતા કરનારૂં ચંદનનું જળ રેડયું. એટલે તેની મૂર્છા વળી અને તે જાગૃત થયો. પછી દિવ્ય નેત્રવાળા મુનિરાજને પ્રણામ કર્યા એટલે તે મુનિ બોલ્યા: "પુત્ર, તુને તારી ઇચ્છિત વસ્તુ પ્રાપ્ત થશે, તું ધૈર્ય ધર. કારણ કે, ગુણવડે સર્વ વસ્તુ પ્રાપ્ત થાય છે; અને તે સંબંધમાં જો તારે કંઇ જાણવાની ઈચ્છા હોય તો, ચાલ મારા આશ્રમ પ્રત્યે, ને જો તેં સાંભલી ન હોય તો સાંભળ મૃગાંકદત્તની કથા."

આ પ્રમાણે કહી તે મુનિ તળાવમાં સ્નાન કરવા ગયા અને સ્નાન કરીને નરવાહનદત્તને પોતાના આશ્રમમાં લઇ ગયા. ત્યાં જઇ મુનિએ ઝટપટ પોતાનું સંધ્યા વિગેરે આન્હિક કર્મ આટપી લીધું. પછી પિશંગજટે રાજકુમારને ખાવા માટે ફળાદિક આપી તેનો સત્કાર કર્યો અને પોતે પણ ફળાહાર કીધો. ફળ ખાઇ રહ્યા પછી પિશંગજટ મુનિ નરવાહનદત્તને આ પ્રમાણે કથા કહેવા લાગ્યા.

## મૃગાંકદત્તની કથા.*

અયોધ્યા નામની એક નગરી છે. તે નગરી ત્રણ લોકમાં પ્રખ્યાત છે. તેમાં પૂર્વે અમરદત્ત નામનો રાજા રાજ્ય કરતો હતો. તે પૂર્ણ પ્રતાપી હતો. તે રાજાને સુરતપ્રભા નામની એક રાણી હતી; તે જેમ સ્વાહા સ્ત્રી અતિ 'તૈજસ'† અગ્નિ ઉપર પ્રેમ રાખે છે, તેમ તેનો પણ તે પ્રતાપી રાજા ઉપર અત્યંત પ્રેમ હતો. તે રાજાને સુરતપ્રભા રાણીથી મૃગાંકદત્ત નામનો પુત્ર જન્મ્યો. ધનુષ જેમ અણિ ઉપર રહેલા ગુણ ખેંચવાથી નમ્ર થાય છે, તેમ તે પણ એકકોટી ગુણના લાભથી નમ્ર હતો; અને તે આજાનુબાહુ હતો.

અને તે રાજકુમારને પોતાના દશ કાર્યભારી હતા: પ્રચંડશક્તિ, સ્થૂલબાહુ, વીક્રમકેશરી, દૃઢમુષ્ટિ, મેઘબળ, ભીમપરાક્રમ, વિમળબુદ્ધિ, વ્યાઘ્રસેન, ગુણાકર અને વિચિત્રકથ. તે દશે જણા કુલીન, ભરજુવાન, શૂરવીર, ડાહાપણવાળા, અને પોતાના મહારાજનું ભલુ ચાહ-

* આ વાર્તાનો સંબંધ આ અંકના છેલ્લા તરંગ સુધી ચાલેલો છે.

† 'તૈજસ' એટલે તેજસ્વી, ને તૈજસ એટલે પરાક્રમી–એમ બે અર્થ થાય છે.

નારા હતા. મૃગાંકદત્ત પિતાના ઘરમાં રહી આ દશ કાર્યભારીઓની સાથે પોતાના દિવસો આનંદમાં ગુજારતો હતો, પરંતુ હજુ સુધી તેને પોતાને યોગ્ય સ્ત્રી મળી નહોતી. એક વખતે ભીમપરાક્રમ મંત્રી એકાંતમાં રાજકુમારની પાસે આવીને બોલ્યોઃ "મહારાજ! આજ રાત્રિમાં મને જે થયું છે તે તમે સાંભળો!

## ભીમપરાક્રમનું સાહસ.

હું આજ ઉપરની અટારીપર સુતો હતો, ત્યાં રાત્રે એકદમ નિદ્રામાંથી જાગી ઉઠયો; અને જોઉંછું તો એક વજ્ર જેવા ભયંકર પંઝાવાળો સિંહ મારી તરફ દોડયો આવતો દીઠો. એટલે હું હાથમાં તલવાર લઈને ઉભો થયો કે તે સિંહ ત્યાંથી નાઠો, એટલે હું જેટલી ઉતાવળ થઇ તેટલી ઉતાવળથી તેની પાછળ દોડયો. તે સિંહ નદીને પેલે પાર જઈ પોતાની લાંબી જીભ મારા તરફ કરીને ઉભો, એટલે મેં તલવારવતી તેની જીભ કાપી નાખી, અને હું પાછો સામે કીનારે આવ્યો; કેમકે તે નદીનો પટ એક પુલ જેવો હતો. પણ એટલામાં તે સિંહ એક મોટો વિકરાળ પુરૂષ બની ગયો. મેં તેને પુછયું કે, "તું કોણ છે?" ત્યારે તે પુરૂષે ઉત્તર આપ્યોઃ 'હું વૈતાળ છું; અને મારા વીરમર્દ, હું તારા પરાક્રમથી પ્રસન્નથયો છું.' તે સાંભળી મેં તેને પુછયુંઃ 'જો એમ હોય તો ઘણું સારૂં, પણ મને કહે કે અમારા રાજા મૃગાંકદત્તનાં કેઇ સ્ત્રી સાથે લગ્ન થશે?' મેં જ્યારે આ પ્રમાણે પ્રશ્ન કીધો ત્યારે તે વૈતાલે કહ્યુંઃ 'ઉજ્જયણિ નગરીમાં કર્મસેન નામનો એક પ્રસિદ્ધ રાજા રહે છે. તે રાજાની એક કન્યા છે, જેણે પોતાના લાવણ્યથી અપ્સરાઓને લજ્જીત કરી મૂકી છે. તે બ્રહ્માના લાવણ્યનો એક ભંડાર છે, અર્થાત્ બ્રહ્મા જ્યારે કોઇ સ્વરૂપવાળી મૂર્તિ ઘડે છે ત્યારે સુંદરતા તેનામાંથી ગ્રહણ કરે છે; એવી અનુપમ કાંતિમાન્ તે કન્યા છે. તેનું નામ શશાંકવતી છે. તેની સાથે તારા રાજાનાં લગ્ન થશે, અને તારો રાજા તે સ્ત્રીને પરણવાથી સમસ્ત ભૂમંડળનું રાજ્ય કરશે.' આ પ્રમાણે કહી તે વૈતાળ અદૃશ્ય થયો અને હું મારે ઘેર આવ્યો. આ પ્રમાણે મહારાજ! મને રાત્રિમાં સ્વપ્ન થયું છે."

જ્યારે રાજકુંવર મૃગાંકદત્તે, ભીમપરાક્રમ મંત્રી પાસેથી આ પ્રમાણે હકીકત સાંભળી એટલે તેણે તુરત પોતાના સર્વ મંત્રીઓને બોલાવ્યા, અને સર્વને સઘળી હકીકત કહી સંભળાવી. ત્યાર પછી પોતે બોલ્યોઃ "સાંભળો, આજ રાત્રિમાં મને એક સ્વપ્ન આવ્યું હતું. તેમાં જાણે આ. પણે સઘળા કોઇએક મોટા જંગલમાં નિકલી ગયા, અને ત્યાં જતાં રસ્તામાં તૃષાતુર થયા, એટલે જળ શોધવા લાગ્યા, અને મહામુસીબતે

પાણી મળી શકયું. પછી તે પીવા માટે ગયા તેવામાં તો શસ્ત્રબંધ પાંચ માણસોએ આપણને તેમ કરતાં અટકાવ્યા. આપણે તેઓને મારી નાંખ્યા, અને તૃષાતુર હોવાથી વળી પાણી પીવા માટે આગળ વધ્યા, તો અહાહા ! તે પુરૂષો પણ નહીં જણાયા અને નહીં જળ પણ જોવામાં આવ્યું. આથી આપણે ઘણી ખરાબ હાલતમાં આવી પડ્યા. પણ એવામાં અકસ્માત્ નદી ઉપર બેઠેલા શિવશંકર ભોલાનાથ, જેના કપાળપર ઉજ્વળ ચંદ્રમા ઝગારા કહી રહ્યો હતો તેનાં દર્શન થયાં. આપણે તેમને પ્રણામ કર્યાં એટલે મહાદેવે પોતાની જમણી આંખમાંથી અશ્રુનું એક બિંદુ જમીન ઉપર પાડયું એટલે તેમાંથી એક મહાસાગર બની ગયો; અને મને તેમાંથી એક ઉત્તમ મોતીની માળા મળી. તે લઇને મેં ગળામાં પેહેરી લીધી; અને લોહીવાળી મનુષ્યની ખોપરી વડે તે સમુદ્રમાંથી મેં પાણી પીધું. પણ અહા ! એજ સમયે હું જાગી ઉઠયો અને રાત્રિ મટીને સવાર થઈ.”

આ પ્રમાણે મૃગાંકદત્તે પોતાનું આશ્ચર્યજનક સ્વપ્નું વર્ણવી બતાવ્યું તે સાંભળી બીજા મંત્રીઓ ખુશી થયા, અને તે સર્વેમાંથી વિમળબુદ્ધિ મંત્રી બોલ્યો: “હે રાજપુત્ર ! તમો મહા ભાગ્યવાન્ છો, કારણકે શંકરે તમારા ઉપર આવી રીતે કૃપા દર્શાવી છે. તમને સ્વપ્નમાં મોતીની માળા પ્રાપ્ત થઇ, સાગરનું પાન કર્યું; તેપરથી નિશ્ચય થાય છે કે તમને શશાંકવતી મળશે અને તમે સમગ્રભૂમંડળના ચક્રવર્તિ રાજા થશો. પણ સ્વપ્નની બીજી બાબતો એમ સૂચવે છે કે થોડું ઘણું સંકટ ભોગવવું પડશે.” જ્યારે આ પ્રમાણે વિમળબુદ્ધિએ કહ્યું ત્યારે મૃગાંકદત્ત પુનઃ બોલ્યો: “મને સ્વપ્નુ આવ્યું તેનું ફળ શુભ થશે, તેમાં વળી ભીમપરાક્રમે વૈતાળ પાસેથી જે શ્રવણ કર્યું છે, તે સર્વ કહે છે કે તેમજ થશે; પરંતુ કર્મસેન રાજા બળ અને કીલ્લાનું અભિમાન ધરાવે છે, તેથી હું મારી બુદ્ધિના બળથી તેની પુત્રી શશાંકવતીને મેળવીશ. કારણ કે પ્રત્યેક કાર્યમાં બુદ્ધિબળનો ઉપયોગ મુખ્ય ગણાય છે. સાંભળો, હું તમને એના ટેકામાં એક કથા કહું છું તે.

## ભદ્રબાહુની કથા.

મગધ દેશમાં ભદ્રબાહુ નામનો એક રાજા રાજ્ય કરતો હતો. તેને મંત્રગુપ્ત નામનો એક મંત્રી હતો, જે સારો બુદ્ધિમાન હતો. એક દિવસે તે રાજાએ પોતાના મંત્રીને યાદિચ્છાથી કહ્યું; “વારાણસીના રાજા ધર્મગોપની પુત્રી અનંગલીલા છે, તે આ ત્રણભુવનની સૌંદર્ય મૂર્તિ

છે! મેં તે રાજા પાસે તે કન્યાનું માગું કર્યું હતું, પરંતુ તે રાજા શત્રુતાને લીધે મને તે કન્યા પરણાવતો નથી. પણ તે કન્યા સાથે જો મારાં લગ્ન થશે નહીં તો હું જીવવો મુશ્કેલ છું. તે રાજા ભયજનક શત્રુ છે અને તેની પાસે ભદ્રદત્ત નામનો હાથી છે તેના જોરથી તેનો પરાજય કરી શકાય તેમ નથી, તેથી હું તે કન્યાને પરણી શકું તેવો એક પણ ઉપાય નથી; તો હવે હે મિત્ર! કહે મને કે મારે શું કરવું?" આ પ્રમાણે રાજાએ કહ્યું એટલે તેનો મંત્રી બોલ્યો: "મહારાજ! શું પરાક્રમથીજ કામ સિદ્ધ થાય છે ને બુદ્ધિથી કામ સિદ્ધ થતું નથી? તમારી ફીકરનો ત્યાગ કરો. હું મારી બુદ્ધિના પ્રભાવથી તમારૂં કાર્ય સિદ્ધ કરી શકીશ."

આમ કહી બીજે દિવસે તે મંત્રીએ આડંબરવાળા પાશુપત બ્રહ્મચારીનો વેશ ધારણ કર્યો અને પાંચ સાત શિષ્યોને સાથે લઇ વારાણસી તરફ ચાલ્યો. વારાણસી જઈ એક પ્રખ્યાત જગ્યા ઉપર બ્રહ્મચારી માહારાજે ઠઠારાબેર ઉતારો કર્યો. ત્યાં ભક્તિભાવથી સરળ સ્વભાવનાં જે જે માણસો આવતાં હતાં તેના આગળ તેના શિષ્યરૂપે રહેલા માણસો કેહેતા હતા કે 'એ તો સિદ્ધ પુરૂષ છે.' એક દિવસે તે સિદ્ધ બાવા પોતાનું કાર્ય કેમ પાર પાડવું તેની યુક્તિ શોધવા માટે શિષ્ય સહિત રાત્રિએ નગરમાં ફરવા નિકળ્યા હતા, એવામાં તેણે દૂરથી એક સ્ત્રીને એક ઘરમાંથી બહાર નિકળતી દીઠી. તે સ્ત્રી રાજાના હાથીના માવતની હતી અને તે ભયને લીધે ઉતાવળી ઉતાવળી જતી હતી; અને શસ્ત્રધારી ત્રણ ચાર પુરૂષો તેને કયાંઈ હરી જતા હોય, આમ તેના જાણવામાં આવ્યું. એટલે તે મનમાં બોલ્યો કે: "બેશક આ સ્ત્રી ખરેખર નાશીને કોઈપણ જગ્યાએ જાય છે, માટે જોઇએ તો ખરા કે તે કયાં જાય છે." આવો વિચાર કરી તે તેની પાછળ છેટે છેટે ગયો. પછી તે સ્ત્રી જે ઘરમાં પેઠી તે ઘરને દૂરથી બરાબર નજરમાં રાખી, તેજ વખતે સિદ્ધ બાવા પોતાના ઘરભણી પાછા વળ્યા; અને પોતાને ઘેર જઇને સુઇ ગયા. બીજે દિવસે હાથીનો માવત પોતાની સ્ત્રી, જે તેની સઘળી માલમત્તા લઇને નાશી ગઇ હતી તેની, શોધ કરવા લાગ્યો. તેના ઘર તરફ તપાસ કરવા મંત્રીએ પોતાનાં ખાનગી ફરનારાં માણસોને મોકલ્યાં. તે પુરૂષો હસ્તિપાળકના ઘર તરફ જઇને જુવે છે તો તો હસ્તિપાળ, પોતાની નાશી ગયેલી સ્ત્રીની શોધ કરતો હતો, પણ તે મળી નહીં એટલે ઝેર પીને પોઢેલો જણાયો. પણ લોકોએ તેજ વખતે દયા લાવીને વિષના પ્રતિપ્રકારનું ઔષધ આપી તેનું ઝેર ઉતારી નાંખી, અને તેને સારો કર્યો; પણ બતાવ્યું એમકે આ કાર્ય તેઓએ સિદ્ધિથી કીધું છે; અને પછી કહ્યું કે, "ચાલ અમારી સાથે ગુરુજી પાસે,

તે જ્ઞાની છે અને સર્વ બાબત જાણે છે." અને પછી તે લોકો હસ્તિપાળને મંત્રીની પાસે લઇ આવ્યા. પેલા હસ્તિપાળે સિદ્ધ મહારાજના ચરણમાં પ્રણામ કર્યા ને પછી મહાવ્રતધારીના વેશથી શોભાયમાન થયેલા તે મહારાજ પ્રત્યે બોલ્યો: "મહારાજ! મારી સ્ત્રી કયાં ગઇ છે ને તે કયારે મળશે?" પેલો મંત્રી તે સાંભળી ક્ષણભર મિથ્યા ધ્યાન ધરી, જે જગ્યામાં રાત્રે કેટલાક પુરૂષો તે સ્ત્રીને લઇ ગયા હતા તે સ્થાન, એંધાણી સહિત બતાવ્યું. પછી તે હસ્તિપાળ, મહારાજને પ્રણામ કરી નગરની રક્ષા કરનારા સીપાઇઓને સાથે લઇ, તે જગ્યા ઉપર તપાસ કરવા ગયો, તો તેની સ્ત્રી અને ઘરેણાં મળ્યાં અને પાપીઓ પકડાયા, જેઓને મારી નાંખી પોતાની સ્ત્રીને ઘેર લઈ આવ્યો.

બીજે દિવસે હસ્તિપાળ, મંત્રી મહારાજને ઘેર ગયો અને પ્રણામ કરીને બેઠો. પછી તેણે ખોટા સિદ્ધને કહ્યું કે, "મહારાજ! આજે આપ કૃપા કરી મારે ઘેર ભોજન કરવા માટે પધારો." મહારાજ બોલ્યા: "મેં કીસીકે ઘરમેં નહીં જાતા; ઔર દિનમેં ભોજન નહીં લેતા, લેકીન રાત્રિમેં ભોજન લેતા હું." એટલે આ ભાવિક માવતે પોતાની ગજશાળામાં સાયંકાળને વખતે ભોજન તૈયાર કરાવ્યું. પેલો જુઠોજોગી મંત્રી, મંત્રની વિદ્યાથી એક સર્પ પકડી, વાસની ભુંગળીમાં ઘાલી, તે ભુંગળી ગુપ્ત રીતે સાથે લઈ, શિષ્ય સહિત તે ભક્તને ઘેર ગયો અને જમ્યો. પછી તે હસ્તિપાળ પોતાને ઘેર ગયો અને બીજા માણસો પણ સુઈ ગયા એટલે મંત્રીએ વાંસની ભુંગળીમાંથી સર્પને બાહાર કાઢી, ભદ્રદંત હાથી સુતો હતો તેના કાનમાં મૂકી દીધો; અને તે રાત્રિ ત્યાંજ સુઈ રહ્યો ને પ્રભાતમાં મગધ દેશ તરફ અગિયારા ગણ્યા. તેટલામાં પેલો હાથી સર્પના દંખથી મરણ પામ્યો.

આ રીતે ધર્મગોપના ગર્વ જેવા હાથીને મારીને પોતાનો ચતુર મંત્રી પાછો આવ્યો એટલે ભદ્રબાહુ રાજા ઘણોજ પ્રસન્ન થયો. પછી ભદ્રબાહુએ તેની કન્યા અનંગલીલાનું માગું કરવા માટે ધર્મગોપ રાજાની રાજધાની વારાણસીમાં એક દૂતને મોકલ્યો. તે રાજા હાથીના મરણથી નિરાશ થઇ ગયો હતો તેથી તેણે પોતાની કન્યા, ભદ્રબાહુને આપી; કારણ કે સમય, ને સમયસૂચકતા જાણનારા રાજાઓ નેતરની માફક નમ્ર બની જાય છે.

"આ પ્રમાણે ભદ્રબાહુ રાજા, પોતાના મંત્રી મંત્રગુપ્તના બુદ્ધિ બળથી અનંગલીલા સાથે પરણ્યો હતો; માટે હું પણ બુદ્ધિથી તે સ્ત્રીને મેળવી શકીશ." જ્યારે મૃગાંકદત્તે આ પ્રમાણે કહ્યું ત્યારે વિચિત્રકથ મંત્રીએ કહ્યું: "મહારાજ! સ્વપ્નામાં મળેલા હારથી તથા શિવજીના

અનુગ્રહથી તમારૂં સર્વ કામ સિદ્ધ થશે. કદી દેવતાઓનો પ્રસાદ નિષ્ફળ જાય ખરો કે? આ બાબત ઉપર હું એક કથા કહુ છું તે સાંભળો!

## પુષ્કરાક્ષ અને વિનયવતીની કથા.

પૂર્વે તક્ષશિલા નામની એક નગરી હતી. તેમાં ભદ્રાક્ષ નામનો રાજા રાજ્ય કરતો હતો, તે પુત્રની કામના માટે એકશોને આઠ શ્વેત કમળથી તરવાર ઉપર લક્ષ્મીની ભાવના કરી તેની દરરોજ પૂજા કરતો હતો. તે પૂજા કરતો ત્યારે મૌન્યવ્રત ધારણ કરતો હતો. એક વખતે એવું બન્યું કે, મનમાંને મનમાં કમળ ગણતાં એક કમળ ઓછુ જોવામાં આવ્યું; એટલે તેણે પોતાનું હૃદય કમળ બહાર ખેંચી કાઢી લક્ષ્મી દેવીને અર્પણ કર્યું. તેથી દેવી પ્રસન્ન થયાં અને તેને ચક્રવર્તી પુત્ર થવાનું વરદાન આપ્યું. તેમ રાજાને એવું પણ વરદાન આપ્યું કે, 'તારો દેહ કોઇ દિવસ વિંધાશે નહીં', એમ કહી તેના હૃદયને જેવું હતું ,તેવું કરીને દેવી અદૃશ્ય થયાં. પછી રાજાની મહારાણીએ એક પુત્રને જન્મ આપ્યો, જેનામાં ચક્રવર્તિનાં સર્વે લક્ષણો હતાં. હૃદયકમળના પ્રસાદથી આ પુત્રનો જન્મ થયો હતો તેથી રાજાએ તે કુમારનું નામ પુષ્કરાક્ષ પાડયું. વખત જતાં આ ગુણવંત રાજકુમાર તરૂણાવસ્થામાં આવ્યો, એટલે રાજા ભદ્રાક્ષે રાજ્ય ઉપર પોતાના પુત્રનો અભિષક કર્યો ને પોતે વનમાં જઇને રહ્યો.

પુષ્કરાક્ષ પણ રાજ્ય મળ્યા પછી હમેશાં શંકરનું પૂજન કરતો હતો. એક દિવસ શિવ પૂજન કરી રહ્યા પછી તેણે શિવ પાસે સ્ત્રીની માગણી કરી; એટલે આકાશવાણી થઇ કે, "પુત્ર! તારી ઇચ્છા પ્રમાણે સર્વ વસ્તુ તને મળશે." આ પ્રમાણે આકાશવાણી સાંભળી રાજકુમાર ઘણો પ્રસન્ન થયો ને વિજય માટે સારી આસ્થા બંધાઇ. એક દિવસે પોતાના મનને પ્રસન્ન કરવા માટે તે મૃગયા રમવા વનમાં ગયો. ત્યાં તેણે જોયું તો એક સર્પનું જોડું સંભોગ કરવામાં તલ્લીન થઇ રહ્યું હતું, તેને ખાવા માટે એક ઊંટનું બચ્ચું દોડે છે. એટલે તે રાજા શોકાતુર થઈ ગયો; અને તેણે જોતજોતામાં ઊંટને મારી નાંખ્યો.

મારતાંવારજ તે ઊંટ પોતાનું સ્વરૂપ બદલી એક કાંતિમાન્ વિદ્યાધર બની ગયો; અને તે રાજા ઉપર પ્રસન્ન થઇ તેને કહેવા લાગ્યો: "તમે મારા ઉપર ઉપકાર કર્યો છે તેથી હું તમને જે કહું છું તે તમે સાંભળો."

## ઉંટે કહેલી કથા.

મહારાજ! રંકુમાલી નામનો એક ઉત્તમ વિદ્યાધર છે; અને તારાવલી નામની એક સ્વરૂપ સૌંદર્યવાન્ વિદ્યાધરની કન્યા છે; જે પોતે તરૂણ રંકુમાલીના રૂપ ઉપર મોહીત થઇ તેના ઉપર આશક

પડી તેને પોતાના પતિ તરીકે પસંદ કીધો છે. આ પ્રમાણે સ્વેચ્છાથી બન્ને જણાં પરણ્યાં તેથી તે કન્યાના પિતાએ કોપ કરીને કેટલાએક કાળપર્યંત તેઓને વિરહ કરાવનારો શાપ દીધો. પછી તારાવલી અને રંકુમાલી બન્ને જણાં પરસ્પર પ્રેમરસમાં લદબદ થઈને પોતાના તાબાની નવી નવી ભૂમિયોમાં વિહાર કરતાં હતાં.

પણ એક દિવસે શાપબલના પ્રતાપથી તેઓ એક જંગલમાં એક બીજાની નજરથી દૂર થઇ ગયાં. ત્યાર પછી તારાવલી પોતાના પતિને ધીમે ધીમે શોધતાં શોધતાં, પશ્ચિમ તરફના સાગરના કિનારા ઉપર એક સિદ્ધાશ્રમપર જઇ ચઢી. તે વનમાં તે સ્ત્રીએ મોટાં જાંબુનું એક વૃક્ષ દીઠું. આ વૃક્ષ નવપલ્લવ થઇ રહ્યું હતું અને ગુંજારવ કરતા ભ્રમરાઓથી જાણે પ્રેમવડે અતિથીઓને શાંતિ આપતું હોય એવું દેખાતુ હતું. ત્યાં જઇ તે વિદ્યાધરીએ ભ્રમરીનું રૂપ ધારણ કર્યું ને વિશ્રામ લેવા માટે તે વૃક્ષના એક પુષ્પ ઉપર બેઠી અને તે પુષ્પમાંથી મધપાન કરવા લાગી. કેટલાએક દિવસ વિત્યા બાદ તેજ પ્રદેશમાં દૈવયોગે તેનો પ્યારો આવી પહોચ્યો, એટલે તેને જોઇ તે ભ્રમરી બનેલી વિદ્યાધરી આનંદમાં ઉભરાઈ ગઈ અને તેને લીધે જે પુષ્પ ઉપર પોતે બેઠી હતી તે પુષ્પપર વીર્યથી દ્રવિત થઈ ગઈ, જેથી તે પુષ્પ ભીંજાઇ ગયું. પછી તે વિદ્યાધરી ભ્રમરીનું શરીર ત્યાગ કરી ચંદ્રિકા જેમાં ચંદ્રની સાથે જઇ મળે છે તેમ તે પોતાની શોધમાં ફરતા રંકુમાલીને જઇ મળી, અને પછી તે વિદ્યાધરની સાથે પોતાને ઘેર ગઇ.

પણ અહીંયાં વનમાં તેના વીર્યથી સીંચાએલા પુષ્પમાંથી એક જાંબુનું ફળ ઉત્પન્ન થયું. તે ફળની અંદરથી સમયના યોગે કરીને એક કન્યા પ્રકટ થઈ. કારણ કે દેવતાઈ લોકોનું વીર્ય નિષ્ફળ જતું નથી—પણ તેમાંથી પ્રજોત્પત્તિ અવશ્ય થાય છે. હવે એક વખતે વિજીતાસુ નામના મુનિ, ફળ મૂળ શોધતાં શોધતાં તે જાંબુના વૃક્ષ નિચે પધાર્યા. એવામાં તે જાંબુના વૃક્ષ ઉપરથી પેલુ ફળ પાકી ગયું હતું તે જમીન ઉપર પડયું. ફળ જમીન ઉપર પડતાની સાથેજ તેના બે કટકા થઈ ગયા અને તેમાંથી એક દિવ્ય કન્યા નિકલી આવી. તે કન્યાએ મુનિની સમીપમાં જઇ વિનયથી નમ્રતાપૂર્વક પ્રણામ કર્યા. પેલા મુનિ, જેને દિવ્ય દૃષ્ટિ હતી ને જેના પ્રતાપથી તે સર્વ વસ્તુને યથાસ્થિત જોઇ શકતા હતા, તેઓ આ કન્યાનું સર્વ વૃત્તાંત જાણીને ઘણાજ આશ્ચર્ય પામ્યા. અને તે કન્યાને પોતાના આશ્રમમાં લઇ જઈ. તેનું વિનયવતી એવું નામ પાડયું. કેટલાએક કાળ વિત્યા બાદ આ કન્યા મોટી થઇ. એક સમયમાં હું આકાશ માર્ગે તેના આશ્રમ તરફથી જતો હતો, તેવામાં તે નવયૌવન કન્યાનાં મને

દર્શન થયાં. આ વખતે હું તેના રૂપના ગર્વથી અને કામથી મોહિત થઇ તે આશ્રમમાં ગયો, અને તે કન્યાને મારી સાથે આવવાનું કહ્યું. પરંતુ તે કન્યાએ ના પાડી, એટલે હું તે કન્યાનું બલાત્કારે હરણ કરવા લાગ્યો; ત્યારે તે કન્યા ચીસ પાડી ઉઠી. તે સાંભળી જીતેંદ્રિય મુનિ ક્રોધિષ્ટ થયા ને કન્યાની પાસે આવી મને શાપ દીધો કે, "અરે રાજા! તું રૂપના મદમાં છકી ગયો છે, માટે જા તું સઘળા અંગમાં કદરૂપો ઉંટ જનમજે. જ્યારે પુષ્કરાક્ષ રાજા તને મારશે ત્યારે તું આ ઉંટની જાતિમાંથી છુટીશ; અને શાપમાંથી મુક્ત થઇશ. અને તેજ રાજા આ વિનયવતીનો પતિ થશે."

"આ પ્રમાણે તે મુનિએ મને શાપ દીધો! ત્યાર પછી હું પૃથ્વી ઉપર ઉંટ થઇને અવતર્યો. ત્યાંથી આજે તમારાથી મારા શાપનો અંત આવ્યો છે. માટે પશ્ચિમ સાગરના સામા કિનારા ઉપર સુગંધી પવનથી બેહેકી રહેલું સુરભિમારૂત નામનું એક ઉત્તમ વન છે, ત્યાં આપ પધારો. ત્યાંથી તમને લક્ષ્મીનાં રૂપ અને ગર્વને હઠાવી દેનારી એક સુંદર દિવ્ય કન્યા પ્રાપ્ત થશે."

આ પ્રમાણે પુષ્કરાક્ષને કહી તે વિદ્યાધર સ્વર્ગ તરફ ચાલ્યો ગયો. પછી પુષ્કરાક્ષ પોતાની નગરીમાં આવ્યો અને પોતાનું રાજ્યપાટ મંત્રિઓને સોંપી પોતે એકલો ઘોડેસ્વાર થઇ રાત્રિએ ચાલી નિકળ્યો. ઘણેક વખતે તે પશ્ચિમ સાગરના કિનારાપર આવ્યો; અને ત્યાં તેણે મનમાંજ વિચાર કીધો કે; "હું આ સાગરને શી રીતે તરી શકીશ?" આમ વિચાર કરે છે એવામાં એકાંતસ્થળમાં ચંડિકા દેવીનું મંદિર તેના જોવામાં આવ્યું. ત્યાં જઈ તેણે જળમાં સ્નાન કરી દેવીના મંદિરમાં પ્રવેશ કરી દેવીને પ્રણામ કીધા. પછી તે મંદિરમાં કોઇએ મુકેલી એક વીણા તેણે જોઇ, તે વીણાને આદર સહિત ઉપાડી લઇ, સ્વકૃત દેવીના ગુણાનુવાદના ભજન ગાઈ તે વીણા વગાડવા લાગ્યો, ને પછી તે નિદ્રાવશ થઇ ગયો. વીણાનો મધુર ધ્વનિ સાંભળી દેવી એટલા બધાં તો પ્રસન્ન થઇ ગયાં કે રાત્રિમાંજ પોતાના ગણુ મારફતે તે રાજાને સમુદ્રના સામા કિનારા ઉપર પોહોચાડી દીધો.

પ્રભાતમાં ઉઠીને રાજા જુવે છે તો પોતે સમુદ્રના સામા કિનારાપર અને દુર્ગાના મંદિર આગળ નહીં, પણ એક અરણ્યમાં પડેલો હતો. એથી તે આશ્ચર્ય પામ્યો. પછી ત્યાથી ઉભો થઈને આસપાસ ફરવા લાગ્યો તો ફળના ભારથી લચી ગયેલાં તરૂવરોવડે જાણે પ્રણામ કરતું હોય એવો અને પક્ષીઓના કલ્લોલ શબ્દવડે જાણે આગતસ્વાગત કરતું હોય એવો, એક આશ્રમ તેના જોવામાં આવ્યો. પુષ્કરાક્ષે તે આશ્રમમાં પ્રવેશ

ફાધો અને જુવે છે તો શિષ્ય મંડળીથી વિંટાએલા એક મુનિનાં તેને દર્શન થયાં. તે રાજાએ તે ઋષિની પાસે જઇ તેમને પ્રણામ કર્યા. તે મુનિ, જેને ભૂત ભવિષ્યનું સર્વે જ્ઞાન હતું તેણે પુષ્કરાક્ષનો સારી રીતે અતિથિ સત્કાર કર્યો ને પછી બોલ્યા: "રાજા પુષ્કરાક્ષ! વિનયવતિ, કે જેને માટે તું આવ્યો છે તે હમણાં યજ્ઞનાં કાષ્ટ લેવા માટે વનમાં ગઈ છે, માટે તું જરા વિશ્રામ કર: તે આવે એટલે હવણાં તે કન્યાનાં તારી સાથે લગ્ન કરીશ, કેમકે તે તારી પૂર્વ જન્મની સ્ત્રી છે." આ પ્રમાણે તે મુનિએ કહ્યું; તે સાંભળી તે રાજા પ્રસન્ન થઈ સ્વગત બોલ્યો: "ધન્ય ધન્ય! એજ તે મહામુનિ વિજીતાસુ! અને આજ તે જંગલ! બેશક દેવીએ મને કૃપા કરીને સમુદ્ર ઉતારી આ પાર મુક્યો જણાય છે. પણ મહામુનિ, મને કહે છે કે એ તારી પૂર્વ જન્મની સ્ત્રી છે, એ મને અદ્ભુતાશ્ચર્યતામાં ગરકાવ કરે છે." પછી તે રાજા હર્ષાનંદમાં આવીને મુનિ પ્રત્યે બોલ્યો: "ભગવન! એ મારી પૂર્વ જન્મની સ્ત્રી શી રીતે છે કહો?" તે સાંભળી મુનિ બોલ્યા: "જો, તને સાંભળવાની ઈચ્છા હોય તો સાંભળ.

## પુષ્કરાક્ષ ને વિનયવતિની પૂર્વ જન્મની કથા.

પૂર્વે તામ્રલીપ્તી નગરીમાં ધર્મસેન નામનો એક વાણીઓ રહેતો હતો. તેની સ્ત્રીનું નામ વિદ્યુલ્લેખા હતું. તે પરમ લાવણ્યસંપન્ન હતી. એવું બન્યું કે દૈવયોગથી ચોરોએ તે વાણીઆને લુંટી લઈ, હથીઆરવતી જખમી કર્યો; અને સખત મારથી તે વાણીઓ મરવા જેવો થઇ પડ્યો. એટલે તે પોતે, પોતાની સ્ત્રી સહિત અગ્નિમાં પડવા માટે ઘરમાંથી બાહાર નિકળ્યો. પણ તેઓ જ્યાં જાય છે તેવામાં ઓચિંતું એક હંસનું જોડું આકાશમાર્ગે આવેલું નજરે પડ્યું. આ જોડાની આકૃતિ ઘણી સુંદર હતી. બળવા માટે જનારાં તે સ્ત્રી પુરૂષ, આ હંસનાં જોડાને જોઇ તેનું ધ્યાન ધરતાં અગ્નિમાં બળી મર્યા તેને લીધે તે બન્ને જણા ફરીથી હંસ અને હંસી રૂપે અવતર્યા. આ હંસનું જોડું એક દિવસે વર્ષાઋતુમાં રાત્રિને સમયે ખજૂરીના વૃક્ષ ઉપર પોતાના માળામાં બેઠું હતું, એવામાં એકદમ પવન જોરમાં ફુંકવા માંડ્યો, અને તેને લીધે તે ઝાડ મૂળમાંથી ઉખડી ગયું. આ ગડબડાટમાં હંસ એક તરફ ઉડી ગયો ને હંસી બીજી તરફ ઉડી ગઇ; ને રાત્રિના ઘોર અંધકારમાં એક બીજાને જોઇ શકતાં ન હતાં તેથી એક બીજાને વિયોગ થયો. બીજે દિવસે પવનનું જોર સમ્યું ત્યારે હંસ, હંસીને શોધવા ગયો; પણ હંસી તળાવોમાં કે કોઇ દિશા તરફથી મળી નહીં. અંતે તે હંસ વિહ્વલ ચિતે માનસરોવર, જે હંસોને રેહવા માટે તે રૂતુમાં મુખ્ય સ્થળ છે, તે તરફ ગયો. ત્યાં માર્ગમાં એક બીજી હંસી મળી,

તેણીએ આશા આવી કે, "ધૈર્યંધર, તારી હંસી તને ત્યાંથી મળશે." ત્યાર પછી હંસ માન સરોવરપર ગયો તે હંસ તે પોતાની હંસીને મેળાપ થયો એટલે તેણે ચોમાસાની ઋતુ તે સરોવરપરજ ગાળી. ચોમાસુ વિત્યા પછી તે હંસીની સાથે વિહાર કરવા માટે ગિરિશૃંગપર ગયો. ત્યાં એક પારધીએ તેની હંસીને તીરથી મારી નાખી, તે જોઇ ભય અને શોકથી પીડિત થઇ હંસ, પલાયનઃ કરી ગયો. પછી પેલો પારધી, મરેલી હંસીને લઇ ચાલવા માંડયો, એવામાં રસ્તા ઉપર કેટલાએક શસ્ત્રધારી પુરૂષો તેના જોવામાં આવ્યા, તેથી તેને ભય પામ્યો કે 'રખેને આ લોકો મારી પાસેની આ હંસીને જોશે તો તે કદાચ લઇ લેશે.' આમ ધારી દાતરડાથી ઘાસને કાપી, જમીન ઉપર તે હંસીને મૂકી, તે ઉપર ઘાસ ઢાંકી દીધું. પેલા પુરૂષો ત્યાંથી ગયા એટલે પારધીએ ઘાસના ગંજ આગળ આવી, ત્યાંથી હંસીને લેવા માંડી, ત્યાં તો એવું બન્યું કે તે તૃણોમાં મૃતસંજીવની નામની વનસ્પતિ કાપી હતી તેનો રસ, ઘાસ નિચે રહેલી હંસીને લાગ્યો એટલે હંસી સજીવન થઇ તે પારધીના જોતજોતામાં એકદમ આકાશમાં ઉડી ચાલી ગઈ.

પણ એ અરસામાં પેલો હંસ, જે પર્વત ઉપરથી ઉડીને નાશી ગયો હતો તે વિભ્રાંતનું મન પોતાની પ્રિયા ઉપરજ ફર્યાં કરતું હતું. તે જ્યાં ત્યાં તેનેજ જોયા કરતો હતો, ને તેથી મૂર્ખ બની ગયો હતો, તેને લીધે તે એક તળાવના કિનારા ઉપર બેઠેલા હંસના ટોળામાં જઇ પડયો; ને જેવો તે હંસ તેમાં દાખલ થાય છે તેવીજ એક પારધીએ તે હંસના ટોળા ઉપર જાળ નાખી, સર્વ હંસોને માંસ માટે પકડી લીધા. એવામાં પેલી હંસી, જે સજીવન થઇ આકાશમાં ઉડતી જતી હતી તે પોતાના પતિને શોધતી શોધતી ત્યાં આવી ચઢી ને જુવે છે તો પોતાના પતિને જાળમાં બંધાએલો દીઠો. તેથી તે ગભરાઈને ચારે તરફ જોવા લાગી. તેવામાં એક તળાવના કીનારાપર કોઈ પુરૂષે સ્નાનાર્થે જતાં, કપડાપર મુકેલો રત્નજડીત હાર, તેની નજરે પડયો. તે જોઈને હંસી ત્યાં ગઇ ને તે માણુસની નજર ચુકાવી તેનો હાર લઇને આકાશમાં ઉડી ગઇ અને પેલા પારધીને આ રત્નજડીત હાર બતાવીને ધીમે ધીમે ઉડવા લાગી. તે પારધી તે હાર જોઈ લોભમાં પડ્યો, તેથી પક્ષીઓની જાળને પડતી મૂકી, ચાંચમાં હાર લઈને જનારી હંસીની પાછળ ડંડીકો લઇને દોડયો. પેલી હંસીએ ઘણે દૂર એક પર્વત ઉપર જઇને તે હાર મૂકી દીધો, એટલે તે પારધી તે હાર મેળવવાના લોભથી તે પર્વત ઉપર ચઢયો. પારધીને તે પર્વત ઉપર ચઢતો જોઈ હંસી તરત પોતનો પતિ જ્યાં જાળમાં ફસાઈને પડ્યો હતો ત્યાં આવી ને

એક ઝાડ ઉપર વાંદરો સુતો હતો, તેની આંખમાં ચંચુનો પ્રહાર કર્યો. તે વાંદરો આંખમાં પ્રહાર થવાથી ચમકીને ઉઠયો અને આસપાસ જુવે છે તો ઝાડ નિચે હંસથી ભરાયલી જાળ જોઇ, એટલે તુરત ક્રોધમાં તે જાળ ઉપર પડીને તેને તોડી વીખી નાખી, જેથી તે જાળમાંના સર્વ હંસો ઝટ-પટ ઉડી ગયા. ત્યાર પછી પેલો હંસ અને હંસી બન્ને જણાં એકઠાં મ-ળ્યાં; અને એક બીજાએ પોતપોતાની વિતકવાર્તા કહી બતાવી; અને પછી ઘણાં પ્રસન્ન થઇ પોતાની મરજી પ્રમાણે વિહાર કરવા લાગ્યાં.

પેલો પારધી પર્વત ઉપરથી રત્નજડીત હાર લઇ પક્ષિ લેવાના લોભને લીધે તે તળાવની પાળ તરફ જ્યાં પાછો આવે છે, ત્યાં તો જેનો હાર, હંસીએ હરી લીધો હતો તે પુરૂષ તે શોધતો શોધતો ત્યાં આવ્યો. તેને જોઈ પારધી ગભરાટમાં પડી ગયો એટલે તે પુરૂષ ચેતી ગયો કે આ માણસેજ મારો હાર ચોર્યો છે, તે ઉપરથી તેની તપાસ કરી તો હાર નિકળ્યો એટલે તરવારવતી તેનો જમણો હાથ કાપી નાંખ્યો.

પેલું હંસનું જોડું, એક કમળને પોતાની છત્રી બનાવી; મધ્યાહ્ન સમયે તળાવમાંથી બહાર નિકળી આકાશમાં ફરવા લાગ્યું. ફરતાં ફરતાં એક ક્ષણમાં તે જોડું એક નદીના કિનારા ઉપર જઇ ચઢયું. આ નદીના કિનારા ઉપર એક મુનિ શિવલિંગના પૂજનમાં લીન થઇ ગયા હતા. તેવામાં એક પારધીએ ધનુષ સાધી પેલા હંસના જોડાપર તીર ફેંકયું, એટલે તે જોડું તરત જમીન ઉપર પડયું અને તેજ વખતે તેની છત્રીનું કમળ, જ્યાં પેલા મુનિ, શિવનું પૂજન કરી રહ્યા હતા તેના લીંગ ઉપર પડયું. પછી પેલો પારધી હંસ અને હંસી બન્નેને ઉપાડી લઇ, હંસી મુનિને આપી; અને હંસ પોતે લઈને ચાલતો થયો. પેલા મુનિએ તે હંસીના માંસથી શિવનું પૂજન કર્યું.

શંકરના મસ્તક ઉપર જે કમલ પડયું હતું તેના પ્રતાપથી, હે પુષ્કરાક્ષ, તું હંસ હતો તે હવણાં રાજાના કુળમાં જન્મ્યો છે; અને હંસીના માંસ-થી મુનિએ શિવનું પૂજન કર્યું તેથી તે હંસી હવણાં વિદ્યાધરના કુળમાં જન્મી છે." આ પ્રમાણે વિજીતાસુ મુનિએ તેને પૂર્વજન્મ શ્રવણ કરા-વ્યો, એટલે પુષ્કરાક્ષ રાજા ફરીને બોલ્યો; "હે મહારાજ! અમે બન્ને જણાએ અગ્નિમાં પ્રવેશ કરી અમારાં પાતકો ધોઇ નાખ્યાં છતાં પણ અમારો પક્ષિમાં જન્મ આવ્યો તેનું કારણ શું ?" આ પ્રમાણે પ્રશ્ન કર્યો તેના ઉત્તરમાં મુનિરાજ બોલ્યાઃ "જે પ્રાણી મરણ સમયે જે વસ્તુમાં વાસના રાખે છે, તેમાં તેનો જન્મ થાય છે. તે ઉપર એક કથા સાંભળ!

## લાવણ્યમંજરીની કથા.

ઉજ્જયણિ નામની એક નગરી છે, તેમાં પૂર્વે એકનિષ્ટાવાળી અને બ્રહ્મચર્યવ્રત પાળનારી લાવણ્યમંજરી નામની એક કુમારીકા રહેતી હતી. એક વખતે કમળોદય નામના તરૂણ બ્રાહ્મણને જોઇ તેનું ચિત તેના ઉપર ચોટયું, અને તેના પ્રેમ ખટકાંથી અને કામાનલથી તે પીડા પામવા લાગી. પરંતુ પોતે બ્રહ્મચારી હતી તેથી પોતાનો નિયમ છોડયો નહીં, પણ તેના પ્રેમનું ધ્યાન ધરતી રહી. પછી તેણે ગંધવતી નદીના કિનારા ઉપર જઇ, તે તીર્થમાં પોતાનો દેહ ત્યાગ કર્યો. તેનું વિષયવાસનામાં ચિત ચોંટયું હતું, તેમ તેનો ને તેનોજ વિચાર કરતાં મરણ પામી તેથી તે સ્ત્રી બીજે જન્મે, એકલવય નગરીમાં રૂપવતી નામની વેશ્યા થઇ જન્મી: છતાં તીર્થના પ્રતાપથી અને શીયલવ્રતના મહાત્મ્યથી પૂર્વજન્મનું સ્મરણ રહ્યું હતું, એટલે તેણે એક ચોડકર્ણ નામના મંત્ર જપીઆ બ્રાહ્મણ પાસે પોતાના પૂર્વજન્મનું ચરિત્ર એકાંતમાં વર્ણવી બતાવ્યું. પછી તે જપીઆએ ઉપદેશ આપ્યો કે તારે દ્રઢનિષ્ઠાથી (પરમાત્માનો) જપ કરવો. આ પ્રમાણે એકચિત્તે ઈશ્વરનું મનન કરવાથી, છેવટે તે સ્ત્રી, વેશ્યા હતી, પણ વિચાર શુદ્ધ હતા તેથી સદ્‌ગતિને પામી.

"માટે હે રાજા, જે માણસનું મન જેમાં ચોંટે છે તે માણસ તદ્રૂતાને પામે છે." આ પ્રમાણે કહી તે મુનિએ રાજાને સ્નાનાર્થે મોકલ્યો; અને પોતે મધ્યાહ્નનું કર્મ પૂર્ણ કરી લીધું. રાજા પુષ્કરાક્ષ વનમાં નદીના કીનારા ઉપર જાય છે એવામાં ત્યાં વિનયવતીને ફુલ વીણતી દીઠી. તે વિનયવતી, પૂર્વના જોયેલા ગાઢા વનમાં આશ્ચર્યથી આવેલી તેજસ્વી જાણે સૂર્યની કાંતિ હોયનીશું તેવી પોતાના અંગરંગથી શોભતી હતી. આવી અનુપમ કન્યાને જોઇને તે ઘણોજ ઉત્કંઠિત થઇ ગયો ને આ કોણ છે એવો પ્રશ્ન કરતો આશ્ચર્ય પામી ગયો; એટલામાં તો વિનયવતીને પોતાની વિશ્વાસુ સખી પ્રત્યે બોલતી સાંભલી.

"બેનડી! પૂર્વે જે વિદ્યાધર મને હરણ કરવા માટે ઇચ્છતો હતો, તે આજ શાપમાંથી મુક્ત થઇ ગયો અને તેણે કહ્યું કે આજે તારો પતિ અત્રે આવશે." તે સાંભળી તેની સખી, મુનિ કન્યાને કહેવા લાગી: "સખીરી! તારૂં કહેવું ખરૂં છે. આજ વિજીતાસુ મુનિ પણ પ્રભાતમાં મારા સાંભળતાં પોતાના મંજુકેશા નામના શિષ્યને કહેતા હતા કે, 'વત્સ! જા જલદી ને તારાવલી ને રંકુમાલીને સત્વર તેડી લાવ; કેમકે આજે નિશ્ચે વિનયવતી અને પુષ્કરાક્ષનો વિવાહ થશે.' આ પ્રમાણે ગુરુએ મંજુકેશાને આજ્ઞા કરી એટલે તે શિષ્ય, 'જેવી ગુરુજીની આજ્ઞા'

એમ કહીને ગયો છે. માટે સખિરી! ચાલ આપણે પણ હવણાં આશ્રમમાં જઈએ."

આ પ્રમાણે સખીએ કહ્યું એટલે વિનયવતી પણ વનમાંથી આશ્રમ તરફ જવા લાગી. પુષ્કરાક્ષ છેટે છુપાઈ રહ્યો હતો, તેણે આ સર્વ વાર્તા સાંભળી, તેથી તેનું અંગ કામાનલમાં બળતુ હોય ને તેને ઠંડુ પાડવા જાણે ઇચ્છતો હોય તે પ્રમાણે તે રાજા, નદીમાં સ્નાન કરવા ગયો ને ત્યાંથી વિજીતાસુ મુનિના આશ્રમમાં ફરીને ગયો. ત્યાં તારાવલી અને રંકુમાલી બન્ને જણા આવીને સાથે ઉભા હતાં. તે બેને જઇને પુષ્કરાક્ષે પ્રણામ કર્યા. દંપતીએ પુષ્કરાક્ષની પૂજા કરી અને મુનિમંડળ તેની આસપાસ વિંટાઇ વળ્યું. ત્યાર બાદ બીજા મૂર્તિમાન અગ્નિ જેવા તેજસ્વી વિજીતાસુ મહર્ષિના તેજથી ઝળઝળાટ તેજસ્વી જણાતી વેદિકા ઉપર, વર કન્યાને બેસારી રંકુમાલીએ પોતાની પુત્રી વિનયવતીનું પુષ્કરાક્ષને દાન આપ્યું અને તેને એક આકાશમાં ફરનારો રથ આપ્યો. ત્યાર પછી વિજીતાસુ મુનિએ તેને આશીર્વાદ આપ્યો કે, "તુ આ કન્યાની સાથે, ચાર સમુદ્રની કટીમેખળાવાળી પૃથ્વી ઉપર એકે ચક્રે રાજ્ય કરજે." આ પ્રમાણે વરદાન મળ્યા પછી પુષ્કરાક્ષ તે મુનિની રજા લઇ પોતાની નવી વહૂની સાથે આકાશગામી દિવ્યવિમાનમાં બેસી, એકદમ સમુદ્ર ઓલંઘી પોતાની નગરીમાં આવ્યો. ત્યાં કાર્યભારી મંડળ પોતાના રાજાનાં દર્શન કરી અત્યંત આનંદ પામ્યું અને રાજાનો સત્કાર કર્યો. ત્યાર બાદ રાજા પોતાની રાજધાનીમાં થોડા દિવસ નિવાસ કરી આકાશચારી રથના બળથી સમય પૃથ્વીને તાબે કરી પોતે ચક્રવર્તી રાજા થયો અને પછી પોતાની નવીવહૂ વિનયવતીની સાથે રહી બહુ વર્ષપર્યંત વૈભવ ભોગવવા લાગ્યો.

"તેમજ હે મહારાજ! આવી રીતે કામ ઘણુંજ મુશ્કેળ હોય, તો પણ દૈવ સાનકૂળ હોય તો તે કામ પોતાની મેળેજ સિદ્ધ થાય છે અને તેથી મહારાજ, તમે ખાત્રી રાખો કે, દેવ શંકરે સ્વપ્નમાં આપને જણાવ્યું છે તે પ્રમાણે, તે તમારૂં કાર્ય સિદ્ધ થશે." જ્યારે મૃગાંકદત્તે પોતાના નિપુણ મંત્રીના મુખથી આ અદ્ભુતાશ્ચર્યજનક જનમનરંજન કરનારી કથા સાંભળી, ત્યારે પોતાની પ્રાણવલ્લભા શશાંકવતિને મેળવવામાં અત્યંત તલપાપડ થયો, ને ઉજ્જયણિમાં, પોતાના મંત્રીમંડળ સાથે જવાનો નિશ્ચય કીધો.



## તરંગ ૩ જો.

## મૃગાંકદત્તનો ઉજ્જયણિ નગરી તરફ પ્રવાસ.

પછી વૈતાલે વર્ણવેલી ઉજ્જયણિના રાજા કર્મસેનની પુત્રી શશાંકવતીને મેળવવાની આશાથી, રાજકુમાર મૃગાંકદત્તે પોતાના મંત્રીઓ સાથે એવો વિચાર કર્યો કે, આપણે સઘળા મહાવ્રતિનો વેશ લઇ, આપણા નગરમાંથી ગુપ્ત રીતે બાહાર નિકળી જઇ, ઉજ્જયણિમાં જઇએ. આવો વિચાર કર્યા પછી રાજકુમાર મૃગાંકદત્તે પોતાના મંત્રી ભીમપરાક્રમને ખાટલાની ઇસ, ખોપરી આદિ મહાવ્રતિને લાયક સામગ્રી લઇ આવવાનો હુકમ ફરમાવ્યો. આ વાર્તા મૃગાંકદત્તના પિતાના મુખ્ય મંત્રીએ એક પ્રણિધિ મારફતે જાણી કે ભીમપરાક્રમે આ સર્વે ચિન્હે આણી ઘરમાં મુકી છે. એવું બન્યું કે તે મંત્રી અકસ્માત કોઇ કામ પ્રસંગે જતાં, મૃગાંકદત્તની હવેલી નીચે થઇને જતો હતો, એવામાં મૃગાંકદત્તે ઉપરથી પાનની પિચકારી મારી, જે મંત્રીના અંગપર પડી. આ વખતે રાજકુમારને ખબર ન હતી કે નિચે મહામંત્રી જાય છે; પરંતુ આ વાતની રાજકુમારને જેવી ખબર પડી તેવીજ પોતે પીચકારી મારવી બંધ કરી* ત્યાંથી મહામંત્રી ઘેર ગયો અને નાહાયો, અને જાણ્યું કે મૃગાંકદત્તે પીચકારી મારી છે, તે છતાં તેના અંતઃકરણમાં તે અપમાનના ક્રોધે નિવાસ કર્યો.

બીજે દિવસે દૈવયોગે રાજકુમારના પિતા અમરદત્તને મરકી થઈ. અણધાર્યો સંધાયલો આ તાકડો બરાબર જોઇ, મંત્રી રાજાની પાસે ગયો અને ત્યાં સમય મળ્યો એટલે એકાંતમાં, એકદમ માંદા પડી ગયેલા રાજાને કહ્યું–"મહારાજ! મને અભયવચન આપો તો હું આપને આ રોગ થવાનું સત્ય કારણ કહી બતાવું." એટલે રાજાએ તેને અભયવચન આપ્યું. ત્યારે તે બોલ્યોઃ "મહારાજ! આપને એકદમ અધઓક થઇ આવી તેથી આપ પીડા પામો છો, માટેજ તમને આ વાત કહુંછું (બાકી કદી ન કહેત) જાણો રાજ, કે આપને મારીનાખવા માટે રાજપુત્ર મૃગાંકદત્તે, ભીમપરાક્રમના ઘરમાં અભિચાર (મારણપ્રયોગ) આરંભ્યો છે. મેં આ વાર્તા ચાર દ્વારા સાંભળી છે અને તેની સાબીતી પ્રત્યક્ષ પણ જણાય છે, માટે દેહમાંથી જેમ વ્યાધિ દૂર કરીએ છીએ તેમ રાજકુમાર મૃગાંકદત્તને દેશમાંથી દૂર કરી દેશવટો દો એટલે બસ!" આ પ્રમાણે મંત્રીનાં વચન સાંભળી રાજા એકદમ ભયભીત થઇ ગયો, ને એ બાબતની તપાસ કરવા ગયો માટે પોતાના સેના-

---

* પેહેલા ફકીરની વાર્તા અરેબીયન નાઈટ્સમાં છે તેમાં પણ આવાજ કારણસર તે રાજપુત્રને પોતાના મંત્રી સાથે અણબનાવ થયો હતો.

પતિને ભીમપરાક્રમને ઘેર મોકલ્યો. સેનાપતિ ભીમપરાક્રમના ઘરમાં ગયો; અને જઈને જોયું તો તેના ઘરમાંથી જટા, ખોપરી, વિગેરે પદાર્થો જડ્યાં, જે લઇ જઈ રાજાને બતાવ્યા. તે જોઇ રાજાએ ઘણોજ ગુસ્સો કરી હુકમ કર્યો કે, "એ રાજકુમાર રાજદ્રોહી છે, માટે તું આજેજ તેને અને તેના મંત્રીઓને આ નગરીમાંથી એકદમ હાંકી કાઢ." એ પ્રમાણે ક્રોધે ભરાઇ રાજાએ સેનાપતિને આજ્ઞા આપી. કારણ કે મંત્રીઓ ઉપર વિશ્વાસ રાખનારો કયો રાજા પોતાના મંત્રીઓનાં નિર્દયકૃત્ય જાણે છે? પછી તે સેનાપતિએ મૃગાંકદત્તની પાસે જઇ, તેને રાજાનો હુકમ જણાવ્યો અને મૃગાંકદત્તને, તેના કાર્યભારી સહિત નગરમાંથી હાંકી મુકયો.

રાજકુમાર એ હુકમ સાંભલી ઘણો ખુશી થયો, કેમકે તેને જે જોઇતું હતું તેજ મળ્યું. પછી ગણપતિનું પૂજન કરી, માનસીક રીતે માતા અને પિતાનું સ્મરણ કર્યું; અને અયોધ્યાનગરીની બાહાર નિકળ્યો, અને તેની સાથે તેના મંત્રીઓ પણ નીકળ્યાં. તે સઘળા અયોધ્યાનગરીથી ઘણે દૂર નિકળી ગયા. પછી મૃગાંકદત્ત રાજકુમારે, પોતાની સાથે આવનારા પ્રચંડશકિત આદિ દશ મંત્રીઓ હતા તેઓને કહ્યું; "ભાઇઓ! હવે આપણે આપણી રાજધાની છોડીને દૂર આવ્યા છીએ, માટે ઉતારા માટે આટલામાં ગોઠવણ કરવાની જરૂર છે. આ જંગલમાં એક શકિતરક્ષિત નામનો કીરાત (ભીલ્લ) રાજા રહેછે. તેણે મારી સાથે વિદ્યાભ્યાસ કર્યો છે તેથી તે મારો સહાધ્યાયી થાય છે અને વળી મારો બાળસ્નેહી પણ છે. કારણ કે, જ્યારે મારા પિતાએ તેના પિતાની સાથે યુદ્ધ કર્યું ત્યારે તેમાં તેનો પરાજય થયો એટલે તેના પિતાને કેદ કરી મૂક્યો હતો; અને તેના રાજ્યનો વહીવટ ચલાવવા માટે મારા પિતાએ એક પ્રતિનિધિ ત્યાં રાખ્યો હતો. પછી તેના પિતાને કેદમાંથી મુકત કરવા માટે મેં મારા પિતાને વિનતિ કરી હતી; જેથી તેનો છુટકો થયો હતો. વળી જ્યારે તેનો પિતા મરણ પામ્યો ત્યારે તેના બીજા ભાયાતોએ રાજ્યમાં બખેડો કીધો તે વેળાએ, મારા કેહેવાથી, મારા પિતાએ, સૈનીક સહાયતા સાથે તે સહોદર સ્નેહીનો પુનઃ પટાભિષેક કીધો હતો. માટે મિત્રો, આપણે સર્વે પ્રથમ ત્યાં ચાલો, તે પછી આપણે શશાંકવતિને માટે ઉજ્જયણિ જઇશું." તે સાંભળી સાથે આવેલા મંત્રી બોલ્યા, 'ઠીક છે, ચાલો,' એટલે કુંવર મંત્રીઓની સાથે ચાલવા માંડયો. ચાલતાં ચાલતાં સાયંકાળનો સમય થયો એટલે તેઓ એક મોટા જંગલમાં જઇ ચઢયા. આ જંગલમાં ઝાડ અને જળ કંઇ નહતું, તેથી તેઓ સર્વે જળાશયની શોધ કરવા લાગ્યાં; તો મહાપ્રયાસે એક તળાવ તેમની નજરે પડયું. તેના કિનારા ઉપર એક શુકાયલું વૃક્ષ ઉગ્યું હતું. તે તળાવના પાણીમાં સ્નાન કરી, સાયંસંધ્યા વિગેરે કર્મ કરી, ટીમ્મણ કરી

જળપાન કર્યું, અને માર્ગના થાકેલા હતા તેથી રાજકુમાર તથા તે મંત્રીઓ સઘળા શુકાવૃક્ષની નિચે સુતા. તે દિવસે શુક્લ પક્ષ હતો તેથી ચંદ્રમાની કાંતિથી રાત્રી સફેદ રંગની દીસતી હતી, અને સઘળું દેખાય તેમ હતું. રાજકુમાર રાત્રીમાં જાગ્યો ને જોવા લાગ્યો તો જે શુકાએલા વૃક્ષ નિચે પોતે સુતો હતો તે વૃક્ષને નવાં પાદડાં પુષ્પ અને ફળ જોવામાં આવ્યાં. તેમાં જે ફળ પાકેલાં હતાં તે વૃક્ષ ઉપરથી નિચે પડ્યાં; તે જોઇ તેજ વખતે પોતાના મંત્રી મિત્રોને જાગૃત કીધા અને તેઓને આ અદ્ભુત ચમત્કાર બતાવ્યો. મંત્રીઓ આ સર્વ અદ્ભુત બનાવ જોઇ આશ્ચર્ય પામ્યા. તેઓ સર્વે ભુખ્યા હતા, તેથી તે વૃક્ષનાં ઘણાં મીઠાં મીઠાં ફળ ખાવા મંડ્યા એટલામાં જોતજોતામાં તે શુષ્કવૃક્ષ મટીને એક તરૂણ બ્રાહ્મણ થઇ ગયું. ઈશ્વરી કર્તવ્ય અકલિત છે. હોય શું ને થાય છે શું! આમ થયું જોઇ મૃગાંકદત્ત આશ્ચર્ય પામીને તે તરૂણ બ્રાહ્મણને પૂછવા લાગ્યો, "ભાઈ! તું કોણ છે?" એટલે તે બોલ્યો:—

### શ્રુતધિ સાથે સમાગમ.

અયોધ્યા નગરીમાં એક દમધિ નામનો ઉત્તમ બ્રાહ્મણ રહેતો હતો. હું તેનો પુત્ર છું, અને મારૂં નામ શ્રુતધિ છે. એક વખત જ્યારે દુષ્કાળ પડ્યો ત્યારે મારી માતા મરણ પામી. પછી હું તથા મારા પિતા પૃથ્વી ઉપર ફરતા ફરતા આ સ્થળ ઉપર આવી પોહોંચ્યા. મારા પિતા લાંઘણ ખેંચવાથી ઘણા દુર્બળ અને અશક્ત થઇ ગયા હતા. ફરતાં ફરતાં અમે અહીં આવ્યા ત્યારે કોઇએ તેને પાંચ ફળ આપ્યાં. તેમાંથી ત્રણ મને આપી બે ફળ પોતાની પાસે રાખ્યાં. પછી તે સ્નાન કરવા માટે તળાવમાં ગયા. તેના જવા પછી હું, મને આપેલાં ત્રણ ફળ અને પિતાનાં બે ફળ—તે સઘળાં ખાઇ ગયો અને ઢોંગ કરી પોઢી ગયો. થોડીવાર પછી મારા પિતા સ્નાન કરીને આવ્યા અને પોતાનાં બે ફળ લેવા જાય છે તો મળે નહીં, એટલે મારા તરફ જોયું, ત્યારે હું કપટથી નિદ્રાવશ થઇ લાકડાની માફક જડ બની ગયો હતો તે જોઇ, તેણે જાણ્યું કે એ ખોટી નિદ્રા કરે છે, માટે તેને શિક્ષા કરૂં. આમ ધારી મને શાપ દીધો કે, "તું આ તળાવના કિનારા ઉપર શુષ્કવૃક્ષ બની જા. જ્યારે એક વખતે રાત્રીને સમયે તારી નિચે અતિથીઓ આવશે, અને અજવાળી રાત્રિમાં ચાંદનીના પ્રકાશ વચ્ચે તારામાં પાંદડાં ફુટશે અને ફળો આવશે, અને તું તારાં ફળોથી તે અતિથીઓને તૃપ્ત કરીશ, ત્યાર પછી તારો શાપ નાશ પામશે." આ પ્રમાણે મને પિતાએ શાપ દીધો ત્યાર પછી હું અહીં શુષ્ક વૃક્ષ થઇને પડ્યો હતો. આજ તમે મારાં ફળ ખાધાં તેથી ઘણે દિવસે શાપમાંથી હું મુક્ત થયો છું.

આ પ્રમાણે શ્રુતધિએ પોતાનું વૃત્તાંત રાજકુમારને કહી બતાવ્યું ત્યાર પછી પોતે રાજકુમારને પૂછ્યું, "તમે કોણ છો અને કયાં જાઓ છો ?" એટલે મૃગાંકદત્તે પોતાનું ચરિત્ર તેને કહ્યું. શ્રુતધિએ તેનું સર્વ ચરિત્ર સાંભળી પોતે નીતિકુશળ હતો અને પોતાને કોઇ સગુવહાલું નહોતું એટલે રાજકુમારને કહ્યું કે જો ઇચ્છા હોય તો તમારી સેવામાં હાજર છું. મૃગાંકદત્તે ઘણા સ્નેહથી તેનો સ્વીકાર કરી તે રાત્રિ તેજ તળાવના કિનારા ઉપરજ ગાળી. બીજે દિવસે મૃગાંકદત્ત, શ્રુતધિ તથા મંત્રીઓની સાથે પ્રવાસે નિકળ્યો. ચાલતાં ચાલતાં એક કરિમંડિત* નામના ગંજાવર જંગલમાં જઈ ચઢયા. ત્યાં મોટી જટાવાળા અને કદ્રૂપા પાંચ પુરૂષો તેના જોવામાં આવ્યા, જેને જોઈ રાજકુમાર અને તેની સાથેના મિત્રો આશ્ચર્ય પામ્યા. તે પાંચ પુરૂષો વિવેક સહિત રાજકુમાર મૃગાંકદત્તની સમીપમાં આવીને બોલ્યા:

"મહારાજ ! અમારો કાશીપુરીમાં બ્રાહ્મણને ઘેર જન્મ થયો છે; અને અમે અમારૂં જીવન ગાય ઉપર ચલાવતા હતા. અમારા દેશમાં દુકાળ પડયો તેને લીધે તે દેશમાં તૃણનો નાશ થયો, એટલે અમારી ગાયો લઈ ત્યાંથી આ નિર્જન વનમાં આવીને વસ્યા છીએ. અમને આ વનમાં એક સુંદર જળથી ભરેલી વાવ મળી આવી છે, તેના કિનારા ઉપર ત્રિફળાનાં† વૃક્ષ છે; જેમાંથી હમેશાં તે ફળો વાવમાં પડે છે તેને લીધે વાવનું જળ રસાયણ રૂપ બની ગયું છે. તેનું પાન કરતાં અને ગાયોનું દુધ પીતાં પીતાં અમને આ એકાંતવનમાં એકસો પાંચ વર્ષ વીતિ ગયાં છે, તેથી અમે આવા કદ્રુપા થઈ ગયા છીએ. તમે તો અમારે ઘેર પરોણા આવ્યા છો માટે અમારા દેવ સમાન છો; તો હવણાં અમારા આશ્રમમાં પધારો."

આ પ્રમાણે ગોપાળોએ મૃગાંકદત્તને વિનતિ કરી એટલે તે પોતાના મંત્રીઓ સહિત તેમના આશ્રમમાં ગયો. પેલા ગોપાળોએ તે દિવસે પરોણાઓને દુધપાક જમાડયો. બીજે દિવસે પ્રભાતમાં ઉઠીને મૃગાંકદત્ત તથા મંત્રીઓ ત્યાંથી આગળ ચાલ્યા. માર્ગમાં બીજાં પણ કેટલાંએક કૌતુક જોતાં જોતાં ક્રમે ક્રમે મૃગાંકદત્ત પોતાના મિત્ર ભિલ્લના દેશ પાસે પહોચ્યો.

## શક્તિરક્ષિત ભિલ્લના સમાગમની કથા.

પછી રાજકુમારે આગળથી પોતાના મિત્ર કીરાતરાજ શક્તિ-

---

* કરિ=હાથી મંડિત=શોભિત. હાથીથી શોભિત જંગલ.
† ત્રિફળાઃ હરડાં, બેડાં ને આંબળાં.

રક્ષિતને પોતાના આવવાના સમાચાર જણાવવા માટે શ્રુતધિને મોકલ્યો. શ્રુતધિએ ભિલ્લરાજની પાસે જઇ મૃગાંકદત્તના આવવાના સમાચાર કહ્યા એટલે તે ભીલ્લનો રાજા તેના આવવા આગમચ નગર બાહાર નિકળી તેની સામો આવ્યો; અને મૃગાંકદત્તને પ્રણામ કરી તેને તથા તેના મિત્રોને પોતાના નગરમાં તેડી ગયો; અને એક સુંદર મેહેલમાં ઉતારો આપ્યો; ને તેની સારી રીતે પરોણા ચાકરી કરી, પછી તેને આવવાનું કારણ પૂછ્યું. એટલે રાજકુમારે પોતાના આવવાનું કારણ જણાવી કેટલાએક દિવસ ત્યાં ગાળ્યા. પછી તેણે ભીલ્લ રાજા શકિતરક્ષિતને કહ્યું કે, સમય ઉપર અમારે તમારી સહાયતા જોઇશે." ભીલ્લરાજે કહ્યું કે, 'હું સહાય કરવાને તૈયાર છું' આમ વાતચિત થઇ રહ્યા પછી તેની રજા લઈ તેને સહાય કરવા માટે તૈયાર બનાવીને શશાંકવતી ઉપર આશક બનેલો રાજકુમાર, શુભ દિવસે દશ મંત્રી અને શ્રુતધિ અને પોતે મળી કુલ બાર જણા તે નગરીથી ઉજ્જયણિ પ્રત્યે જવા માટે નિકળ્યો.

## એક તપસ્વીનો સમાગમ.

માર્ગમાં જતાં જતાં એક વેરાન અરણ્યમાં તેઓ જઇ પોહોચ્યા. ત્યાં એક વૃક્ષની નિચે ભસ્મ, મૃગચર્મ સહીત જટાધારી એક તપસ્વીને દીઠા. આવા ઉજ્જડ અરણ્યમાં તે જોગીને જોઇ, મૃગાંકદત્ત પોતાના મિત્ર મંડળ સહિત તેની પાસે ગયો ને પૂછ્યું: "મહારાજ! આપ એકલા આ આશ્રમ રહિત ઊજડ વનમાં કેમ વસો છો?" ત્યારે તે તપશ્વી બોલ્યો; "હું તો એક મોટા ગુરુનો ચેલો છું અને મારા ગુરુનું નામ શુદ્ધકીર્તિ છે. હું મારા ગુરુની પાસેથી જુદી જુદી ઔષધી અને મંત્રની સિદ્ધિ શિખ્યો છું. એક વખતે મને એક બત્રિશ લક્ષણો ક્ષત્રિનો કુમાર મળ્યો એટલે મેં તેની સાથે મૈત્રી કરી, તેના શરીરમાં મારો આવેશ કર્યો. પછી મેં મારા આવેશવાળા તે કુમારપ્રતિ પ્રશ્ન કર્યું, એટલે તેણે સિદ્ધ ઔષધીના રસનાં ક્ષેત્રો બતાવ્યાં; અને મને કહ્યુ કે, "અહીથી ઉત્તર દિશા તરફ આવેલી વિંધ્યાટવીમાં, ઉતર દિશા તરફ આવેલા એક પ્રદેશમાં એક શિશપાવૃક્ષ* છે; તે વૃક્ષની નિચે નાગરાજનું એક મોટું સુંદર ભવન છે. મધ્યાહ્નને સમયે, જ્યારે વૃક્ષ નિચે હંસુનાં જોડાંઓ રમે છે ત્યાં ભીની ધુળમાંથી મંત્રવડે પાણી ઉત્પન્ન કર્યાં પછી તે સ્થાન દેખાય છે, તેમાં તે નાગભવન દેખાય છે. તે નગરમાં પારાવત નામનો એક બળવાન સર્પરાજ રાજ્ય કરે છે. તે સર્વ સર્પોમાં મોટો

* અંગ્રેજીમાં અશોકનું વૃક્ષ લખ્યું છે.

ગણાય છે. તેને દેવાસુર નામના સંગ્રામમાંથી એક અનુપમ તરવાર મળી હતી; જેનું નામ વૈડુર્યકાંતિ છે. જે મનુષ્ય તે તરવાર મેળવે છે તે સિદ્ધનો અધિપતિ થઇ સર્વનો વિજય કરીને ફરે છે અને તે તરવાર વીર પુરૂષોની સહાયતાથી મળી શકે છે." આમ ક્ષત્રિયના કુમારે કહ્યું ત્યાર પછી મેં તેના શરીરમાંથી આવેશ દૂર કરી તેને રજા આપી. પછી હું બીજી સર્વ વસ્તુનો ત્યાગ કરી તે પૃથ્વી ઉપર જવા માટેની ઇચ્છા કરી, પૃથ્વી ઉપર તેવા વીર પુરૂષોને શોધવા લાગ્યો, પરંતુ મને વીર પુરૂષની સહાયતા મળી નહીં, એટલે હું ઉદાસી થઇ મરવા માટે અહીં આવ્યો છું." જ્યારે મૃગાંકદત્તે આ વાર્તા તે તાપસની પાસેથી સાંભળી ત્યારે તે બોલ્યો, "હું અને મારા કાર્યભારી તમને સહાય કરીશું." એટલે તે તાપસે તેનું કહેવું માન્ય રાખ્યું અને પછી તેની તથા તેના મંત્રીઓની સાથે, પગે એક જાતની ઔષધી ચોપડીને, તે નાગભવન તરફ જવા લાગ્યો.

## નાગના શાપને લીધે એક બીજાનો વિયોગ.

પછી પેલા તપસ્વીએ કુમારના બતાવેલા નિશાન પ્રમાણે તે સ્થળ શોધી કાઢ્યું. અને ત્યાં મંત્ર ભણીને દશ દિશાઓને બાંધી લઇ, તે સ્થળમાં મૃગાંકદત્ત વિગેરે રાજકુમારોને બેસારી, પોતે મંત્ર ભણી સર્ષવના દાણાને મંત્ર્યા. પછી તે દાણા વેરી ધુળમાંથી પાણી ઉત્પન્ન કર્યું. ત્યાર પછી નાગોને દુ:ખ આપનારા મંત્રો ભણી હોમ કરવા માંડયો. તે વખતે અનેક વિઘ્નો આવ્યાં અને ઉત્પાતના જેવી મેઘ ગર્જના થવા લાગી, તે સર્વને મંત્રના પ્રભાવથી અટકાવી હોમ શરૂ રાખ્યો. હોમ થઈ રહ્યા પછી તે શિંશપા વૃક્ષમાંથી એક દિવ્ય સ્ત્રી નિકળી આવી. આ સ્ત્રી જાણે મોહનમંત્ર ભણતી હોય તેમ રત્નનાં આભરણોનો ઝણઝણાટ કરતી, એક ક્ષણમાં ત્યાં આવી, ને પછી મારીને તે તાપસના મનને વશ કર્યું, અને તે તાપસનું ધૈર્ય હરણ કરી, ઘનસ્તનવાળી તે સ્ત્રીએ તે તાપસને ગાઢ આલિંગન કર્યું. એટલે તે તાપસ મોહિત થઇ મંત્રવિદ્યા વિસરી ગયો ને તેના હાથમાંથી હોમ કરવાનું પાત્ર જમીન ઉપર પડી ગયું. એવામાં કલ્પાન્ત કાળના જેવો ભયંકર પારાવત નાગરાજ સમય સાંધી તેજ વખતે પ્રલયકાળના મેઘની માફક ગર્જના કરતો પોતાના લોકમાંથી નિકળી આવ્યો; કે તુરત પેલી સ્વર્ગની રંભા ત્યાંથી અદૃશ્ય થઇ ગઈ, અને નેત્રમાંથી ઝાળ કાઢવાથી ઉત્પન્ન કરનાર અને ભયંકર ગર્જના કરનાર તે નાગરાજને જોઈ તે તપસ્વીનું હૃદય ચૂર્ણ થઇ ગયું.

જ્યારે તપસ્વી મરી ગયો ત્યારે નાગરાજ જરાક શાંત થયો

ને પછી તપસ્વીના સહાયક મૃગાંકદત્ત વિગેરેને શાપ દીધો: "અરે પાપીઓ! તમે આ દુષ્ટને નિષ્કારણ સહાય કરીને આવું દુષ્ટ કામ કર્યું માટે કેટલાએક દિવસપર્યંત તમે પરસ્પર-એક બીજાથી જૂદા પડશો." આ પ્રમાણે શાપ દઇ નાગરાજ અદૃશ્ય થઈ ગયો, અને તેજ વખતે મૃગાંકદત્ત વિગેરે જે બેઠા હતા તે શાપના પ્રભાવથી આંખે આંધળા થઈ ગયા, ને તેઓના કાનમાંની શ્રવણ શકિત નાશ પામી, ને તેથી-શાપને લીધે-તેઓ આમ તેમ જૂદા પડીને ચાલ્યા ગયા; અને જંગલમાં એક બીજાની શોધ કરવા લાગ્યા તથા બુમો પાડવા લાગ્યા. મૃગાંકદત્ત પણ રાત્રિનું અંધારૂં દુર થયું તે પછી કાર્યભારી વિગેરેથી જૂદો પડી ગયો ને વનમાં આમતેમ ભટકવા લાગ્યો.

આ પ્રમાણે બે ત્રણ માસ સુધી ભટકયો તેવામાં એકાએક શ્રુતધિ પોતાના મિત્રોની શોધ કરતો કરતો એકાએક મૃગાંકદત્તને મળી ગયો, તે કુમાર મૃગાંકદત્તને જોઇને તેના ચરણમાં પડીને રડવા લાગ્યો. પછી રાજકુમારે તેની આશ્વાસના કરી આદર સહીત સત્કાર કર્યો; અને તેને પૂછયું: "કેમ ભાઇ! આપણા મંત્રીના કંઇ સરસમાચાર?" પછી તે બ્રાહ્મણ મૃગાંકદત્તને ધીરજ આપીને નીચે પ્રમાણે બોલ્યો: "મહારાજ! મેં તો તેઓને દીઠા નથી, પરંતુ હું જાણું છું કે આપે હવે ઉજ્જયણિ નગરીમાં જવું છે માટે તેઓ પણ તે ઉજ્જયણિ નગરી તરફ જશે ને ત્યાં મળશે." આ પ્રમાણે કહી શ્રુતધિએ રાજકુમારને ઉજ્જયણિ નગરીમાં જવાની પ્રેરણા કરી અને પોતે તેની સાથે ઉજ્જયણિ નગરી તરફ જવા લાગ્યો. રસ્તામાં જતાં જતાં થોડા દિવસ પછી તેઓને ઓચિંતો, એક રસ્તાપર તેમનો મંત્રી વિમળબુધ્ધિ મળી ગયો, એટલે મૃગાંકદત્ત ઘણા હર્ષથી તેને ભેટી પડયો. તે મંત્રીએ રડતા રડતા રાજકુમારના ચરણમાં પ્રણામ કર્યાં. પછી મૃગાંકદત્તે તેને પોતાની પાસે બેસારી બીજા મંત્રીઓની વાર્તા પૂછી ત્યારે વિમળબુદ્ધિ, સેવક ઉપર પ્રેમ રાખનારા મૃગાંકદત્ત પ્રત્યે બોલ્યો:

"મહારાજ! નાગના શાપને લીધે આપણાથી કયાં ગયા તેની મને ખબર નથી, પરંતુ તે સર્વે તમને મળશે. એ વાત હું જે રીતે જાણું છું તે રીતે કહુ છું તે સાંભળો.

## વિમળબુદ્ધિની વિતક કથા.

હું જ્યારે નાગના શાપને લીધે તમારાથી જુદો પડી ગયો, ત્યાર પછી ફરતો ફરતો તે જંગલના પૂર્વ ભાગ તરફ ઘણે દૂર જઇ ચઢયો. હું ઘણો શ્રમિત થયો હતો તેથી એક સાધુ મને એક આશ્રમમાં લઇ ગયો. તે આશ્રમ મહર્ષિ બ્રહ્મદંડિનું હતું. ત્યાં આશ્રમમાં મને મુનિએ

ફળ ખાવા માટે આપ્યાં તે ખાધાં અને જળ આપ્યું તે પીધું, એટલે મારો થાક ઉતરી ગયો. પછી હું તે આશ્રમની આસપાસ પરિભ્રમણ કરતો હતો તેવામાં એક મોટી ગુફા મારી નજરે પડી; એટલે હું આશ્ચર્ય પામી તેની અંદર પેઠો. ત્યાં અંદરના ભાગમાં એક મણિમયમંદિર મારા જોવામાં આવ્યું. આ મંદિરને જાળિયાવાળી બારીઓ હતી, તેમાંથી મેં અંદર નજર કરી તો ઓ! તે મણિભવનમાં એક સ્ત્રી એક મધમાખીવાળું ચક્ર ફેરવતી નજરે પડી. આ મધમાખીઓ પોતાની પાસે એક બળદ તથા એક ગધેડો ઉભો હતો તેના શરીર ઉપર પોતાનું રહેઠાણ કરીને રહેતી હતી. આ મધમાખીઓ કેટલીકોએ બળદમાંથી નિકળતું દુધ રૂપી ક્ષીણપાન કીધું ને કેટલીકોએ ગધેડામાંથી નિકળતું પાન કીધું, જેથી પોતપોતે જેનું પાન કીધું હતું તેના ગુણ પ્રમાણે એક સફેદ થઇ ગઇ ને બીજી કાળી થઇ ગઈ. અને પછી તેઓએ પોતાના મુખમાંથી લાળ કાઢી એટલે તે મૂળ સ્વરૂપ ત્યજી કરોળીઓ થઈ ગઇ. પછી કરોળીઆઓ—જે બે રંગના હતા તેઓએ ચરકની અંદર લાળ કાઢી. તે લાળમાની એક લાળમાંથી સારાં પુષ્પો થયાં અને બીજી લાળના જથામાંથી ઝેરી પુષ્પો ઉત્પન્ન થયાં. પછી તે કરોળીઓ પોતાની ઇચ્છા પ્રમાણે જુદી જુદી જાળમાં બંધાઈ ગયો. પછી તેને એક મોટા સર્પે, કે જેને બે મુખ હતાં, ને જે શ્યામ તથા સફેત રંગનો હતો તેને આવીને દંશ કર્યો; એટલે તે સ્ત્રીએ જુદા જુદા ઘડામાં તેઓને મુકયા; પણ ત્યાંથી તેઓ પાછા નિકળ્યા, અને પોંતપોતાની જાળમાં પાછા જઇને બેઠા. પછી જેઓ ઝેરી પુષ્પની જાળપર જઇને બેઠા હતા તેઓએ, ઝેરની તિક્ષ્ણતાને લીધે મોટે મોટે આક્રંદ કરવા માંડયું; અને બીજી જાળમાં બીજા કરોળીયા હતા તે પણ રડવા લાગ્યાં. તેમનું ઝીણું ઝીણું રૂદન શબ્દ સાંભળી એક મહા દયાવાન મુનિ, જે ત્યાં ધ્યાન કરતા હતા તેનું મન ધ્યાનમાંથી ઉઠી ગયું; ને તેણે પોતાના કપાળમાંથી અગ્નિ કાઢી જાળ શળગાવી દીધી એટલે તે જાળ—કે જેમાં પેલા કરોળીયાઓ ગુંચવાઇ ગયા હતા તે સર્વે બળી ગયા, ને તે કરોળીયા સારા છિદ્રવાળા પ્રવાલના દંડમાં પ્રવેશ કરી ઉપર રહેનારા સૂર્યના તેજમાં લીન થઈ ગયા. એટલામાં પેલી સ્ત્રી, જે ચક્ર બળદ અને ગધેડાને ત્યાં ઉભા રાખીને ઉપરનો ખેલ કરતી હતી તે કોણ જાણે કયાંય અદૃશ્ય થઇ ગઇ તે મને જણાઈ નહીં.

એ જોઇ હું આશ્ચર્ય પામ્યો અને ત્યાં આડો અવળો પરિભ્રમણ કરવા લાગ્યો. એવામાં કમલ જેમાં ખીલેલાં હતાં એવી એક વાવ મારી નજરે પડી. તેમાંનાં કમળો ઉપર ભમરાઓ ગુંજારવ કરતા બેઠા હતા; તે જાણે મને કહેતા હોય કે તું અહી આવીને જરા જો તો ખરો કે એમાં શું

જણાય છે. તેવો હું તે વાવની અનુપમ શોભા જોઈ તેની નજીક જઈ તેના કિનારા ઉપર બેઠો ને તે વનની શોભા નિહાળવા લાગ્યો. એ-વામાં તે પાણીમાં એક મોટું અરણ્ય જોવામાં આવ્યું; અને તે અરણ્યમાં એક પારધી જણાયો; તે પારધીના હાથમાં દશ હાથવાળું સિંહનું બચ્ચું હતું, તેને લઈને તે ત્યાં આવ્યો. જે બાળક તે પારધીને વશ રહ્યું નહી, એટલે પોતે તેને તે અરણ્યમાં મુકીને ગુસ્સાભેર ચાલ્યો ગયો. તે સિંહ વનમાં દૂર ગયો ત્યાં તેણે બીજા વનમાંરહેલી સિંહણનો શબ્દ સાંભળ્યો, એટલે તે તેની પાસે જવા લાગ્યો. રસ્તામાં વા વંટોળીઆથી તેના દશે હાથ ભાંગી ગયા. ત્યાર પછી ગણપતિએ આવી તેના હાથની જગ્યાએ પુરૂષના હાથ ચોંટાડયા; એટલે તે સિંહ, સિંહણને શોધવા માટે ચાલ્યો. તે સિંહણ માટે બીજા વનમાં જતાં તેને ઘણોજ શ્રમ પડયો, પણ છેવટે તે સિંહણને મળ્યો, અને તેને લઈ પોતાના વનમાં આવ્યો. પેલો લુબ્ધક, પોતાના સિંહને, સિંહણ સહિત આવ્યો જોઈ, તે આખું વન, જે તેનું પોતાનુંજ હતું તે તેને સોંપી દઈ, પોતે ત્યાંથી ચાલતો થયો.

જ્યારે આ પ્રમાણે મેં જોયું ત્યારે હું આશ્ચર્યમાં ગરકાવ ગયો ને પછી હું ત્યાંથી ઉઠી આશ્રમમાં બ્રહ્મદંડિ સ્વામી પાસે જઈ બન્ને અદ્ભુત બનાવ તેમને કહી બતાવ્યા. આ મુનિ ત્રિકાળજ્ઞાની હતા તેણે મને કૃપા કરી નીચે પ્રમાણે ખુ-લાસો કીધો: "અરે તું મહા ભાગ્યવાન છે; કેમકે શિવે કૃપા કરીને આ સર્વ તને આશ્ચર્ય બતાવ્યું છે. તેં જે સ્ત્રી જોઈ તેને તારે માયા સમજી લેવી અને જે ચક્ર ફરતું હતું, તેને સંસારનું ચક્ર જાણવું, તથાં જે મધમાખો હતી તેઓને સંસારી જીવ જાણવા. અને એક બળદ અને બીજો ગધેડો હતો, તેમાં ધર્મ એ બળદની મૂર્તિ હતી અને ગધેડો અધર્મની મૂર્તિ હતી. બળદ ફીણ રૂપે દુધ ઓકતો હતો તે પુણ્ય હતું, અને ગધેડો ફીણ રૂપે લોહી ઓકતો હતો તે પાપ હતું. જે તે માખીઓ પોતપોતા-ની ઇચ્છા (કર્મ) પ્રમાણે પાન કરતી, ને તેથી તેના જેવા સારા નરસા ગુણોવાળી થતી હતી; અને તેઓ પોતપોતાના આશ્રયથી ઊત્પન્ન થયેલા વસ્તુનું પાન કરી તેમાંથી બે જાતના કરોળીઆ થયા—ધોળા ને કાળા. તે ધોળા તથા કાળા બન્ને કરોલીયાએ પોતાની જાળ રૂપી પાશમાં ફસાયેલા પોતાના બે જાતના પુત્ર ઊત્પન્ન કર્યાં; તેમાં કેટલાએકને ઊંચી જાતનાં પુષ્પનો (સાધુસંતનો) સંબંધ હતો તે સુખ ભોગવતાં હતાં ને હલકી જાત-ના પુષ્પનો (નઠારાનો) સંબંધ રાખનારા દુ:ખનો અનુભવ કરતાં હતાં. તે પુ-ષ્પોમાં પોતાની મનોવૃતિ પ્રમાણે તે ગુંથાઇ ગયા; અને તે પોતાની જાળમાં આ પ્રમાણે ગુંથાયા હતા તેઓને કાલરૂપી સર્પે શુભ તથા અશુભ નામના બે મુખથી, તે પુણ્યાત્મા ને પાપાત્મા પ્રાણીઓનો યથાયોગ્ય રીતે ભક્ષ કર્યો.

ત્યાર પછી તે સ્ત્રી રૂપ માયાએ તે સર્વેને ઘડા રૂપ જુદી જુદી યોનિમાં મુક્યા. ત્યાંથી પણ તેઓ બાહાર નિકળ્યા ને પોતાને લાયક ધોળી અને કાળી આકૃતિ (સારા નરસા ગુણ) વાળી જાળની ફાંસીમાં પુનઃ સપડાયા. આમાં સફેદ જાળ સુખકર હતી અને કાળી જાળ દુઃખકર હતી. હવે જે કાળા હતા તે પોતાની જાળમાં લપટાયા પછી દુઃખરૂપ (પાપ) ઝેરથી સખત પીડાવા લાગ્યા, અને પરમેશ્વરનું શરણ લેવા માટે રડતા હતા. તેને જોઇને સફેદ રંગના કરોલીયાઓને પણ વૈરાગ્ય જ્ઞાન વ્યાપ્યું અને તેઓ પણ પોતાની જાળમાં લપટાઇ પરમાત્માનું ધ્યાન ધરવા લાગ્યા. ત્યાર પછી તપસ્વીના રૂપમાં રહેલા પરમાત્માએ જાગૃત થઇ તે સઘળાને જ્ઞાનરૂપ અગ્નિથી બાળીને ભસ્મ કરી મૂક્યાં, એટલે તે સર્વે પ્રવાળાના ઉત્તમ દંડ સમાન આદિત્યના મંડળમાં પ્રવેશ કરી તેની ઉપર જઈ, સૌએ ઉત્તમ ધામનો આશ્રય કર્યો. અને પછી માયાસ્ત્રી, ચક્રના આકારમાં રહેલા સંસાર, તથા ધર્મ રૂપ બળદ અને પાપ રૂપ ગધેડાની સાથે તેજ વખતે અદૃશ્ય થઈ ગઈ.

આવી રીતેજ હે વત્સ, આ સંસારમાં પુણ્યવંત અને પાપી પ્રાણીઓ પોતપોતાનાં કર્મને લીધે ભવાટવીમાં ભટકે છે; અને શિવનું આરાધન કરવાથીજ મુક્ત થાય છે. હે પુત્ર, શિવે તારો મોહ મટાડવા માટે તને આ ખેલ બતાવ્યો છે. હવે તેં જે વાવના પાણીમાં જોયું હતું તે વિશે જણાવું છું તે સાંભળ: તે પવિત્ર પ્રભુએ મૃગાંકદત્તને ભવિષ્યમાં જે જે વિતવાનું છે, તેના પ્રતિબિંબ રૂપે ઉત્પન્ન કરીને સર્વ લીલાતને પાણીની વાવમાં બતાવી છે, જેથી તારો ગુંચવાડો મટી જાય છે. તેમાં જે સિંહ, દશ ભુજાવાળો હતો અને તેને પારધીએ વનમાંથી કાઢી મૂક્યો તથા તેના બાહુ ભાગી ગયા તેપરથી જાણ કે મૃગાંકદત્તને દશ કારભારીઓ છે તે તેના હાથ છે; અને તેના પિતાએ તેને ઉછેરીને મોટો કર્યો પછી પારધી બનીને ક્રોધ કરીને તેને રાજ્યમાંથી કાઢી મૂક્યો છે. સિંહે દૂરના વનમાં સિંહણનો શબ્દ સાંભળ્યો હતો તેમ આ રાજકુમારે પણ અવંતી દેશમાં રહેલી શશાંકવતીની ખ્યાતિ ઘણી સાંભળી છે. તે ત્યાં જવા લાગ્યો ત્યાં રસ્તામાં સર્પના શાપરૂપ પવનથી, મૃગાંકદત્ત પોતાના મંત્રિઓથી જૂદો પડયો—એ તેના દશ હાથ ભાંગી પડ્યા તે છે. પછી વિનાયક દશ હાથ ચોંટાડે છે તે તેને તેના મંત્રિયો પાછા મેળવી આપે છે; એટલે એ પૂર્વ સ્થિતિને પામે છે. પછી જેમ તે સિંહ ઘણાં ઘણાં કષ્ટ ભોગવી છેવટે વનમાંથી સિંહણને લઇને આવ્યો હતો, તેમ મૃગાંકદત્ત પણ ઘણાં ઘણાં કષ્ટ ભોગવી શશાંકવતીને લઇને પોતાના નગરમાં આવશે. જેમ પારધી તે અરણ્યમાંથી સિંહને આવેલો જોઇ જતો રહે છે તેમ, જ્યારે રાજા

મૃગાંકદત્તને અને તેની સ્ત્રીને પોતાની નજીક આવેલો જોશે ત્યારે તે પોતાનું આખું રાજ્ય તેને સોંપી તપોવનમાં તપ કરવા માટે ચાલ્યો જશે. આવી રીતે શિવે તે વનમાં મૃગાંકદત્તનું ભવિષ્યનું સર્વ ચરિત્ર તને જણાવી દીધું છે, માટે તારો રાજા પોતાના મંત્રીઓને, સ્ત્રીને અને પોતાના રાજ્યને પુનઃ પ્રાપ્ત કરશે.

"હે મહારાજ! જ્યારે આ પ્રમાણે તે મહામુનિએ મને કહ્યું ત્યારે ધીરજ આવી અને પછી હું તે આશ્રમમાંથી બાહાર નિકળી રસ્તો કાપતો કાપતો આવતો હતો તેવામાં મને આપની ભેટ થઇ ગઈ. માટે મહારાજ, આપ કંઇપણ ચિંતા કરશો મા. આપણે પ્રવાસ સમયમાં ગણપતિનું પૂજન કર્યું છે તેથી તે આપણા ઉપર અવસ્ય પ્રસન્ન થયા છે, એટલે પ્રચંડશક્તિ વિગેરે મંત્રિમંડળનો આપણને મેળાપ થશેજ થશે."

જ્યારે મૃગાંકદત્તે આ પ્રમાણેની અદ્દ્ભુત કથા, વિમળબુદ્ધિ મંત્રીને મોઢેથી સાંભળી ત્યારે, તે ઘણો ખુશ ખુશ થઈ ગયો, અને પછી તેને સાથે લઇ, બીજા મંત્રીઓને શોધવા માટેનો વિચાર કરી, અને પોતાનું કામ સાધવા માટે, તે મંત્રિ સહિત અવંતિ નગરી તરફ ચાલ્યો.

---

## તરંગ ૪ થો.

## મૃગાંકદત્ત અને માયાબટુની કથા.

ત્યાર પછી મૃગાંકદત્ત, શ્રુતધિ અને વિમળબુદ્ધિને સાથે લઈ શશાંકવતીને માટે ઉજ્જયણિ નગરી તરફ ચાલવા માંડયો. રસ્તામાં લહરીરૂપ ભુજલતાને ઉછાળતી, શોભાયમાન ફિણવડે શ્વેત જણાતી, નર્મદા નદીના તટ પર તે જઈ પોહોંચ્યો. રાજાને પોતાના મંત્રીનો સમાગમ થયો તે ઠીક થયું છે આમ માનીને હાસ્ય કરતી હોય તથા નૃત્ય કરતી હોય તેમ નર્મદા નદી આમ તેમ ઉછાળારૂપી નૃત્ય અને નિર્મળતારૂપ હાસ્ય કરવા લાગી. રાજકુમાર મૃગાંકદત્ત તે નદીમાં સ્નાન કરવા માટે ઉતરે છે ત્યાં માયાબટુ નામનો એક ભીલ્લનો રાજા પણ તે નદીમાં સ્નાન કરવા માટે આવ્યો. એવામાં તે નદીમાંથી ત્રણ જળમાનુષો એકદમ બાહાર નિકળી આવ્યા ને માયાબટુ ભિલ્લને પકડયો. તે જોઇ તેના ચાકરો ભય પામીને ત્યાંથી નાશી ગયા. મૃગાંકદત્ત આ પ્રમાણે ભીલ્લને પાણીમાં ઘસડી જતો જોઇ, પોતાની તરવાર મીયાનમાંથી બાહાર કાઢી, પાણીમાં પડયો અને તે જળમાનુષોને મારી નાખી, ભીલ્લના રાજાને છોડાવ્યો. તે

ભીલ્લરાજ, રાક્ષસોના ભયમાંથી મુક્ત થઇ પાણીમાંથી બાહાર આવ્યો કે તુરત રાજકુમારના ચરણમાં પ્રણામ કરીને તેને પૂછવા લાગ્યો: "શું બ્રહ્માએ મારા પ્રાણનું રક્ષણ કરવા માટે તમને અહીં મોકલ્યા છે? મને કહો કે તમે કોણ છો, તમે કયા પુણ્યવંત દેશ ઉપર પ્રેમ કટાક્ષ કરો છો ને હવે કીયા દેશમાં પધારશો?" આ પ્રમાણે પુછ્યું એટલે શ્રુતધિએ મૃગાંકદત્તનું સર્વ વૃત્તાંત તે ભીલ્લરાજને કહી બતાવ્યું. એટલે ભીલ્લરાજ અતિશય પ્રેમથી તે રાજકુમારને પ્રણામ કરી ફરી બોલ્યો; "જો તમારે આવી રીતે કાર્ય સાધવાનું પ્રયોજન છે, તો હું તમારા મોટા કામમાં તમારી મરજી માફક સહાય કરીશ; કેમકે તમને મજનું રક્ષણ કરવા ઇશ્વરેજ મોકલેલા છે. પણ મહારાજ, હવે આપ આજે મારા મિત્ર માતંગના રાજા દુર્ગપિશાચને ત્યાં પધારો. પછી મારે મેહેલે પધારવાની એટલી કૃપા કરશો, કેમકે હું તમારો દાસાનુદાસ છું."

આ પ્રમાણે પ્રણય સહિત અનેક વચનો કહી તે રાજકુમારની પ્રાર્થના કરી. પછી તેને પોતાના નાના ગામમાં લઈ ગયો. ત્યાં તેને પોતાના વૈભવના પ્રમાણમાં તે રાજપુત્રની સારી રીતે સેવા કરી અને ત્યાર પછી તે ગામમાં વસનારા સર્વે માણસોએ પણ તેનો સારો સત્કાર કર્યો. પછી માતંગનો રાજા, પોતાના મિત્રના પ્રાણ બચાવનારાને મસ્તક નમાવી, તેનો દાસ થઇ રહ્યો ને તેનાં ઘણાંજ વખાણ કરવા લાગ્યો, અને તેને પોતાના ગામમાં રહેવા માટે ઘણોજ આગ્રહ કર્યો. તેથી મૃગાંકદત્ત, માયાબટુના આગ્રહથી, તેના ગામમાં કેટલાએક દિવસ સુધી રહ્યો.

એક દિવસે મૃગાંકદત્ત રાજા આનંદભવનમાં બેઠો હતો એ સમયમાં ભીલ્લરાજાએ પોતાના પ્રતિહાર ચંડકેતુ સાથે દ્યૂત રમવું શરૂ કીધું. જ્યાં તે રમવા માંડેછ ત્યાં આકાશમાં મેઘમંડળો ગર્જના કરવા લાગ્યા; એટલે ઘરમાં પાળેલા મોરો થનથનાટ ભર્યું નૃત્ય કરવા લાગ્યાં. તેને જોવાને માટે માયાબટુ ઉભો થયો. ત્યારે જુગારનો રસિયો પેલો પ્રતિહાર પોતાના રાજાને કહેવા લાગ્યો; "અરે મહારાજ! એ મોરો સારી રીતે નૃત્ય શિખ્યા નથી, માટે તેઓને તે શું જુવો છો? તમને મયૂરના નૃત્યમાં જો વધારે રસ પડતો હશે તો મારે ઘેર એક નૃત્યકુશળ મયૂર છે તે હું તમને કાલે બતાવીશ. તે મોર જેવો મોર પૃથ્વિ ઉપર કોઇ પણ સ્થળે નથી." તે સાંભળી રાજાએ પ્રતિહારને કહ્યું "ઠીક, ત્યારે કાલે તું તે મોર મને અવશ્ય બતાવજે!" આ પ્રમાણે પ્રતિહારને કહી પોતાનું આહ્નિક–દિવસ કૃત્ય કરવામાં તે ગુંથાયો. મૃગાંકદત્ત પોતાના સેવક સહિત ત્યાં બેઠો હતો તેથી તે વાર્તા તેણે પણ સાંભળી. પછી તેણે ત્યાંથી ઉઠી ભીલ્લરાજની પેઠે પોતાનું સ્નાન વિગેરે સ્વકર્મ કરી ભોજન વિગેરે કર્યું.

## મૃગાંકદત્ત ને પ્રતિહારનું સાહસકર્મ.

થોડીવાર પછી રાત્રિ થઇ, એટલે ચારે તરફ ગાઢ અંધારૂં ફેલાઈ રહ્યું. ત્યારે રાજકુમારે પોતાના શરીરમાં કસ્તૂરીનો લેપ કરી, કાળાં વસ્ત્ર ધારણ કર્યા ને હાથમાં તરવાર લઈ વીરચર્યા કરવા માટે પોતે જે ઉતારાના ઓરડામાં, પોતાનો સેવક વર્ગ સુતો હતો તે સ્થાનમાંથી, એકલો બાહાર નિકળી પડ્યો અને રસ્તા ઉપર ચાલવા માંડ્યો. એવામાં તે માર્ગે કોઇએક પુરૂષ આવ્યો. આ વખતે ઘણું અંધારૂં હતું તેને લીધે તે પુરૂષે રાજકુમારને આવતો દીઠો નહીં, તેથી તેના ખભા સાથે પોતાનો ખભો અથડાયો. એટલે રાજકુમાર પોતાનું અપમાન થવાથી ક્રોધ કરીને તે પુરૂષને દ્વંદ્વયુદ્ધ કરવા માટે કહેવા લાગ્યો. જેને રાજકુમારે યુદ્ધ કરવા માટે બોલાવ્યો હતો તે પુરૂષ પ્રૌઢ હતો, માટે તેણે તે સમયને ઘટતો ઉત્તર આપ્યો કે, "તું વિચાર કર્યા વગર કેમ ક્રોધ કરે છે? જો તું વિચાર કરતો હોય તો તારે ચંદ્રમાને ઠપકો આપવો યોગ્ય છે, કારણ કે જેણે આજ રાત્રિમાં પ્રકાશ કર્યો નહીં, પણ અંધારૂં રાખ્યું છે. અથવા તો બ્રહ્માને ઠપકો ઘટે છે, કારણ કે જેણે રાત્રિ ઉપર બાપડા ચંદ્રમાને પૂર્ણ અધિકાર આપ્યો નથી—ને તેને લીધે આ અંધારામાં ફરતાં આવી રીતે નિષ્પ્રયોજન વૈરો ઉત્પન્ન થાય છે." મૃગાંકદત્ત તેના નાગરિક વચનોની યુક્તિ શ્રવણ કરી ઘણો ખુશ થયો, ને બોલ્યો; "તું કહેછે તે યોગ્ય છે. તું કોણ છે?" તે પુરૂષે ઉત્તર આપ્યો કે, "હું ચોર છું." એટલે મૃગાંકદત્તે તેને ખોટું સમજાવ્યું કે, "એમ કે? ત્યારે તો ઠીક મઝા પડશે. હવે તું મારો હાથ પકડ, કેમકે આપણે બંનો એકજ ધંધાદારી છીએ." આમ ખોટી વાર્તા કહી તે શું કામ કરવા માટે જાય છે તે જાણવાની ઇચ્છાથી તેની સાથે મિત્રતા કરી મૃગાંકદત્ત ચાલવા માંડ્યો. ચાલતાં ચાલતાં એક ખડથી ઢાંકેલા જુના કૂવા પાસે તે આવી પોહોંચ્યો. અને તે કૂવામાંથી, મૃગાંકદત્ત તે પુરૂષની સાથે, એક ગુપ્ત સુરંગદ્વારા માયાબટુ રાજાના અંતઃપુરમાં દાખલ થયો. ત્યાં રાજમેહેલમાં દીવા બળતા હતા તેને લીધે મૃગાંકદત્તે તે પુરૂષનું મુખ જોયું તો તુરત જણાયું કે આ તો ચોર નથી; પરંતુ એ તો રાજાનો પ્રતિહાર, ચંદ્રકેતુ છે. પણ રાણીનો પ્રિતમ પ્રતિહાર ચંદ્રકેતુ મૃગાંકદત્તને ઓળખી શકયો નહિ; કારણ કે રાજકુમાર જરા જરા દેખાય એવા એક ખુણા ઉપર જઈને બેઠો હતો, વળી તેણે પોતાનો પોશાક હંમેશ કરતાં જુદોજ ધારણ કર્યો હતો.

જેવો પ્રતિહાર અંતઃપુરમાં દાખલ થયો કે રાજાની રાણી મંજુમતી, જે પ્રતિહાર ઉપર ઘણા દિવસ થયા આશક પડી હતી તે ઉભી

થઇ પ્રિયતમને કંઠે વળગી આલિંગન કરી પડી; અને તેને શય્યા ઉપર બેસારી તરત પૂછ્યું કે, "આજે આ બીજા કયા પુરૂષને લઈ આવ્યા છો ?" એટલે પ્રતિહારે ઉત્તર આપ્યો, "એ તો મારો સખા છે, તું ગભરા મા, વિશ્વાસ રાખ." આ પ્રમાણે ગભરાટમાં પડેલી મંજુમતીને પ્રતિહારે કહ્યું એટલે રાણી બોલી; "મારાં ભાગ્ય સારાં નથી માટે મને કોઇનો વિશ્વાસ આવતો નથી. તેમ ન હોત તો આ પીટયો રાજા, કાળના મુખમાં પોહોંચી ગયો હતો, ત્યાંથી મૃગાંકદત્ત તેને શી રીતે બચાવી શકત?" તે સાંભળી પ્રતિહાર બોલ્યોઃ "પ્રિયે! તું દિલગીર થા નહીં, હું થોડા દિવસમાં મૃગાંકદત્ત અને રાજાને મારી નાખીશ." તે સાંભળીને દૈવયોગથી રાણી તેને કહેવા લાગીઃ "તમે વળી એ તે શી બડાઇ મારો છો? એમજ હતું તો જ્યારે નર્મદાના પાણીમાંના ઝુંડો રાજાને પકડીને અંદર ખેંચી જતાં હતાં ત્યારે તમે સર્વ નાસી કાં ગયા ને એકલા મૃગાંકદત્તે પાણીમાં ઉતરી તેના રક્ષણ માટે તૈયારી કરી હતી, ત્યારે તેં શા માટે તેને માર્યો નહીં? વાત તો એ છે કે તમે તો નાશી ગયા હતા. માટે એવો બડબડાટ કરો નહીં. છાના રહો. જો કોઇ તમારૂં આવું બોલવું સાંભળશે તો શૂરવીર મૃગાંકદત્તથી તમારૂં સત્યાનાશ વલાવ્શે." પેલો પ્રતિહાર તેનાં એવાં વચન સાંભળી એકદમ ગુસ્સે થઇ ગયો; ને તેથી બોલ્યો "રાંડ ચંડાળણી! મને લાગે છે કે તું હવણાં મૃગાંકદત્ત ઉપર પ્રેમાળ થઇ જણાય છે, ને તેથી મારો તિરસ્કાર કરે છે, તો હવણાંજ તે તિરસ્કારનું ફળ જો." આ પ્રમાણે કહી તે ખડ્ગ લઇ રાણીને મારવા તૈયાર થયો. એટલે ત્યાં એકાંતમાં એક ચેટી ઉભી હતી તેણે દોડી આવી તેના હાથમાંની છરીને પકડી લીધી; કે તુરત મંજુમતી ત્યાંથી છટકી બીજા ઓરડામાં નાશી ગઇ. પેલી દાસી હાથવતી છરીને પકડીને અટકાવી રાખવા ગઇ તે વખતે છરીથી તેના એક હાથની આંગળી કપાઇ ગઈ, છતાં દાસીએ પોતાના હાથમાંથી તે છરીને મૂકી તો નહીંજ. પછી હાથમાં છરી લઈ ખીસીયાણો પડેલો ચંદ્રકેતુ પ્રતિહાર, જે માર્ગેથી આવ્યો હતો તે માર્ગે, વિસ્મય પામેલા મૃગાંકદત્તની સાથે, પોતાના ઘર તરફ રવાના થયો.

જ્યારે ચંદ્રકેતુનું ઘર આવ્યું ત્યારે મૃગાંકદત્ત અંધારામાં ગુપ્ત રહીને તેના પ્રત્યે બોલ્યો; "તમારૂં ઘર આવ્યું, માટે તમે ઘેર જાઓ. હવે હું જાઉં છું." ત્યારે તે પ્રતિહારે રાજકુમાર મૃગાંકદત્તને કહ્યુંઃ "તું ઘણો થાકી ગયો છે, માટે અહીંજ સુઈ રેહે." મૃગાંકદત્તને પણ તે પ્રતિહારની ચેષ્ટા જોવાની ઇચ્છા હતી તેથી તેનું કહેવું સ્વીકાર્યું. પછી તે પ્રતિહારે પોતાના એક ચાકરને બોલાવીને કહ્યું કે; "જે ઓ-

રડામાં પેલા મોરને પુર્યો છે, તે ઓરડામાં આ પુરૂષને ઉતારો આપ, અને તેને સુવાનું ગાદલું આપ." પેલો ચાકર 'જોહુકમ' કહી, જે ઓરડામાં મોર બાંધ્યો હતો અને દીવો બળતો હતો તે ઓરડામાં તેને લઈ ગયો અને સુવા માટે તેને ગાદલું આપ્યું. ત્યાર પછી તે ચાકર બાહાર ગયો, એટલે મૃગાંકદત્તે અંદરથી સાંકળ વાસી, પાંજરામાં પુરેલા મોર સામું જોયું. અને વિચાર કર્યો કે, "પ્રતિહારે જે મોર રાજાને બતાવવા કહ્યો છે તે આજ મોર છે." આમ વિચાર કરી તેણે આશ્ચર્ય સહિત મોરના પાંજરાને ઉઘાડી નાંખ્યું કે અંદર બેઠેલો મોર બાહાર નિકળી મૃગાંકદત્તના તરફ સાભિપ્રાય નિહાળીને વારંવાર તેના પગમાં લોટવા લાગ્યો; પછી જમીન ઉપર પડવા માંડયો. રાજકુમાર મૃગાંકદત્તે તેના કંઠ તરફ જોયું તો એક દોરો બાંધેલો જણાયો, એટલે તેણે ધાર્યું કે આ દોરો તેને દુ:ખ આપતો હશે! આ ઉપરથી રાજકુમારે તેના દોરાને ઝટ કાપી નાંખ્યો કે તેના જોતજોતાંમાંજ તે મોર ભીમપરાક્રમ મંત્રી થઇ ઉભો રહ્યો, અને તેનું મન ઉત્કંઠાથી ભરાઈ આવ્યું. રાજકુમાર પોતાના મિત્રને જોઇ તરત તેને કોટી કરી પડ્યો ને આશ્ચર્ય પામીને પૂછયું; "અરે મિત્ર, આ તે શું? તે મને કહે." ભીમપરાક્રમ પોતાના મિત્રનો મિલાપ થવાથી ઘણો પ્રસન્ન થઇ બોલ્યો: "મહારાજ! આ કેમ બન્યું છે તે હું આરંભથી કહું છું તે સાંભળો.

### ભીમપરાક્રમ મંત્રીના પર્યટનની કથા.

જ્યારે હું નાગના શાપને લીધે તમારાથી જૂદો પડ્યો; ત્યાર પછી હું વનમાં ભટકવા લાગ્યો. ફરતો ફરતો એક સીમળાના ઝાડ નીચે જઈ ચઢયો. તે ઝાડની નીચે કોઇએ ગણપતિની મૂર્તિનું સ્થાપન કર્યું હતું. તે મૂર્તિનાં દર્શન કરી તેના મૂળ આગળ વિશ્રાંત થઇને બેઠો; અને વિચાર કરવા લાગ્યોકે, "રે! રે! રાત્રિના જે વૈતાળનું ચરિત્ર જોયું હતું, તે રાજાને જણાવી મેં પોતે મહા બુરૂં કામ કર્યું છે, માટે મને ધિક્કાર છે! પણ હવે હું અહીંજ મારા અપરાધિ આત્માનો ત્યાગ કરૂં તો ઠીક." આમ વિચારી અન્નનો ત્યાગ કરી દેવની આગળ બેઠો. આ પ્રમાણે ઉપવાસ કરતાં કરતાં કેટલાએક દિવસો વિતી ગયા. પછી એક દિવસે તે માર્ગે કોઈ વૃદ્ધ વટેમાર્ગુ આવી ચઢયો. તે માર્ગમાં ચાલવાથી થાકી ગયો હતો, માટે થાક ખાવા માટે તે ઝાડની નીચે બેઠો, અને તે પોતે સજ્જન હતો માટે મારા મુખ તરફ નજર કરીને બોલ્યો, "અરે દીકરા! તું આ નિર્જન વનમાં આમ ઉદાસીન અવતારમાં કેમ બેઠો છે?" આ પ્રમાણે વારંવાર આગ્રહપૂર્વક મને પૂછવા લાગ્યો ત્યારે મેં મારૂં પોતાનું સર્વ વૃત્તાંત તેને યથાસ્થિત કહી બતાવ્યું, એટલે તે વૃદ્ધ વટેમાર્ગુ પ્રેમથી

મને ધીરજ આપીને કહેવા લાગ્યો; "અલ્યા ભાઇ, તું શૂરવીર છે, તોપણુ સ્ત્રીની માફક આત્મહત્યા કરે છે? ધિક્ ભુંડા! એ શું બાયલાપણું! સ્ત્રીઓ પણુ આપત્તિમાં ધૈર્યનો નાશ કરતી નથી તે ઉપર એક કથા સાંભળ.

## કમળાકર અને હુંસાવલીની કથા.

પૂર્વે કોશલા નગરીમાં વિમળાકર નામનો એક રાજા હતો તેને કમળાકર નામનો એક પુત્ર હતો. તે જાણે બ્રહ્માએ કાર્તિકસ્વામી, કામદેવ અને કલ્પદ્રુમને જીતવાની ઇચ્છાથી ઉત્પન્ન કર્યો હોય તેવો તેજસ્વી અને ઉદાર ગુણુશાળી હતો. એવું બન્યું કે એક દિવસે, બંદીજનને વખાણ કરવા લાયક તે કુમારની આગળ, તેના પરિચિત એક બંદીએ એક ગાથા ગાઇ કેઃ—

* पद्मासादनसोत्सव नानामुखरद्विजालिपरिगीतम् ।
कमलाकरमप्राप्ता क्व रतिं हंसावली लभताम् ॥

અર્થઃ—પદ્મ—કમલો મેલવવામાં ઉત્સાહી અને અનેક પ્રકારના શબ્દ કરતાં પક્ષીઓની પંક્તિથી ગવાયેલાં કમલાકર (તળાવને) હંસાવલી (હંસોની પંક્તિ) નહી પામી ક્યાં સુખ મેળવવાની હતી ?

આ પ્રમાણે મનોરથસિદ્ધિ નામનો તે બંદીજન વારંવાર તે ગાથા ગાવા લાગ્યો, ત્યારે રાજકુમાર કમળાકરે તેને પુછ્યું કે, "એ તું શું ગાય છે ?" ત્યારે તે બંદીજન બોલ્યોઃ "મહારાજ! હું ભમતો ભમતો એક વખતે રાજા મેઘમાલીની વિદિશા નગરીમાં જઇ ચઢયો, જે ભૂમિ લક્ષ્મીને ક્રીડા કરવાની ઉદ્યાનભૂમી જેવી શોભે છે. તે નગરીમાં એક દર્દુર નામનો સંગીતાચાર્ય રહેતો હતો, તેને ઘેર મેં ઉતારો કર્યો હતો. તેણે મને એક દિવસે પ્રસંગોપાત કહ્યું; 'કાલે પ્રભાતના રાજપુત્રી હુંસાવલી મારી પાસેથી નવીન નૃત્ય કળા શિખી છે તે કળાચાતુર્ય રાજાની આગળ બતાવશે.' તે સાંભળીને મને પણુ તે જોવાની ઇચ્છા થઇ, ને હું બીજે દિવસે કંઇક યુક્તિ પ્રયુક્તિ કરીને તેની સાથે રાજમેહેલમાં દાખલ થઇ નૃત્યશાળામાં ગયો. ત્યાં ઉમદાં વાજીત્રો વગાડનારાઓ પોતાનાં વાજીત્રો વગાડવા લાગ્યા, એટલે કેસરી કટિવાળી રાજકન્યા હુંસાવળી, પોતાના પિતાની આગળ નૃત્ય કરવા લાગી. તે વખતે તેણે જે પુષ્પનાં આભરણો પેહેર્યાં હતાં તે ચલિત થવા લાગ્યાં. તેના બાહુરૂપ પલ્લવ

---

* આ ગાથામાં અનેક અલંકાર છે. તેમાં શ્લેષની પ્રધાનતાથી બે અર્થ થાય છે. તેમાં પદ્મા એટલે લક્ષ્મી ને દ્વિજાલિ—બ્રાહ્મણોની પંક્તિ એમાં વિશેષ ખૂબી છે.

ઉંચાનિચા થવા લાગ્યા, જે ઉપરથી જાણે યૌવનરૂપ પવનથી ચલાયમાન કામતરૂની લતાજ તે હોયની શું તેવી શોભતી હતી. આવી અનુપમ મૃગાક્ષીને જોઇ, મારા મનમાં એમ થયું કે, 'આ કન્યા યોગ્ય કુમાર, કમળાકર શિવાય બીજો કોઇ પણ ભૂમંડળમાં નથી. જો આ હંસાવલી કન્યા તે કામદેવ જેવા કમળાકર રાજકુમારને વરે તો તેના જેવી કોઈ ભાગ્યશાળી નહિ અને તે પછી કામદેવને પુષ્પનું ધનુષ લેવાનો આગ્રહ પણ શા માટે રહે? માટે આ બાબતમાં હું કંઇક ઉપાય કરૂં.' આમ વિચાર કરી નૃત્ય થઇ રહ્યા પછી હું રાજમેહેલના બારણા ઉપર ગયો અને એક ચિત્ર તૈયાર કરી તે ચિત્રનો પડદો લટકાવીને સઘળાઓને જણાવ્યું કે, 'આ નગરમાં જે કોઈ પણ મારી સાથે ચિત્ર કાઢવામાં સ્પર્ધા કરવા ઈચ્છતો હોય તો તેણે કોઇ ચિત્ર ચિતરવું.' આ પ્રમાણે આખા ગામમાં પ્રસિદ્ધ કર્યું, પણ કોઇ બીજાએ મારા ચિત્ર પડદાને ચિરી નંખાવ્યો નહીં, અને પોતાનું પરાક્રમ બતાવ્યું નહીં. એટલે રાજાએ મને બોલાવ્યો, અને પોતાની પુત્રીના મેહેલમાં ચિત્ર કામ કરવા ઉપર મને અધિકારી નિમ્યો. હે રાજા કમળાકર! પછી મેં તે હંસાવલીના રહેવાના મેહેલના ઓરડાની ભીત ઉપર તમારૂં તથા તમારા ચાકરનું ચિત્ર આલેખ્યું; પરંતુ હું પોતેજ તેને તમારા ચિત્રની વાર્તા કરૂં તો તે કન્યા મને ધૂર્ત સમજે, માટે તે રાજકન્યાને મારે કમળાકર સંબંધે કોઈ યુક્તિથી ઉપદેશ કરવો, આવો મનમાં વિચાર કરી, એક ફક્કડ જુવાન, જે મારો ખાસ મિત્ર હતો તેની સાથે ગુપ્ત સંકેત કરી, તેનો વિશ્વાસ મેળવી, તેને શીખવ્યું કે તું રાજમેહેલમાં જઈ, ગાંડાપણાનો ઢોંગ કરીને કમળાકરના ગુણ, રાજકન્યા તથા તેના ભાઇઓ આગળ ગાજે. પછી તે ઉન્મત્ત બનેલો મિત્ર, તે નગરમાં ગાયન કરતો, નાચતો, કુદતો, દોડતો ફરવા લાગ્યો. એટલે રાજાના કુમારોએ તેનાથી ગમ્મત મેલવવા માટે પોતાની પાસે બોલાવ્યો, અને તેની પાસે ગમ્મત કરાવી. પછી તેને હંસાવલીનાં મેહેલમાં મોકલ્યો. તે ઉન્મત્ત પુરૂષે, તમારૂં ચિત્ર જે મેં ચિતર્યું હતું તે જોયું, ત્યારે ગાંડો ઘેલો કાંગલોકુંગલો થતો તમારી સ્તુતિ કરવા લાગ્યો ને બોલ્યો: 'ઓય ઓય બાપલીયા! ધન્ય ઘડી ધન્ય દહાડો! અહા! આજે તો જેના હાથમાં શંખ અને કમળનાં ચિન્હ છે અને લક્ષ્મીના વિલાસસ્થાનરૂપ કૃષ્ણની પેઠે શંખ ચક્રના લાંછન છે અને અત્યંત લક્ષ્મીવંત તથા અનંત ગુણવંત છે એવા કમળાકર મહારાજના દર્શન થયાં.' જ્યારે આ રીતે રાજપુત્રીએ તે ગાંડાને ગાતો ને નાચતો જોયો ત્યારે: 'આ ગાંડો કોના ગુણ ગાય છે અને તમે કોનું ચિત્ર કાઢયું છે?' આમ તે રાજકન્યાએ મને ઘણા આગ્રહથી પુછ્યું, ત્યારે મેં કહ્યું, 'હે સુંદરિ! આ ઉનમત્તે

ખરેખર આ ચિત્રેલા કુમારને જોયેલો હશે-કે જે રાજકુમારને મેં તેમના અપ્રતિમસૌંદર્યને માટે અત્રે આલેખ્યો છે.' આ પ્રમાણે કહી મેં તેની આગળ તમારા ગુણ ગાયા અને નામ જણાવ્યું કે તુરત હંસાવલીની હૃદય ભૂમિમાં પ્રકાશિક પ્રેમરસનો છંટકાવ થયો અને કામરૂપી નવપલ્લવ વૃક્ષ ઉગી નિકળ્યું. એવામાં તે કન્યાનો બાપ ત્યાં આવ્યો; તેણે આ ગાંડાને આ પ્રમાણે નાચતો કુદતો જોયો કે તુરત તેને અને મને ઘરમાંથી કાઢી મૂક્યાં. એ દિવસથી રાજકન્યા તમારા ઉપર અતિ ઉત્કંઠિત થઇ દિવસે દિવસે ગળવા લાગી; અને કૃષ્ણપક્ષના ચંદ્રની કળા માફક કેવળ તે શોભા માત્રમાંજ બાકી રહી ગઇ પછી તેણીએ યુક્તિથી મંદવાડનો ઢોંગ કીધો ને પછી પિતાની આજ્ઞા લઇ પીડા હરનારા શ્રી ભગવાનના મંદિરમાં ઉદાસીચિતથી જઇને રહી. તે રાત્રિ દિવસ તમારો સમાગમ કરવાની ચિંતા કર્યા કરતી હતી ને તેને લીધે તેને નિદ્રા આવતી નહીં. વળી વિરહવેદનાને લીધે તે ચંદ્ર અને ચાંદનીને પણ સહન કરી શકતી નથી; અને રાત છે કે દહાડો તે પણ જાણતી નહોતી; પણ માત્ર તમારો ને તમારોજ વિચાર કર્યા કરતી હતી. એક દિવસે હું, મંદિર જાણી તેની અંદર ગયો એટલે તે કન્યાએ મને દીઠો; કે તુરત પોતાની પાસે બોલાવી મંગાવી, મારૂં સારૂં સન્માન કરી, વસ્ત્ર તથા આભૂષણોની બક્ષીસ આપી. પછી હું ત્યાંથી બાહાર નિકળી ચાલ્યો, ત્યાં તેણે મને જે વસ્ત્રો આપ્યાં હતાં તેમાંના એક વસ્ત્રની ભરેલી કોરમાં તમારે માટે એક ગાથા લખેલી જણાઇ જે મેં હમણાં ગાઈ તે હતી. તે ગાથા ફરીથી સાંભળો:-

पद्मासादनसोत्सव नानामुखरद्विजालिपरिगीतम् ।
कमलाकरमप्राप्ता क्वरतिंहंसावली लभताम् ॥

અર્થ:-પદ્મ-કમલો મેલવવામાં ઉત્સાહી અને અનેક પ્રકારના શબ્દ કરતાં પક્ષીઓની પંક્તિથી ગવાયેલાં કમલાકર (તળાવને) હંસાવલી (હંસોની પંક્તિ) નહી પામી ક્યાં સુખ મેળવવાની હતી?

જ્યારે મેં આ ગાથા આખી વાંચી ત્યારે મને તેનો મનોભિપ્રાય જણાયો ને જાણ્યું કે તે તમારે માટે બહુ દુ:ખી થાય છે, ને તેથી હું તે ગાથાનો અભિપ્રાય તમને જણાવવા માટે તમારી આગળ આવીને તે ગાથા બોલ્યો હતો. ને જે વસ્ત્રમાં તે સુંદરીએ ગાથા લખી છે તે વસ્ત્ર આ રહ્યું." આમ બોલી કમળાકરને તે વસ્ત્ર બતાવ્યું. રાજા કમળાકરે તે બંદીનું આવું વચન સાંભળ્યું ને તે ગાથાવાળું વસ્ત્ર જોયું એટલે તે અત્યંત હર્ષમાં આવી ગયો, ને હંસાવલી નેત્રદ્વારા કે કર્ણદ્વારા, તેના અંત:કરણમાં ક્યાંથી

ઘુસી ગઇ તે તે જાણી શક્યો નહીં, તોપણ તેનોજ વિચાર કરવા લાગ્યો.

હવે એવું બન્યું કે તે ઘણોજ ઉત્કંઠિત થઇ તેને મેળવવાના ઉપાયો મનમાં રચતો હતો. એવામાં તેના પિતાએ, પોતાના પુત્રને બોલાવી કહ્યું: "હે પુત્ર! આળસુ રાજાઓ મંત્રથી બાંધેલા સર્પની માફક નાશ પામે છે; અને જ્યારે તે નાશ પામ્યા ત્યારે ફરીથી તેનો ઉદય કેમ કરી થઇ શકે? તેં સુખ ભોગવીને હજી સુધી વિજયની ઇચ્છા તરફ નજર કરી નથી, માટે તું આળસ મૂકી દે. હું બેઠો છું તેવામાંજ ઉદ્યમી થા, અને મારા શત્રુ અંગ રાજાપર ચઢાઇ કરીને તેનો પરાજય કર." દેશમાં ગોંધાયલો રાજકુમાર, પિતાનું આ વચન સાંભળી મનમાં ઘણોજ પ્રસન્ન થયો; અને પોતે શૂરો હતો, વળી પોતાની પ્યારી તરફ જવાની ઇચ્છા હતી તેથી તેણે, પિતાના વચનને અંગિકાર કરી, યુદ્ધ યાત્રા જવાનું નક્કી કીધું. પછી તેના પિતાએ સેનાને હુકમ કર્યો કે તમે તેની સાથે જાઓ, એટલે સેના તૈયાર થઇ. પછી તે રાજકુમાર પૃથ્વી કંપાવતો તથા શત્રુનાં હૃદયો ધ્રુજાવતો, અગણીત સેના સહિત યુધ્ધે ચઢયો. ચાલતાં ચાલતાં કેટલીક, કુચ કર્યા પછી અંગરાજાની સેનાને પકડી પાડી, અને જ્યારે સામો હલ્લો આવ્યો ત્યારે કુમાર કમળાકરે તેની સાથે મોટું યુદ્ધ કર્યું. યુદ્ધમાં તેજસ્વી અગસ્ત્યે જેમ સમુદ્રનું પાન કર્યું હતું તેમજ રાજકુમારે શત્રુના બળનું પાન કર્યું:. વિજય મેળવ્યો, અને રાજાને જીવતો પકડયો. ત્યાર પછી તેણે અંગના રાજાને કેદ કરી, બેડી પેહેરાવી, મુખ્ય પ્રતિહારને સેનાના માણસો આપી, પોતાના પિતાની હજુરમાં મોકલી દીધો; અને તે મુખ્ય પ્રતિહારને મ્હોડે સંદેશો કહેવરાવ્યો કે, "પિતાજી! હું હવે બીજા શત્રુઓનો પરાજય કરવા માટે જાઉ છું." આમ સંદેશો કહાવ્યા પછી તે રાજકુમાર ક્રમવાર બીજા શત્રુઓને જીતતો જીતતો વિદિશા નગરીની નજીકમાં જઇ પોહોચ્યો.

અને શેહેર બાહાર પોતાનો પડાવ નાંખી હંસાવલીના પિતા મેઘમાલીને, એક એલચી મોકલી કહાવ્યું કે, 'તારી કન્યા પરણાવ.' દૂતે જઈ મેઘમાલીને તે સંદેશો કહ્યો; ને રાજા મેઘમાલીએ દૂતદ્વારા જાણ્યું કે કમળાકર શત્રુ તરીકે આવ્યો નથી, પણ કન્યા પરણવા માટે આવ્યો છે; અને તે રાજકુમાર ઘણોજ ઉત્તમ છે; એટલે પોતે હર્ષથી રાજકુમાર કમળાકરની છાવણીમાં ગયો. કુમારે તેનો સારી રીતે આદરસત્કાર કીધો, અને મેઘમાલીએ પણ તેનું સારી રીતે આદરાતિથ્ય કરી કહ્યું કે, "શા માટે જે કાર્ય એક દૂતદ્વારા થાય તેવું હતું તે કાર્યમાં તમે જાતે આટલો બધો શ્રમ લીધો? હું પોતેજ તમારી સાથે વિવાહ કરવામાં પ્રસન્ન હતો, અને તેનું કારણ સાંભળોઃ જ્યારે મારી પુત્રી બાલ્યાવસ્થામાં હતી ત્યારે તે

વિષ્ણુનું પૂજન કરવામાં સદોદિત તત્પર રહેતી હતી. તે વખત તેનું અંગ સરસડાના પુષ્પ જેવું કોમળ હતું. તેના અંગની કોમળતા જોઇ મારા મનમાં ચિંતા પેદા થઈ કે, 'આવી ગુણવાન કન્યાને યોગ્ય કોણ જાણે કેવોએ પતિ મળશે! ખરેખર તેવો કોઈ વર શોધવો જોઈએ.' આમ વિચાર કર્યા પછી, મેં મારી કન્યા માટે વરની શોધ કરી, પરંતુ યોગ્ય વર કોઈપણ સ્થળે જણાયો નહીં. ત્યારે મારા મનમાં અફસોસ થયો, ને તેને લીધે રાત્રિમાં ઉજાગરો થવા લાગ્યો, અને ઉજાગરાથી મંદવાડ ઉત્પન્ન થયો. તે રોગની પીડામાંથી છુટવા માટે મેં પરમાત્મા શ્રીવિષ્ણુની પૂજા કરી ને તેને વિનતિ કરી. તે પછી એક રાત્રિએ હું સુતો હતો ને સ્વપ્નામાં નિદ્રાવશ હતો, તેવામાં વિષ્ણુએ મને આજ્ઞા કરી, 'હે પુત્ર! હંસાવલી, કે જેની ચિંતાથી તને તાવ આવ્યો છે તેને તારા અંગપર હાથ ફેરવવા દે એટલે તારો તાવ ઉતરી જશે. મારી પૂજા કરવાથી તેનો હાથ એવો પવિત્ર થયો છે કે તે કન્યા જેના જેના અંગપર હાથ ફેરવશે તેનો તેનો તાવ, અસાધ્ય હશે તોપણ, અવશ્ય નાશ પામશે. તારે હવે તે કન્યાના વિવાહની ફીકર કરવી નહીં; કારણ કે રાજકન્યાનો પતિ કમળાકર નિર્માણ થયો છે. પણ એ કન્યા થોડોક વખત પીડા ભોગવશે ખરી !" આ પ્રમાણે વિષ્ણુએ મને આજ્ઞા કરી, તેવામાં તો પ્રભાત થયું અને મારી નિદ્રા ઉડી ગઇ. પછી હંસાવલીએ મારા અંગને પોતાનો હાથ અરાડ્યો એટલે મારો તાવ ઉતરી ગયો. આ પ્રમાણે તમારા બન્નેનો સમાગમ દૈવેજ નિર્માણ કરી મૂકયો છે, માટે હું હંસાવલીનાં લગ્ન તમારી સાથે ઘણા પ્રેમથી કરીશ."

આ પ્રમાણે કહી, લગ્ન કરવાનો નિશ્ચય કરી, રાજા મેઘમાલી પોતાના નગરમાં આવ્યો, અને ઘરના સર્વને તે વાર્તા કહી બતાવી. તે વાત હંસાવલીએ છાનામાના સાંભળી, એટલે પોતાની એક સખી, કનકમંજરીને કહ્યું: "અલિ સખી ! તું જા અને જો કે આપણા ચિત્રપટ ઉપર આળખેલો જે રાજકુમાર છે તેજ આ છે કે બીજો છે. કારણ કે મારા પિતા, ભયના માર્યા તે નામનો કોઇ બીજો કુંવર સેનાસહિત આવ્યો હોય તેને અર્પણ કરી દેતા તો નથી તે તપાસવાનું છે." આ પ્રમાણે તેણે પોતાની સખી કનકમંજરીને કહીને મોકલી. કનકમંજરીએ માથે જટા બાંધી, મૃગચર્મ ઓઢયું, જનોઈ પેહેર્યું, હાથમાં રૂદ્રાક્ષની માળા લીધી અને એક સાધુડીનો વેશ ધારણ કર્યો. પછી તે રાજકુમારની છાવણીમાં ગઇ; અને ત્યાં તેના માણુસોએ અંદર ખબર આપી એટલે જોગણના વેશમાં રહેલી તે સખી અંદર દાખલ થઇ. ત્યાં જઇ જોયું તો રાજકુંવર કામદેવના ત્રણ જગતને જીતવાના મોહનમંત્રાયુધનો અધિષ્ઠાતા દેવ હોય તેવો શો-

બતો હતો. તેજ વખતે તેના સૌંદર્યથી પોતે જાણે સમાધિમાં લીન થઇ ગઇ હોય તેમ થઇ ગઈ ને થોડીકવાર જડભરતપેરે તેના સામા તગરતગર જોઇ રહી. તે વિચારના વમળમાં પડી ગઇ ને મનમાંજ બોલી કે: "જો મારાં આવા રાજકુમારની સાથે લગ્ન થાય નહીં તો મારા જીવતરને ધિક્કાર છે. હવે ગમે તે થાઓ, પરંતુ જે ઉચિત હશે તેજ કરીશ." આમ વિચારી તે રાજકુમારની સમીપમાં ગઈ અને તેને આશીર્વાદ આપી એક ઉત્તમ મણિ આપ્યો. રાજકુમારે તેનો આદરસત્કાર કીધો, અને મણિ લીધું. પછી તે જોગણું રાજકુમાર પ્રત્યે બોલી: "મહાશય! મણિનો ચમત્કાર મારા જોવામાં વારંવાર આવ્યો છે. આ મણિ શરીર ઉપર ધારણ કરવાથી શત્રુનાં તિક્ષ્ણ શસ્ત્રો અટકી પડે છે. આવું ઉત્તમ મણિ મેં તમારા ગુણ ઉપર વારી જઇને તમને અર્પણ કર્યું છે. હે રાજકુમાર! જેવું આ મણિ તમને ઉપયોગી છે, તેવું મને ઉપયોગી નથી, માટે લ્યો!" આ પ્રમાણે કહ્યા પછી રાજકુમારે તેને ભીક્ષા લેવા માટે કહ્યું, ત્યારે તેણે ગાંગાંતલ્લાં માર્યાં ને કહ્યું, 'હું તો એક ઘરનીજ ભીક્ષા લઉ છું એવું મારૂં વ્રત છે.' આમ કહી ના પાડીને તે ત્યાંથી ચાલી ગઇ.

પછી તેણે સાધુડીનો વેશ ત્યાગ કર્યો અને પોતાનું મુખ ઉદાસી જેવું કરી હંસાવલીની પાસે ગઇ, અને હંસાવલીએ તેને પુછ્યું કે 'તું શું કરી આવી?' ત્યારે તેણે આ પ્રમાણે ખોટી વાર્તા કહી: "બેનરે! મારે તો રાજાનું કાવત્રુ તારા આગળ કેહેવું યોગ્ય નથી, તોપણ તારા પ્રત્યેના મારા પ્રેમને લીધે હું કહું છું. હું સાધુડીનો વેશ લઇ તારી પાસેથી તે રાજપુત્રની તરફ ચાલી ગઇ અને જ્યાં તેની સેનાનો પડાવ પડયો હતો ત્યાં ગઇ તો એક પુરૂષે પોતેજ મને કહ્યું: "અરે ભગવતિ! તમે પણ શું ભૂતવિદ્યા અને તંત્રવિધિ જાણોછો કે?" તે સાંભળી મેં તે પ્રતિહાર જેવા જણાતા માણસને કહ્યું: "હા! હું તે સારી રીતે જાણુંછું; કારણકે મારી આગળ તે વસ્તુ વળી શી ગણતરીમાં હોય?" પછી તેજ માણસ, મને તેજ વખતે, રાજકુમાર કમળાકરની પાસે લઈ ગયો. હું રાજકુમારની પાસે ગઇ અને જોઉછું તો તેને ભૂત વળગેલું જણાયું ને તેના માથાપર સિંગડાં હતાં; અને તેની પાસેના માણસો તે છુપાવવાનો પ્રયત્ન કરતા હતા. તે શિવાય તેની પાસે કંઇ મંત્રતંત્રના છોડવા ને એક જાદુઇ મણિ બાંધેલો હતો. તે જોઇને તો મારૂં મન ઉદાસીમાં આવી ગયું. પછી મેં ધંતરમંત્તર કરી ખોટી રીતે તેનું ભૂત ઉતાર્યું, અને પછી કહ્યું કે, 'હું કાલે સવારે આવી એના રોગની શાંતિ કરીશ!' આમ કહી તેજ વખતે ત્યાંથી બહાર નિકળી ગઈ. અને તે પછી આવું અણધાર્યું સંકટ આવી પડયું તેથી સંતાપ કરતી હું ત્યાંથી ચાલી આવી, ને તે સર્વ વાત તને જણાવી. હવે શું કરવું તે કામ તારૂં છે."

જ્યારે, વગર શંકાએ હંસાવલીએ આ પ્રમાણેની કૃત્રિમ વાર્તા, પોતાની સખીના મુખથી સાંભળી ત્યારે, તેને તોપનો ગોળો વાગે ને ભય પ્રાપ્ત થાય તેવું થયું, ને તે નિરાશ મૂખડે બોલી: "હાયરે! ઓ મત્સર ભરેલા દૈવડા! તું જ્યારે પૂર્ણ સુખના સાગરમાં લહેરીઓ ખાતા હોઇએ ત્યારે ઝટપટ ડુબાડી દે છે! હાય! હાયરે! ચંદ્રમાં કલંક કીધું તે તેના સર્જનારને કલંકીત કરે છે. આ રાજકુમાર, મેં જેને કદી જોયો નહોતો તેને, મેં મારો પ્રાણેશ કીધો ને તે તો આવો નિવડ્યો હવે તે શું કરૂં? પણ હવે તો સારો માર્ગ એ છે કે કાંતો મારે મરવું અથવા અરણ્યમાં જઈને વસવું. પણ હવે મારે શું કરવું તે, હે સખી! મને કેહે, કે કીયો માર્ગ ઉત્તમ છે?" જ્યારે તે નિષ્કપટી સુંદરીએ આ પ્રમાણે કહ્યું. ત્યારે કપટી કનકમંજરીએ જવાબ દીધો: "તમારી કોઇ લોંડીને, તમારો પોષાક પેહેરાવી, તમારી જગે બેસાડી પરણાવી ઘો, અને ચાલો આપણે કોઈ અરણ્યમાં નાશી જઇયે; કેમકે કામમાં ગુંથાયલા માણસો તે વખતે એવી હાલતમાં હશે કે કોઇ કંઇ જાણી શકશે નહીં."

તે સાંભળી રાજકન્યાએ પોતાની દુષ્ટ સખીને કહ્યું: "ત્યારે તુંજ મારો પોશાક પેહેરીને તે રાજપુત્ર સાથે પરણ. કારણ કે તારા કરતાં વળી બીજી મારી કોણ અંગની સખી છે?" આ પ્રમાણે હંસાવલીએ કહ્યું, એટલે પાપિણી કનકમંજરી બોલી: "ઠીક ઠીક! બેહેન બા સાહેબ! તમે ખુશી થાઓ, હું યુક્તિથી એ કામ પાર ઉતારીશ, પછી મારૂં જે થવાનું હશે તે થશે. પણ વખત આવે ત્યારે તમને જેમ કહું તેમ તમારે કરવું." આ પ્રમાણે તેને ધૈર્ય આપી, પોતાની એક વિશ્વાસ પાત્ર અશોકકરી નામની સખી હતી તેની પાસે કનકમંજરી ગઇ, અને પોતાની ગુપ્ત વાર્તા તેને કહી. પછી તે અશોકકરી સાથે શું કરવું તેની સંતલસ કરી, જેનું મન ઉદાસ હતું એવી હંસાવલીની પાસે તે બંનો ત્રણ દિવસ સુધી રહ્યાં.

અને જ્યારે વિવાહનો મંગળ દિવસ આવ્યો તે દિવસે સાયંકાળે વરરાજા કમળાકર ગજ અશ્વ રથ અને પેદલ સેના સહિત નગરમાં ભારે દબદબા સહિત પરણુવા માટે આવ્યો. આ વખતે સઘળાં માણસો વિવાહની ધામધૂમમાં ગુંથાઇ ગયાં હતાં. તે વખતે બીજી ચાકરડીયોને બાહાર કાઢી, હંસાવલીને શણગારવાના બાહાનાથી, તેના એકાંતભવનમાં ત્રણે જણાં ગયાં અને કનકમંજરીએ તેનો પોશાક ઉતારી પોતે પેહેર્યો, અને અશોકકરીનો પોશાક હંસાવલીને પેહેરાવ્યો અને અશોકકરીએ કનકમંજરીનો પોશાક પેહેરી લીધો. જ્યારે રાત્રિ પડી ત્યારે કનકમંજરી હંસાવલીને કહેવા લાગી કે, "આ નગરીના પશ્ચિમ તરફના

દરવાજામાંથી બાહાર નિકળી, એક ગાઉપર જ્યાં એક પુરાણું શીમળાનું વૃક્ષ છે, ત્યાં આપ જાઓ, અને તેની બખોલમાં છુપાઇને બેસો ને મારા આગમનની વાટ જુઓ. ત્યાં હું તમારૂં કાર્ય કર્યા પછી એકદમ તમારી પાસે આવીશ." આ પ્રમાણે કપટી સખીએ હંસાવલીને જે જે કહ્યું તે હંસાવલીએ કબૂલ કર્યું અને 'બહું સારૂં' આમ કહી પોતાની સખીનો પોશાક ધારણ કરીને રાત્રિને વખતે અંતઃપુરમાંથી નિકળી; અને શેહેરના દરવાજામાં ઘણા માણસની ભીડ ઝામી રહી હતી તેમાંથી કોઇ ઓળખે નહીં તેમ બાહાર નિકળી ગઇ અને તે શામળાના વૃક્ષના થડ આગળ ગઈ. જ્યારે તેણે તેની બખોલમાં નજર કરી ત્યારે તેની અંદર ઘાડું અંધારૂં જોવામાં આવ્યું, એટલે તે ભયની મારી અંદર પેઠી નહિ, પણ તેની પડોસમાં વટવૃક્ષ હતું તેના ઉપર ચઢી ગઇ. ત્યાં તે પાંદડાંમાં પોતાનું શરીર ઢાંકીને છુપાઈ રહી ને પેલી કપટી સખીની વાટ જોવા લાગી; કેમકે તે પોતે નિખાલસ અંતઃકરણની ને નિષ્કપટી હતી તેથી તે દુષ્ટ સખીના દુષ્ટ વિચાર તેણે જાણ્યા નહતા.

હવે આહી રાજમેહેલમાં વિવાહનો વખત થયો. અને તે મંગળ સમય નજીક આવ્યો ત્યારે રાજાએ હંસાવલીનો વેશ ધારણ કરીને બેઠેલી કનકમંજરીને વેદિની સમીપમાં લાવીને બેસારી. તેણે મુખ ઉપર ચુંદડીનો ઘુંઘટો તાણ્યો હતો તેથી કોઈ પણ તેને ઓળખી શક્યું નહીં, એટલે નિશંકતાથી રાજકુમાર કમળાકર તે ગૌરવર્ણિ લોંડી સાથે પરણ્યો. પરણવાની સર્વ ક્રિયા થઇ રહ્યા પછી શુભમૂહૂર્ત હતું તેથી રાજકુમાર હંસાવલીને અને તેની સખી અશોકકરીને સાથે લઈ, નગરના પશ્ચિમ મૂખના દરવાજા તરફથી છાવણી તરફ જવા નિકળ્યો. જતાં જતાં રસ્તામાં શીમળાના વૃક્ષ નજીક રાજકુમાર આવી પોહોચ્યો; કે જે વૃક્ષની પડોસમાં આવેલા વટવૃક્ષ ઉપર પાંદડાંના ગુચ્છામાં હંસાવલી-કે જે બાપડીને ઘણી ઘાતકી રીતે ઠગી હતી તે, છુપાઇને બેઠી હતી. તે શીમળાનું વૃક્ષ આવ્યું એટલે રાજાની પાછળ હાથી ઉપર બેઠેલી વેશધારી હંસાવલી, ભયભીતપણાનું ડોળ ઘાલી રાજાને કંઠે વળગી પડી. રાજાએ અતિ આતુરતાથી તેને ભયભીત થવાનું કારણ પુછ્યું, એટલે કનકમંજરી રડતી રડતી બોલી: "આર્યપુત્ર! મને યાદ છે કે ગઈ રાતના મને એક સ્વપ્નુ આવ્યું હતું. જેમાં એવું જણાયું હતું કે આ શીમળાના વૃક્ષમાંથી, રાક્ષસીના જેવી એક સ્ત્રી નિકળી મને પકડીને ખાવાની શરૂઆત કરવા લાગી. એવામાં કોઈ એક બ્રાહ્મણે દોડતા આવી તેના હાથમાંથી મને છોડાવી; અને તે બ્રાહ્મણે મને ધીરજ આપીને કહ્યું કે, 'પુત્રિ! તું આ શીમળાના ઝાડને બળાવી નાખજે; અને તેમાંથી કદી કોઇપણ સ્ત્રી જો નિકળે તો તેને તેમાં

પાછી હોમી દેજે. આમ કરવાથી તારૂં સર્વ સારૂં થશે.' આ પ્રમાણે કહી તે બ્રાહ્મણ અંતર્ધાન થઇ ગયો, અને હું જાગૃત થઇ. હવણાં આ વૃક્ષ જોઇને મને તે સ્વપ્ન યાદ આવ્યું, તેને લીધે હું બીહી ગઇ છું!!" આ પ્રમાણે વેશધારી હુંસાવલીએ રાજાને જણાવ્યું એટલે રાજાએ પોતાના માણસોને હુકમ કર્યો કે આ શીમળાના વૃક્ષને અને તેમાં રહેલી સ્ત્રીને બાળી મૂકો. એ સાંભળી માણસોએ તે શીમળાના વૃક્ષને બાળી નાખ્યું, અને વેશધારી હુંસાવલીએ ધાર્યું કે તેની શેઠાણી બળી મુઇ, કેમકે તે અંદરથી બહાર નીકળી નહીં; ને તેથી તે ઘણી ખુશી થઈ. અને પછી કમળાકર, તે આનંદમગ્ન કનકમંજરીને, ખરી હુંસાવલી માનતો પોતાની છાવણીમાં લઇ આવ્યો. ને બીજે દિવસે પ્રભાતમાં પોતાની કોશલ નગરી તરફ રવાના થયો, અને થોડા દાહાડામાં પોતાની નગરીમાં પોહોચી ગયો; જ્યાં તેનો પિતા, પુત્રે દિગ્વજય કર્યો તેને લીધે તેના ઉપર ઘણોજ પ્રસન્ન થયો અને તેને રાજ્ય ગાદી ઉપર બેસારી ઇશ્વિર સ્મરણ કરવા માટે પોતે વનમાં ચાલ્યો ગયો. પછી રાજા કમળાકર, હુંસાવલીનો વેશ ધારણ કરનારી કનકમંજરીને પોતાની પટ્ટરાણી બનાવી સમગ્ર પૃથિવિનું રાજ કરવા લાગ્યો. પણ કનકમંજરીના મનમાં ઘણો ભય હતો. તેણે વિચાર્યું કે, જો 'આ મનોરથસિદ્ધિ મને ઓળખી કાઢશે તો મારો ભવાડો થશે, માટે તેને દૂર કઢાવું; આમ ધારી તેને ખોટા ઉપાય કરી દુરનો દુર રાખ્યો.

હવે આપણે હુંસાવલીની સ્થિતિ જોઈએ. જ્યારે તે રાતના, તે વડ ઉપર રહેલી હુંસાવલીએ, આ સર્વ વાર્તા સાંભળી અને સર્વ વૃત્તાંત પ્રત્યક્ષ જોયું, ત્યારે તેણે જાણ્યું કે મને કપટ કરીને છેતરવામાં આવી છે. તેથી, જ્યારે તે જગ્યા ઉપરથી કમળાકર ચાલ્યો ગયો ત્યાર પછી પોતે વિચાર કરવા લાગી કે, "અરે રે!!! મારી ઘાતકી સખીએ કપટ કરીને મારા પતિનું હરણ કર્યું છે! પણ હાય હાય! વળી તે દુષ્ટા તો મને આ ઝાડમાં પેસારી બાળી નંખાવી, મારી તરફની ચિંતામાંથી મુક્ત થવાની ઇચ્છા કરતી હતી. પણ જે માણસ દુર્જનનો વિશ્વાસ કરે છે તેવો કયો માણસ સુખ પામે છે? માટે હવે આ શીમળાનું ઝાડ મારે માટે બળી ગયું તો હું તેના અંગારામાં મારૂં શરીર નાંખી, તે વૃક્ષના ઋણમાંથી મુક્ત થાઉં." આ પ્રમાણે વિચાર કરી વટવૃક્ષ ઉપરથી તે નિચે ઉતરી મરવા માટે તૈયાર થઇ, પણ દૈવયોગે તેનું મન શાંત થયું અને વિચાર કરવા લાગી કે, "હું મારા આત્માની વૃથા હત્યા શા માટે કરૂં? હું જો જીવતી રહઇશ તો કોઇ કાળે પણ તે દ્રોહ કરનારી પાપણી સખીના વેરનો બદલો લઇશ. જ્યારે

મારા પિતાને તાવ આવ્યો હતો ત્યારે સ્વપ્નામાં વિષ્ણુએ કહ્યું હતું કે, તારી પુત્રી જ્યારે તને હાથ અડાડશે ત્યારે તારો તાવ ઉતરી જશે; અને પછી કહ્યું હતું કે, 'તારી પુત્રી કમળાકરને પરણશે; કેમકે તે તેનો લાયક ને નિર્માણ થયેલો પતિ છે, પરંતુ તેને કેટલાએક દિવસ સુધી સંકટ ભોગવવું પડશે.' માટે હવણાં કોઇ સ્થળે જઇ હું તે સારા દિવસોની વાટ જોઉ." આવો તેણે ઠરાવ કર્યો, તે પછી તે કોઇ નિર્જન વનમાં જવાને નિકળી.

તે ઘણેજ દૂર અરણ્યમાં ગઇ, અને ઘણી થાકી ગઇ, તેથી તેના ચરણ લડથડીયાં ખાવા લાગ્યા. એવામાં જાણે રાત્રિને દયા આવી હોય ને તેને માર્ગ બતાવવા માટે પોતે જતી હોય તેમ અન્તે પ્રભાત થયું. અને તે કન્યાને જોવાથી જાણે દયાળું થઇ દ્રવતુ હોય તેમ આકાશ ઝાકળરૂપી અશ્રુઓનો વર્ષાદ ઝરવા લાગ્યું. અને ગુણવાનના બંધુસમાન સૂર્યનારાયણ દેવને તેનાં અશ્રુ જોઇ દયા આવી હોય, ને જાણે તેનાં અશ્રુઓને લુછતો હોય તેમ પોતાના કિરણોને ફેલાવ્યાં; અને આશા*ને ખુલી કરી તેને શાંતિ આપી. આ પ્રમાણે સૃષ્ટિએ સહાયતા આપવાથી તે કન્યાના મનમાં ધીરજ આવી, ને તે પોતે મનુષ્યોનો અવરજવર નહી તેવે માર્ગે ચાલવા લાગી, જેથી કોઇ મનુષ્ય તેને જોઇ શક્યું નહીં. વગર પગથીના માર્ગે ચાલવાથી તેના ચરણ દર્ભ તથા કાંટાથી વિધાઇ ગયા. આવી રીતે ચાલતાં ચાલતાં ઘણીવારે જાણે 'અહીં આવ, અહીં આવ!' આ પ્રમાણે બોલાવતા હોય તેમ ગુંજારવ કરતા ભ્રમરાઓથી શોભાયમાન એક વનમાં તે ગઈ. લતાના ગુંછળાઓવાળા ઝાડ, પોતાની ડાળ સહીત કંપી રહ્યાં હતાં; તે જાણે સાદ કરતા હોય તેમ જણાતું હતું. પછી પવન ખાતી થાક ઉતારતી રાજકુમારી શાંત થઈને તે વનમાં પેઠી. પતિ માટે ઉત્કંઠિત થયેલી રાજકુમારી, વસંતઋતુને લીધે ચારે તરફ પુષ્પિત થયેલા આંબાનાં વૃક્ષ ઉપર બેઠેલી કોયલોના મનહર કૂહૂ કૂહૂ શબ્દો જ્યાં થઈ રહ્યા હતા એવા વનને ચારે બાજુથી નિહાળી કંઇક શાંતિ ને કંઇક ઉદ્વેગને પામી. પછી ઉદાસી થયેલી પેલી રાજકુમારી મનમાંજ બોલી: "આ પુષ્પના પરાગથી પીળો જણાતો મલયાચલનો પવન જો કે અગ્નિપેરે મને અહીં બાળે છે, અને વૃક્ષ ઉપરથી નિચે પડતાં આ પુષ્પના ઢગલાઓ, તથા ભ્રમરાઓના ગુંજારવ, તે મને કામદેવના બાણના સમૂહની પેઠે દુઃખ આપે છે, તોપણ હું તો આ પુષ્પો વડે શ્રીપતિની† પૂજા કરીશ; અને આજ વનમાં મારા પાતિકનો નાશ કરીશ." આવો વિચાર કરી તે

---

* આશા=દિશા.

†શ્રી=લક્ષ્મિ ને પતિ=ધણી. અર્થાત્ શ્રી પતિ એટલે લક્ષ્મિપતિ=વિષ્ણુ.

કન્યાએ એક વાવમાં સ્નાન કરી ફળાહાર કર્યો અને દરરોજ કમળાકર પતિ મળવાની ઈચ્છાથી શ્રીપતિના પૂજનમાં એક ચિત્ત થઈ લાગી રહી.

હવે અહિં કોશલા નગરીમાં દૈવયોગે કમળાકરને ઘણો મોટો ચોથીઓ તાવ લાગુ પડ્યો. તે જોઈ પેલી વેશધારી હંસાવલી કનકમંજરી બીવા લાગી ને તે પોતાના મનમાં નિચે પ્રમાણે વિચાર કરવા લાગી કે: "આ અશોકકરીને હું સાથે લઇ આવી છું તે એક ભય તો મારી સમીપમાં ઉભું છેજ, કે રખેને તે મારી ગુપ્ત વાર્તા બાહાર પાડે, તેમાં વળી આ બીજું ભય આવ્યું. કેમકે હંસાવલીના પિતાએ ઘણા માણસોની સમક્ષમાં કહ્યું હતું કે, 'મારી પુત્રી જેને હાથ લગાડે તેનો તાવ જાય છે.' અને તે વાર્તા મારા પતિ આગળ પણ કહેલી છે. તેથી જો હવણાં રાજા તાવમાં સપડાયા છે તેને જો તે વાત યાદ આવશે ને મને કહેશે, તો હું તાવ ઉતારી શકીશ નહીં, કેમકે મારામાં તે શક્તિ નથી, ને તેથી મારૂં ભોપાળું ભડાક દેતુ કે ફુટી જશે અને મારા બારવાગી જશે. માટે આ ભોપાળું ઢાંકવા સારૂં મને આગળ એક જોગણે જ્વરનું ચેટક બતાવ્યું છે તે મંત્રને વિધિ પ્રમાણે હવણાં સાધવા માંડું; અને તેજ ચેટકમાં યુક્તિ કરીને આ અશોકકરીનો નાશ કરૂં. કારણ કે તે સિદ્ધને જો મનુષ્યનાં શરીરનો અર્ધ વિગેરે મળશે તો તે સિદ્ધ અભીષ્ટ વસ્તુ આપશે. આ ઉપાય કરવાથી રાજાનો તાવ પણ ઉતરી જશે અને અશોકકરીનો પણ નાશ થશે. આ પ્રમાણે મારાં બન્ને દુઃખ શાંત પડશે—એક પંથ ઔર દો કાજ સરશે. આમ કર્યા શિવાય મારૂ સારૂં થાય એમ હું જોતી નથી."

આવો વિચાર કરી તેણે પોતાની દાસી અશોકકરી આગળ જેટલી વાત તેને અનુકૂળ પડે તેવી હતી તેટલી કહી બતાવી; પરંતુ તે મંત્ર સાધનામાં મનુષ્યનો વધ કરવો પડે છે તે વાર્તા જણાવી નહીં. અશોકકરીએ તે સાધના કરવામાં ટેકો આપ્યો અને પોતે સર્વ સામગ્રી લઇ આવી. પછી કનકમંજરીએ યુક્તિપ્રયુક્તિથી દાસીઓને બહાર કાઢી મુકી, અને મધરાતના અશોકકરીને સાથે લઇ, તે રાત્રીના હાથમાં તરવાર ગ્રહી, અંતઃપુરનાં ગુપ્ત દ્વારને રસ્તેથી શેહેર બાહાર નિકળી પડી અને એક એકાંતસ્થળે શિવનું મંદિર હતું ને જેમાં માત્ર એક લીંગજ હતું ત્યાં ગઇ. ત્યાં ગયા પછી પોતાના હાથમાં પકડેલી તરવારથી એક બકરાને કાપી નાંખી, તેના રક્તથી શંકરને સ્નાન કરાવ્યું; ને તેના રક્તનો અર્ઘ આપ્યો; માંસનું નૈવેદ્ય ધર્યું, આંતરડાંની માળા પેહેરાવી; બકરાનું હૃદયકમળ શંકરના મસ્તક ઉપર ચઢાવ્યું; તેની બે આંખનો ધૂપ દીધો; બકરાનું મસ્તક હતું તેનો હોમ કીધો. ત્યાર પછી શંકરની આગળની બલીદાનની વેદિને રતાંજળીથી લીપી, તે ઉપર ગોરોચનનું આઠ પાંદડાવાળું કમળ આલેખ્યું. તેની કળીમાં કેરીના રસમાં

બાંધેલા લોટનો જ્વરદેવ આલેખ્યો; તેના હાથમાં ભસ્મમુષ્ઠિ નામનું શસ્ત્ર આપ્યું ને તેને ત્રણ ચરણ અને ત્રણ મુખ બનાવ્યાં; અને તેના પાંદડાઓમાં તેના સેવકોને શાસ્ત્રમાં કહ્યા પ્રમાણેના વિધિએ આલેખ્યા. ત્યાર પછી જ્વર દેવનો નામ મંત્ર જપી તેનું આવાહન કર્યું.* પછી કનકમંજરીને, મેં પ્રથમ કહ્યું તેમ જ્વરદેવતાને મનુષ્યના શરીરના લોહીથી સ્નાનઅર્ઘ્ય વિગેરે કરાવાની ઇચ્છા હતી, તેથી તે અશોકકરી પ્રત્યે બોલી: "હે સખિ! હવે તું આ જ્વરદેવતાની આગળ સાષ્ટાંગ દંડવત્પ્રણામ કર. કારણ કે તેમ પ્રણામ કરવાથી તારૂં કલ્યાણ થશે." એટલે પેલી ભોળા મનની અશોકકરી, 'ઠીક, જેવી ઇચ્છા,' એમ કહીને જમીન ઉપર પડી; પણ તે જ્યાં પ્રણામ કરવા જાય છે, ત્યાં તો દુષ્ટ ચાંડાળણી જેવી કનકમંજરીએ તેની કાંધ ઉપર તરવારનો પ્રહાર કર્યો. પરંતુ દૈવયોગે તેને થોડો ઘા વાગ્યો કે તે ભયભીત થઇ એકદમ ત્યાંથી ઉઠીને નાઠી. તેની પાછળ કનકમંજરી હાથમાં તરવાર લઇને દોડી; એટલે અશોકકરી મોટેમોટે બૂમ પાડવા લાગી કે, "બચાવો! બચાવો! મારી નાંખે છે!" તેની બૂમ સાંભળી નગરીમાં ચોકી કરનારા સીપાઇઓ, જે ત્યાં પાસે હતા તે દોડી આવ્યા. તરવાર ઉગામવાથી ભયંકર દેખાતી કનકમંજરીને જ્યારે તેઓએ જોઇ, ત્યારે સર્વેએ તેને રાક્ષસી ધારી, તરવાર મારીને મરણતોલ કરી નાંખી. પછી અશોકકરીને સર્વે માણસોએ પુછ્યું કે 'શું છે?' એટલે તેણે બન્યા પ્રમાણે સર્વ વાર્તા કહી બતાવી. તે સાંભળીને નગરરક્ષક કોટવાળ તે બન્નેને રાજાની આગળ દરબારમાં લઈ ગયો, અને રાજા કમળાકરને વિનતિ કરી સર્વ વૃત્તાંત નિવેદન કર્યું. રાજા તે સાંભળી ઘણોજ આશ્ચર્ય પામ્યો અને પોતાની દુષ્ટ ભાર્યાને અને તેની સખીને, બન્નેને પોતાની પાસે બોલાવ્યાં. સીપાઈઓ બન્ને જણાંને રાજાની આગળ લઇ આવ્યા; પણ એટલામાં કનકમંજરી ભયથી અને પ્રહારની સખ્ત પીડાથી ત્યાંને ત્યાંજ મરણ પામી.

પછી રાજા અતિશય ઉદાસ થઇ ગયો ને શસ્ત્રથી ઘવાયએલી તેની સખી અશોકકરીને પુછવા લાગ્યો, "આ સર્વ શું બન્યું તે તું નિર્ભયતાથી મને કહે." ત્યારે અશોકકરીએ જે કપટસાહસ કનકમંજરીએ

---

* બૌધ ધર્મની આ નિચ પ્રકારની પુજા વિધિ, બેશક તંત્રોક્ત શાસ્ત્રની છે, ને તેનો અમલ છઠ્ઠા શૈકામાં થતો હતો એવું ડેવીડના બૌધ ધર્મના વૃત્તાંતમાં જણાવ્યું છે. ડા. રાજેન્દ્રલાલ મિત્ર, પોતાના 'લલિત વિસ્તાર' ગ્રંથમાં જણાવે છે કે, It is wonder "that a system of religion so pure and lofty in its aspirations as Buddhism could be made to ally itself with such pestilent dogmas and practices."આ સઘળો મંત્રપ્રયોગ વિધિ પશ્ચિમના લોકોમાં પણ ચાલતો હતો.

કર્યું હતું તે સર્વ, આરંભથી અંત સુધી રાજાની આગળ વર્ણવી બતાવ્યું. રાજા કમળાકર તેણે કહેલું સર્વ વૃત્તાંત જાણી ઘણોજ અફસોસ કરી પોતાને હતભાગ્ય માનવા લાગ્યો ને બોલ્યો: "અરેરે! આ વેશધારી હંસાવલીએ મને છેતરી લીધો અને મેં મૂર્ખતા કરીને મારે પોતાને હાથેજ હંસાવલીને બાળી નાખી. હાય! જીવ! ધિક્ક છે તને, ધિક્ક છે તને!' આ પાપિણી કપટ કરીને જે રાજાની મહારાણી થઇ પડી હતી તેણે તો પોતાના પાપકર્મનું આવું ફળ ભોગવ્યું, એ તો ઠીકજ થયું. પરંતુ દુષ્ટ વિધાતાએ, બાળકની પેઠે મને રૂપ માત્રમાં મોહ ઉપજાવી, કાચ આપીને મારી પાસેથી રત્ન હરણ કરી લીધું; એ દૈવગતિ શી? વળી, હંસાવલીના પિતાને વિષ્ણુએ કહ્યું હતું કે 'તારી પુત્રી જેને હાથ અરાડશે તેનો તાવ ઉતરી જશે,' પણ અરેરે તાવ ઉતારવા માટે તેની ખાતરી કરાવનારી આ વાત પણ મને યાદ આવી નહીં?" આ પ્રમાણે કમળાકર વિલાપ કરતો હતો તેવામાં તેને એકાએક વિષ્ણુનું વચન યાદ આવ્યું એટલે તે બોલ્યો: "તેના પિતા મેઘમાલીએ કહ્યું હતું કે વિષ્ણુએ તેને કહ્યું છે કે, 'હંસાવલી પતિને પરણ્યા પછી થોડો વખત ક્લેશ ભોગવશે. અને તે મહાપ્રભુજીના શબ્દો, જે સર્વ મનુષ્યોને ખબર છે તે કોઈ કાળે પણ ખોટા પડેજ નહીં. તેથી આ બનવા જોગ છે કે તે કોઇ બીજી જગ્યાએ ગઈ હશે, ને જીવતી હશે. પરંતુ સ્ત્રીના મનની પેઠે દૈવની ગહન ગતિને કોણ જાણી શકે છે? હવે મારા આ કામમાં મનોરથસિદ્ધિ બંદીનો આશ્રય લેવો જરૂરનો છે."

આ પ્રમાણે વિચાર કરી તેણે મંગળપાઠમાં ઉત્તમ એવા મનોરથસિદ્ધિને બોલાવ્યો; અને કહ્યું: "અરે ભાઇ! તું કેમ હવણાં રાજમેહેલમાં નજરે પડતો નથી? અરે હું કે જે ધૂર્તોના અયોગ્ય કર્મથી છેતલાયલો છું એવાની મનોરથસિદ્ધિ ક્યારે થશે?" તે સાંભળીને મંગળપાઠક મનોરથસિદ્ધિ બોલ્યો કે, "મહારાજ! કનકમંજરીએ પોતાની વાર્તા ઉઘાડી પડવાની બીકને લીધે, અશોકકરીને મારી નાખી છે, એ મારો ઉત્તર છે. પણ રાજન્, તમારે હંસાવલીને માટે જરા પણ ખેદ કરવો નહી, કારણ કે વિષ્ણુએજ કહ્યું છે, કે 'તે કેટલાએક દિવસ સુધી દુઃખમાં રહેશે.' તે નિરંતર ઉત્સાહથી વિષ્ણુનું આરાધન કર્યા કરે છે, માટે વિષ્ણુ અવશ્ય તેની રક્ષા કરે છે; કેમકે સંસારમાં ધર્મનોજ પ્રતાપ વધારે હોય છે તે વિશે શું તમે હમણાંજ જોયું નથી? મહારાજ! હવે હું તેની ભાળ કાઢવા જાઉં છું, તમે ધૈર્ય ધરી રહો!" આ પ્રમાણે તે મંગળપાઠકે રાજાની વિનતિ કરી એટલે રાજા બોલ્યો; "હું પણ તારી સાથે તેને શોધવા માટે આવું છું. તારા વગર અહીં મારૂં મન એક ક્ષણ પણ સ્થિર રહેશે નહીં."

આમ કહી તેની સાથે જવાનો નિશ્ચય કરી, બીજે દિવસે કમ-

ળાકરે પોતાનું રાજ્ય પ્રજ્ઞાઢય મંત્રિના હાથમાં સોંપી દીધું. મંત્રીએ રાજાને જવાની ઘણીજ ના પાડી તોપણ તે કોઇને જણાવ્યા વગર મનોરથસિદ્ધિની સાથે એકદમ નગરથી બાહાર નિકળી ગયો. તે પોતાના દેહની પીડાને ગણકાર્યા વગર મનોરથસિદ્ધિની સાથે ક્ષેત્ર, આશ્રમ અને વનમાં પોતાની પ્યારીની શોધ કરતો કરતો મુસાફરી કરતો હતો. કારણ કે કામદેવની આજ્ઞાજ સર્વથી વધારે બળવાન હોય છે. જેમ તેમ કરતા, અનેક સ્થળે ફરતાં ફરતાં મનોરથસિદ્ધિ અને રાજકુમાર, હંસાવલી જે તપોવનમાં તપ કરતી હતી ત્યાં આવી ચઢયા. આ વનમાં એક તેજસ્વી રક્તાશોક–નવપલ્લવ આશુપાલવના વૃક્ષ નિચે ચંદ્રમાની છેલ્લી કળા જેવી ફીકી અને અંગે કૃષ થઇ ગયેલી હંસાવલીને બેઠેલી દીઠી. તેને જોઈ રાજા કમળાકરે પોતાના બંદીને પુછયું: "આ બોલ્યા ચાલ્યા વગર મૌન્ય ધરીને ધ્યાન પરાયણ થઇને કોણ બેઠું છે? શું તે દેવી છે? કેમકે તેનું રૂપ મનુષ્ય કરતાં વિશેષ જણાય છે." તે સાંભળી મંગળપાઠકે તેની તરફ નજર કરીને જોયું; અને તરત રાજાને વધામણી આપી કે, "જય જય મહારાજા! તમારા ભાગ્યનો પાર નથી. જે હંસાવલીને મેળવવા માટે તમે આવ્યા છો તેજ આ સાક્ષાત્ હંસાવલી છે." આશુપાલવના વૃક્ષ નિચે બેઠેલી હંસાવલી, રાજા અને બંદીજનનું આ પ્રમાણેનું બોલવું સાંભળી, તે બન્ને જણાની તરફ નજર કરી, તેમને ઓળખી કાઢયા ને તેજ વખતે તેને પોતાનું પાછલું દુઃખ સાંભરી આવ્યું, એટલે તે શોકાર્ત હૃદયે બોલી: "અહો પિતાજી! હું બહુ દુઃખી થઇ છું. હાય! આર્યપુત્ર કમળાકર! હાય! મનોરથસિદ્ધે! હાય! હાય! નસીબ! તું અવળુ થઈ ગયું!" આ પ્રમાણે વિલાપ કરી અને કરુણાળ સ્વરે વિલપંતિ ને શોચંતિ તે પૃથ્વી ઉપર મૂર્છિત થઇ પડી. કમળાકર પણ તે જોઈને તથા તેનો વિલાપ સાંભળીને દિલગીર થઇ જમીન ઉપર તુટી પડયો. ત્યાર પછી મનોરથસિદ્ધિએ તે બન્ને જણાનો મનોરથ સિદ્ધ કરવા આશ્વાસન કરી શાંત કર્યાં. પછી બન્ને જણાં એક બીજાના મનનો અભિપ્રાય જાણી આનંદિત થયાં, મને વિરહ સાગરમાંથી તરીપાર ઉતર્યાં તેથી અનુપમ આનંદને પામ્યાં; અને બન્ને જણાએ ક્રમવાર પોતપોતાનું ચરિત્ર કહી બતાવ્યું. પછી રાજા કમળાકર પોતાની પ્યારી હંસાવલીને લઇ, મનોરથસિદ્ધિની સાથે પોતાની કોશલા નગરીમાં આવ્યો; અને ત્યાં જઈ, પછી હંસાવલીના વિખ્યાત પિતા મેઘમાલીને તેડાવી, શાસ્ત્રમાં કહ્યા પ્રમાણે વિધિયુક્ત, જ્વર રોગ નાશ કરનારી હંસાવલી સાથે પરણ્યો. આ વખતે ઉભય પક્ષથી શુદ્ધ, હંસાવલી સાથે રહેલા રાજા કમળાકરની શોભામાં અત્યંત વધારો થયો. અને તે પોતાનું જીવિત કાર્ય પાર પાડી, ધૈર્ય રાખીને હંસાવલી સાથે વિહાર કરવા

લાગ્યો. અને મનોરથસિદ્ધિને પોતાની સમીપમાં રાખી એકચક્રે રાજ્ય ચલાવવા લાગ્યો.

"આ પ્રમાણે જે માણુસ આપત્તિમાં પણુ ધૈર્ય છોડતો નથી તેને સર્વે ઈચ્છિત વસ્તુ પ્રાપ્ત થાય છે; અને આ નિયમ પ્રમાણે તું શા માટે આત્મહત્યા કરે છે? જો જીવતો રહીશ તો તને તારા રાજાનો મેળાપ થશેજ થશે." હે મહારાજ! આ પ્રમાણે તે વૃદ્ધ વટેમાર્ગુએ મને વાર્તા કહી, ઉપદેશ આપી, મને મરતાં બચાવ્યો; અને પછી તેને જ્યાં જવું હતું ત્યાં સ્વેચ્છાથી ચાલ્યો ગયો.

## ભીમપરાક્રમની કથા ચાલુ.

આ પ્રમાણે ચંડિકાદત્તના ઘરમાં રાત્રીને વખતે ભીમપરાક્રમે, મૃગાંકદત્તને વાર્તા કહીને ફરીથી તેણે પોતાની વિતક વાર્તા શરૂ કરી. આ પ્રમાણે તે વૃદ્ધનો ઉપદેશ લઇ હું તમને શોધવા માટે તે જંગલમાંથી પરભાર્યો તમારી પ્રિય ઉજ્જયણિની નગરીમાં ગયો, અને ત્યાં બહુજ શોધ કરી; તોપણુ તમારો મેળાપ થયો નહીં. પછી હું થાક્યો પાક્યો એક સ્ત્રીને ઘેર ગયો ને તેને ત્યાં ભોજન ખર્ચના પૈસા આપ્યા. પછી તે ઘરધણિયાણી સ્ત્રીએ મને સુવા માટે એક ખાટલી બીછાવી આપી. હું થાકી ગયો હતો એટલે ખાટલી ઉપર એક ક્ષણભર સુઇ ગયો, પણુ તેમાંથી જાગ્યો અને ખાટલીપરપડયો પડયો જોઉં છું તો તે સ્ત્રીને મેં મંત્ર ભણીને ઘરમાં ચારે તરફ જવ વાવતી જોઇ. તુરત વાવેલા જવ ઉગ્યા અને તેમાં જવ ઉત્પન્ન થયા. તે જવ પાક્યા એટલે તે સ્ત્રીએ કાપી તેને અગ્નિ ઉપર સેકી તેમાંથી જવના દાણા કાઢયા, ને પછી તેનો લોટ કરી તેનો સાથવો બનાવ્યો. આ સાથવાને એક કાંસાની થાળીમાં કાઢી, તેમાં પાણી નાંખીને બાંધ્યો, અને તેની રોટલી બનાવી. પછી તે રાંડે પ્રથમના જેવુંજ ઘર કરી મૂક્યું ને તરત સ્નાનાર્થે ઘરમાંથી બાહાર નિકળી. મને મનમાં શંકા થઇ કે બેશક આ કોઇ ડાકણીસાકણી હશે, એટલે તુરત સાવધ થઈ ગયો ને મારી ખાટલી ઉપરથી ઉઠી ઘરમાં જઇ, જે કાંસાના વાસણમાં તેણે મારે માટે મંત્રેલા સાથવાની રોટલી બનાવી રાખી હતી તેને બીજા વાસણમાં મુકી અને બીજા વાસણની રોટલી પ્રથમના ખાલી કરેલા વાસણમાં મુકી, કે જેથી તેણે ધારેલું કપટ મારા ઉપર અસર કરી શકે નહીં. આ પ્રમાણે બન્ને રોટલીને અદલબદલ કરી, હું પાછો મારી ખાટલી ઉપર આવીને સુઇ ગયો. તુરત તે સ્ત્રી સ્નાન કરીને આવી અને મને ખાટલીપરથી ઉઠાડી ભોજન માટે રોટલી આપી. અને પછી પોતે પણુ બીજા લોટના વાસણુમાં જે મંત્રેલી રોટલી હતી તે રોટલી ખાવા માંડી. કારણુ કે મેં જે રોટલીની અદલબદલ કરી હતી તે વિશે તેને જરા પણુ ખબર ન હતી. આ પ્રમાણે અજાણપણાથી તે રોટલી ખાધી કે તરત

તે રાંડ ડાકણી, બકરી બની ગઇ; તે જોઇ મને ઘણોજ ક્રોધ વ્યાપ્યો એટલે મેં તેને એક ખાટકીને ત્યાં વૈરભાવથી વેચી નાંખી.*

આ વાર્તાની ખબર તે ખાટકીની સ્ત્રીને પડી એટલે તે મારી પાસે આવી, ક્રોધ કરીને મને કહેવા લાગી; "કેમરે રઝ્‌ળા કાળા મોઢાના માંકડા! તેં મારી સખીને છેતરી, કેમ?!। ઠીક ઠીક મૂવા ગળા ફાંસુ! તેનું ફળ હવે તું જોજે." આ પ્રમાણે તે સ્ત્રીએ મને ભય ઉપજાવ્યો એટલે હું છાનોમાનો નગરની બાહાર નિકળી ગયો ને થાકયો પાકયો હોવાથી એક વડના વૃક્ષ નિચે જઇ સુતો. અને હું જયાં આ પ્રમાણે પડયો હતો તેવામાં પેલી ખાટકીની દુષ્ટ સ્ત્રી, જે પોતે પણ કામણટુમણવાળી હતી તે ત્યાં ગૂપચૂપ આવી, અને મારે ગળે દોરો બાંધીને પાછી ચાલી ગઇ. હું જાગ્યો અને મારા શરીર તરફ જોઉ છું તો, અહો! હું મોર બની ગયો હતો; પરંતુ પ્રથમની સર્વ વાર્તા મને સાંભરતી હતી. પછી હું કેટલાએક દિવસ સુધી આમ તેમ નિરાશામાં ભટકયો. છેવટે એક દિવસે એક જીવાંતકે મને પકડી લીધો; અને તેણે આ ગામમાં લઇ આવી ભિલ્લ રાજાના મુખ્ય પ્રતિહાર ચંડકેતુને ભેટ તરીકે અર્પણ કર્યો. પ્રતિહારે તેજ વખતે પોતાની સ્ત્રીને મારી સોંપણ કરી, એટલે તેની સ્ત્રીએ મને આ મંડપમાં ગમ્મત માટે રાખ્યો. હે મહારાજ! અને આજ મહાપ્રભુ તમને અહી લઇ આવ્યા અને તમે મારા કંઠમાંથી દોરો છોડી નાંખ્યો, એટલે હું ફરીથી મારા પોતાના મનુષ્યપણાને પામ્યો.

પણ મહારાજ, હવે આપણે અહીંથી જલદી નાશી જઇએ તો ઠીક, કારણ કે એ પાપી પ્રતિહાર પોતાની ગુપ્ત વાર્તા ઉઘાડી પડી ન જાય, પણ ગુપ્ત રહે તેને માટે, પોતા સંગે રાત્રે પર્યટન કરનારને નિરંતર મારી નાખે છે. આજે તે તમને અત્રે લાવ્યો છે, તેનું રાત્રિનું પર્યટન તમને દૃષ્ટિગોચર થયું છે, તે તમારા પણ તે તેવાજ હાલ કરશે. માટે મહારાજ, હવે ઉતાવળ કરો, અને તે કામણગારીએ બનાવેલો દોરો તમારે ગળે બાંધીને આ જાળીઆમાંથી ઉડીને બાહાર જાઓ, પછી તમે તમારૂં ગળું ઉચું રાખજો, એટલે હું મારો હાથ જાળીઆની બાહાર કાઢી તમારા કંઠમાંથી આ દોરો છોડીને મારે ગળે બાંધીશ, એટલે હું પણ સત્વર બાહાર નિકળી શકીશ. પછી તમે મારે ગળેથી દોરો છોડી નાખજો, એટલે આપણે બન્ને જણા પાછા

* એરેબીયન નાઈટ્‌સમાં બેદર અને ગ્વાહૂરની વાર્તા છે તેમાં બેદરનાપર લાવી રાણીએ આવોજ મંત્ર પ્રયોગ કીધો હતો. તેમાં બેદરે ભીમપરાક્રમે જે યુક્તિ રચી હતી તેવીજ યુક્તિ રચી ને તેથી લાવી રાણી ઘોડી થઈ ગઈ હતી. પછી લાવી રાણી મુક્ત થઈ ત્યારે બેદરને ઘુવડના રૂપમાં આણ્યો હતો, જેમ ભીમપ્રરાક્રમ મોર થયો છે.

મૂળ સ્વરૂપને પામીશું. બારણાને ભોગળ મારેલી છે, માટે બીજી રીતે બાહાર જવાશે નહીં, તેથી આજ ઉપાય યોજવો ઠીક છે.

આ પ્રમાણે કુશાગ્રમતિ ભીમપરાક્રમે કહ્યું એટલે મૃગાંકદત્તે તે વાત સ્વીકારી અને એ વિધિએ ત્યાંથી બહાર નિકળ્યો, અને તે પછી ભીમપરાક્રમ પણ તેજ વિધિથી બાહાર ગયો. પછી બન્ને જણા, પોતાના બે મિત્ર જ્યાં રહ્યા હતા તે ઉતારાના ઘરમાં ગયા. ત્યાં સઘળા પરસ્પર મળ્યા ભેટયા અને મૃગાંકદત્ત વિગેરેએ પરસ્પર પોતપોતાનું સર્વ વૃત્તાંત વર્ણવી ઘણાજ આનંદમાં રાત્રિ ગાળી કાઢી.

પ્રભાતમાં તે નગરનો રાજા માયાબટુ, રાજકુમાર મૃગાંકદત્તની પાસે ગયો અને તેને રાત્રિના કુશળ સમાચાર પુછ્યા પછી તેને આનંદ ઉપજાવવા માટે બોલ્યો: "રાજકુમાર ! ચાલો આપણે ચોપટ ખેલીએ." આ વખતે તે ભીલ્લરાજની સાથે તેનો પ્રતિહાર ચંડકેતુ પણ હતો. તે બન્નેને મૃગાંકદત્તનો મિત્ર શ્રુતધિ કહેવા લાગ્યો: "આજે શું કામ ચોપટ આરંભિયે ? આજે તો આપણે, આપના પ્રતિહારના મોરનું નૃત્ય જોવાના હતા તે શું વિસરી ગયા કે ?" ભીલ્લરાજા માયાબટુ, શ્રુતધિનું કહેવું સાંભળીને મયૂરનૃત્ય જોવાના આશ્ચર્યથી પ્રતિહારને મોર લેવા માટે મોકલ્યો. તે પ્રતિહારને રાજાનો હુકમ સાંભળતાં યાદ આવ્યું કે, "હાય હાય ! ગઇ રાત્રે જે ચોરે મારી ગુપ્ત બાબત જાણી છે, ને તે ચોરને મેં રાત્રે મોરને રેહેવાના રંગમંડપમાં પુર્યો છે, તેને હજુ સુધી માર્યો નહીં, એ શું !! હવે સત્વર જઇ તેને મારી નાખું અને મોરને લઈ આવું તો ઠીક." આમ વિચાર કરી તે પ્રતિહાર પોતા ઉપર જે ભય ભમતું હતું તેનું સ્મરણ કરતો કરતો, ઉતાવળો ઉતાવળો ઘેર ગયો. પણ જ્યાં તે મોરના ઓરડામાં પ્રવેશ કરીને જુવે છે તો ત્યાં મોર અને ચોર બન્ને ન મળે. એટલે તે હાંફ્લોફાંફ્લો, ભયભીત ને ઉદાસ થઇ ગયો. પછી મંદમંદ પગલે ચાલી રાજાની પાસે જઈને બોલ્યો, "મહારાજ ! કોઈ ચોર મારા ઘરમાંથી રાત્રે મોરને ચોરી ગયો છે!" તે સાંભળીને શ્રુતધિ મુખ મલકાવીને બોલ્યો, "અહોહો ! એમ કે ? જેણે તમારા મોરને ચોર્યો તે ચોર હોશીયાર તો હોવો જોઈએ!" આમ કહી મૃગાંકદત્ત વિગેરે એક બીજાના સામુ જોઈ પેટ પકડી ખૂબ હસવા લાગ્યા. ત્યારે માયાબટુએ આગ્રહ કરીને તેઓને પુછ્યું કે, 'એમાં શું કારણ છે તે કહો.' પછી પોતાને રાત્રે કેવી રીતે પ્રતિહાર સાથે મિલાપ થયો, તે પછી રાણીના રંગમહોલમાં જઇને કેવી રીતે પ્રતિહાર, તેના પ્રીતમ તરીકે રંગ રમ્યો ને પછી હથીઆરવતી કેમ કલહ કર્યો, પછી પોતે તેને ઘેર કેવા પ્રકારે ગયો, ને ત્યાં ભીમપરાક્રમના કંઠમાંથી કેમ દોરો છોડી તેને મયૂરના દેહમાંથી મુક્ત કર્યો, તે સર્વ પ્રતિહારનું ચરિત્ર,

મૃગાંકદત્તે, ભીલ્લરાજાને ઇત્થંભૂત કહી સંભળાવ્યું. માયાબટુ, ઉપર પ્રમાણેનું સર્વ ચરિત્ર સાંભળીને એકદમ અંતઃપુરમાં ગયો ને ચેટીનો હાથ તપાસ્યો તો તેના હાથમાં ખડ્ગનો ઘા દીઠો, એટલે ત્યાંથી તુરત પાછો આવ્યો ને વિશેષ તપાસ માટે ભીમપરાક્રમના ગળામાં દોરો બાંધ્યો એટલે તે તુરત મોર બની ગયો. પછી તે ભીલ્લ રાજાએ અંતઃપુરને કલંકીત કરનારા પ્રતિહારને એકદમ મારી નાખ્યો ને પોતાની રાણી મંજુવતી જે અવિનયી હતી તેને મારવા ધાયો, પરંતુ મૃગાંકદત્તે તેને મારવા દીધી નહીં; તેથી તેને પોતાના મેહેલથી ઘણે દૂર કાઢી, કાળાગૃહમાં પુરીને તેનો સ્પર્શ કરવો પણ ત્યાગ કર્યો. જોકે મૃગાંકદત્ત શશાંકવતીને મેળવવા અત્યંત આતૂરહતો, તોપણ ભીલરાજના આગ્રહથી તે કેટલાએક વધારે દિવસ પુલંધ નગરીમાં રહ્યો. ત્યાં તેનું માયાબટુએ પુષ્કળ સન્માન કર્યું; જેથી પોતાના બીજા મિત્રોને મેળવાની આશાએ તે ત્યાંજ રહ્યો.

## તરંગ ૫ મો.

### મૃગાંકદત્તનું ચરિત્ર.

એક વખતે મૃગાંકદત્ત ઉપર કહેલા તેના પોતાના મિત્રો આવી ગયા હતા તે વિમળબુદ્ધિ વગેરેની સાથે, માયાબટુ ભીલ્લરાજના ઘરમાં બેઠો હતો એવામાં તે ભીલ્લરાજાનો સેનાપતિ, હાંફળો ફાંફળો આવીને તે રાજાને વિનતી કરવા લાગ્યો: "મહારાજ! અમે આપની આજ્ઞા પ્રમાણે દુર્ગાને બળીદાન આપવા માટે કોઇ પુરૂષની શોધ કરતા હતા તેવા એક પુરૂષને પકડી લાવ્યા છીએ. અમે જ્યારે તેને પકડયો ત્યારે તેણે અમારી સાથે પ્રચંડ યુદ્ધ કરી આપણા પાંચસો યોદ્ધાઓને રણમાં, ભૂ ભેળા કરી દીધા; પણ છેવટે તે ઘણા પ્રહારોથી ઘવાયો અને ત્યારેજ અમે તેને પકડીને કેદ કરી શકયા હતા!" એ વાત સાંભળીને ભીલ્લરાજાએ, પોતાના સેનાપતિને કહ્યું: "તેને અહીં જલદી લઈ આવ, મારે તે શકિતવંત પુરૂષને જોવો છે." એટલે સેનાપતિ,તેને અંદર લઇ આવ્યો. અને ત્યાં બેઠેલા સઘળા માણસો જ્યાં નજર કરે છે ત્યાં તો તેના અંગમાં શસ્ત્રોના ઘણા ઘા પડયા હતા તેમાંથી ઝરતા લોહીથી તેનું અંગ લોહીલોહાણ અને ધુળ ભરાવાથી ભૂખરા રંગનું થઇ ગયું હતું તેને લીધે, જાણે ગંડસ્થળ ઉપર ચોપડેલા સીંદૂર સાથે મળેલા મદવડે ગારામય થઇ ગયેલો ને આમ તેમ ડોલતો, બેડીમાં પુરેલો મદમત્ત હાથી હોયની શું, તેવો તે પુરૂષ દેખાતો

હતો. પણ રાજકુમાર મૃગાંકદત્ત જ્યાં નજર કરે છે ત્યાં તો તેણે પોતાના મંત્રી ગુણાકરને જોયો. એટલે તે દોડી તેને કંઠે વળગી પડી છાતિફાટ રડવા લાગ્યો. આ જોઇ ભીલ્લરાજાએ પુછ્યું કે 'આ કોણ છે?' એટલે મૃગાંકદત્તના બીજા મંત્રીઓએ તેનો ખુલાસો કર્યો, કે એ તો રાજાનો મંત્રિ ગુણાકર છે, એટલે તે ભીલ્લરાજ તેના ચરણમાં પડયો ને તેઓને શાંત કીધા. પછી ગુણાકરનું આશ્વાસન કરીને સમજાવ્યો અને તેને ઘરમાં લઇ જઇ સ્નાન કરાવી, જે જે જગ્યાએ ઘા પડયા હતા તે તે જગ્યાએ વૈદ્ય મારફતે પાટાઓ બંધાવ્યા, ને તેને ખાનપાનમાં પથ્ય વસ્તુ આપવાનો હુકમ કરી સારી રીતે ધીરજ આપી. જ્યારે ગુણાકર મંત્રીને શાંતિ વળી ને તે તટાર થયો ત્યારે મૃગાંકદત્તે તેને પુછ્યું: "હે મિત્ર! તારૂં વૃત્તાંત કહી બતાવ." ત્યારે ગુણાકર સર્વ સાંભળતાં બોલ્યો: "મહારાજ! મારૂં પોતાનું વૃત્તાંત કહુ છું તે સાંભળો.

## ગુણાકરનું ચરિત્ર.

જ્યારે મને નાગનો શાપ લાગ્યો ત્યારે હું આપથી જુદો પડી ગયો; અને તે વખતે હું સર્વ વિસરી ગયો હોઊં, તેમ મૂઢ બની ગયો;અને તેને લીધે જંગલમાં આમ તેમ ભટકતાં ભટકતાં ઘણે દૂર નિકળી ગયો. ઘણીક વારે જ્યારે મને ભાન આવ્યું ત્યારે હું અપ્રસોસ કરતો કરતો વિચારવા લાગ્યો, "અરેરે! વિધાતા ખરેખરે મૂર્ખ છે, માટે તેનો વિલાસ જુદાજ પ્રકારનો છે. જે મૃગાંકદત્ત એક સુંદર હવેલીમાં ચમનદારી કરતો હતો તે આજ ધગધગતી રેતીવાળા ઉજડ જંગલમાં કેમ ચાલી શકશે? અને તેના મિત્રો બીચારા કેવી રીતે દાહાડા કાઢશે?" આમ વારંવાર મારા મનમાં વિચાર આવતો હતો એવામાં દૈવયોગે હું ફરતો ફરતો વિંધ્યવાસિની દેવીની સમીપ જઇ ચઢયો. અહીં દેવીના મંદિરમાં હંમેશાં નાના પ્રકારના પ્રાણીઓનું તેને બળીદાન આપવામાં આવતું હતું, તેથી તે મંદિર યમમંદિરના જેવું વિકરાળ દીસતું હતું. હું તે દેવીના મંદિરમાં પેઠો, અને દેવીને પ્રણામ કર્યા. પછી ત્યાં એક મુડદું પડેલું મારા જોવા આવ્યું. તેણે પોતાના હાથેવતી તરવાર મારી દેવીને સ્વાત્મભોગ આપ્યો હતો. તેને જોયા પછી ફરી મને તમારા વિયોગનું પુનઃદુઃખ ઉપજી આવ્યું, એટલે મને પણ સ્વાત્માર્પણ કરીને દેવીને સંતોષ પમાડવાની ઇચ્છા થઇ. પણ જયાં હું એકદમ દોડીને તરવાર લઇને મારૂં મસ્તક કાપવા જાઊં છું, ત્યાં તો વૃદ્ધાવસ્થાને લીધે જેનું મસ્તક કંપતું હતું, ને તે જાણે મને એમ કહેતું હોય કે "અલ્યા ભલા માણસ! એમ મા કર! એમ મા કર," તેવી રીતે એક વૃદ્ધ તાપસી, દયા

સહીત મારી પાસે આવીને મને મરતાં અટકાવ્યો અને મારૂં વૃત્તાંત પુછ્યું. પછી મેં તેને મારૂં સર્વ ચરિત્ર કહી બતાવ્યું, ત્યારે તે વૃદ્ધ તાપસી મને કહેવા લાગી, "દીકરા રે! તું એમ કર મા. કેમકે મરી ગયેલા મનુષ્યોનો પણ ફરીથી સમાગમ થાય છે, તો જીવતી છે એનો સમાગમ શા માટે થાય નહીં? તે સંબંધ ઉપર આ એક વ્યાખ્યાન સાંભળ!

## વિનીતમતિની કથા.

પૃથ્વી ઉપર અહિચ્છત્ર* નામની એક પ્રખ્યાત નગરી હતી. તે નગરીમાં પૂર્વે ઉદયતુંગ નામનો એક મોટો પ્રખ્યાત રાજા રાજ્ય ચલાવતો હતો. તેના મુખ્ય પ્રતિહારનું નામ કમળમતિ હતું. તેને વિનીતમતિ નામનો એક પુત્ર હતો. આ પુત્ર પિતા જેવોજ હતો. જેની તુલના, ગુણથી મૃણાળ કરી શકતું નહતું, કારણ કે તેમાં છિદ્ર છે; વળી ધનુષ કરી શકતું નહતું, કારણ કે તે કુટિલ હતું; પણ તે કુમારમાં કોઈ છિદ્ર નહતું અને તે કુટિલ પણ નહતો. એક દિવસે તે કુમાર પોતાના અમૃતમય મેહેલની ઉપર સાયંકાળને સમયે ઉદય પામતા ચંદ્રમાનું પાન કરતો એક મંચ પર બેઠો હતો. તે ચંદ્ર, જાણે રાત્રી દેવીએ કામદેવના કલ્પવૃક્ષનું પત્ર તોડીને પૂર્વ દિશારૂપ પ્રમદાના કાનનું ઉજ્વળ આભૂષણ બનાવ્યું હોયની શું, તેમ શોભતો હતો. ધીમેધીમે ચંદ્રમાનાં ધવળ કિરણોથી આખું જગત શોભાયમાન જણાવા લાગ્યું; અને તે વિનીતમતિના મનમાં પણ આનંદ વ્યાપી રહ્યો. તે કુમાર વિચાર કરવા લાગ્યો, 'અહો! ચંદ્રની સફેદ ચાંદનીથી રસ્તાઓ સફેદ થઈ ગયા છે તે જાણે અમૃત છાંટયું હોય તેમ શોભે છે. તો આવી ફક્કડ ચાંદણીમાં હું એકલો શા માટે વિહાર કરૂં નહીં?" આવો વિચાર કરી તે કુમાર ધનુષ બાણ ધરી હવેલી ઉપરથી નિચે ઉતરી, નગર બાહાર નિકળી ગયો અને ફરતો ફરતો એક કોશ ચાલ્યો ગયો: ત્યાં અકસ્માત તેણે કોઈના રડવાનો શબ્દ સાંભળ્યો. એટલે જે તરફથી રડવાનો શબ્દ આવતો હતો તે તરફ તે ચાલ્યો. દૂર જતાં તેણે એક વૃક્ષ દીઠું. આ વૃક્ષની નિચે કોઇક દેવાંગના બેઠી બેઠી રડતી હતી તે તેને દૃષ્ટિગોચર થઇ. તેને જોઇને વિનીતમતી પુછવા લાગ્યો: "અરે કલ્યાણિ! તમે કોણ છો? તમે તમારા મુખચંદ્રને અશ્રુવડે મલીન કરીને કલંકવાળા ચંદ્રમા સમાન શા માટે બનાવો છો?" આ પ્રમાણે વિનીતમતિએ

---

* જનરલ કનિંઘામ પોતાની ભરતખંડની પ્રાચિન ભૂગોળ વિદ્યાના ૩૫૯ મા પૃષ્ટપર લખે છે કે રોહિલખંડમાં આવેલા રામનગરની પાસેનું એડીકેટા નામનું શેહેર તે અહિચ્છત્ર હશે.

પુછ્યું એટલે તે કન્યા બોલીઃ "હે મહાશય! હું નાગના રાજા ગંધમાલિની પુત્રી છું અને મારૂં નામ વિજયવતી છે. એક વખતે મારા પિતા રણસંગ્રામમાંથી નાસી આવ્યા તેથી ક્રોધિષ્ટ થઇ વાસુકીનાગે શાપ દીધો કે, 'હે કાયર! તું રણમાંથી નાસી આવ્યો માટે જા તું તારા શત્રુને તાબે થઇને તેનું દાસપણું કરશે.' તે શાપ થયા પછી કાલજીહ્વ નામના એક શત્રુ યક્ષે, મારા પિતાને હરાવી; હંમેશાં પોતાને ઘેર પુષ્પનો ભારો લાવવા માટે ગુલામ પેરે રાખ્યા છે. મારા પિતાને દાસભાવમાં જે દુઃખ પડે છે તે મારાથી સહન થઇ શકતું નથી, માટે મેં તપ કરીને પાર્વતીને પસંન કર્યાં. પાર્વતીએ પ્રત્યક્ષ દર્શન દઇ મને નિચે પ્રમાણે કહ્યું: 'બેહેન, સાંભળ! (હિમાચલ પર્વતપર આવેલા) માનસરોવરની અંદર એક હજાર પાંખડીનું મોટું વિસ્તારવાળું સ્ફટિકનું દિવ્ય કમળ છે. જ્યારે આ કમળની ઉપર સૂર્યનાં કિરણો પડે છે ત્યારે તેનાં કિરણો ફેલાઇ જાય છે; અને તે રત્નના કિરણોથી, પીંજરા રંગના હજારો ફેણવાળા શેષના મસ્તક જેવું તે કમળ દર્શન દે છે. એક દિવસે તે માનસરોવરમાં કુબેર સ્નાન કરવા માટે ગયો હતો. તે આ કમળને જોઇ તેના ઉપર ઘણોજ મોહિત થઇ ગયો, એટલે તે કમળ મેળવવા માટે વિષ્ણુની પૂજા કરવા લાગ્યો. તે વખતે કુબેરના ચાકર યક્ષદેવો, તે તળાવમાં ઉતરી ચક્રવાક, હંસ વિગેરે જળચરનું સ્વરૂપ ધારણ કરીને વિહાર કરવા લાગ્યા. ત્યાં તારા પિતાના શત્રુ કાળજીહ્વનો મોટો ભાઈ વિદ્યુજ્જીહ્વ નામનો યક્ષ, પોતાની સ્ત્રી સહિત ચક્રવાકનું રૂપ ધારણ કરી રમતો હતો. તેણે રમતાં રમતાં પાંખ ફફડાવી, જે કુબેરને વાગી, એટલે તેના હાથમાં રહેલું અર્ઘનું પાત્ર જમીન ઉપર પડી ગયું. તેથી કુબેરને ક્રોધ વ્યાપ્યો ને તેણે વિદ્યુજ્જીહ્વને અને તેની સ્ત્રીને શાપ દીધો કે તમે બન્ને જણાં ચક્રવાક થઇ આ સરોવરમાંજ રહો. આ શાપ થયા પછી વિદ્યુજ્જીહ્વ અને તેની સ્ત્રી ચક્રવાક થઇને તે સરોવરમાં રહે છે. તેનો નાનો ભાઇ કાળજીહ્વ, પોતાના મોટા ભાઇને ખુશી કરવા માટે પ્રત્યેક રાત્રે ચક્રવાકનું રૂપ ધારણ કરીને પોતાના વિરહાતુર ભાઈને પ્રસન્ન કરવા જાય છે અને પ્રભાતમાં પાછો યક્ષનું રૂપ ધારણ કરે છે. તારો પિતા ગંધમાલી, જેને તેણે દાસ કર્યો છે, તે પણ ત્યાંજ રહે છે. તેથી મારી દિકરી, તું અહિચ્છત્ર નગરમાં જઈ, ત્યાંના મહાવીર પ્રતિહારના પુત્ર વિનીતમતિને તે સરોવર ઉપર મોકલ; કારણ કે તે ઘણોજ પરાક્રમી છે, તેમ મોટો શૂરવીર પણ છે. લે આ તરવાર અને આ અશ્વ, અને તે બન્ને તે વિનીતમતિને આપજે. તે આ અશ્વ અને તરવારની મદદથી તે યક્ષનો પરાજય કરી તારા પિતાને દાસપણામાંથી મુકત કરશે. કારણ કે જે માણુસ આ ઉત્તમ તરવારનો સ્વામિ થશે તે

આખી પૃથ્વીનો પરાજય કરી, પૃથ્વીપતિ થશો.' આ પ્રમાણે દેવી પાર્વતી કહીને અંતર્ધાન થઇ ગયાં. ત્યાર પછી હું તેની પ્રેરણાથી ધીમેધીમે આજ અહીં આપના નગરની નિકટમાં આવી છું. તમે પણ દેવીના પ્રસાદ પ્રમાણે રાત્રિને સમયે અહીં નગર બાહાર આવી ચઢયા અને મેં યુક્તિ કરીને મારો કરુણાળસ્વર તમને સંભળાવી અહી ખેંચી આણ્યા છે. હે સુભગ! માટે તમે મારૂં આ કામ પાર પાડો.'' આ પ્રમાણે તે સ્ત્રીએ માંગણી કરી એટલે વિનીતમતિએ 'બહુ સારૂં,' આમ કહી તે કામ કરવાની પ્રતિજ્ઞા કરી. એટલે તે નાગકન્યા તેજ વખતે આકાશ માર્ગે જઇ, એક વેગવાળો અને પીડારૂપે થયેલા ચંદ્રમાના જેવો જણાતો શ્વેત અશ્વ, અને આકાશના ઉત્તમ તારા અને આકાશ જેવી તેજસ્વી તરવાર લઈ આવી, ને વિનીતમતિને અર્પણ કરી. તે અશ્વ જાણે વીર પુરૂષપર તુષ્માન થયેલી લક્ષ્મીએ મોકલ્યો હોય ને દિશાઓનાં અંધારાનો નાશ કરવા માટે દોડતો હોય એવો જણાતો હતો. વિનીતમતિ આ ઉત્તમ અશ્વ ઉપર સવાર થયો ને પોતાના હાથમાં તરવાર લઇને ચાલ્યો. તેના પ્રભાવથી તે તુરત પોતે માનસરોવરપર જઇ પાહોચ્યો. આ વખતે પવનવડે ચંચળ થયેલું કમળવાળું તળાવ, ચક્રવાકના આર્ત શબ્દથી જાણે કાલજીવ્હ ઉપર દયા કરીને 'તું આવ' મા, આવ મા, આમ જણાવતું હોય તેવું દેખાતુ હતું. વિનીતમતિ તે તળાવ ઉપર ગયો ને ત્યાં જોયું તો ગંધમાલી યક્ષોના ટોળામાં હતો. તેને છુટો કરવા માટે પોતે તરવારથી નીચ યક્ષોને ઘાયલ કરીને ત્યાંથી હાંકી કાઢયા. તે જોઈ કાલજીવ્હ, જે પોતાના ભાઈને આનંદ ઉપજાવવા માટે ચક્રવાકનું રૂપ ધરી અંદર રહેતો હતો તે, યક્ષનું મૂળ રૂપ લઈને બાહાર આવી, ચોમાસાના મેઘની માફક ગર્જના કરવા લાગ્યો. પછી તે બન્ને જણાનુ તુમુલ યુધ્ધ થયું. યુધ્ધમાં કાલજીવ્હ આકાશમાં ઉડયો, એટલે વિનીતમતિએ અશ્વ સહિત તેની પાછળ ઉડી તેની ચોટલી પકડી લીધી. અને તરવારથી તેનું માથું કાપવાની જ્યાં તે ઇચ્છા કરે છે, ત્યાં તો તે યક્ષ દીનવાણી બોલીને તેને શરણે ગયો; ત્યારે વિનીતમતિએ તેને છુટો કર્યો. ત્યાર પછી કાળજીવ્હે, સર્વ સંકટ હરનારી ને મહા મોટું ઐશ્વર્ય શક્તિ ધરાવનારી ઇતિઘ્ન* નામની પોતાની વિટી આપી, અને સર્પ થઈ ગંધમાલી સર્પને દાસપણામાંથી મુક્ત કર્યો. પછી ગંધમાલી, ઘણો ખુશી થયો. તેથી, વિનીતમતિને પોતાની પુત્રી વિજયવતીને કન્યા-

---

* 'ઈતિ' એટલે મૂશળધાર વર્ષાદ, અનાવૃષ્ટિ, ઉંદર, શત્રુ પક્ષે હુમલો કરવો તે.

દાનમાં આપી, તે પોતાને ઘેર ગયો. અને વિનીતમતિ તરવાર, વીટી, અશ્વ અને કન્યારત્નને લઇ કૃતકૃત્ય બનીને પ્રભાતમાં પોતાને ઘેર આવ્યો. ત્યાં તેના પિતાએ તેને બહુ માન આપ્યું અને સર્વ વૃત્તાંત પુછ્યું, તે સાંભળી પોતે ઘણોજ પ્રસન્ન થયો. આ વાર્તાની રાજાને જ્યારે ખબર પડી ત્યારે તેણે પણ તેનું સારૂં સન્માન કર્યું. તે પછી શાસ્ત્ર વિધિયુક્ત વિનીતમતી નાગકન્યાને પરણ્યો.

આવી રીતે વિનીતમતી ચાર રત્ન અને પોતાના ઉત્તમ ગુણવડે ઘણોજ દીપતો હતો. એવામાં એક વખતે કમળમતિએ પોતાના પુત્રને એકાંતમાં કહ્યું; "પ્રિયપુત્ર! આપણા રાજા ઉદયતુંગની પુત્રી ઉદયવતી સર્વ વિદ્યામાં કુશલ છે. રાજાએ આ કન્યાને માટે એવો ઠરાવ કીધો છે કે કોઇપણ બ્રાહ્મણ અથવા તો ક્ષત્રિય શાસ્ત્રાર્થ કરી તે કન્યાનો પરાજય કરે તેને તે કન્યા પરણાવવી. તેનું રૂપ જોઇ આખું જગત આશ્ચર્યમાં લીન થઇ ગયું છે; તે અમરસુંદરી જેવી છે. તેણે શાસ્ત્રવાદમાં સઘળા પંડિતોને હરાવ્યા છે. તું એકજ આપણા ક્ષત્રિવટમાં વિદ્વાન છે, માટે છાનોમાનો કેમ બેસી રહ્યો છે? તું આપણી ક્ષત્રિયવટની વિદ્યામાં તેની સાથે વાદ કરી તેનો પરાજય કરી, તેની સાથે લગ્ન કર." આ પ્રમાણે પિતાએ કહ્યું એટલે વિનીતમતિ બોલ્યો, "પિતાજી! કપટ ભરેલી સ્ત્રીઓની સાથે મારા જેવાને વાદ કરવો શું લાજમ છે કે? તોપણ કંઇ ફીકર નહીં, હું તમારી આજ્ઞા માથે ચડાવું છું." આ પ્રમાણે તે પ્રૌઢ પુત્ર કહ્યા પછી, તેનો પિતા રાજાની પાસે ગયો ને વિનતિ કરી: "મહારાજ! વિનીતમતી રાજપુત્રીની સાથે કાલે સવારે વિદ્યા વાદ કરશે." રાજાએ તેની વિનતિ સ્વીકારી એટલે કમળમતિ પોતાને ઘેર ગયો અને વિનીતમતિને રાજાના કહ્યા પ્રમાણે કહી બતાવ્યું.

બીજે દિવસે પ્રભાતમાં રાજહંસે* શોભાવેલી તે વિદ્વાનોની સભારૂપ કમલિની પ્રતિ વિનીતમતિ વાદી ગયો, એટલે જેમ સૂર્યના દર્શનથી કમલિની ખીલે છે તેમ વિનીતમતિના આવવાથી સભા ખીલી રહી—(અર્થાત્ પ્રસન્ન થઇ) અને તેનો આશ્રય કરી રેહેનાર વિદ્વાનોના લોચનરૂપ ભ્રમરો સામા આવી દર્શન કરવા લાગ્યા. એક ક્ષણ પછી કામદેવે દોરીથી ખેંચેલા ધનુષ જેવી રાજકન્યા ઉદયવતી હળવે હળવે ગુણ ઉપર રાચીને સભામાં આરંભમાંથી જાણે વાદીના પૂર્વપક્ષનો ઉપક્ષેપ કરતી હોય તેવા મનહર શબ્દવાળાં ગુણવંત† આભૂષણોથી‡ શોભાયમાન તે

* રાજાઓમાં હંસ શ્રેષ્ઠ પક્ષે ને બીજે પક્ષે હંસોનો રાજા.
† સૌજન્યાદિ પક્ષ. પ્રસાદાદિ.
‡ ઘરેણા તથા શબ્દાલંકાર તથા અર્થાલંકાર.

રાજકન્યા આવી ને એક મરકતમણિના આસન ઉપર બેઠી. આ વખતે તે સ્વચ્છ આકાશમાં નિર્મળ ચંદ્રમાની લેખા જેવી શોભતી હતી. પછી તે કન્યા પૂર્વપક્ષ કરવા લાગી. જે વખતે તે બોલવા માંડી તે વખતે દાંતનાં કિરણોરૂપ દોરામાં જાણે અતિશય મનહર પદરૂપ રત્નમય માળા ગુંથતી હોય તેવી તે શોભતી હતી. વિનીતમતિએ એક ક્ષણમાં તેના પૂર્વપક્ષમાં રહેલા દોષો દેખાડયા અને પદે પદે તે કન્યાને નિરૂત્તર કરી દીધી. તે જોઇ સભાસદોએ વિનીતમતીનાં વખાણ કર્યાં; અને જો કે રાજપુત્રીનો પરાજય થયો તોપણ પોતાને ઉત્તમ પતિ મળ્યો તેથી તે પોતાનો વિજય માનવા લાગી. અને રાજા ઉદયતુંગે પ્રસન્ન ચિતથી વાદરૂપ મૂલ્યથી જિતેલી પોતાની પુત્રીનાં વિનીતમતિની સાથે લગ્ન કર્યાં અને પેહેરામણીમાં ઘણાં રત્નો આપ્યાં. પછી વિનીતમતિ રાજકુમારી અને નાગકન્યા બન્ને સ્ત્રીની સાથે સુખરૂપ રહેવા લાગ્યો.

એક વખતે તે જુગાર રમવા માટે ગયો હતો, ત્યાં બીજાઓથી હારીને આવ્યો, એટલે તેનું મન ઉદાસ થઇ ગયું હતું. એવામાં એક બ્રાહ્મણે આવી તેની પાસેથી કંઇ ખાવાનું માગ્યું. આ વખતે તે ઘણો ક્રોધાતુર હતો તેથી તેણે પોતાના ચાકરના કાનમાં કહ્યું કે, 'એને એક થાળીમાં રેતી ભરી તેને વસ્ત્રથી ઢાંકીને આપ.' એટલે ચાકરે તે પ્રમાણે કરીને બ્રાહ્મણને આપ્યું. પેલો ભોળોભટાક બ્રાહ્મણ ભાઇએ વસ્ત્ર ઢાંકેલા થાળને હાથમાં લીધો તો તે ઘણો વજનદાર લાગ્યો, એટલે તેમાં સુવર્ણ ભર્યું હશે એમ માની ઘણોજ ખુશી થયો. પણ એકાંત જગ્યામાં જઇ થાળ ઉપરથી વસ્ત્રને ઉઘાડીને જોયું તો તે રેતીથી ભરેલું હતું. એટલે તેને જમીન ઉપર ઢોળી નાખ્યું ને તેણે મને ઠગ્યો આમ શોકાતુર થતો પોતાને ઘેર ગયો. પણ વિનીતમતીએ તો એ વિષે કંઇપણ વધુ વિચાર કર્યો નહીં; પણ તે દિવસથી જુગારનો ત્યાગ કરી દીધો, ને પોતાની સ્ત્રી સહવર્તમાન સુખરૂપ સ્વઘરમાં રહ્યો.

કેટલોએક કાળ વિત્યા બાદ રાજા ઉદયતુંગ વૃદ્ધાવસ્થાને પામ્યો ને તેના અંગના સંધિ-બંધ* શિથિલ પડી ગયા, તેને લીધે તે રાજ્ય કરવામાં અસમર્થ થઈ ગયો. ત્યારે તેને પુત્ર ન હતો માટે પોતાની રાજ્યગાદી ઉપર પોતાના જમાઇ વિનીતમતીનો અભિષેક કરી, ગંગા તટે દેહ ત્યાગ કરવા ગયો. અને જેવો વિનીતમતીએ રાજ્યગાદી ઉપર બેઠા પછી થોડા સમયમાં ઘોડાના અને તરવારના પ્રભાવથી દશ દિશાને તાબે કરી દીધી, અને

---

* સંધિ=સુલેહ કરવી, ને બંધ=યુદ્ધ કરવું; અર્થાત્ લડાઈ કે સુલેહ કરવાની શક્તિ મંદ પડી ગઈ.

તેની આગળ ઇતિઘ્ન વિટી હતી તેને લીધે રામચંદ્રના રાજ્યમાં જેમ રોગ અને દુકાળ પડતો નહીં તેમ તેના રાજ્યમાંથી પણ રોગ અને દુકાળનો નાશ થઈ ગયો.

એક વખતે તેના નગરમાં કોઇક રત્નચંદ્રમતિ નામનો બૌદ્ધ ધર્મી સાધુ આવ્યો. તે શાસ્ત્રવાદ કરનારા હાથીઓમાં કેસરીસિંહ જેવો બળવંત હતો. રાજા પોતે વિદ્વાન હતો, તેથી ગુણવાનને સદાકાળ માન આપતો હતો, તેણે આ બૌદ્ધ સાધુનો સત્કાર કરી તેને માન આપ્યું. પછી તે સાધુએ રાજાની આગળ પ્રાર્થના કરીને વિવાદ કરો આવું ધન માગી લીધું, અને તેમાં પ્રતિજ્ઞા કરવા માટે આવો શ્લોક કહ્યો કે, "જો હું પરાજય પામું તો મારે આ બૌદ્ધ વેશનો ત્યાગ કરી જીવનપર્યંત બ્રાહ્મણોની સેવા કરવી; અને જો આપનો પરાજય થાય તો, હે મહારાજ! તમારે બૌદ્ધ ધર્મનો ઉપદેશ ગ્રહણ કરવો." રાજાએ તે માંગણી સાંભળી તેના કહેવાને સ્વીકાર્યું પછી રાજાએ સાત દિવસ સુધી શાસ્ત્રવાદ કીધો, અને આઠમે દિવસે તે ભીક્ષુએ રાજાનો પરાજય કર્યો જેણે ઉદયવતીને વાદમાં મેળવી હતી તેને રોડાઓડા માથાવાળાએ, જીતી લીધો. ત્યાર પછી તે ભીક્ષુએ સાત્વિક ગુણવાળો ઉપકાર શીખવનાર બૌદ્ધધર્મનો ઉપદેશ આપ્યો નેસર્વપ્રાણીઓપર દયા કરવાનું વિનીતમતીને શીખવ્યું. રાજાએ બૌદ્ધ ધર્મ ઉપર આસ્થા ધરીને તે ધર્મને ગ્રહણ કર્યો. પછી બ્રાહ્મણ તથા બૌદ્ધ યતિઓ ને બીજા ધાર્મિકો માટે વિહાર સ્થાન, અન્નછત્ર વિગેરે બંધાવ્યાં અને પોતે શ્રી અરિહંતની પૂજા કરવા લાગ્યો. અને જૈન ધર્મના સેવન કરવાથી તેના કામ ક્રોધ નાશ પામ્યા.

પછી તે રાજાએ એક સમે તે સાધુને કહ્યું કે મને બોધિસત્વના સર્વ આચરણ પઢાવો, કે જે આચરણથી સર્વ પ્રાણીપર ઉપકાર થઇ શકે. ત્યારે તે સાધુએ કહ્યું: "અરે રાજા! જે મનુષ્યો નિષ્પાપ હોય છે તેઓ બોધિસત્વપણું એટલે યોગાવસ્થા ધારણ કરી શકે છે; પરંતુ પાપી પુરૂષોથી યોગચર્યા કરી શકાતી નથી. હવે તું સાધારણ રીતે-જાણે અજાણે થતા પાપથી નિર્દોષ નથી, અને હું પણ તેવાજ પ્રકારનો છું; પણ નિચેની યોગ વિદ્યાથી તારા જે નાના નાના કે સ્વાભાવિક પાપો હોય તેનો નાશ યોગનીયુક્તિથી સૂક્ષ્મ રૂપનો નિશ્ચય કરી શાંતિ મેળવ." આ પ્રમાણે કહી તે ભિક્ષુકે તેને સ્વપ્નમાણવકની રીતી શીખવી. તે રાજાએ પણ તે ઉપદેશ પ્રમાણે સ્વપ્ન જોઇ બીજે દિવસે પ્રભાતમાં તે સાધુને નિચે પ્રમાણે કહી બતાવ્યું; "આચાર્યજી! મેં સ્વપ્નામાં જોયું કે જાણે હું આજ પરલોકમાં ગયો અને ત્યાં મને ભુખ લાગી; તેથી મેં ભોજન માટે અન્નની માગણી કીધી. ત્યારે કેટલાક પુરૂષો લાકડીઓ લઇ મને કહેવા લાગ્યા: 'એ રાજા! ખા આ ઘણી

ધગધગતી રેતી, જે તેં પૂર્વે યાચક બ્રાહ્મણને ખાવા માટે આપી હતી તે. જ્યારે તું દશ કરોડ સોના મહોરનું દાન કરશે ત્યારે તે પાતકમાંથી તારો છુટકો થશે.' આ પ્રમાણે તે દંડધારીઓએ કહ્યું ત્યાર પછી પ્રભાત થયું એટલે અહો ! હું જાગૃત થઇ ગયો." આ પ્રમાણે તે રાજાએ ગુરુને પોતાના સ્વપ્નની વાર્તા કહી, ત્યાર પછી તે સાધુની આજ્ઞા પ્રમાણે, પોતાના પાપના પ્રાયશ્ચિતના નિવાર્ણાર્થે દશ કરોડ સોના મહોરનું દાન કીધું ને ફરી રાજાએ સ્વપ્નમાણવક કર્યું. એટલે ફરીથી તે રાજાને તેજ સ્વપ્ન આવ્યું; અને તેણે ઉઠીને પ્રભાતકાળમાં તેનું વર્ણન કીધું કે, "સ્વપ્નામાં આજ પણ હું બીજી દુનિયામાં ગયો હતો, ને ત્યાં મને ક્ષુધા લાગી ત્યારે મેં ભોજન માંગ્યું, એટલે તે દંડધારી પુરૂષોએ મને પાછી ધગધગતી રેતીજ ભોજનમાં આપી. ત્યારે મેં તેઓને પુછ્યું 'કે-કેમ ? મેં દાન આપ્યું તો પણ હજી મને ધગધગતી રેતી કાં ખાવા આપો છો ? ત્યારે તેઓએ મને કહ્યું કે, 'તેં જે દાન કર્યું છે તે નિષ્ફળ છે. કારણ કે તેમાં એક પળ બ્રાહ્મણના સુવર્ણની હતી.' તે સાંભળી હું તુરત જાગૃત થઈ ગયો; અને આ વાર્તા તમને કહી બતાવી." આટલું બોલી રાજાએ બીજી દશ કરોડસુવર્ણ મુદ્રાનું દાન કર્યું. ફરીથી વળી રાત પડી કે તેને સ્વપ્ન આવ્યું. તે સ્વપ્ન બરાબર જોયા પછી પ્રભાતમાં તેણે તે સાધુ આચાર્યને આ પ્રમાણે વર્ણવી બતાવ્યું: "અરે! મને તે દંડધારી પુરૂષોએ આજ પણ સ્વપ્નમાં રેતીનુંજ ભોજન આપ્યું હતું. ત્યારે મેં તેઓને પુછ્યું એટલે તે પુરૂષો બોલ્યા– 'રાજા! તારૂં તે દાન પણ નિષ્ફળ ગયું છે; કારણ કે તારી સરહદમાં આવેલા જંગલમાં આજ ચોરોએ એક બ્રાહ્મણને લુંટી તેને મારી નાખ્યો, પણ તેં તે બ્રાહ્મણની રક્ષા કરી નહીં; માટે તેં આજે જે દાન આપ્યું છે તે દાન વ્યર્થ ગયું છે. માટે ફરીથી બમણું દાન કર.' આ પ્રમાણે કહ્યા પછી પ્રભાત થવાથી હું જાગી ઉઠયો." આ પ્રમાણે રાજાએ સાધુગુરૂ આગળ સ્વપ્નની વાર્તા કહી, તેના કેહેવા પ્રમાણે આગળા દિવસ કરતાં બમણું દાન આપ્યું; અને તે પછી તેણે પોતાના આચાર્યને કહ્યું, "મહારાજ! ધર્મમાં અંતરાય ઘણા છે, માટે મારા જેવો પ્રાણી તે ધર્મ કેમ પાળી શકે?" તે સાંભળીને ભીક્ષુ બોલ્યો; "હે મહારાજ! વિદ્વાનોએ આટલામાંજ ધર્મ પાળવા ઉપર ઉદાસી કરવી નહીં. જે માણુસો ધીર, ઉત્સાહી અને સ્વધર્મપરાયણ હોય છે, તેઓની દેવતાઓ પણ રક્ષા કરે છે, અને તેની મનકામના પૂર્ણ કરે છે. એ વિષય ઉપર ભગવાન બોધિસત્વને વરાહ થવું પડયું હતું તે સંબંધની કથા તેં સાંભળી નથી? તો સાંભળ, હું તને કહી બતાવું છું.

## પવિત્ર વરાહની કથા.

પૂર્વે વિંધ્યાચળ પર્વત ઉપરની એક ગુફામાં બુદ્ધના અંશમાંથી જન્મેલું એક વરાહ રહેતુ હતું. તેની સાથે તેનો એક વાનર મિત્ર પણ રહેતો હતો. આ વરાહ હંમેશાં પોતાના વાનરમિત્રની સાથે રહીને હંમેશા સર્વ પ્રાણીઓપર ઉપકાર કરતો હતો. અને પ્રત્યેક અતિથીનો સત્કાર કરવામાં પોતાનો સમય ગાળતો હતો. એક વખતે પાંચ દિવસપર્યંત મૂસળધાર વર્ષાદ વર્ષ્યો; તેને લીધે માણસો આવજાવ કરતાં અટકી પડ્યાં, અને સૂર્ય નારાયણ વાદળામાંજ છુપાઈ રહ્યા, તેથી વરાહ અને વાનર બંનો ગુફામાંથી બાહાર નિકળી શક્યા નહીં. પાંચમી રાત્રે બન્ને જણા સુતા છે એવામાં એક સિંહ પોતાની સ્ત્રી ને બાળક સહિત તે ગુફાના બારણા આગળ આવ્યો. ત્યાં આવીને સિંહે, સિંહણને કહ્યું: "અરે સ્ત્રી ! આજ પાંચ દિવસ થયા, વાદળાંથી આકાશ છવાઈ રહ્યું છે અને આપણને કોઇ પ્રાણીનું ભોજન મળ્યું નથી, માટે હવે મને તો નિશ્ચે છે કે ભુખથી આજ આપણે મરી જઈશું" તે સાંભળીને સિંહણે જવાબ આપ્યો: "એ તો નક્કી છે કે આપણે સઘળાં જો ભુખ્યાં રહીશું તો મરણ પામીશું, પણ તમે બે જણા મને ખાઇને જીવતા રહો, કારણ કે તમે મારા પ્રાણ પ્યારા છો અને આ મારો પુત્ર છે, તો તેનાથી વધારે મારે બીજું શું છે? મારા પ્રાણનું સર્વસ્વ તમે બન્ને જણા છો. મારા જેવી તમને તો બીજી સ્ત્રી પણ મળશે, માટે તમે મારો આહાર કરો અને તમે બંનો પ્રાણ બચાવો."

હવે આ પ્રમાણે તે બન્ને, સ્ત્રી અને પુરૂષ વચ્ચે વાતચિત થતી હતી. એવામાં દૈવયોગે તે મહાશય વરાહ જાગી ઉઠ્યો અને સિંહણ સિંહની વાતચિત સાંભળી ઘણોજ પ્રસન્ન થયો; અને તે વિચારવા લાગ્યો કે, "આ અંધારી રાત્રિ ક્યાં ! ચોમાસાના દિવસ ક્યાં અને આવે સમયે અતિથીનું આવવું ક્યાંથી ? ખરેખર આજ મારા પુણ્યનો ઉદય થયો જણાય છે. હવે કંઇ પણ અડચણ નડે નહી એટલામાં હું તે અતિથીઓને મારા આ ક્ષણભંગુર દેહથી તૃપ્ત કરૂં. આ નાશવંત શરીર બીજા શું કામમાં આવવાનું છે ?" આવો વિચાર કરી તે વરાહ ઉભો થઇ ગુફાની બાહાર આવ્યો અને સ્નેહમય વાણીથી સિંહને કહ્યું, "હે ભાઇ, તું ખેદ કર મા. હું, તારી સ્ત્રી, પુત્રને તારે માટે આજ આવ્યો છું, માટે મને ખા." આ પ્રમાણે વરાહે કહ્યું તે સાંભળી કેસરી સિંહ ઘણો પ્રસન્ન થયો; અને પોતાની સ્ત્રી પ્રત્યે બોલ્યો; "પ્રથમ આપણો પુત્ર આ વરાહને ખાય, તે પછી હું ખાઈશ અને ત્યાર પછી તું ખાજે."

આ કહેવું તે સ્ત્રીએ માન્ય કર્યું. પછી પ્રથમ સિંહનું બચ્ચું વરાહને ખાવા લાગ્યું; ત્યાર પછી સિંહ. અને જ્યારે સિંહ તે વરાહને ખાય છે ત્યારે મહા ઉદાર વરાહે મધુર વાણીથી કહ્યું; "મારૂં લોહી જમીન ઉપર પડે નહી એમ ઝટ તું મારા લોહીનું પાન કરી જા; અને મારૂં માંસ ખાઇને શરીરની તૃપ્તિ કર. પછી જે બાકી બચે તે ભલે તારી સ્ત્રી ખાય." આ પ્રમાણે બોલનારા વરાહને સિંહ આખોને આખો ખાઇ ગયો, માત્ર તેનાં હાડકાંજ બાકી રહ્યાં. તોપણ તે મહા ઉદાર વરાહની ઉદારતા ને તેનું ધૈર્ય જોવા માટે થોભ્યા હોય તે પ્રમાણે તેના પ્રાણ ગયા નહીં. એવામાં તો પેલી ક્ષુધાતુર થયેલી સિંહણ તે ગુફામાંજ મરણ પામી, અને તે સિંહ પોતાના બચ્ચા સાથે કોઇ સ્થળે નાશી ગયો; અને રાત્રિ પણ પુરી થઇને પ્રભાત થયું. એ સંધીમાં ગુફામાં સુતેલો વાનર જાગૃત થયો ને બહાર આવ્યો, અને પોતાનો મિત્ર વરાહ, હાડકાજ માત્ર રહેલો છે તે જોઈ ગાભરો થઇને પુછવા લાગ્યો: "હે મિત્ર! તું કહેવાને શક્તિમાન હોય તો બોલ, તારી આવી દશા કોણે કરી છે?" તે સાંભળી ધીર સ્વભાવવાળા વરાહે આદિથી અંતપર્યંત, બન્યા પ્રમાણે સર્વ વૃત્તાંત કહી બતાવ્યું. તે સાંભળીને વાનર રડતો રડતો તે વરાહના ચરણમાં પ્રણામ કરી તેને કહેવા લાગ્યો: "તું કોઇ દેવાંશી જીવ છે, માટે તેં આ પશુ દેહમાંથી તારા આત્માને મુક્ત કર્યો છે. પરંતુ હજી તારે કંઇ ઇચ્છા હોય તો તે મને કહે, એટલે હું તે ઈચ્છા પૂર્ણ કરૂં." આ પ્રમાણે તે વાનરે કહ્યું એટલે વરાહ તેને કહેવા લાગ્યો, "હે મિત્ર! મારી જે ઈચ્છા છે તે ઈચ્છા બ્રહ્મા પણ પાર પાડી શકે તેમ નથી. આ સિંહણ મારી નજર આગળ ભુખને લીધે મરણ પામી છે, તે પાછી પોતાના પૂર્વ દેહને પ્રાપ્ત થઈ જીવતી થાય અને મને ખાઇને સંતોષ પામે એમ મારૂં મન ઇચ્છે છે."

આ પ્રમાણે તે વરાહ બોલતો હતો એવામાં ધર્મરાજે સ્વદેહે પ્રગટ થઇ પોતાનો હાથ તેના શરીરપર ફેરવ્યો કે તે વરાહે તુરત મુનીરાજનું દિવ્યસ્વરૂપ ધારણ કર્યું. પછી ધર્મરાજા બોલ્યા, "મેંજ આ સિંહ, સિંહણ ને તેના બાળકનું રૂપ ધારણ કર્યું હતું, ને આ સર્વ માયા રચી હતી. કેમકે તું પરોપકાર ને જનદયા કરવામાં એક્કો કહેવાય છે તો તારો પરાજય કોઇપણ રીતે કરવો એમ મેં મનમાં ધાર્યું હતું. પરંતુ તેં અખંડ પરાક્રમથી, પરોપકાર કરવા માટે તારા પ્રાણ આપ્યા અને મને ધર્મને જીતી લીધો ને તેથી તેં આજે મુનીંદ્રની પદવી મેળવી છે!" તે સાંભળી, તે મુનિ, સમક્ષ ઉભેલા ધર્મરાજાને જોઇને બોલ્યા કે, "પવિત્રપ્રભુ! જો કે મને મુનીંદ્રની પદવી પ્રાપ્ત થઇ છે, તોપણ જ્યાં સુધી આ મારો મિત્ર વાનર છે, તે વાનરની જાતિમાંથી મુક્ત થયો નથી, ત્યાં સુધી

મને આ પદ આનંદ આપતું નથી!" તે સાંભળી ધર્મરાજે તે વાનરને પણ આકૃતિથી બદલી મુનિની પદવી આપી. જો મોટાની સાથે સત્‌સમાગમ થાય છે તો તેમાંથી અવશ્ય મોટું ફળ મળે છે. ત્યાર પછી ધર્મરાજ અંતર્ધાન થઈ ગયા અને મરણ પામેલી સિંહણ પણ અંતર્ધાન થઇ ગઇ.

"માટે હે રાજા! જો કોઈ પરાક્રમ અને પરોપકારવડે ધર્મનો ઉત્સાહ રાખે છે તો દેવતાઓ પણ તેમાં સાહ્ય કરે છે; અને તેથી મનોરથની સિદ્ધિ થાય છે." આ પ્રમાણે દાનશૂર વિનીતમતિએ બૌધસાધુનું વચન સાંભળી, ફરીથી રાત્રે તે સ્વપ્નમાણવક કર્યું. સ્વપ્ન જોયા પછી પાછો જાગૃત થયો અને પ્રભાતમાં પોતાના ગુરુને કહ્યું; "મહારાજ! મને સ્મરણ છે કે આજે તો જાણે કોઇએક મુનિએ સ્વપ્નમાં મારી પાસે આવીને કહ્યું કે, 'પુત્ર! હવે તારાં સર્વ પાતિક નાશ પામ્યાં છે ને તું શુદ્ધ થયો છે, તો હવે તું બોધિસત્વપણું પ્રાપ્ત થવા માટે તેનો આચાર પાળ.' તે સાંભળતાં વેળાજ હું આજ શાંતિમાં જાગૃત થઇ ગયો છું—મને આજે જરા પણ દુઃખ થયું નથી." આ પ્રમાણે તે રાજા પોતાના ત્યાગી ગુરુને જણાવી એક શુભ દિવસે તેની આજ્ઞા લઈ યોગચર્યા કરવા લાગ્યો અને દરરોજ યાચકોને તેની ઇચ્છા પ્રમાણે દાન દેવા લાગ્યો. જેમ જેમ તે દાન કરતો હતો તેમ તેમ તેની લક્ષ્મિ પણ અક્ષય થતી હતી, કારણ કે ધર્મ કરવાથીજ સંપત્તિ વૃદ્ધિ પામે છે.

એક દિવસે એક યાચક બ્રાહ્મણ તે રાજા પાસે આવીને વિનતિ કરવા લાગ્યો: "મહારાજ! હું બ્રાહ્મણ છું, અને પાટલીપુત્ર નામના નગરમાં વસુ છું. ત્યાં એક બ્રહ્મરાક્ષસ મારી અગ્નિશાળાનો માલેક થઈ બેઠો છે ને મારા પુત્રને પણ તે લઇ ગયો છે; અને તેને અટકાવવા, કે તેનો પરાજય કરવામાં મારી કોઈ યુક્તિ ચાલી શકતી નથી. માટે યાચકોની મનકામના પાર પાડવામાં કલ્પવૃક્ષ સરખા આપની પાસે એક વસ્તુ માગવા માટે આવ્યો છું તે એ છે કે, આપની પ્રતિઘ્ન—સર્વ શંકટનાશક વિંટી મને આપો, કે તેને લીધે મારૂં કલ્યાણ થાય." આ પ્રમાણે તે બ્રાહ્મણે રાજાની પાસેથી વિંટી માગી, એટલે તે રાજાને જે વિંટી કાળજીહ્વથી મળી હતી તે વિંટી ઉદારતાથી તે યાચકને આપી દીધી. તે બ્રાહ્મણ વિંટી લઇને ગયો તે પછી તે બોધિસત્વ રાજાનો યશ શ્રી બુદ્ધના નિર્મળવ્રત ધારણ કરવાથી આખા જગતમાં પ્રખ્યાત થયો.

તે પછી કોઈએક ઇંદુકલશ નામનો રાજકુમાર ઉત્તર દેશમાંથી આ રાજાને ત્યાં પરોણા તરીકે આવ્યો. રાજા વિનીતે તેનો આદરસત્કાર કરી, તેનાં નામ ઠામ પુછયાં, તો જાણ્યું કે આ કુમાર ઉત્તમ કુળમાં જન્મેલો જણાય છે. પછી વિનીતે વાતમાંને વાતમાં પુછી લીધું કે તમે કેમ આવ્યા

છો ? એટલે તે રાજકુમાર બોલ્યો; "આજકાલ પૃથ્વી ઉપર સઘળા યાચકોના તમે ચિંતામણિ છો; તેથી સર્વની ઇચ્છા પ્રમાણે મનોરથ પૂરો છો. કોઈ યાચક તમારા પ્રાણની માગણી કરવા આવે તો તે પણ નિરાશ થઇને પાછો જતો નથી. હવે મારે જે કહેવાનું છે તે સાંભળો: હું મારા પિતાની રાજ્યગાદી ઉપર બેસીને રાજ્ય ચલાવતો હતો. ત્યાં મારા કનકકળશ નામના ભાઇએ આવીને મને રાજગાદી ઉપરથી ઉઠાડી મૂક્યો છે, માટે હું તમારે શરણે આવ્યો છું. હે વીર ! માટે તમારી પાસે જે તરવાર અને ઘોડો છે તે બે ચીજ મને આપો, કે જેના પ્રતાપથી હું મારા ભાઇનો પરાજય કરી મારા રાજ્યને પ્રાપ્ત કરૂં." વિનીતમતિ રાજાએ તેનું કહેવું સાંભળી તરત પોતાનો ઘોડો અને તરવાર, જે રાજ્યના કવચમણી રૂપ હતાં તે બન્ને દાનમાં આપી દીધાં. તે જોઇ મંત્રિઓ પોતાનાં મુખ નિચાં કરી નિસાસા નાખવા લાગ્યા, પરંતુ તે આપતી વખતે રાજાના મનમાં તલમાત્ર પણ ક્લેશ કે વિચાર ઉપજ્યો નહીં, કારણ કે તેનો સ્વભાવ ધીર થઇ ગયો હતો. તે તરવારના પ્રતાપથી તે રાજકુમારે ભાઇનો પરાજય કરી પોતાનું રાજ્ય પુનઃ સંપાદન કીધું. ત્યાર પછી રાજ્ય ઉપરથી ભ્રષ્ટ થયેલો તેનો ભાઈ કનકકળશ, તે નગરીમાં વિનીત રાજાની પાસે આવ્યો, અને રાજ્ય ગયાના દુઃખથી અગ્નિમાં પ્રવેશ કરવાની તૈયારી કરવા લાગ્યો. તે વાર્તા વિનીતમતિના જાણવામાં આવી એટલે તેણે પોતાના મંત્રીઓને કહ્યું, "આ સત્પુરૂષ મારા અપરાધથી રાજ્ય ભ્રષ્ટ થઇને આ દશાને પામ્યો છે તો હવે હું તેને મારૂં રાજ્ય અર્પણ કરીને તેના ઋણમાંથી મુક્ત થાઉં. આ મારા રાજ્યથી જો હું બીજા પર ઉપકાર કરી શકું નહીં તો તે રાજ્ય શા કામનું છે? માટે મારે આ રાજ્યથી કોઈનો ઉપકાર કરવો જોઇએ. વળી હું પુત્ર રહિત છું માટે આ રાજકુમાર મારા દત્તકપુત્ર તરીકે થઇ રાજ્યકાજ ભલે ચલાવે." આ પ્રમાણે મંત્રીઓને કહ્યું, ત્યારે મંત્રીઓએ તેમ કરવાની ઇચ્છા જણાવી નહીં, તોપણ રાજાએ તો કનકકળશને તેડાવી પોતાનું રાજ્ય તેને અર્પણ કરી દીધું; અને તેજ વખતે તે પોતાની બન્ને સ્ત્રીની સાથે નગરની બાહાર સંકલ્પ વિકલ્પ કર્યા વગર, શાંત મનથી (યોગી વેશ ધરી) નિકળી ગયો. તે જોઇ શેહરના માણસો વિલાપ કરવા લાગ્યાં કે, "હાય ! હાય ! પૂર્ણ ચંદ્ર આખા જગતને તૃપ્ત કર્યા કરતો હતો તેને એકદમ મેઘ મંડળે આવીને ઢાંકી દીધો, ને તેથી તે અદૃશ્ય થઇ ગયો. હાય ! કલ્પદ્રુમ જેવો આપણો રાજા, જે સર્વ પ્રાણીઓના મનોરથ પૂરણ કરતો હતો, તેને દૈવ કયાં લઇ ગયો ?" આ પ્રમાણે શોકતપ્ત થઇ આંસુડાં ગાળીને રુદન કરતી હતી તેની પ્રજા, તેની પાછળ શેહરની બાહાર નિકળી, ત્યારે વિનીતે પોતાની પ્રજાને સામભેદથી સમજાવી અતિ શ્રમે શેહરમાં પાછી વાળી; અને પોતે પોતાની

બન્ને સ્ત્રીઓની સાથે રથ કે અશ્વ વગર પાંઉ પ્યાદો અરણ્યમાં ગયો.

તે વનમાં દૈવે તેની ધૈર્યતાની કસોટી કરવા માટે ઝાડ પાણી વગરની મરૂભૂમિ રચી. તેમાં તડકાની ગરમીથી રેતી ધગધગતી હતી. રાજા વિનીત ઘણો તરસ્યો થયો હતો ને માર્ગમાં ચાલવાથી થાકીને મ્લાન થઇ ગયો હતો, તેથી તે પોતાની બન્ને સ્ત્રીની સાથે એક જગ્યા ઉપર જઇને વિશ્રામ લેવા બેઠો, તેવો તે તથા તેની બન્નો સ્ત્રી નિદ્રાવશ થઇ ગયાં. પણ નિદ્રામાંથી જાગૃત થઇને જ્યાં તે જુવે છે ત્યાં તો તેના ધર્મના પ્રતાપથી એક મોટો બગીચો બની ગયો છે; તેમાં શીતળ ને સ્વચ્છ જળથી પૂર્ણ ભરેલા તલાવોમાં કમળ ખીલી રહ્યાં છે; લીલા ઘાસના ગાલિચાથી જમીન ઢંકાઇ ગઇ છે; વૃક્ષ, ફળના ભારથી લચી ગયેલાં છે; અને સઘન છાયા નિચે લીસી અને મનોહર–મોટી તથા ઊંચી પાષાણની પાટો પડી રહી છે; કુંજલતા ને વૃક્ષ ઘટાથી તે વાટિકા નવપલ્લવ થઇ રહી છે, ને જ્યાં ત્યાં પશુ પક્ષીઓ આનંદમાં કલ્લોલ કરી રહ્યાં છે. આવી રીતે અનુપમ તે બગીચો જાણે તપના પ્રતાપથી એવો થયો કે શું વિનીત રાજાએ નંદનવનને તો સ્વર્ગમાંથી અત્રે આણ્યું નથી તેવું શોભતું હતું. રાજા વિનીત વારંવાર તે અનુપમ બગીચાને જોઈ મનમાં આશ્ચર્ય પામ્યો ને વિચાર કરવા લાગ્યો કે, આ તે મને સ્વપ્ન આવ્યું હશે કે ભ્રમ થયો હશે કે દેવતાઓએ મારા ઉપર દયા આણીને આ બગીચો બનાવ્યો હશે, કે શું હશે! આ પ્રમાણે તે આશ્ચર્યમાં આવી પડ્યો છે એવામાં કોઇ બે સિદ્ધ, હંસના જોડાનું રૂપ ધારણ કરી આકાશમાં ફરતા હતા તેણે આકાશમાંથી નિચે પ્રમાણે કહ્યું: "હે રાજા! તને તારા પોતાના પવિત્ર મહાત્મ્યમાં અતિશય આશ્ચર્ય શું ઉત્પન્ન થાય છે વારૂ? આ સર્વ તારા તપોબળથી તને મળ્યું છે; માટે તું હમેશાં પુષ્પ તથા ફળવાળા આ બગીચામાં યથેચ્છ મને નિવાસ કર." વિનીતમતિએ આ પ્રમાણે સિદ્ધનાં વચન સાંભળ્યાં કે શાંતિથી તે વનમાં બન્ને સ્ત્રીની સાથે રહીને તપ કરવા લાગ્યો.

એક દિવસે વિનીતમતી શીલાતળ ઉપર બેઠો હતો ત્યાં તેણે સમીપમાં કોઇએક પુરૂષને ફાંસી ખાઈ આત્મહત્યા કરવા માટે તૈયાર થયેલો દીઠો, એટલે તે તરત તેની પાસે ગયો અને મધુર વાણીથી તેને સમજાવી મરવામાંથી અટકાવ્યો અને તે પુરૂષને પુછ્યું કે "તું શા માટે ફાંસી ખાઇને મરે છે?" તેણે ઉત્તર આપ્યો: "હું મારા મરણની વાર્તા તમને આરંભથી માંડીને કહું છું તે સાંભળો."

### એક બ્રાહ્મણની કથા.

મારા પિતાનું નામ નાગશૂર હતું અને મારૂં નામ સોમશૂર છે,

ને હું સોમ જ્ઞાતમાં જન્મ્યોછું. મારા જન્મ સમયે મારા પિતાએ જોશીઓને તેડાવ્યા હતા. તેઓએ મારા જન્મગ્રહ જોઇને મારા પિતાને કહ્યું કે તમારો પુત્ર ચોર થશે. હું ચોર થાઉ તેથી ભય ધરીને મારા પિતાએ મને મહાશ્રમે સારી રીતે ધર્મશાસ્ત્ર ભણાવ્યું. હું ધર્મશાસ્ત્ર ભણ્યો તો ખરો, પણ દુર્જન લોકોની સંગતથી ચોરી કરતાં શિખ્યો. આ જગતમાં પૂર્વજન્મનું જે કર્મ હોય છે તેને કોણ ફેરવી શકે છે ? એક વખતે ચોકી કરનારા સીપાઈઓએ મને ચોરોના ટોળામાંથી પકડ્યો અને દેહાંત દંડ કરવા માટે વધસ્થાનમાં લઇ ગયા. તે ક્ષણે રાજાનો એક હાથી ગાંડો થઇ પોતાની સાંકળ તોડી નાંખી માણસોને મારતો મારતો, હું જ્યાં ઉભો હતો ત્યાં આવ્યો. ચંડાળ લોકો તે હાથીના ભયથી મને મૂકીને આમ તેમ નાસી ગયા. આ અવસરમાં હું પણ લાગ જોઇ ત્યાંથી સટકી ગયો; પણ એવામાં નગર જનોને મોઢેથી મારા સાંભળવામાં આવ્યું કે મને ફાંસીએ દેવા માટે લઇ ગયા છે એવું જાણતાં વારજ મારો પિતા મરણ પામ્યો ને તેની પાછળ મારી મા સતી પણ થઇ. આ વાર્તા સાંભળીને મારૂં મન ઉદાસ થઈ ગયું ને હું ઉદાસી થઇને દેહત્યાગ કરવાની ઇચ્છાથી ફરતો ફરતો આ મોટા નિર્જન વનમાં આવી ચઢયો! હું અહીં આવ્યો, તેવામાં એક દિવ્ય સ્ત્રીએ મને અકસ્માત્ દર્શન દઇ શાંત કર્યો અને કહ્યું, "હે પુત્ર! વિનીતમતિ રાજાના આશ્રમમાં તું આવ્યો છે, માટે હવે તારાં પાપ નાશ પામ્યાં છે અને (તું તેની પાસે જા) તેનાથી તને જ્ઞાન મળશે." તે સ્ત્રી આટલી વાર્તા કહી આકાશમાં ઉડી ગઇ અને પછી હું વનમાં તે રાજર્ષિની શોધ કરવા માટે ફરવા માંડ્યો. પરંતુ તે રાજર્ષિ મને કાંહિ પણ મળ્યા નહીં, તેથી ઘણો નિરાશ થઇ ગયો ને મારૂં (પાપી) શરીર ત્યાગ કરવા માટે તૈયાર થયો મહારાજ, એવામાં તમે મને દીઠો ને મરતાં અટકાવ્યો.

સોમશૂરનાં તે વચન સાંભળી રાજર્ષિ વિનીત, તેને પોતાની પર્ણકુટીમાં લઇ ગયા અને ત્યાં પોતાનું ઓળખાણ કરાવા માટે પોતાનું નામ તેને જણાવી તેની આગતાસ્વાગતા કરી. જમવાનો સમય થયો એટલે બન્ને જણાએ ભોજન કર્યું. ત્યાર પછી વિનીતે સરળ સ્વભાવના તે સોમશૂરને અવળે માર્ગે જતાં અટકાવવા માટે જુદી જુદી ધર્મ સંબંધી કથાઓ નિચે પ્રમાણે કહેવા માંડી. તે બોલ્યો: "હે પુત્ર અજ્ઞાનનો ત્યાગ કરવો જોઈયે. કારણ કે અજ્ઞાનથી બુદ્ધિ વિપરીત થાય છે, ને વિપરીત બુદ્ધિવાળા મનુષ્યો આલોકમાં અને પરલોકમાં દુ:ખ ભોગવે છે. તે ઉપર એક શાસ્ત્રની કથા સાંભળ."

## દેવભૂતિની કથા.

પૂર્વે પાંચાલ દેશમાં દેવભૂતિ નામનો એક બ્રાહ્મણ રહેતો હતો,

તે વેદવિદ્યામાં ઘણો કુશળ હતો. તેને ભોગવતી નામની સ્ત્રી હતી, ને તે મહાસતી હતી. એક વખતે દેવભૂતિ સ્નાન કરવા માટે ગયો અને તેની સ્ત્રી શાક લેવા માટે શાકના વાડામાં ગઇ, તો ત્યાં ધોબીના એક ગધેડાને શાક ચરતો જોયો. તે જોઈને હાથમાં લાકડી લઈને તે સ્ત્રી ગધેડાની પાછળ દોડી, એટલે તે ગધેડો ત્યાંથી નાસી ગયો. નાસતાં નાસતાં રસ્તા ઉપરના એક ખાડામાં તે પડ્યો ને તેનો પગ મરડાઇ ગયો. તે વાત તે ગધેડાના માલીક ધોબીના જાણવામાં આવી એટલે તે ગુસ્સે થઇ ગયો ને હાથમાં લાકડી લઇને તે બ્રાહ્મણીની પાસે આવ્યો ને તે વતી તથા પગની પાટુ વતી તે બ્રાહ્મણીને ખૂબ મારી. તે બ્રાહ્મણી ગર્ભવતી હતી તેથી આવી રીતે માર પડતાની સાથે તેનો ગર્ભપાત થયો. પણ પેલો ગધેડાનો ધણી (કંઈપણ દરકાર કર્યા વગર) પોતાનું ગધેડું લઇને પોતાને ઘેર ચાલ્યો ગયો.

એવામાં પેલો બ્રાહ્મણ સ્નાન કરીને ત્યાં આવ્યો ને પોતાની સ્ત્રીને જુવે છે તો તે દુઃખી હાલતમાં હતી. એટલે તેને પુછ્યું કે, 'આ શું થયું ?' ત્યારે તેણે સર્વ વાર્તા કહી સંભળાવી. તે સાંભળી તે બ્રાહ્મણ ઉદાસ થઇ ગયો. પછી તે, તે ગામના બળાસુર નામના સાશનઅધિકારી પાસે ગયો ને વિનતિ કરી ન્યાયમાં ગયો. ત્યારે તે મુર્ખચુડામણી સાશનઅધિકારીએ ગધેડાના માલેક ધોબીને બોલાવ્યો અને તે બન્નેની તકરાર સાંભળી લીધી. પછી તે મૂર્ખ અધિકારીએ એવો ચૂકાદો આપ્યો કે આ ધોબીના ગધેડાને પગે મરોડ આવ્યો છે માટે જ્યાં સુધી તે ગધેડાનો પગ સારો થાય નહીં ત્યાં સુધી તે બ્રાહ્મણે ધોબીનો ભાર ઉપાડવો અને આ ધોબીએ બ્રાહ્મણની સ્ત્રીનો ગર્ભપાત કીધો માટે તેણે બીજો ગર્ભ પેદા કરી આપવો, આ પ્રમાણે હું બન્નેને શિક્ષા કરૂં છું." આ પ્રમાણે તે સાશનઅધિકારીએ ચૂકાદો આપ્યા પછી તે બ્રાહ્મણ અને બ્રાહ્મણી બન્ને જણાએ, તે દારૂણ દુઃખને લીધે ઝેર ખાઇને પ્રાણ ત્યાગ કર્યો. આ વાર્તા તે ગામના રાજાના જાણવામાં આવી ત્યારે તેણે અન્યાય કરનારા અને બ્રહ્મહત્યારા સાશનઅધિકારીને મારી નખાવ્યો અને તે પછી તે દુષ્ટ ઘણા કાળપર્યંત પશુ જાતિમાં અવતર્યો.

"આ રીતે જે માણસ અજ્ઞાનરૂપ અંધારામાં ઢંકાઇ ગયા છે, તે પોતાના દોષથીજ આડે માર્ગે જાય છે, અને તે શાસ્ત્રરૂપ દીવાઓને આગળ ધરતા નથી ને તેથી અજ્ઞાનરૂપ અંધારામાં અટવાઈ અવશ્ય આડાઅવળા પડે છે." રાજર્ષિ વિનીતમતિએ, ઉપદેશની ઇચ્છા રાખનારા સોમશૂરને આ પ્રમાણે કથા કહી બતાવી તેને શિખામણ માટે પુનઃ કહ્યું; "હે વત્સ! હું તને પૂર્ણ જ્ઞાની થવા માટે એક કથા કહું છું તે સાંભળ!"

## દાનપારમિતા ઇંદુપ્રભની કથા.

પૂર્વે પુરૂક્ષેત્રમાં મલયપ્રભ નામનો એક રાજા રહેતો હતો. એક દિવસે તેના દેશમાં દુકાળ પડ્યે તેથી તે મલયપ્રભ પોતાની પ્રજાને ધનનું દાન દેવા તત્પર થયો; આપવા લાગ્યો. પણ તેના લોભી મંત્રિયોએ લોભથી તે રાજાને ધન દાન દેતાં અટકાવ્યો. તે જોઇ તેના પુત્ર ઇંદુપ્રભે પોતાના પિતાને કહ્યું: "પિતાજી! તમે લોભી મંત્રિયોના કહેવાથી પ્રજાની ઉપર બેદરકારી કેમ રાખો છો? તમે તેન કલ્પદ્રુમ છો અને પ્રજા તમારી કામધેનુ છે!" આવી રીતે રાજાને આગ્રહપૂર્વક પુત્રે કહ્યું તોપણ, રાજા મંત્રીઓને અધીન હતો, માટે તેણે ઉદાસી થઇને પુત્રને કહ્યું કે: "શું! મારી પાસે અખૂટ દોલતબોલત છે કે? મારી પાસે જયાં સુધી અખૂટ ધન નથી ત્યાં સુધી હું પ્રજાનું કલ્પવૃક્ષ કેમ થઈ શકું? ને એવી ઇચ્છા છે તો તુંજ પ્રજામાં કલ્પવૃક્ષપણું શા માટે ધારણ કરતો નથી?" આવી રીતે પિતાની વાણી સાંભળી, રાજકુમારે પ્રતિજ્ઞા કરી કે મારે તપ કરીને કાં તો કલ્પવૃક્ષ મેળવવું અથવા તો પ્રાણ ત્યાગ કરવો. આવો નિશ્ચય કરી તે મહાસત્વ ગુણી રાજકુમાર પોતે વનમાં જઇ તપ કરવા લાગ્યો, અને અહીં દુકાળ મટી ગયો. રાજકુમારનું તીવ્રતપ જોઇ ઇંદ્રે આવી વરદાન માગવા કહ્યું; ત્યારે તે રાજકુમારે માગ્યું કે, "મારા પોતાના ગામમાં કલ્પવૃક્ષ ઉગે." એટલે ચારે તરફ ફેલાએલી નવપલ્લવ શાખાઓવડે અને પક્ષિઓના શબ્દોવડે દૂર રહેલા યાચકોને જાણે પોતાની સમીપમાં ખેચી લાવતું હોય એવું તથા બોલાવતું હોય એવું કલ્પવૃક્ષ એકદમ તે નગરમાં ઉગ્યું. પછી તે રાજકુમાર નિરંતર યાચકોને દુર્લભ પ્રાપ્ય એવી વસ્તુનું દાન દઇને પોતાની પ્રજાને, તે જાણે સ્વર્ગમાં હોય, ને જેમ તેઓ ઇચ્છા રહિત થાય તે પ્રમાણે ઇચ્છા રહિત કરી દીધા. કેટલાએક કાળસુધી રાજાએ એપ્રમાણે દાન આપ્યું; ત્યારપછી ઇંદ્રે તે રાજાની પાસે આવી તેને લોભવવા માટે કહ્યું કે; "તેં લોકો ઉપર પૂર્ણ ઉપકાર કરેલો છે, હવે તું સ્વર્ગમાં પધાર!" ત્યારે કલ્પદ્રુમ રૂપ થયેલો તે રાજા બોલ્યો: "જ્યારે અહિંઆં બીજાં વૃક્ષ પોતાના સ્વાર્થની ઇચ્છા રહિત થઇ મનોહર ફળ તથા પુષ્પો હંમેશાં પરોપકારનું કામ કર્યા કરે છે તો હું કે જે તેઓનું કલ્પવૃક્ષ છું, તે પરોપકાર કરવો છોડી દઈ મારા પોતાનાજ સુખ માટે, આટલા લોકના મનની આશાનો ભંગ કરી, સ્વર્ગમાં કેમ આવું?" આવી રીતે તેણે કહ્યું એટલે તેનું ઉદાર વચન સાંભળી ફરીને ઇંદ્રિ બોલ્યો; "એમ જો તારા મનાં હોય તો તારી સમગ્ર પ્રજા ભલે સ્વર્ગમાં આવે!" ત્યારે રાજાનો ત્ર કલ્પદ્રુમ તેને કહેવા લાગ્યો કે, "જો તું પ્રસન્ન

થયો હોય તો મારી પ્રજાને સ્વર્ગમાં લઇ જા. મારે આ પ્રજાનું કામ નથીઃ હું પરોપકાર કરવાની સિદ્ધિ મેળવવા માટેજ મોટું તપ કરીશ." આ પ્રમાણે રાજકુમારે કહ્યું ત્યાર પછી બુદ્ધદેવનો જેમાં અંશ હતો એવા તે રાજકુમારનાં વખાણ કરતો ઇંદ્ર તેના ઉપર પ્રસન્ન થયો ને તેના કહેવા પ્રમાણે તેની સમગ્ર પ્રજાને સ્વર્ગમાં લઇ ગયો. પછી ઇંદુપ્રભ કલ્પવૃક્ષના સ્વરૂપનો ત્યાગ કરી પોતાનું સ્વસ્વરૂપ ધારણ કરી વનમાં જઇને તપ કરવા લાગ્યો; ને તે તપના પ્રભાવથી બોધિસત્વાદને પામ્યો.

"માટે જે લોકો દાન ઉપર પ્રેમ રાખે છે તેને સિદ્ધિ મળે છે એમ મેં કહ્યું છે. આ પ્રમાણે દાનપારમિતાની કથા કહી, હવે તું શીલપારમિતાની કથા સાંભળ."

## શીલપારમિતાની કથા.

પૂર્વે હેમપ્રભ નામનો પોપટનો રાજા, વિંધ્યાચળ પર્વત ઉપર રહેતો હતો. તેમાં બુધ્ધદેવનો અંશ હતો. તેણે પૂર્વ જન્મમાંથીજ શીયળ પાળવાનો અભ્યાસ કર્યો હતો. વળી તેને પૂર્વ જન્મનું સ્મરણ હતું અને તે ધર્મનો ઉપદેશ પણ કરતો હતો. આ રાજાને ત્યાં ચારૂમતિ નામનો એક પોપટ પ્રતિહારપણું કરતો હતો. તે સંસારના વિષયમાં ઘણોજ આસક્ત રહેતો હતો. એક વખતે કોઇએક પારધીએ તે પ્રતિહારની સ્ત્રીને મારી નાખી; તેના વિરહદુઃખથી ઉદાસી થઇ પોતાની કરુણાજનક અવસ્થાનો સોચ કરતો થકો તે પોપટ વનમાં ચાલી નિકળ્યો. ત્યારે પોપટના રાજા બુદ્ધિશાળી હેમપ્રભે યુક્તિથી તેના શોકને દૂર કરાવી, તેનું હિત કરવા માટે કૃત્રિમ વચન કહેવા માંડ્યાં; "અરે ભાઇ ચારૂમતિ! તારી સ્ત્રી મરણ પામી નથી, પણ તે તો પારધીની જાળમાંથી છટકીને ઉડી ગઇ છે, ને મેં તેને હવણાં જીવતી દીઠી હતી. મારી સાથે ચાલ, હું તને તારી સ્ત્રી બતાવું." આમ કહી રાજા ચારૂમતિને સાથે લઇ તે પોપટરાજ આકાશ માર્ગે ઉડીને એક જળાશય ઉપર લઇ ગયો. તેના પાણીમાં તેને તેનુંજ પ્રતિબીંબ બતાવી કહ્યું: "જો આ તારી સ્ત્રી પાણીમાં બેઠી છે." તે સાંભળીને મૂર્ખબુદ્ધિ ચારૂમતિ ઘણો પ્રસન્ન થયો અને પાણીમાં પ્રવેશ કરી, પોતાના પ્રતિબીંબને આલિંગન કરી તેનું ચુંબન કર્યું. પરંતુ તેને સ્ત્રીનો સ્પર્શ થયો નહીં અને તેનું વચન પણ સાંભળ્યું નહીં, તેથી તેના મનમાં ચિંતા થઇ કે, "આ મારી સ્ત્રી આલિંગન કેમ આપતી નથી? અને મારી સાથે વાચિત કેમ કરતી નથી? શું તે મારા ઉપર ગુસ્સે તો થઇ નહીં હોય?" આ પ્રમાણે તેના કોપની શંકા કરી, ત્યાંથી જરા દૂર જઇ તેને પ્રસન્ન કરવા આમળા લઇ આવ્યો અને પોતાના પ્રતિબીંબને પોતાની સ્ત્રી માની, તેને સારૂં લગાડવા માટે, તે પ્રતિબીંબ ઉપર આમળાં નાખ્યાં. તે આમળ પાણીમાં

પડયાં કે તરત તેમાં ડુબકી ખાઇને પાછાં બહાર આવ્યાં. એટલે ચારૂમતિએ જાણ્યું કે મારી સ્ત્રીએ આમળાંને સ્વીકાર્યાં નહીં, પણ પાછાં ઠેલી મૂક્યાં! તેથી તે ઉદાસ થઇ હેમપ્રભ રાજાની પાસે આવ્યો અને બોલ્યોઃ "મહારાજ! મારી સ્ત્રી મારો સ્પર્શ પણ કરતી નથી અને મારી સાથે બોલતી પણ નથી. વધારે તો શું, પણ મેં તેને એક આમળું આપ્યું તે પણ તેણે પાછું ઠેલી મૂક્યું!" તે સાંભળી રાજાએ ધીમે ધીમે–જાણે આ વાત કહેવાને તે ઘણોજ દિલગીર હોય તેમ–બોલ્યોઃ "આ વાર્તા તને કહેવા માટે હું યોગ્ય નથી, તોપણ મારે તારી સાથે જે પ્રેમ છે તેને લીધે તને કહું છું, કે તારી સ્ત્રી બીજા ઉપર આશક્ત થઈ છે, માટે તારા ઉપર કેમ પ્રેમ કરે? તું આજ મારી સાથે ચાલ, હું આજ જળમાં તે પ્રત્યક્ષ બતાવી આપીશ." આમ કહી પોપટનો રાજા તે ચારૂમતિને જળાશય ઉપર લઇ ગયો અને પાણીમાં પોતાનું અને તેનું, બન્ને જણાંનું પ્રતિબીંબ ચારૂમતિને બતાવ્યું. ચારૂમતિએ બન્ને પ્રતિબીંબ સાથે અડકીને ઉભેલાં દીઠાં એટલે તે મૂર્ખાએ પોતાની સ્ત્રીને પર પોપટ સાથે આશક્ત થયેલી છે એમ માન્યું; ને તેના ઉપર વિરક્ત થઇ ગયો અને ત્યાંથી પાછો વળીને રાજા આગળ વિનતિ કરવા લાગ્યોઃ "હે મહારાજ! મેં મૂર્ખે તમારો ઉપદેશ માન્યો નહીં તેનું આ ફળ મળ્યું છે! માટે હવે મારે શું કરવું તે વિશે ઉપદેશ કરો." આ પ્રમાણે જ્યારે ચારૂમતિએ વિનતિ કરી ત્યારે રાજા હેમપ્રભને તેને ઉપદેશ આપવાનો અવસર મળ્યો. પછી તે પ્રતિહાર પ્રત્યે બોલ્યોઃ "ભાઇરે! હલાહલનું પાન કરવું તે સારૂં, ગળામાં સર્પ બાંધવો તે સારૂં, પરંતુ સ્ત્રી ઉપર વિશ્વાસ કરવો તે સારૂં નથી; કારણ કે તેનાપર કોઇપણ પ્રકારના જાદુમંત્ર કે મોહનમંત્રનો ઉપાય ચાલતો નથી. જેમ વંટોળીઓ પવન ચારે તરફથી ધુળ ઉરાડીને ઉત્તમ માર્ગ ઉપર જનારા લોકોને ધુળ ધુળવાળા કરી મૂકીને તેનો ખૂબ પરાભવ કરે છે, તેમ રજોગુણ ધારણ કરનારી અતિ ચપળ નારીઓ, ઉત્તમ માર્ગ ઉપર જનારને કલંકમય કરી નાખે છે; અને બરાબર તેનો પરાભવ કરે છે. માટે ધીર પરાક્રમશાળી અને બુદ્ધિવાળા મનુષ્યોએ તો સ્ત્રી ઉપર આશક્તિ રાખવીજ નહીં. પણ શીયળવ્રતવાળા, જેઓએ ઇંદ્રિયનિગ્રહ કીધા છે તેવા ઋષિનું પદ મેળવવા આશક્તિ કરવી." આ પ્રમાણે તે રાજાએ ચારૂમતિને ઉપદેશ આપ્યો એટલે તેણે સ્ત્રીઓનો ત્યાગ કર્યો અને બ્રહ્મચર્ય વ્રત પાળવા માંડયું; ને વખત વિતતાં બુદ્ધ સમાન થઇ ગયો.

"આ પ્રમાણે જે પુરૂષો પોતે શીયળના પારને પામ્યા હોય છે તે બીજાનો પણ ઉદ્ધાર કરે છે. ને તેથી મેં તમને શીયળ પારમિતાની કથા કહી બતાવી, હવે ક્ષમાના પારને પહોંચેલાની કથા સાંભળ!

## ક્ષમાપારમિતાની કથા.

કેદાર પર્વત ઉપર શુભનય નામનો એક મહા મુનિ રહેતો હતો. તે હંમેશાં મંદાકીની ગંગામાં સ્નાન કરીને પોતાનું ષટ્કર્મ કર્યા કરતો હતો. તે સ્વભાવે સરળ, ધીરવીર હતો અને તેનું શરીર તપ કરવાથી દુર્બળ થઇ ગયું હતું. એક સમય ઉપર કેટલાએક ચોર ત્યાં આવ્યા, અને તેઓએ ત્યાં આગળ કોઇ વખતે જમીનમાં સોનું દાટયું હતું, તે શોધવા લાગ્યા; તોપણ તે કયાંઈથી મળ્યું નહીં ત્યારે તે ચોરોએ વિચાર કર્યો કે આ વનમાં કોઇ માણસ નથી, માટે આ મુનિએજ તે કાઢી લીધું હશે. આમ માની તે ચોરો મુનિના મઠમાં જઇને મુનિને કહેવા લાગ્યા, "ઓ રાંડના ગમાર, શઠના શિરોમણી ને ચોરના ઉસ્તાદ! તેં અમારૂં સોનું જમીનમાંથી કાઢી લીધું છે તે પાછું આપ. આશ્ચર્ય છે કે તું અમો ચોરનો પણ ચોર થયો છે!" આ પ્રમાણે તે પાપી ચોરોએ મુનિને અસત્ય વચન કહી, નહીં સાંખી શકાય તેવાં વેણો કહ્યાં. ત્યારે તે મુનિ બોલ્યા, "ભાઇઓ, મેં તમારી કોઇ સોનામહોર દીઠીએ નથી અને કંઇ લીધુંએ પણ નથી." એટલે તે દુષ્ટ ચોર લોકો લાકડીઓથી તે મુનિને મારવા લાગ્યા, તોપણ સત્યવાદી મહામુનિએ તેનું તેજ વાકય પુનઃ પુનઃ કહ્યું. ત્યારે તે ચોરોએ 'આ મુનિ દુરાગ્રહી છે' આમ માની એક પછી એક તેના હાથ તથા પગ કાપી નાખ્યા, અને છેલ્લે આંખો કાઢી લીધી. તોપણ મુનિના મનમાં જરાપણ ક્રોધ વ્યાપ્યો નહીં, પણ છેવટપર્યંત તેનું તેજ વચન બોલ્યા કીધું. ત્યારે ચોર લોકોએ તેને નિર્વિકાર–કામ ક્રોધાદિરહિત માની, બીજો કોઇ સુવર્ણ લઇ ગયો હશે આમ ધારીને જેમ આવ્યા હતા તેમજ પાછા ચાલ્યા ગયા. બીજે દિવસે પ્રભાતના તે મુનિનો શિષ્ય શેખર જ્યોતિ નામનો રાજા, તે મુનિનાં દર્શન કરવા માટે આવ્યો. તેણે મુનિની આવી દશા જોઇ, ઘણોજ અફસોસ વ્યાપ્યો, ને પછી મુનિની સર્વ બાબતથી વાકેફ થયા પછી તે રાજાએ તેજ વખતે તે ચોરોની શોધ કરાવી ને તેજ જગ્યાએ પકડી મંગાવ્યા. ત્યાર પછી તે રાજા ચોરોને મારવા માટે તૈયાર થયો એટલે તે મુનિ રાજાને કહેવા લાગ્યો; "પ્રિયશિષ્ય ! તું જો એ ચોરોને મારીશ તો હું મારો દેહ ત્યાગ કરી દઇશ. તે ચોરો નિરપરાધી છે; કારણ કે મને તો હથીઆરવતી આમ થયું છે તેમાં તેઓનો અપરાધ શો? કદી તું કહીશ કે શસ્ત્ર વાપરનારા તો તે હતા? પણ તેના ઉત્તરમાં જણાવવાનું કે તેઓને ઉશ્કેરનારો ક્રોધ છે; અને સોનામહોર ખોવાઈ જવાથી તેઓને ક્રોધ થયો છે; અને તે સોનામહોરનું ગુમ થઇ જવાનું કારણ મારૂં પૂર્વ જન્મમાં કરેલું પાપ છે; અને તે પાપ

થવાનું કારણ મારૂં પોતાનું અજ્ઞાન છે; માટે તે અજ્ઞાન મારૂં બુરૂં કરનાર છે. માટે મારા અજ્ઞાનનોજ નાશ કરવો યોગ્ય છે; કારણ કે તેજ મારૂં બુરૂ કરનાર છે. કદાચિત આ ચોરો મોતને પાત્ર છે, તો પણ તેઓએ મારાપર ઉપકાર કીધો છે માટે તેઓ મારવા લાયક નથી; પણ જીવતા રાખવા લાયક છે. જો આ ચોર લોકો મને આ પ્રમાણે શિક્ષા કરત નહીં તો હું મોક્ષફળ આપી, ક્ષમા કોના ઉપર કરત? માટે આ ચોર લોકોએ મારા ઉપર પૂર્ણ ઉપકાર કર્યો છે." આ પ્રમાણે ક્ષમાવંત મુનિએ ઘણાં ઘણાં વાક્યો સંભળાવીને રાજાને જ્ઞાનનો ઉપદેશ આપી, તે ચોરોને મરણ શિક્ષામાંથી મુકત કરાવ્યા. તેજ વખતે તે તપના પ્રતાપથી તથા ક્ષમાના પ્રભાવથી તે મુનિરાજનું શરીર પ્રથમ જેવું, હાથ પગવાળુ બની ગયું, અને તેને સિધ્ધિનો લાભ થયો.

"આ પ્રમાણે જે ક્ષમાવંત પુરૂષો હોય છે, તે સંસારસાગરને તરે છે. આવી રીતે ક્ષમાપારમિતાનું વર્ણન કર્યું, હવે ધૈર્યપારમિતાનું વર્ણન તું સાંભળ.

## ધૈર્યપારમિતાની કથા.

પૂર્વે માલાધર નામનો એક બ્રાહ્મણ પુત્ર હતો. તેણે એક વખતે આકાશમાં એક સિધ્ધ કુમારને વિહાર કરતો દીઠો. પછી તેની પેઠે ઉડવા માટે પોતે પણ બન્ને પડખાં ઉપર ખડની પાંખો બાંધી હમેશાં આકાશમાં ઉડી ઉડી ઉડવાનો અભ્યાસ કરવા લાગ્યો. આ પ્રમાણે તે દરરોજ શ્રમ કરવા લાગ્યો, પણ તે શ્રમ નીષ્ફળ જતો હતો. એવામાં એક દિવસે આકાશમાં ઉડતા સિદ્ધકુમારે તે છોકરાને ઉડવા માટે શ્રમ કરતાં દીઠો ત્યારે તેણે વિચાર કર્યો કે, "આ ધૈર્યવંત છે અને થાકી જાય છે, તથાપિ અલભ્ય વસ્તુમાં પણ ઉદ્યમ કરે છે. હજી એ બાળક છે;

માટે મારે એના ઉપર દયા કરવી યોગ્ય છે. એને મારો સેવક બનાવું તો ઠીક!" આમ વિચાર કરી તે તેના ઉપર પ્રસન્ન થયો અને તેને પોતાની શક્તિથી પોતાની પાસે ખેંચી લઇને પોતાનો સેવક કર્યો. "માટે જેઓ ધૈર્ય ધારીને કામ કરે છે તેના ઉપર દેવતાઓ પણ પ્રસન્ન રહે છે. આ પ્રમાણે મેં ધૈર્યપારમિતાની કથા કહી બતાવી, હવે ધ્યાનપારમિતાની કથા સાંભળ.

## ધ્યાનપારમિતાની કથા.

પ્રાચિનકાળમાં કર્ણાટક દેશમાં વિજયમાલી નામનો એક સાહુકાર વસતો હતો. તે ઘણોજ સમૃદ્ધિવાળો હતો, ને તેને એક પુત્ર હતો જેનું નામ મલયમાલી હતું મલયમાલી તરૂણા વસ્થામાં આવ્યા પછી

એક દિવસ પોતાના પિતાની સાથે ઇંદુકેસરી નામના રાજાના રંગમહાલયમાં ગયો; ત્યાં તેની પુત્રી ઇંદુયશાને દીઠી. તે કન્યા કામદેવની એક સૌભાગ્ય-લતાની પેઠે મનમાં મોહ ઉપજાવનારી હતી. આ કન્યાએ તે સાહુકારના પુત્રને દર્શન આપતાંજ, તેના હૃદયમાં માર*દ્વારા પ્રવેશ કર્યો. પછી તે પોતાને ઘેર આવ્યો, પણ તે મલયમાલી કામાતુર થયો હતો તેથી તેને નિદ્રા આવી નહીં. તેનું શરીર ફીકકું પડી ગયું; અને તે નિરંતર ચંદ્રવિકાસી કમળની પેઠે કોકડું વળીને પડી રહેવા લાગ્યો. અને રાત દિવસ તે રાજકુમારીની મનમોહન છબીલી છબીનુંજ ધ્યાન ધરવા લાગ્યો; ને આહારપાણી પણ ત્યજી દીધાં. જ્યારે તેના ઘરના માણસોએ પુછ્યું કે ભાઈ! તું આમ ઉદાસીમાં કેમ છે,' ત્યારે પણ તેણે મૂગો હોય તેમ કંઇ ઉત્તર વાળ્યો નહીં.

એક દિવસે તેનો મંથરક નામનો એક મિત્ર, જે રાજાનો ચિત્રકાર હતો ને પ્રતિષ્ઠિત હતો તેણે એકાંતમાં, વિરહથી આતુર થયેલા તે સાહુકારના પુત્રને પુછ્યું; "અલ્યા ભાઇ! તું ભિંતે આળખેલાં ચિત્રની માફક ભિંતની તરફ નજર કરીને શા માટે બેસી રહે છે? તું કેવળ એક પાષાણમય મૂર્તિ પેરે નથી ખાતો, નથી પીતો, નથી સાંભળતો, ને નથી જોતો, તેનું કંઇ કારણ?" આ પ્રમાણે તે મિત્રે આગ્રહપૂર્વક તેને પુછ્યું ત્યારે તે સાહુકારના પુત્ર મલયમાલીએ, પોતાના મિત્ર મંથરકને, પોતાના મનની વાત કહી બતાવી. તે સાંભળીને મંથરક બોલ્યો; "તારા જેવા વણિકપુત્રે રાજકન્યા ઉપર ઇચ્છા કરવી યોગ્ય નથી. કારણ કે હંસ ભલે બીજા સાધારણ તળાવોના કમળોની સુખસંપત્તિની વાંછા કરે, પણ તે હંસ વિષ્ણુના નાભિકમળની વૈભવ લક્ષ્મીને ભોગવનારો કોણ? તે વૈભવ તે બ્રહ્માજ ભોગવે!"

આ પ્રમાણે તે ચિત્રકારે કહીને તેને સમજાવ્યો, તોપણ તેને તેની તે વિરહ વેદનામાંથી વારી શક્યો નહીં. ત્યારે તે ચિત્રકારે તેનો સમય કાઢવા માટે, તેને આનંદ આપનારી રાજકુમારીની, એક વસ્ત્ર ઉપર છબી આળખી, ને તે તેને આપી. તે સાહુકારપુત્રે ચિત્રમાં રહેલી રાજકન્યાને પ્રાપ્ત કરી તેને જોવા લાગ્યો, તેને સમજાવવા લાગ્યો, તેનો સ્પર્શ કરવા લાગ્યો, અને ઘરેણાં વિગેરેથી શણગારવા લાગ્યો, અને તેજ ઇંદુયશા રાજકન્યા છે આમ મનમાં માનીને તેમાંને તેમાં ધીમે ધીમે તન્મય બની-તે છબી નથી પણ સાક્ષાત્ રાજકન્યા છે એમ માની-સઘળાં કામ કરવા લાગ્યો. તે એક ચિત્રમાં આળખેલી હતી તોપણ પોતે તેના મનનમાં તન્મય બની ગયો હતો,

* માર-કામદેવ, એને બૌધ લોકો પિશાચ ગણે છે.

તેથી તે છબીને હળવે હળવે બોલતી, ચુંબન વિગેરે કરતી હોય તેમ જોવા લાગ્યો. આ પ્રમાણે તે પોતાના મનોવિચારથી સિદ્ધ થયેલી સ્ત્રી સાથે સંભોગસુખ પણ ભોગવતો હતો. અને તે ચિત્રપટમાં રહેલા ચિત્ર શિવાય બીજી સર્વ સંસારની ખટપટનો ત્યાગ કરી બેઠો. એક દિવસે તે વણિકકુમાર અજવાળી રાત્રિમાં તે ચિત્રપટ લઇ, પોતાની પ્યારી સાથે વિહાર કરવા માટે ઘરમાંથી બાહાર નિકળી બગીચામાં ગયો; અને ત્યાં એક વૃક્ષ નિચે તે ચિત્રપટને મૂકી પોતાની પ્યારીને માટે પુષ્પ વીણવા સારૂ ઘણે દૂર વનમાં નિકળી ગયો. એવામાં વિનયજ્યોતિ નામના એક મુનિ આકાશમાં તે માર્ગે જતા હતા, તે આ રીતના સાહુકાર પુત્રને જોઇ તેના ઉપર દયા કરી તેનો ઉદ્ધાર કરવાની ઇચ્છાથી નિચે ઉતર્યા. તેણે પોતાની શક્તિથી તે ચિત્રના પડદા ઉપર એક ભાગમાં એક કાળોતરો સર્પ ચિતર્યો ને તેને સજીવન કરીને, મલયમાલી જાણે નહીં તેમ, અદૃશ્ય થઇને ઉભા રહ્યા. એવામાં મલયમાલી પુષ્પો વિણીને પેલા ચિત્રપટની પાસે આવ્યો, અને ચિત્રપટ ઉપર નજર કરે છે તો તે ઉપર કાળોતરા નાગને બેઠેલો દીઠો. એટલે તે વિચાર કરવા લાગ્યો: "અરે! આ સર્પ હવણાં અહીં કયાંથી આવ્યો? હૈવે શું આ રૂપના ભંડાર સુંદરીના રક્ષણ કરવા માટે હવણાં આ શેષનાગને શું ઉત્પન્ન કર્યો છે?" આવો વિચાર કરી પટમાં આળખેલી પોતાની પ્યારીને પુષ્પથી શણગારી, ભાવાપન્ન સ્ત્રીને જયાં આલિંગન કરીને જ્યાં તે પુછવા જાય છે કે 'પ્યારી આ શું બન્યું છે,' ત્યાં તે સાહુકારના પુત્રને મુનિની માયાના પ્રતાપથી, પોતાની સ્ત્રીને સર્પે કરડેલી અને તેને લીધે મરણ પામેલી દીઠી. એટલે તે પોતાના ચિત્રપટને વિસરી જઇ ગાંડો બની ગયો, અને 'હાય! હાય!' એમ કરતો, જેમ ચિત્રપટમાં કોઇ વિદ્યાધર ઉત્પન્ન થઇ જમીન ઉપર પડે, તેમ પોતે ભૂમિ ઉપર પડયો! એક ક્ષણ પછી તેને શુદ્ધિ આવી એટલે તે વિલાપ કરવા લાગ્યો અને મરવા માટે તૈયાર થઇ, ઉઠીને એક વૃક્ષના ઉપરના ભાગપર ચઢયો ને ત્યાંથી નિચે જમીન ઉપર પોતાના શરીરને પટકી પાડયું. પણ જેવો તે નિચે પડયો કે તરત તે મુનિરાજે પ્રગટ થઈ પોતાના બે હાથમાં તેને ઝીલી લીધો અને ધૈર્ય આપી કહ્યું: "અરે મૂર્ખ! તું એટલું સમજતો નથી કે રાજકુમારી તો રાજમેહેલમાં રહે છે, અને આ તો એક વસ્ત્ર ઉપર ચિત્રેલી નિર્જીવ પુતળી છે? તું કેનું આલિંગન કરે છે; અને સર્પ કેઈ સ્ત્રીને કરડયો છે? તને રાગીને આ પોતાના વિચારની ભાવનાનો શો ભ્રમ થયો છે? તું આટલા દૃઢ ધ્યાનથી પરમાત્માને જાણવાની શા માટે ઇચ્છા કરતો નથી? કે જેમ કરવાથી તને આટલું દુઃખ પડે નહીં?" આ પ્રમાણે મુનિરાજે ઉપદેશ આપ્યો એટલે તેને જે મોહમાયાના અંધકારનું આ-

વરણ થયું હતું તેનો નાશ થઇ ગયો, અને તે સમજ્યો કે આ સર્વ જુઠું છે. પછી તે મુનિને પ્રણામ કરીને કહેવા લાગ્યો; "મહારાજ! હું આપના પ્રતાપથી આ આપત્તિમાંથી મુક્ત થયો છું, માટે હવે હું જેમ સંસારસાગર તરી જાઉં તેવી મારા ઉપર કૃપા કરો!" આ પ્રમાણે મલયમાલીએ તે જ્ઞાનશાળી અને સત્વશાળી મુનિને વિનતી કરી એટલે તે મુનિ કે જે બોધિસત્વ હતા તેઓ પોતાનું જ્ઞાન તેને સમજાવી અં-તર્ધાન થઇ ગયા. પછી મલયમાલીએ વનમાં જઇ તપશ્ચર્યા આરંભી, ને તે તપના પ્રભાવથી ત્યાગ કરવા લાયક વસ્તુ અને કાર્યાકારણ વસ્તુના તત્વને સમજી અરહંતપણાને પામ્યો, તે પછી તે સાહુકારનો ઇંદ્રિયનિગ્રહવાળો, પુત્ર પોતાના નગરના રાજા ઉપર દયા કરી તે નગરમાં આવ્યો, અને ઇંદુકેસરી રાજાને તથા નગરના મનુષ્યોને જ્ઞાનોપદેશ આપી મુક્તિનાં ભાગી બનાવ્યાં.

"આ પ્રમાણે જે લોકો દૃઢ ધ્યાન ધરાવનારા છે તેઓનું ખોટું ધ્યાન પણ ખરૂં થઇ પડે છે. આ પ્રમાણે ધ્યાનપારમિતાની કથા કહી હવે પ્રજ્ઞાપારમિતાની કથા સાંભળ.

## પ્રજ્ઞાપારમિતાની કથા.

પૂર્વકાળમાં સિંહલદ્વીપમાં સિંહવિક્રમ નામનો એક ચોર રહેતો હતો. તે જ્યારથી જન્મ્યો હતો ત્યારથીજ પરના પૈસા ચોરીને તેના ઉપર પોતાની આજીવિકા ચલાવતો હતો. જ્યારે તે વૃદ્ધાવસ્થાને પામ્યો ત્યારે તેણે તે કામ છોડી દઇ મનમાં વિચાર કર્યો; "હાય હાય! "હવે મારૂં પરલોકમાં શું થશે? અને ત્યાં મારા રક્ષણ માટે કોને તેડી જાઊં? હું શંકરનો અથવા વિષ્ણુનો આશ્રય કરૂં, પરંતુ તે બે દેવતાને મારી તમા શાની હોય? કારણકે દેવતાઓ, મુનિઓ, અને બીજાઓ તેના સેવકો તો બહુ પડેલા છે. તો હવે બંદાએ ચિત્રગુપ્તની સેવા કરવી કે જે પ્રાણી માત્રના પુણ્ય અને પાપ લખે છે, તે પોતાની યુક્તિથી મારી રક્ષા કરશે. કારણ કે જે કાયસ્થ હોય છે તેજ માત્ર બ્રહ્મા અને રૂદ્રનું કામ કરે છે, અને જેમ બ્રહ્મા જગતને ઉત્પન્ન કરે છે અને રૂદ્ર હસ્તમાં રહેલ, જગતનો નાશ કરે છે, તેમ કાયસ્થભાઇ પણ તળે ઉપર કરી દે છે, અને વખતે (છઠ્ઠીના લેખ પણ) ભુસી નાખે છે, એવી તે શક્તિ ધરાવે છે." આ પ્રમાણે વિચાર કરી તે ચોરસાહે ચિત્રગુપ્તનીજ સેવા કરવા માંડી, અને તેને પ્રસન્ન કરવા માટે તેનીજ સેવા કરી બ્રાહ્મણને જમાડવા લાગ્યો.

આ પ્રમાણે તે ચોર આચરણ કરતો હતો, તેવામાં એક દિવસે ચિત્રગુપ્ત એક અતિથીનું રૂપ ધરી તેને ઘેર, તેની ભાવના જાણવા માટે

ને પરીક્ષા કરવા માટે આવ્યો. તે ચોરે, તેનું સારી રીતે પૂજન અર્ચન કરી તેને અચ્છી રીતે મિષ્ટાન્ન લેવડાવ્યાં ને પછી દક્ષિણા આપી. ને પછી કહ્યું કે, "મહારાજ! હવે કહો તમે કે 'તારા ઉપર ચિત્રગુપ્ત પ્રસન્ન થાઓ.' ત્યારે બ્રાહ્મણના રૂપમાં રહેલો ચિત્રગુપ્ત બોલ્યો; "શા માટે તું હરિ અને હર તથા બીજા દેવોને છોડી ચિત્રગુપ્તની સેવા કરે છે?" તે સાંભળીને પેલો તસ્કર સિંહવિક્રમ બોલ્યો: "ભટજી મહારાજ! તેની તમારે શી પંચાતી પડી છે? મારે બીજા દેવતાઓનું કંઈ પણ કામ નથી, મારે તો તેનુંજ કામ છે!" તે સાંભળીને તરત બ્રાહ્મણના રૂપમાં રહેલો ચિત્રગુપ્ત પ્રસન્ન થઇને બોલ્યો: "અહો! એમ કે? તો ઠીક, જો તારે મારી પાસેથી તેમ બોલાવવું હોય તો તું મને તારી સ્ત્રીનું દાન કર, તો હું તેમ બોલું." તે સાંભળી સિંહવિક્રમ ઘણોજ ખુશી થયો અને બોલ્યો કે, "મારા ઇષ્ટ દેવતાની ખાસ પ્રસન્નતાર્થે હું મારી સ્ત્રી તને ભેટ કરૂં છું!" ચિત્રગુપ્તે તેનાં તેવાં વચન સાંભળી પોતાનું સ્વરૂપ પ્રગટ કર્યું ને પછી તેને કહ્યું; "આ હુંજ ચિત્રગુપ્ત છું, અને હું તારા ઉપર પ્રસન્ન થયો છું, તો કહે હું તારૂં શું પ્રિય કરૂં?"

ત્યારે સિંહવિક્રમ એકદમ બહુ ખુશી થઇ ગયો ને તેની પાસથી મોટો વર માંગ્યો કે, "મહારાજ! મારૂં મૃત્યુ ન થાય એવું વરદાન આપો!" તે સાંભળી ચિત્રગુપ્ત બોલ્યો; "મૃત્યુમાંથી કોઇની રક્ષા કરી શકાય તેમ નથી, તોપણ હું તારી રક્ષા કરવા માટે એક યુક્તિ બતાવું છું તે તું સાંભળ. જે દિવસથી શ્વેતમુનિ માટે શંકરે ક્રોધ કરીને કાળને બાળી નાંખ્યો છે, અને તેની જરૂર લાગવાથી પાછો પેદા કીધો છે, પણ જ્યાં શ્વેતમુનિ રહે છે ત્યાંથી કાળ કોઇ પ્રાણીને મારતો નથી, તેમ શ્વેતમુનિને પણ કાળ મારતો નથી; ને ઇશ્વરની આજ્ઞાથી, તે શ્વેતમુનિ હવણાં સમુદ્રના સામા કિનારા ઉપર તરંગિણી નદીને તરી જઇ તપોવનમાં રહે છે, તેથી તે તપોવનમાં મૃત્યુ જઇ શકતું નથી. તે ઠેકાણે હું તને લઇને મુકી આવું. પણ યાદ રાખજે કે તારે તે નદી છોડી આણી તરફના કિનારા ઉપર કદીપણ આવવું નહીં. છતાં કદાચ તું જો પ્રમાદ કરીને આણી તરફ આવ્યો અને કાળે તને સપડાવ્યો તો હું તારૂં પરલોકમાં આવ્યા પછી પણ રક્ષણ કરીશ."

આ પ્રમાણે ચિત્રગુપ્તે સિંહવિક્રમને કહ્યું. ત્યારે સિંહવિક્રમ ઘણોજ પ્રસન્ન થયો. પછી ચિત્રગુપ્ત, તે સિંહવિક્રમને ઉપાડીને શ્વેતમુનિના આશ્રમમાં મૂકી પોતે અંતર્ધાન થઈ ગયો. જ્યારે તે ચોરરાજનું આયુષ્ય પુરૂં થઇ રહ્યું ત્યારે કાળ સિંહવિક્રમને લેવા માટે જ્યાં તે રહેતો હતો તે તરંગિણી નદીના કિનારા ઉપર ગયો; પરંતુ તે સિંહવિક્રમને શ્વેતમુનિના

આશ્રમમાં બેઠો દીઠો. અને જ્યારે તેને પકડવાનો એક પણ ઉપાય પોતે દીઠો નહીં, ત્યારે તેણે માયાવી એક દિવ્ય સ્ત્રી બનાવી તેને લેવા માટે મોકલી. તે સ્ત્રી તેની પાસે ગઇ અને પોતાના હાવભાવ ને લટાછટાથી સિંહવિક્રમને મોહ ઉપજાવી, કેટલાએક દિવસ તેની પાસે રહી, યુક્તિથી પોતાને અધિન કર્યો. આ પ્રમાણે કેટલોએક કાળ વિત્યા પછી તે સ્ત્રી પોતાના કુટુંબીઓને મળવાને બાહાને તરંગિણી નદીને સામે કિનારે જવા માટે, મોજાવાળી નદીમાં તરતાં જવા માટે અંદર ઉતરી. સિંહવિક્રમ તે સ્ત્રીના પ્રેમને લીધે તેની પાછળ છેક નદીના કિનારા સુધી તેને મુકવાને આવ્યો હતો. હવે જ્યારે તે સ્ત્રી નદીના મધ્ય ભાગમાં જઇ પહોંચી ત્યારે પોતે તણાવા લાગી, અને જાણે પાણીના વેહેમાં તણાતી હોય, ને કંઇ થાક લાગતો ન હોય તેમ તેમ ચીસો પાડીને કહેવા લાગી: "ઓ આર્ય-પુત્ર ! તમે શું મને મરી ગયેલી જોવાને ઇચ્છો છો ? અરે મારી રક્ષા કરો, રક્ષા કરો ! તમારૂં પરાક્રમ શું શીયાળના જેવું છે અને તમે ફોકટમાં સિંહનું નામ ધરી બેઠા છો ?" આવું પોતાની પ્રાણપ્યારીનું વચન સાંભળી, તરત સિંહવિક્રમ નદીમાં પડયો, અને તેની રક્ષા કરવા માટે તેની પાછળ જવા લાગ્યો. જેમ જેમ તે તેની પૂઠે પડયો તેમ તેમ તે સ્ત્રી પાણીના વેગમાં વધારે તણાતી હોય તેમ આગળને આગળ જવા લાગી, અને એક ક્ષણમાં સિંહવિક્રમને સામે પાર લઇ ગઇ. જેવો તે સામા કિનારા ઉપર પોહોચ્યો કે કાળે તેના કંઠમાં ફાંસી નાખી અને તેને પકડયો; કેમકે જે લોકોનું અંતઃકરણ વિષયમાં આશક્ત હોય છે તેઓના માથા ઉપર કાળ સદા ભમે છે. તે પછી કાળ તે પ્રમાદી સિંહવિક્રમને યમ રાજાની સભામાં લઇ ગયો, અને ત્યાં ચિત્રગુપ્ત, કે જેની પ્રસં-નતા તેણે પ્રથમથી પ્રાપ્ત કરી હતી, તેણે તેને જોયો. ચિત્રગુપ્તે પ્રથ-મથીજ તેના કાનમાં ગુપચુપ જણાવી દીધું કે, "તને ધર્મ રાજા પુછશે કે તારે પ્રથમ નરકનું દુઃખ ભોગવવું છે કે સ્વર્ગનું સુખ ભોગવવું છે? ત્યારે તારે પ્રથમ સ્વર્ગનું સુખ માગી લેવું. સ્વર્ગમાં રહી ત્યાં નિરંતર રહેવા માટે પુણ્યકર્મ કરજે; અને સઘળા પાપનો નાશ કરવા માટે ત્યાં ઉગ્ર તપ આરંભજે." આ પ્રમાણે ચિત્રગુપ્તે, સિંહવિક્રમને કહ્યું, એટલે તે વિલક્ષણ અને ભયભીત થઇ જમીન તરફ મોં રાખીને બોલ્યો; 'ઠીક છે તેમ કહીશ,' આમ કહી તેનું વચન કબૂલ કર્યું.

એક ક્ષણમાં ધર્મરાજાએ, ચિત્રગુપ્તને કહ્યું કે, "આ ચોરને હિ-સાબે કંઇ પણ પુણ્યાંશ છે કે નથી ?" ચિત્રગુપ્ત બોલ્યો: "હા છે! તે હમેશાં અતિથીઓનો સત્કાર કરતો હતો અને તેણે પોતાના ઇષ્ટ દેવતાને પ્રસન્ન કરવા માટે અતિથીને પોતાની સ્ત્રી પણ અર્પણ કરી હતી. માટે

મહારાજ ! એ દેવતાના એક દિવસપર્યંત સ્વર્ગમાં વસવાને માટે પાત્ર છે." તે સાંભળી ધર્મરાજા સિંહવિક્રમની તરફ જોઇને બોલ્યા, "કેમ ભાઇ, તું શું ઇચ્છે છે ? પ્રથમ સુખ કે દુઃખ ?" ત્યારે સિંહવિક્રમે કહ્યું: "મહારાજ! પ્રથમ સુખ ભોગવવા માગુંછું." એટલે ધર્મરાજાએ વિમાનને આજ્ઞા કરી કે વિમાન આવ્યું, તેમાં બેસી, ચિત્રગુપ્તના વચનને સંભારતો થકો તે ચોર સ્વર્ગમાં ચાલતો થયો.

ત્યાં રસ્તામાં આકાશ ગંગામાં સ્નાન કરી, જપ તથા વ્રતમાં તે પરાયણ થઈ રહ્યો, ને સ્વર્ગના સુખભોગનો ત્યાગ કરી બેઠો. એટલે દેવના એક બીજા વરસ સુધી રેહેવાને તેને આજ્ઞા થઈ. આ પ્રમાણે સ્વર્ગ લોકમાં જઇ તીવ્ર તપ કરવા લાગ્યો અને તેથી કરીને તેને નિરંતર સ્વર્ગમાં રેહેવાની આજ્ઞા થઇ. અને તપના પ્રતાપથી શંકરના સ્વરૂપનાં દર્શન થયાં અને જ્ઞાન પ્રાપ્ત થયું; ને તેથી પાપ માત્ર બળી ગયાં. આથી નરકના દૂત તેનું મુખ જોવાને પણ શક્તિમંત થયા નહીં, ને ચિત્રગુપ્તે ભોજપત્ર ઉપર જે તેના પાતકો લખ્યાં હતાં તે ભુંસી નાખ્યાં અને યમરાજા ચૂપ થઇ બેઠા રહ્યા.

"આ પ્રમાણે ચોર સિંહવિક્રમ પણ ઉત્તમ બુદ્ધિના પ્રતાપથી સિદ્ધિ પામ્યો. આવી રીતે આ પ્રજ્ઞાપારમિતાની કથા કહી બતાવી. હે વત્સ ! આ રીતે વિદ્વાનો બુધ્ધે કહેલા નાવ સમાન દાન વિગેરે છ પારમિતાનો જે કોઇ આશ્રય કરે છે, તે સંસારસાગરને તરી જાય છે."

## વિનીતમતીની કથા (ચાલુ.)

આ પ્રમાણે તે વનમાં રહેલા, બોદ્ધિસત્વાંશની પદવીમાં રહેલા વિનીતમતિ રાજાએ, એ રીતે સોમશૂરને ધર્મોપદેશ આપ્યો, ને તે ધર્મોપદેશ સાંભળીને જાણે સૂર્યદેવ શાંત થઇ ગયા હોય ને સાયંકાળના રાતા રંગરૂપ કષાયવસ્ત્ર ધારણ કરીને અસ્તાચળ પર્વતની ગુફામાં પ્રવેશ કર્યો હોય તેમ ચાલ્યા ગયા. પછી વિનીતમતિ રાજા અને સોમશૂર બન્ને જણા યથાયોગ્ય રીતે સાયંકાળનું કર્મ પૂર્ણ કરી, ત્યાંજ રાત્રિવાસો રહ્યા. બીજે દિવસે વિનીતમતિએ સોમશૂરને બૌદ્ધધર્મનું સર્વ રહસ્ય સમજાવ્યું; એટલે સોમશૂરે તે વનમાં એક વૃક્ષ નિચે પર્ણકુટી કરી પોતાના ગુરુની સેવા કરવા માંડી અને સમાધિ ચઢાવવામાં તત્પર થયો. ધીમે ધીમે ગુરુ અને શિષ્ય બન્ને જણા સાથે યોગવિદ્યાની મહાસિદ્ધિ મેળવી પરમ જ્ઞાનને પ્રાપ્ત થયા.

હવે આ અરસામાં પેલા ઇંદુકળશ રાજાએ તે તરવાર તથા ઘોડાના પ્રભાવથી ઘણોજ ગર્વ ધર્યો અને કનકકળશ ઉપર ચઢાઈ કરી તેને અ-

હિમ્મછત્રની રાજ્યગાદી, જે વિનીતમતિએ તેને આપી હતી તે ઉપરથી પણ ઉઠાડી મૂકયો. કનકકળશ તે રાજ્યથી પદભ્રષ્ટ થયા પછી, બે ત્રણ પોતાના મંત્રિયો સહિત વનમાં ભટકતો ભટકતો દૈવયોગે વિનીતમતિના આશ્રમ વનમાં આવી ચઢયો. તે ઘણે દૂરથી આવતો હતો તેથી અત્યંત તૃષાળુ તથા ભુખાળવો થઇ ગયો હતો. પણ તે જ્યાં ફળ અને પાણી માંગવા જાય છે એવામાં તો ઇંદ્રે વિનીતમતિ રાજા આવો મોટો અતિથી આવ્યોછે, તેની સેવા કરી શકે છે કે નહી, તેની કસોટી કરવા માટે, તે આખા નવપલ્લવ વનને બાળીને પ્રથમના જેવુંજ ઉજડ, મારવાડની જમીન જેવું કરી મૂકયું. વિનીતમતિ પણ પોતાના આશ્રમને અણચિંત્યું મારવાડ જેવું ઉજડ થઇ ગયેલું જોઈ ગાભરો બનીને આમ તેમ એક ક્ષણભર વિચાર કરી ભટકવા લાગ્યો; ભટકતાં ભટકતાં કનકકળશને અને તેની સાથે આવેલા મંત્રિયોને દીઠા, કે જેઓના પ્રાણ ભુખ તથા તરસને લીધે કંઠે આવીને અટકયા હતા. તે બૌધિસત્વે, ભુખ્યા અને તરસ્યા તે અતિથીની પાસે જઇ સારી રીતે સત્કાર કર્યો અને તેને સર્વ સમાચાર પુછીને કહ્યું, "આ અરણ્યમાં તો કંઈ ભક્ષ્ય પદાર્થ મળે તેમ નથી, તે ઉજડ મેદાન થઇ ગયું છે; છતાં તમારી ક્ષુધા શાંતિ થાય એવો એક ઉપાય તમને બતાવું છું. અહીંથી અર્ધ્ધ કોશ ઉપર એક ખાડો છે, તેમાં એક મૃગ દોડતાં દોડતાં પડીને મરણ પામ્યો છે; માટે ત્યાં જઇ તેનું માંસ ખાઇને તમારા પ્રાણનું રક્ષણ કરો." પેલો ભુખ તથા તરસને લીધે પીડાતો રાજા, 'વારૂ' એમ કહી પોતાના મંત્રિયો સહિત તે ખાડા તરફ જવાને તૈયાર થયો, એવામાં બોધિસત્વ વિનીતમતિ, તેઓની અગાઉ યોગવિદ્યાથી મૃગનું રૂપ ધારણ કરી તે ખાડામાં જઇને પેલા અતિથીઓ માટે પોતાના પ્રાણ ત્યાગ કરીને સુતો. થોડીક વાર પછી કનકકળશ અને તેના સાથી ત્યાં આવી પહોચ્યા ને ખાડામાં જોવા માડયું તો અંદર મુવેલા મૃગને પડેલું દીઠું. તેને બાહાર કાઢી ખડ અને લાકડાનો તાપ કરી તે મૃગના માંસને ભુંજી તેઓ સઘળું માંસ ખાઇ ગયા.

એવામાં તે બોધિસત્વ વિનીતમતિની, નાગપુત્રી અને રાજપુત્રી બે સ્ત્રીઓ, આશ્રમમાં પોતાના પતિને શોધવા લાગી, પણ તે જણાયા નહી, ને અરણ્ય ઉજડ જણાયું એટલે વિવહ્ળ બની ગઇ; અને પોતાના ધર્મપુત્ર સોમશૂરની પાસે જઇ તે દઢ સમાધિમાં બેઠો હતો તેમાંથી ચળાયમાન કરી, તેની આગળ સર્વ વાર્તા કહી બતાવી. એટલે સોમશૂરે ગુરુ કયાં હશે તે વિશે સમાધિ ચઢાવી જોયું કે તુરત ગુરુનું ચરિત્ર જાણી, તે વાત જો કે ઘણીજ દુઃખદાયી હતી, તોપણ ગુરુપત્નીને કહી. પછી સોમશૂર, ગુરુપત્નીને સાથે લઇ જ્યાં પોતાના ગુરુએ પોતાનો આત્મા, અતિથીઓને અર્પણ કર્યો હતો તે

ખાડાની સમીપમાં ગયો. ત્યાં નાગકન્યા અને રાજકન્યા, હાડકાં અને શીંગડા માત્ર જેનાં શેષ રહેલાં હતાં એવા મૃગના આકારમાં પડેલા પોતાના પતિને જોઇ કરુણાળસ્વરે આક્રંદ કરવા લાગી. પછી બન્ને પતિવ્રતા સ્ત્રીઓએ, તે શીંગડાં અને હાડકાં લઇ આશ્રમમાંથી કાષ્ટ એકઠાં કરી તેની ચિતા ખડકી. તેમાં અગ્નિ પધરાવ્યો; અને પછી તે હાડકાં અને શીંગડા લઇ તેઓએ ચીતામાં પ્રવેશ કર્યો ને સતિ થઈ. આ વખતે ત્યાં કનકકળશ ઉભો હતો તેણે આ સઘળું વૃત્તાંત જાણી પોતાના સેવક સહિત અગ્નિમાં પ્રવેશ કર્યો. જ્યારે સઘળાં અગ્નિમાં બળી મુવાં ત્યાર પછી સોમશૂરથી આ દારૂણ દુઃખ સહન થઈ શક્યું નહીં, તેથી તે પણ પોતાનો પ્રાણત્યાગ કરવાની ઇચ્છાથી દર્ભના પાથરણા ઉપર બેઠો. તેજ વખતે ઇંદ્રે ત્યાં આવીને તેને કહ્યું: "તું મરણ પામીશ મા! મેં તારા ગુરુની પરીક્ષા કરવા માટે આ સર્વ કર્યું હતું. હવે હું વિનીત અને તેની બે સ્ત્રીઓ, અને કનકકળશ વિગેરે જે જે બળીને ખાખ થઈ ગયાં છે, તેઓની રાખ ઉપર અમૃતના વર્ષાદનો છંટકાવ કરી. તે સઘળાંને જીવતાં કરૂં છું." આવું વચન સાંભળી સોમશૂર હર્ષથી ઉભો થઇ ઇંદ્રને પ્રણામ કરી, જ્યાં તે ગુરુનાં દર્શન કરવા જાય છે, ત્યાં વિનીતમતિ રાજા, તેની બે સ્ત્રી અને તેને ત્યાં અતિથી તરીકે આવેલો કનકકળશ તથા તેનાં માણસો વિગેરે સર્વે સજીવન થઇને ઉઠ્યાં. ત્યાર પછી સોમશૂરે, પોતાના ગુરુને અને બન્ને સ્ત્રીઓને જેઓ પરલોકમાં જઇને પાછા આવ્યાં હતાં તેમને મસ્તકથી પ્રણામ કીધા; વાણીરૂપી પુષ્પથી પૂજન કર્યું અને તે પછી પ્રેમ સહિતજ તેનાં દર્શન કર્યાં. આ સર્વ જોઈ કનકકળશ વિગેરે પણ વિનીતમતિનો ભક્તિભાવ જોઇને તેની તરફ ઘણાજ ભક્તિભાવવાળા થઇ રહ્યા. એટલામાં તેના પરાક્રમથી પ્રસન્ન થયેલા બ્રહ્મા, વિષ્ણુ વિગેરે સર્વ દેવતાઓ તે આશ્રમમાં આવ્યા; અને વિનીતમતિને વર માગવાનું કહ્યું. એટલે તેણે માગ્યું કે 'હું પરોપકાર કરૂં એવો વર આપો!' એટલે તે દેવતાઓએ પરોપકારમાં કામ લાગે તેવા, દિવ્ય પ્રતાપવાળા વર આપીને સૌ અંતર્ધાન થઇ ગયાં. પછી વિનીતમતિ, સોમશૂર વિગેરેને સર્વ વૃત્તાંત જણાવી તેઓને સાથે લઇ, એક દેવતાઈ તપોવનમાં તપ કરવા માટે ચાલ્યો ગયો.

"હે ભાઇ! આ પ્રમાણે જે બળીને ખાખ થઈ ગયા હોય છે તેઓ પણ પાછા જીવતા થાય છે તો, જે જીવતા છે ને પોતાની મરજી માફક હરે ફરે છે તે શા માટે પરસ્પર મળશે નહીં? માટે હે વત્સ! તારે દેહનો ત્યાગ કરવો નહીં. તું શૂરવીર છે માટે જા, તને મૃગાંકદત્તની સાથે અવશ્ય સમાગમ થશે.!" આ પ્રમાણે તે વૃદ્ધ

તાપસીના મુખથી આશ્ચર્યજનક કથા સાંભળી, મને મનમાં આશા આવી, અને હું મારા હાથમાં તરવાર લઇ તે વૃદ્ધ તાપસીને પ્રણામ કરીને ત્યાંથી ચાલી નિકળ્યો. ચાલતાં ચાલતાં આ જંગલમાં આવી ચઢયો. એવામાં આ ભીલ્લ લોકો, દેવી ચંડિકાને બળીદાન આપવા માટે, તેવા કોઇ બળીની શોધ કરતા હતા તેણે મને પકડ્યો. તેઓ સાથે મેં મોટું યુદ્ધ કર્યું, તેમાં તેઓએ મને શસ્ત્રના પ્રહારથી ઘાયલ કરી, કેદ કરી ભીલ્લના રાજા માયાબટુની પાસે લઇ આવ્યા. હે મહારાજ! હું જ્યાં તે ભીલ્લ રાજાની પાસે આવ્યો ત્યાં મેં તમારાં અને તમારી પાસે બેઠેલા બે ત્રણ કાર્યભારીઓનાં દર્શન કીધાં! તમારી કૃપાથી જેમ ઘરમાં શાંતિ વળે છે તેમ મને અહીં પણ શાંતિ વળી છે."

આ પ્રમાણે ગુણાકર મંત્રિ મિત્રે, પોતાનું ચરિત્ર કહી બતાવ્યું, તે સાંભળી ભીલ્લરાજાના ઘરમાં ઉતરેલા મૃગાંકદત્તના મનમાં પરમ સંતોષ પ્રાપ્ત હવો. પછી સંગ્રામમાં તે ગુણાકરના શરીરમાં જે ઘા પડ્યા હતા તેને માફક આવે તેવી યોગ્ય ઔષધી વિગેરે લગાડી. અને દિવસ ઘણો વિતિ ગયો હતો તેથી મૃગાંકદત્ત બીજા મિત્રોની સાથે ઉઠીને પોતાનું આહ્નિક કર્મ કરવાને માટે ત્યાંથી ઉઠયો.

મૃગાંકદત્તને શશાંકવતીને મેળવવા માટે ઉજ્જયનિ નગરીમાં જવાની ઘણી ઉત્કંઠા હતી, તોપણ પોતાનો મિત્ર ગુણાકર માંદો હતો તેને સાજો કરવા માટે અને બાકીના મિત્રો હજુ આવી મળ્યા ન હતા તેને શોધવા માટે, પોતે કેટલાએક દિવસ તેજ નગરમાં રહ્યો.

## તરંગ ૬ ઠ્ઠો.

## મૃગાંકદત્ત અને શશાંકવતીની કથા (ચાલુ)

ગુણાકરના શરીરમાં જે ઘા પડયા હતા તે રૂઝાઇ ગયા, એટલે મૃગાંકદત્તે એક સારે દહાડે તે ભીલ્લરાજાની આજ્ઞા માંગી, શશાંકવતીને મેળવવા માટે તેના ગામમાંથી બાહાર નિકળી ઉજ્જયનિ તરફ ચાલવા માંડયો.

પણ તેનો મિત્ર રાજા માયાબટુ, ને તેનો મિત્ર માતંગપતિ દુર્ગપિશાચ, બન્ને જણા પોતાના ચાકરો સહિત ઘણે દૂર સુધી તેને વળાવવા માટે ગયા; અને તેઓએ કોઇ પણ કામ કરવામાં મદદ કરવાની કબૂલાત આપી. તેઓને પાછા વળાવ્યા પછી મૃગાંકદત્ત પોતાના મંત્ર

શ્રુતધિ, વિમળબુદ્ધિ, ગુણાકર અને ભીમપરાક્રમ, આ સર્વ મંત્રીઓની સાથે તે વિંધ્યાટવીમાં બીજા મિત્રોની શોધ માટે જવા લાગ્યો. ત્યાં એક વખતે રસ્તામાં સૂર્યાસ્ત થઇ જવાથી માર્ગમાં આવેલા એક વૃક્ષની નિચે તે સુતો. રાત્રિમાં મૃગાંકદત્ત ઓચિંતો જાગી ઉઠ્યો ને જ્યાં જુવે છે તો ત્યાં એક બીજા મનુષ્યને પોતાના ટોળામાં સુતેલું દીઠું. મૃગાંકદત્ત ઉભો થયો, પાસે ગયો ને તેના મુખ ઉપરથી વસ્ત્ર ઉચું કરી જ્યાં તેના મુખ સામું તે જુવે છે, ત્યાં તો તેનો વિચિત્રકથ નામનો મંત્રિ નજરે પડ્યો. વિચિત્રકથ પણ જાગી ઉઠ્યો ને જુવે છે તો પોતાના રાજા મૃગાંકદત્તને દીઠો, એટલે તે સદ્‌ગુણી મંત્રીએ, ઘણા આનંદથી તેના ચરણને ચુંબન કર્યું. રાજકુંવર પણ મિત્રના અણચિતવ્યા દર્શનથી આનંદમય થઇ ગયેલાં ખુલ્લાં નેત્રથી, પ્રેમભેર તેને આલિંગન કીધું. તુરત બીજા સર્વ મંત્રીઓ પણ જાગૃત થઇ ગયા ને તે સર્વે વિચિત્રકથને અભિનંદન કર્યું. પછી વિચિત્રકથે તે સર્વ મંત્રિયોને તેમના વૃત્તાંત જાણવા માટે પુછ્યું. એટલે તે મંત્રિયોએ ક્રમવાર પોતપોતાનું ચરિત્ર કહી બતાવ્યું. તે પછી વિચિત્રકથે પોતાનું વૃત્તાંત નિચે પ્રમાણે કહ્યું.

## વિચિત્રકથ મંત્રીની વિતકવાર્ત્તા.

જ્યારે પારાવતકરા નામના નાગરાજના શાપને લીધે આપણે સર્વે આડાઅવળા વિખુટા પડી ગયા, ત્યારે હુ પણ તમારાથી જુદો પડી ગભરાટમાં આવી પડ્યો; અને ભયંકર વનમાં ઘણા દિવસ એકલો ભટક્યો. હું તમારા વિરહશોકથી તથા શાપને લીધે ભાન ભુલી ગયો હતો, તેથી ઘણે દુર ચાલ્યો ગયો ને થાકી ગયો. પણ ત્રીજે દિવસે ઓચિંતો તે જંગલની સરહદ ઉપર આવેલા એક દિવ્ય અને વિશાળ નગરમાં જઇ ચઢ્યો. આ નગરમાં એક દિવ્ય પુરૂષ, બે દિવ્ય અંગના સાથે રહેતો હતો. તેણે મને થાકેલો અને બેભાન જોઇ ધીરજ આપી અને શીતળ જળથી સ્નાન કરાવ્યું. પછી તે મને પ્રેમપૂર્વક પોતાના નગરમાં લઇ ગયો અને ત્યાં બહુ સારી રીતે દિવ્ય ભોજન જમાડ્યું; અને તે પછી પોતે ભોજન કીધું ને ત્યાર પછી તેની બે સ્ત્રીઓએ ભોજન કર્યું. ભોજન કર્યા પછી હું સ્વસ્થ થયો ત્યારે મેં તેઓને વિનતી કરી કે, “આર્ય ! તમે કોણ છો ? અને હું મરવાને તૈયાર થયો હતો તેની તમે શા માટે રક્ષા કરી ? હું મારા સ્વામિથી છુટો પડી ગયો છું તેથી હવે ગમે તેમ પણ હું તો મરવાનોજ !” આમ કહી મેં તેની આગળ મારૂં સર્વ ચરિત્ર વર્ણવી બતાવ્યું. પછી તે મહાત્મા અને ઉદારચિત પુરૂષે, ઘણોજ પ્રેમ આણીને મને નિચે પ્રમાણે કહ્યું: “હું યક્ષ છું. આ બે મારી સ્ત્રીઓ છે; અને આજે

તમે અમારે ઘેર અતિથી થઇને આવ્યા છો; અને આંગણે આવેલા અતિથીનું યથાશક્તિ સન્માન કરવું એ ગૃહસ્થાશ્રમીઓનો ધર્મ છે. તે રીત પ્રમાણે મેં તમારો આદર સત્કાર કીધો છે. પણ તમે તમારા પ્રાણ શા માટે ત્યાગ કરો છો? કેમકે તમારે સઘળાઓને નાગના શાપથી કેટલાએક કાળ સુધી વિયોગ રહેવાનો છે, ને તે ઘણો થોડા વખતનો છે; પણ જ્યારે તમારો શાપ શાંત થશે ત્યારે તમે સૌ ભેગા થશોજ. પણ હે ભદ્રમુખ! તું કહે કે આ સંસારમાં કયો માણસ સુખી છે? સાંભળ, હું યક્ષ છું તોપણ મેં જે જે દુઃખ ભોગવ્યાં છે તે.

### શ્રી દર્શનની કથા.

આ પૃથ્વીરૂપ પ્રમદાના મુકુટને શોભા આપનાર સુમન*ગુણથી ગુંથેલી માલા સમાન ત્રિગર્તા નામની એક નગરી હતી. તે નગરીમાં પવિત્રધર નામનો એક તરૂણ બ્રાહ્મણ રહેતો હતો. તે ધનથી રાંક હતો પણ કુટુંબ અને કુળ વિગેરે બીજાથી રાંક ન હતો-તેના કુટુંબમાં ઘણાં માણસો હતાં, તેમ પોતે કુળવંત હતો. તે હંમેશાં લક્ષ્મીવંતોની વચમાં વસતો હતો, પરંતુ અભિમાની હતો એટલે તેણે વિચાર કર્યો કે, "હું આ લક્ષ્મીવંતોની વચમાં રહીને સદાચરણ પાળું છું, તોપણ જેમ ઉત્તમ અર્થવાળા કાવ્યમાં એક નિરર્થક શબ્દ શોભતો નથી તેમ હું નિરર્થક† આ લક્ષ્મીવંતોમાં શોભતો નથી. તેમ છતાં હું સ્વતંત્ર છું, માટે મારાથી પારકાની સેવા થઇ શકશે નહીં; અને દાનપણ લેવાઈ શકાય નહીં. તેથી હું કોઇ એકાંત જગ્યામાં જઇ યક્ષિણીની સાધના કરૂં. કેમકે મને ગુરુમુખથી યક્ષિણીની સાધના કરવાના મંત્રનો ઉપદેશ તો મળેલો છે." આ પ્રમાણે વિચાર કરી પવિત્રધર એક અરણ્યમાં જઈને ત્યાં વિધિ પ્રમાણે યક્ષિણીને પોતાની સ્ત્રી કરવા માટે તેનું સાધન સાધવા બેઠો. કેટલાએક દિવસ પછી સૌદામિની નામની યક્ષિણી તેને સિદ્ધ થઈ, અને તેની સ્ત્રી થઈને તેની સાથે રહેવા લાગી. ત્યારે શિશિરઋતુ ગયા પછી વસંતઋતુ વૃક્ષ શોભાથી જેમ શોભે છે, તેમ પવિત્રધર સૌદામિની સંગે શોભતો હતો. તે બન્ને જણાઓ સંસાર સુખમાં મહાલતાં હતાં, તોપણ પુત્ર પ્રાપ્તિ થઇ નહીં. ત્યારે એક દિવસ પવિત્રધર બ્રાહ્મણ ઉદાસ મન કરીને બેઠો, તે જોઇ સૌદામિની યક્ષિણીએ તેને પુછ્યું: "આર્યપુત્ર! તમે વૃથા ચિંતા કરો મા. આપણને પુત્ર પ્રાપ્તિ થશેજથશે. એ વિષય ઉપર હું એક કથા કહું છું તે તમે સાંભળો.

---

* પુષ્પ-દેવતા. પણ અત્રે સુમનગુણનો અર્થ ગુણવાન અથવા વિદ્વાન થાય છે. † ધન વગરનો.

## સૌદામિનીની કથા.

દક્ષિણ દિશાની સરહદપર એક અત્યંત શ્યામરંગની તમાલ વૃક્ષની ઘાટી ઝાડી હતી. તેમાં સૂર્યનારાયણનાં કિરણો પણ પ્રવેશ કરી શકતાં નહીં અને તે વર્ષાઋતુની જન્મભૂમિ જેવી જણાતી હતી. આ ઝાડીની અંદર પૃથૂદર નામનો એક પ્રખ્યાત યક્ષ રહેતો હતો, જેની હું એકની એકજ લાડવાઇ સૌદામિની નામની બાળા છું. મારા પિતા જુદા જુદા મુખ્ય પર્વતો ઉપર અને દિવ્ય ઉપવનોમાં વિહાર કરવા જતા, ત્યારે મારા ઉપર તેને ઘણો સ્નેહ હોવાને લીધે મને સાથે લઇ જતા હતા. ને હું તે પર્વતો ઉપર અને ઉપવનોમાં વિહાર કરતી હતી.

એક વખતે હું કપિશભ્રુ નામની મારી સખી સાથે કૈલાસપર્વત ઉપર રમતી હતી, એવામાં મેં અટ્ટહાસ નામના યક્ષકુમારને દીઠો. તે પણ પોતાના મિત્રની વચમાં ઉભો હતો તેણે પણ તેજ વખતે મને જોઇ. આ પ્રમાણે અમે બન્ને જણાનાં નેત્રો એક બીજાના રૂપ ઉપર મોહિત થયાં. જ્યારે મારા પિતાએ આ સર્વ જોયું અને અમારા બન્નેનું જોડું કોઈ પણ રીતે ખોટું નથી એમ જાણ્યું, ત્યારે તેણે તુરત અટ્ટહાસને બોલાવ્યો ને અમારા બન્નેનો વિવાહ નિશ્ચય કર્યો. પછી લગ્નનો દિવસ મુકરર કરી, મારા પિતા મને ઘેર લઇ ગયા અને અટ્ટહાસ પણ ઘણોજ પ્રસન્ન થતો પોતાના મિત્રોની સાથે પોતાને ઘેર ગયો. બીજે દિવસે મારી સખી કપિશભ્રૂ મારી પાસે આવી ઉદાસી બતાવવા લાગી. ત્યારે મેં તેને પુછ્યું: "અલિ સખિ! તું આજ આમ ઉદાસીમાં કેમ છે?" ત્યારે તેણે દિલગીરીથી નિચે પ્રમાણે કહેવા માંડયું: "સખિ! તારી આગળ મારે આ વાર્તા કરવી ઉચિત નથી, કારણકે તે તુંને દુઃખ ઉપજાવનારી છે, તોપણ હું કહુંછું, કેમકે છૂટકો નથી. હું આજે અહીંયાં આવતી હતી ત્યાં મેં હિમાચલના શિખર ઉપર આવેલા ચિત્રસ્થલ નામના ઉપવનમાં તારા પતિને રમતો દીઠો. તેના મિત્રોએ તારા ઉપર આરક્ત થયેલા અટ્ટહાસને ખુશી કરવા માટે યક્ષનો રાજા બનાવ્યો, અને તેના ભાઇ દીપ્તશિખને તેનો પુત્ર નલકૂબર બનાવ્યો; અને તેના બીજા મિત્રો પોતે તેના કાર્યભારી થયા. આ પ્રમાણે તારો વર તે મિત્રોની સાથે આનંદ કરતો હતો એવામાં દૈવેચ્છાથી નલકૂબર આકાશ માર્ગે ફરતાં ત્યાં આવી ચઢયા. તેણે આ સર્વ ઢોંગ જોયો, તેથી તેના ઉપર કોપ કરી તેને તેડાવ્યો અને શાપ દીધો કે, 'તું સેવકજન થઇને રાજાની શોભાની ઇચ્છા કરે છે, તો હે દુષ્ટબુદ્ધિ! જા માનવી થા. તું શ્રેષ્ટતા મેળવવા ઇચ્છે છે તો પડ પૃથ્વિપર.' આ પ્રમાણે શાપ થયા પછી અટ્ટહાસ ઉદાસ થઇને વિનતિ કરવા લાગ્યો; 'હે મહારાજા

મેં મૂર્ખે આનંદ માટે આ રમત આરંભી હતી; પરંતુ કંઇ અધિકારના અભિમાનથી રમત કરી નથી. તો તમે મારા ઉપર ક્ષમા કરો.' નલકૂબર આ પ્રમાણે અટ્ટહાસની દયાજનકવાણી શ્રવણ કરી; ને તે વિશે ખરૂં ખોટું જાણવા માટે સમાધિ ચઢાવી, ને જોયું તો તેમજ જણાયું. એટલે તે શાપનો નિવેડો આણવા માટે નલકૂબર બોલ્યો; 'તું મનુષ્ય થયા પછી જે યક્ષિણી ઉપર આશક્ત પડ્યો છે તે યક્ષિણીમાં તારા આ નાનાભાઇ દીપશિખને પુત્ર તરીકે ઉત્પન્ન કર્યા પછી શાપમાંથી મુક્ત થઇ, તારી તે સ્ત્રીની સાથે યક્ષલોકમાં પાછો આવીશ; અને આ તારો જે ભાઇ છે તે તારો પુત્ર થઈ પૃથ્વી ઉપર રાજ્ય કરીને શાપમાંથી મુક્ત થશે.' આ પ્રમાણે કુબેરના પુત્રે કહ્યું કે તરત શાપના પ્રતાપથી તે અટ્ટહાસ કોણ જાણે ક્યાં અંતર્ધાન થઇ ગયો તે જણાયોજ નહીં. હે સખિ! આ સર્વ હું મારી નજરે જોઇને ઉદાસ થઇને તારી આગળ આવી છું." આ પ્રમાણે મારી સખીએ કહ્યું કે મારી અવસ્થા વિલક્ષણ થઇ ગઈ. અને મારા પોતાના શરીરને ધિક્કાર આપી માતા અને પિતાની પાસે જઇ આ વાર્તા તેમને નિવેદન કરી, ફરીથી તે પતિનો સમાગમ થવા માટે સમય ગાળવા લાગી.

"તમે તે અટ્ટહાસ બ્રાહ્મણ જાતિમાં ઉત્પન્ન થયા છો અને હું તે યક્ષણી છું, અને મારો તમારો આ રીતે સમાગમ થયો છે, તો હવે આપણને થોડા સમયમાં પુત્રની પ્રાપ્તિ થશે." તે પવિત્રધર બ્રાહ્મણની જ્ઞાનશાળી સ્ત્રી સૌદામિનીએ તેને એ રીતે કહ્યું ત્યાર પછી તે પુત્ર થશે આવી આશાથી ઘણો ખુશી થયો. કેટલોએક કાળ વિત્યા બાદ તે યક્ષને તેની સ્ત્રીથી પુત્રનો જન્મ થયો, અને તેનો જન્મ થતી વખતેજ તેના ઘરમાં અને તેના મનમાં પ્રકાશ કરી મૂક્યો. અને જ્યારે તે પવિત્રધર બ્રાહ્મણે પોતાના પુત્રનું મુખ જોયું ત્યારે એક ક્ષણમાં દિવ્યાકૃતિવાળો અટ્ટહાસ–યક્ષ બની જઇ પોતાની પ્રિયા યક્ષિણીને કહેવા લાગ્યો, "હે પ્રિયે! આપણે એ શાપમાંથી મુક્ત થયાં છીયે. જો આ હું અટ્ટહાસ છું. માટે ચાલ હવે આપણે આપણા લોકમાં જઇએ." આ પ્રમાણે યક્ષ અટ્ટહાસે કહ્યું તે સાંભળી તેની સ્ત્રી કહેવા લાગી; "પ્રાણનાથ! તમારો ભાઇ શાપને લીધે પુત્ર થઇને અવતર્યો છે, તેનું પોષણ કોણ કરશે તેનો વિચાર કરો." તે સાંભળી. અટ્ટહાસે ધ્યાન ધરી, તેનો વિચાર કીધો ને પછી બોલ્યો, "પ્રિયે! આ નગરમાં દેવદર્શન નામનો એક બ્રાહ્મણ રહેછે. તે પુત્રને સંપતિ બંનેમાં નિર્ધન છે, અને અગરજો કે તે નિત્ય પંચાગ્નિનું સેવન કરે છે, તોપણ એ અગ્નિ તેને ત્યાં વિશેષ બળે છેઃ તેની સ્ત્રી અને તેના પેટમાં ક્ષુધાગ્નિ ઝળઝળાટ કરી રહ્યા છે. એક દિવસે

પુત્ર ને સંપત્તિ આ બે વસ્તુ મેળવવા માટે તે પંચાગ્નિ તાપતો હતો, તેવામાં અગ્નિદેવે પ્રસન્ન થઇ સ્વપ્નામાં આવી તેને કહ્યું કે, "તારા નસીબમાં ઔરસપુત્ર તો નથી, પણ તેને અનૌરસ-દત્તક પુત્ર થશે. હે બ્રાહ્મણ, તે પુત્રને લીધે તારી દરિદ્રતા પણ નાશ પામશે!!" આ પ્રમાણે અગ્નિદેવે જે આજ્ઞા કરી છે તેની ઉપર આશા બાંધીને તે બ્રાહ્મણ બેઠો છે; તેને ત્યાં આપણે આ દીકરો મુકીશું, કારણ કે એ પણ એક નસીબ નિર્માણ ચમત્કૃતિ છે." આ પ્રમાણેની વ્યવસ્થા અટ્ટહાસ પોતાની સ્ત્રીને કહી, પોતાના બાળકના કંઠમાં એક દિવ્યરત્નની માળા પેહેરાવી; પછી તે બાળકને એક સુવર્ણથી ભરેલા કળશ ઉપર બેસારી, રાત્રે જ્યારે તે બ્રાહ્મણ ને તેની સ્ત્રી ગાઢ નિદ્રામાં સુતાં હતાં તે વખતે, તેના ઘરમાં જઇને ગુપચુપ તે બાળકને મૂકી આવ્યો અને તે પછી અટ્ટહાસ પોતાની પ્યારી સંગે યક્ષલોકમાં ચાલ્યો ગયો.

હવે પેલો બ્રાહ્મણ દેવદર્શન ને તેની સ્ત્રી, થોડીવારમાં જાગ્યાં તો રત્નરૂપ તારાવડે તેજોમય, બાળકરૂપી ચંદ્રમાને રમતો દીઠો. દેવદર્શન તે બાળકને અને સુવર્ણના કળશને જોઈ આશ્ચર્ય પામ્યો ને વિચાર કરવા લાગ્યો કે, "આ શું?" પણ પછી તે સુવર્ણના કળશને જોઇ તેને સ્વપ્નામાં અગ્નિએ જે વચન કહ્યું હતું તે યાદ આવ્યું, એટલે તે હરખાવા લાગ્યો; અને તરત દૈવે અર્પણ કરેલા તે બાળકને અને ધનને લઈ ઠેકાણે પાડયું ને પ્રભાતમાં પુત્ર લાભ નિમિત્તે મહોત્સવ આરંભ્યો. જ્યારે દશ દિવસ વિતિ ગયા ને અગિયારમો દિવસ થયો ત્યારે તે બ્રાહ્મણે પોતાના પુત્રનું શ્રીદર્શન* એવું નામ પાડયું. દેવદર્શન પુત્ર જન્મ થયા પછી મોટો ધનાઢય થયો હતો એટલે યજ્ઞ વિગેરે ક્રીયાઓ કરવા લાગ્યો, અને દુનિયાના નાના પ્રકારના વૈભવ ભોગવવા લાગ્યો.

વીરલો શ્રીદર્શન પણ તે પિતાના ઘરમાં રહી ધીમે ધીમે મોટો થયો; અને વેદવિદ્યામાં તથા અસ્ત્રવિદ્યામાં પ્રવીણતા મેળવીને મહાપરાક્રમી થયો. આ કુમાર જ્યારે તરૂણ થયો ત્યારે તેનો પિતા દેવદર્શન પ્રયાગ તીર્થમાં જઈ નિર્વાણને પામ્યો. તે વાર્તા શ્રીદર્શનની માતાના જાણવામાં આવી એટલે તેણે અગ્નિમાં પ્રવેશ કીધો. ત્યારે શ્રીદર્શને પોતાના માતા પિતા માટે ઘણો શોક કીધો, અને પછી શાસ્ત્રમાં કહેલી ક્રીયા કરી. વખત વિતતાં તેનો શોક ઓછો થયો. શ્રી દર્શન પોતે પરણ્યો ન હોતો, અને વળી કોઈ સગુસંબંધી પણ નહોતું, તેથી જો કે તે વિદ્વાન હતો તો પણ, જુગારની લતમાં પડયો. આમ કેટલાએક કાળ સુધી વર્ત્યો એટલે

---

* શ્રી=લક્ષ્મી, દર્શન=દેનારો; અર્થાત લક્ષ્મી આપનારો.

તેનું ધન નાશ પામી ગયું. અને આ દુષ્ટ વ્યસનને લીધે તેને ખાવા-પીવાના પણ સાંસા પડવા લાગ્યા.

એક વખતે **શ્રીદર્શન** ત્રણ દિવસ સુધી ભુખ્યો હોવાથી ઘૂત શાળામાં ભરાઈ બેઠો. પોતે જે કપડાં પેહેર્યાં હતાં તે પોતાને છાજે નહીં તેવાં–ઘણાં ફાટેલાં ને મેલાં હતાં–તેથી લજ્જાને લીધે તે બાહાર જઈ શકયો નહીં. અને બીજાએ તેને ખાવાનું આપવા માંડયું તે લેવાને પણ તેણે ના પાડી. ત્યારે જુગારના તેના એક સાથી **મુખરપ** નામના મિત્રે તેને કહ્યું; "તું શામાટે આટલો બધો મુઝાય છે? તું શું જાણતો નહોતો કે જુગારના વ્યસનનું પાપ આવુંજ હોય છે? તું શું જાણતો નહોતો કે સઘળા નસીબને ચક્કરમાં આણનાર આ ઘૂત કળા છે? શું બ્રહ્માએ ઘૂતમાં રમતાં તારી આવી દશા નિર્માણ કીધી નથી? જે માણસ જુગારની કપટ કળામાં કુશળ હોય છે તેને માટે, બાહુને, ઓઢવાનું વસ્ત્ર કલ્પેલું છે; ધુળને, શય્યા કલ્પેલી છે; ચૌટાને, ઘર કલ્પેલું છે; અને તેની સ્ત્રીએ તેનો વિનાશ કલ્પેલો છે. માટે તું શા માટે ખાતો નથી? આહાર પાણી લે. વિદ્વાન છે, છતાં પણ તારા શરીરની દરકાર કેમ કરતો નથી? જે માણસ ધીરજ રાખીને જીવતો રહે છે તે પોતાની ઈચ્છા શું પાર પાડતો નથી? તે વિશે **ભૂનંદન**ની એક આશ્ચર્યજનક કથા સંભળાવું છું તે સાંભળ.

## કાશ્મીરના રાજા ભૂનંદની કથા.

પૃથ્વીના શણગારની માફક શોભા આપનાર **કાશ્મીર** નામનો એક દેશ છે. **બ્રહ્માએ** પેહેલું સ્વર્ગ રચ્યા પછી, પુણ્યશાળી લોકોને માટે, આ બીજું સ્વર્ગ રચ્યું છે. તે બે વચ્ચે ભેદ માત્ર એટલોજ છે કે સ્વર્ગમાં સુખભોગ માત્ર જોવાનાજ છે, પણ કાશ્મીરમાં તો તે ભોગવવાના છે. બે કીર્તિવંત દેવી **શ્રી** ને સરસ્વતિએ ત્યાં નિરંતર સ્પર્ધાથી એક બીજાને–"મારી અગ્રગણ્યતા અત્રે છે."–"ના, મારી છે"–એમ કહી નિવાસ કર્યો છે. તેમ આ દેશમાં ધર્મનો દ્રોહ કરનાર કળિનો પ્રવેશ ન થવા દેવા માટે હિમાચળ પોતાના શરીરને પલટાવીને પર્વતરૂપ થઇ તે દેશની સીમાનું રક્ષણ કરતો હોય તેમ જણાય છે. "આ દેવતાનું ઉત્તમ તિર્થ છે, માટે તું અહીંથી દૂર જા," આમ જાણે પાતિકને કહી, પોતાનાં મોજાથી તિરસ્કાર કરતી હોય તેવી વિતસ્તા નદીવડે તે દેશ શોભે છે. તે નગરમાં રૂપેરી ચૂર્ણલેપવડે ધોયેલા ઊંચા મેહેલની હારો, સમીપમાં રહેલા **હિમ**પર્વતના શિખરનો ભ્રમ કરાવે છે. આવા અનુપમ દેશમાં **ભૂનંદન** નામનો રાજા રહેતો હતો. તે બ્રાહ્મણ, ક્ષત્રિય અને વૈશ્યનો ગુરુ હતો; પ્રજાને ચંદ્રમાની પેઠે રંજન કરતો હતો; અને વિદ્યા

તથા વેદમાં પારાંગત હતો. જેનું પરાક્રમ ખંડિત કરેલા કામિનીનાં કુચમંડળ ઉપર તથા શત્રુઓના મંડળ ઉપર શોભા આપતું હતું. તે રાજા પોતે (શેષ) *નીતિવાળો હતો. પણ તેની પ્રજા અનીતિવાળી† હતી. તેનું મન કૃષ્ણ ઉપર આસક્ત હતું તોપણ તે અકૃષ્ણતરમાનસ‡ હતી—અને તેની પ્રજાનું મન દુરાચરણ પછાડી નહોતું.

આ રાજાએ એક વખતે દ્વાદશીને દિવસે વિધિવડે પરમાત્માનું—શ્રી વિષ્ણુનું પૂજન કર્યું; અને તે રાત્રિના સુતો, ત્યારે તેને સ્વપ્ન આવ્યું. તેમાં તેણે કોઇપણ બે દૈત્ય કન્યાને દીઠી, ને જાણે તેમની સાથે પોતે વિહાર કર્યો હોય તેમ લાગ્યું. જ્યારે વિહાર પામ્યા પછી તે જાગૃત થયો ત્યારે તે કન્યાને તેણે દીઠી નહીં, પણ પોતાના અંગમાં સંભોગના ચિહ્નો તેને સ્પષ્ટપણે જોયાં. તેથી તે રાજા મનમાં આશ્ચર્ય પામ્યો અને વિચારમાં પડી ગયો કે, "આ શું ! આ કંઇ સ્વપ્ન થયું નથી, પણ ખરેખર વિહાર થયો છે એમ હું તર્ક કરૂં છું. પરંતુ તે દૈવતાઇ અંગનાએ મને ખરેખર ઘણીજ વિચિત્ર રીતે છેતરી લીધો છે." આ પ્રમાણે શંકા થયા પછી તે તેનુંજ ધ્યાન ધરવા લાગ્યો, ને પોતાને તેનો વિરહ થવાથી બહુ પીડાવા લાગ્યો—જેથી તેણે ધીમે ધીમે રાજ્યનાં પણ સઘળાં કામકાજનો ત્યાગ કર્યો. પછી તે રાજા તે સ્ત્રીને કેવી રીતે મેળવવી તેનો વિચાર કરતો મનમાં બોલ્યો: "મને વિષ્ણુના પ્રસાદથી આ સ્ત્રી સાથે સમાગમ થયો હતો, તો હવે હું આ રાજ્યરૂપ ફાંસીમાંથી મુક્ત થઇ એકાંતમાં જઇ તે સ્ત્રીને મેળવવા માટે પરમાત્માનું ધ્યાન ધરૂં તો "ઠીક! હાય! રે! આ રાજ્ય તો તે સ્ત્રીના વિરહથી મને કેવળ નીરસ લાગે છે!" આ પ્રમાણે વિચાર કરી ભૂનંદને પછી પોતાનો દૃઢનિશ્ચય પ્રજાને જણાવ્યો અને પોતાના નાના ભાઇ સુનંદને રાજ્ય સોંપી દીધું.

પણ તેણે રાજ્યનો ત્યાગ કર્યા પછી, જ્યાં પૂર્વે ભગવાને ત્રણ પગલાં પૃથિવી ભરતાં પગ મૂકીને જે સ્થાન પવિત્ર કર્યું હતું તે ક્રમસર નામના વિષ્ણુના પવિત્રતીર્થમાં ગયો. આ તીર્થની સમીપમાં આવેલા પર્વત ઉપર બ્રહ્મા, વિષ્ણુ અને મહેશ્વર—આ ત્રણ

* ન—ઇતિવાળો હતો—એમ ગૂઢાર્થ છે, પણ ન કાઢી નાંખતાં જે શેષ રહે તે ઈતિ—અર્થાત્ તેની પાસે સંકટ હર ઈતિવિંટી હતી.

† આ ઠેકાણે વિરોધાભાસ અલંકાર બતાવ્યો છે. માટે ઉપરથી વિરોધનો આભાસ થાય છે, પણ તેનો અર્થ એવો છે કે ઈતિ એટલે છ જાતના—દુષ્કાળાદિક સંકટ તેથી રહિત એટલે સુખી હતી. અન—નહી+ઈતિ—દુકાળાદિ સંકટ કાપનારી વિંટી. રાજા પાસે તે વિંટી હતી, પણ પ્રજા પાસે નહોતી.

‡ અતિ નિર્મળ મનની હતી.

દેવ, શિખરને આકારે બીરાજે છે; અને વિષ્ણુના ચરણે, જાણે વિતસ્તા નદી ઉપર મત્સર આણ્યો હોય તેમ કાશ્મિરમાં એક વિસ્તારવાળી વિષુવતી નામની દેવનદી ઉત્પન્ન કરી છે. આવા પવિત્ર સ્થળમાં જઈ નવા જળની ઇચ્છાવાળો બપૈયો—ચાતક જેમ ઉનાળાના તાપમાં દુઃખથી પીડિત થઇને જેમ તપ કરે છે, તેમ આ રાજા પણ સર્વ રસ ઉપરથી માયા ઉતારી તે સ્થળે તપ કરવા લાગ્યો.

તેને તપ કરતાં કરતાં બાર વર્ષ વિતી ગયાં, ત્યારે કોઇએક મોટો જ્ઞાની અને તપસ્વી પુરૂષ તે માર્ગે આવી ચઢયો. તે તપસ્વીને માથે જટા હતી, ને વાળના છેડા પીળા રંગના હતા, અંગે ફાટેલું વસ્ત્ર ધારણ કર્યું હતું, તેની સાથે શિષ્યગણો હતા, તેથી જાણે તે તીર્થના પહાડ ઉપરથી ઉતરેલા શંકર હોય તેમ શોભતો હતો. તે તપસ્વી રાજાને જોતાં વારજ તેના ઉપર પ્રેમ કરી તેની પાસે ગયા, અને મધુરીવાણીથી તેને પૂછયું કે, "તમે અહીં શા માટે તપ કરોછો?" ત્યારે રાજાએ તેને ઉત્તર આપી સર્વ વૃત્તાંત નિવેદન કર્યું. પછી તે તપસ્વી એક ક્ષણભર ધ્યાન કરતો હોય તેમ શાંત રહીને બોલ્યો; "હે રાજન્! તારી પ્રિય સ્ત્રી દૈત્યકન્યા, પાતાળમાં રહે છે. હવે તું ખુશી થા, હું તને તે કન્યાની પાસે લઇ જાઉછું. હું દક્ષિણ દેશમાં રહેનારા ને યજ્ઞ કરનારા બ્રાહ્મણ યજ્ઞનો પુત્ર છું, ને મારૂં નામ ભૂતિવસુ છે, અને હું યોગિયોનો ગુરુ છું. હું મારા પિતા પાસેથી પાતાળ નામના શાસ્ત્રમાંથી હાટકેશ્વરના મંત્ર અને તંત્રના વિધિનો ક્રમ શીખ્યો છું. કેટલેક કાળે હું શ્રી પર્વત ઉપર જઇ ત્ર્યંબકેશ્વર ઉપર તપ આરંભી ત્ર્યંબકેશ્વરનું ધ્યાન કરવા લાગ્યો. મારા ધ્યાનથી શંકરે પોતે પ્રસન્ન થઇને મને આજ્ઞા કરી કે; "તું પાતાળમાં જા અને દૈત્યની અંગનાઓ સાથે પરણી વિહાર કર; અને રતિ સુખ ભોગવ; અને ત્યાંથી તું મારા ચરણમાં પાછો આવજે. અને સાંભળ તે મારો લાભ કેમ થાય તેનો ઉપાય તને કહું છું: આ પૃથ્વી ઉપર ઘણાં પાતાળમાં જવાના ભોયરાં છે, પણ તેમાં એક ઘણું મોટું ને પ્રખ્યાત તો કાશ્મિરમાં મયદાનવે કરેલું છે. તે ભોયરાંને માર્ગે, બાણાસુરની કન્યા ઓખા પોતાના પતિ અનિરૂદ્ધને દૈત્યોથી ગુપ્ત રીતે ઉદ્યાનભૂમિમાં લઇ જઇને ખુશી કરતી હતી. અને તેજ વખતે પ્રદ્યુમ્ને પોતાના પુત્રની રક્ષા કરવા માટે એક પર્વતના શિખરથી તે ભોયરાંનું એક બારણું કરી, તે બારણાથી રક્ષા કરવા માટે સારિકા નામ ધારણ કરનારી દુર્ગાનું સાતપદી સ્તુતિથી આરાધન, કરી તે બારણા ઉપર દુર્ગાનું સ્થાપન કર્યું છે. તેને લીધે હજુ સુધી તે સ્થાન પ્રદ્યુમ્નશિખર અને સારિકા શિખરના નામથી ઓલખાય છે. તે ગુફાના બારણામાંથી તું તારા શિષ્યોની સાથે પાતાળમાં જજે;

ત્યાં તને મારી કૃપાથી ઈચ્છિત વસ્તુ પ્રાપ્ત થશે." આટલું કહી શંકર અંતર્ધાન થઈ ગયા. ત્યાર પછી તેની કૃપાથી મને સર્વ જ્ઞાન ઉત્પન્ન થયું અને હું આ કાસ્મિર દેશમાં આવ્યો છું. માટે હે રાજા! તું પણ અમારી સાથે સારિકાશિખર ઉપર ચાલ. હું હમણાં પાતાળમાં તારી પ્રેમપાત્ર બાળાની પાસે તને લઈ જાઉં છું." આ પ્રમાણે તે તપસ્વીએ કહ્યું એટલે ભૂનંદને તે માન્ય કીધું ને પછી તે તપસ્વીની સાથે સારિકા શિખર ઉપર ગયો. ત્યાં વિતસ્તા નદીમાં સ્નાન કરી વિનાયકનું પૂજન કરી, દિશાબંધન કરી, પુરસ્સર દેવી સારિકા–દુર્ગાનું પૂજન કર્યું, ને દુષ્ટ દષ્ટિનું કે કોઈનું વિઘ્ન ન આવે તે માટે આસપાસ હાથ ફેરવ્યો. ત્યાર પછી શંકરના મહાપ્રેમ પાત્ર તે તપસ્વિયે, વિધિ પ્રમાણે શર્ષવ છાંટીને ભોંયરાને પ્રગટ કર્યું. ત્યાર પછી તે રાજા, પેલા તપસ્વી તથા શિષ્યોની સાથે તે ભોંયરામાં પેસીને રાત્રિ દિવસ ચાલવા માંડ્યો. ચાલતાં ચાલતાં પાંચ દિવસ વિતિ ગયા, ને છટ્ઠે દિવસે તે સઘળા પાતાળમાં વહેનારી ગંગા નદી ઉતરીને રૂપેરી જમીન ઉપર જઇ પોહોંચ્યા. ત્યાં તેઓએ એક દિવ્ય વન દીઠું, તેમાં ઉઘડેલાં સોનાનાં કમળની સુગંધ ચારે તરફ ફેલાઇ ગઈ હતી; અને પ્રવાળાં, અગર, ચંદન, કપૂરનાં વૃક્ષો શોભતાં હતાં. આ દિવ્ય વનના મધ્ય ભાગમાં મોટું વિસ્તારવાળું એક શિવનું મંદિર આવેલું હતું. આ મંદિર રત્નજડિત પગથીઆંઓથી સુંદર દેખાતું હતું, સોનાની ભીતોથી મનહર જણાતું હતું, મણિના સ્થંભોથી ઝળાંઝળાં કરતું હતું, અને તે મંદિરમાં ચંદ્રકાંતમણિની મોટી શિલાઓ બાંધી હતી, તેથી નિર્મળ અને દૃઢ હતું.

આવા અનુપમ મંદિરને જોઇ રાજા વિગેરે સઘળા ઘણાજ ખુશી થયા. તે મહાત્મા જ્ઞાની તપસ્વી પોતાના શિષ્યોને અને રાજા ભૂનંદનને આશ્ચર્ય થયેલા જોઇને બોલ્યો, "જે પાતાળવાસી હાટકેશ્વર* દેવ, ત્રણ લોકોમાં ગવાય છે તે આ સાક્ષાત્ ભોલાનાથનું મંદિર છે, તો હવે તેનું પૂજન કરો." એટલે તે સઘળાઓ ગંગા નદીમાં સ્નાન કરી ત્યાં થનારાં નૂતનનૂતન જાતનાં પુષ્પોથી શંકરનું પૂજન કરવા લાગ્યા. એક ક્ષણ પૂજન કરી વિશ્રામ કર્યો. પછી તે સઘળા ત્યાંથી આગળ ચાલી એક દિવ્ય જાંબૂના વૃક્ષ પાસે આવ્યા. આ જાંબૂનું વૃક્ષ ઘણું વિશાળ હતું, અને તેમાંથી પાકેલાં ફળો જમીન ઉપર પડતાં હતાં. પેલા તપસ્વીએ આ જાંબૂના વૃક્ષને જોઇને પોતાની સાથે આવેલા માણસોને કહ્યું: "તમે કોઇ આ ફળ ખાશો મા, કારણકે આ ફળ ખાધાથી વિઘ્ન થાય

---

* આ હાટકેશ્વર છ નાગરના ઈષ્ટ દેવ ગણાય છે.

છે, ને ઇચ્છીત વસ્તુ પ્રાપ્ત થતી નથી.” આ પ્રમાણે ગુરુએ નાપાડી છતાં પણ એક વિદ્યાર્થીને ભુખ લાગી હતી તેથી તેણે એક જાંબુ ખાધું. જેવું તેણે ખાધું તેવોજ તેનો આકાર ચૈતન્ય રહિત જડ જેવો થઇ ગયો.

તે જોઇ બીજા શિષ્યોના મનમાં ભય વ્યાપી રહ્યો,અને તેઓએ તે ભયથી ફળ ખાવાની ઇચ્છા કરી નહીં. પછી તે તપસ્વી ઇચ્છારહિત શિષ્યોની અને ભૂનંદન રાજાની સાથે ચાલવા માંડયો. એક કોશ ચાલ્યો એવામાં એક ઉંચો સોનાનો કિલ્લો તેમની નજરે પડયો. તેનાં બારણામાં ઉમદાં રત્નો જડેલાં હતાં. આ કિલ્લાના બારણાંમાં બન્ને પડખા ઉપર સોનાના* બે ઘેટા ઉભા હતા, તે પોતાનાં શીંગડાં મારીને કોઇને પણ અંદર જવા દેતા ન હતા. પણ તે તપસ્વીયે, એક લાકડીમાં મંત્રનું આવાહન કરી, તે લાકડી બન્ને ઘેટાના માથા ઉપર મારી એટલે તે, તે બન્નેને જાણે વજ્ર વાગ્યું હોય તેમ થયું ને તેઓ કયાંના કયાં નાસી ગયા. પછી તે તપસ્વી પોતાના શિષ્ય તથા રાજાની સાથે તે કિલ્લાની અંદર પેઠો. ત્યાં સુવર્ણ અને રત્નજડિત મેહેલો જોવામાં આવ્યા. અને ત્યાં સઘળાના મેહેલના બારણા ઉપર ચોકી કરનારા ઉભા હતા, તેઓના હાથમાં લોઢાનાં મુશળ હતાં ને દાંતવતી નિચલા હોઠને દબાવી ઉભા હતા, તેથી તે ઘણા વિક્રાળ દેખાતા હતા. પછી તે સઘળા એક વૃક્ષની નિચે છાયામાં બેઠા. એટલે તે તપસ્વી, દુષ્ટ પુરૂષોનો નાશ કરનાર યોગવિદ્યાનું ધ્યાન ધરવા લાગ્યો. તે યોગ સમાધિના પ્રતાપથી દ્વારચોકી કરનારા તે સઘળા ભયંકર રાક્ષસો, તે બારણાંપરથી પલાયન કરીને અદૃશ્ય થઇ ગયા.

અને એક ક્ષણ પછી તે મેહેલોમાંથી દૈત્ય કન્યાઓની સેવા કરનારી વારાંગનાઓ, દિવ્ય ઘરેણાં અને વસ્ત્ર પેહેરી બાહાર નીકળી. તે સર્વે પોતાની સંગે લાવેલી ભેટ સોગાત સાથે તે પુરૂષોની અને તપસ્વીની પાસે ગઇ અને જે પ્રમાણે પોતાની શેઠાણીએ કહેવરાવ્યું હતું તે પ્રમાણે તેઓને મેહેલમાં પધારવા માટે પ્રાર્થના કીધી. ત્યાર પછી કૃતકૃત્ય થયેલા તપસ્વીએ, પોતાની સાથે રહેલાઓને કહ્યું કે, “તમે સર્વે મેહેલમાં પ્રવેશ કીધા પછી તમારી પ્રિયાના હુકમને તાબેજ રેહેજો.” આમ કહી તે તપસ્વી કેટલીએક વારાંગનાઓ સહિત એક ઉત્તમ મેહેલની અંદર પેઠો; પછી તે અંદરના ભાગમાં ગયો. ત્યાં એક મોહીણી જેવી દૈત્યકન્યાનાં દર્શન થયાં, એટલે તે તપસ્વીએ તે કન્યાને સ્વીકારી પોતાની ઇચ્છા પ્રમાણે વૈભવ પણ સ્વીકાર્યો. તેવીજ રીતે બીજા પણ અનેક સખીઓદ્વારા જુદા જુદા મેહેલમાં જઇ દૈત્યકન્યાની સાથે વૈભવ સુખ માણવા લાગ્યા.

---

* અંગ્રેજીમાં લોઢાના છે.

અને રાજા ભૂનંદનને એક સખી પ્રણામથી નમ્રતા બતાવી, જે મેહેલનો બહારનો ભાગ મણીમય હતો તેમાં લઈ ગઈ. કેહેવું જોઇયે કે આ મેહેલની અંદર નરદમ મણિની ભીત હતી, તેમાં તે દૈત્યકન્યાની લોંડીઓનાં પ્રતિબીંબ પડતાં હતાં, તેથી જાણે ભીતમાં સજીવન ચિત્ર આળખ્યાં હોય તેમ જણાતું હતું. નિચેની જમીન ઘણી સ્વચ્છ ઇંદ્રનીલમણિની બનાવેલી હતી, તેથી જાણે નભોમંડળમાં જઈને આકાશમાં ફરતા વિમાન જીતવાની ઇચ્છા તે કરતી હોય તેવી જણાતી હતી. બાળસૂર્યના તડકાને સહન કરનાર પુષ્પ પણ જ્યાં વસનારી સ્ત્રીના કોમળ અંગની ઉપમા ધારણ કરી શકતી નહતી. એક તરફ સંગીત ચાલી રહ્યું હતું, ત્યાં રાજા દાખલ થયો કે ત્યાં સ્વપ્નમાં જોયેલી અનુપમ અસુરની કન્યા જોવામાં આવી. આ કન્યાની કાંતિવડે સૂર્ય વિગેરેથી રહિત પાતાળમાં, પ્રકાશ પ્રકાશ થઇ રહ્યો હતો, અને પ્રજાપતિએ રત્ન વિગેરેનો પાતાળમાં પ્રકાશ કર્યો હતો તે પુનરૂક્ત-વ્યર્થ દોષ કર્યો હોય તેમ જણાતું હતું.

કન્યાનું અનિર્વર્ણનીય રૂપ જોઇ રાજાના નેત્રમાં હર્ષનાં અશ્રુ આવી ગયાં-તે જાણે બીજી વસ્તુ જોઇને નેત્રમાં જે મળ લાગ્યો તેને ધોઈ નાખતો હોય તેવો તે જણાતો હતો. અને તે બાળા કુમુદિની* જેનું નામ હતું ને જેની આસપાસ ભ્રમરાઓ ગુંજારવ કરી તેના ગુણનું ગાન કરી રહ્યા હતા. તે બાળા વિનયથી ઉભી થઇ, અને તે રાજાને માન આપી તેનો હાથ પકડીને બોલી: "પ્રિય ! મેં તમને બહુ દુઃખ આપ્યું !" આમ બોલતાં બોલતાં તેણીએ તેને આસન ઉપર બેસારી દીધો, રાજાએ એક ક્ષણમાત્ર આસન ઉપર બેસીને વિશ્રામ લીધો ત્યાર પછી તેણે સ્નાન કરી વસ્ત્ર અને આભૂષણ ધારણ કર્યાં. તે પછી અસુર કન્યા તે રાજાને પાન કરાવા માટે ઉદ્યાનમાં લઇ ગઇ. ત્યાં ગયા પછી, જે વાવમાં મદ્ય ભરેલું હતું તેના કિનારા ઉપર જઇ, તેની સાથે જઇને બેઠી. તે વાવના કિનારા ઉપર આવેલા ઝાડપર શબ લટકતાં હતાં, તેમાંથી લોહી ને ચરબીનો આસવ વાવમાં પડતો હતો, ને તેનાથી તે વાવ પૂર્ણ ભરાઇ ગઇ હતી. પેલી દૈત્ય કન્યાએ તે વાવમાંથી ચરબી ને લોહીના આસવનો એક પ્યાલો ભરીને તે રાજાને પીવા માટે આપ્યો, પણ તે અપવિત્ર વસ્તુ રાજાએ સ્વીકારી નહીં. ત્યારે તે સ્ત્રીએ તે પ્યાલો પીવાનો ઘણો આગ્રહ કર્યો અને કહ્યું કે, "તમે અમારા પીવાના પદાર્થની ના પાડો છો તેમાં તમારૂં કલ્યાણ થશે નહીં." એટલે રાજાએ તે દૈત્ય કન્યાને કહ્યું; "ભલે, ગમે તે થાઓ, પરંતુ જે વસ્તુ અમારે પીવા લાયક નથી તેનું હું કદીપણ પાન કરીશ નહીં." એટલે

* કુમુદિનીની આસપાસ ભ્રમરો સદા ગુંજારવ કરે છે, તેમ આ સ્ત્રીની આસપાસ તેની સખીઓ ગુંજારવ-સ્તુતિ કરતી હતી.

તે કન્યા પેલો પ્યાલો તે રાજાના મસ્તકપર ઢોળી નાખીને ત્યાંથી ચાલી ગઇ, એટલે તેજ ક્ષણે રાજાની આંખ તથા મોં તદન બંધ થઇ ગયાં, ને તુરતજ તે દૈત્ય કન્યાની દાસીઓએ આવીને ભૂનંદનને ઉંચકીને બીજી વાવના પાણીમાં યાહોમ ઝોંકાવી દીધો.*

જેવો તેને પાણીમાં નાખ્યો, તેવુંજ તે રાજાએ, પ્રથમ જે ક્રુમસર તપોવનમાં પોતે તપ કરતો હતો તેજ તીર્થમાં પોતાને ઉભેલો જોયો. અને પોતાની મૂર્ખતાની મશ્કરી કરતો હોય તેવા શ્વેતરંગના (બરફથી) હિમાલયને ઉભેલો દીઠો. પછી તે રાજા ઉદાસ થઇ ગયો ને આશ્ચર્ય અને ગભરાટમાં આવી પડી ગયો, ને પોતે આ પ્રમાણે છેતરાયો તેને માટે બડબડવા લાગ્યો કે: "અહો! તે દૈત્ય કન્યાનો બગીચો ક્યાં અને આ ક્રુમસર તથા હિમાચળ પર્વત ક્યાં! અરેરે! આ તે શું આશ્ચર્ય? શું એ સર્વ માયા હશે કે મારી બુદ્ધિનો ભ્રમ છે કે કંઇ બીજું છે? અથવા શું ખરેખર તે તપસ્વીએ મને કહ્યું હતું કે દૈત્ય કન્યા જે કહે તેમ કરજો ને ના પાડશો મા, તે સાંભળ્યા છતાં પણ મેં તે કન્યાનું વચન ઉલ્લંઘન કર્યું તેને લીધે મને આ ફળ મળ્યું છે? હવે મને જણાય છે કે તે પાન કંઇ નિંદિત નહતું, પરંતુ તે દૈત્યની કન્યાએ મારી પરીક્ષા કરી હતી. તેણે મારા મસ્તક ઉપર પ્યાલો રેડી દીધો તેની સુગંધ દિવ્ય આવે છે. રે! રે! કમનસીબ લોકો મોટો ક્લેશ ભોગવે છે, તોપણ દૈવ તેને ફળ આપતો નથી; કારણ કે તેનું દૈવજ અવળું હોય છે!" જ્યારે આ પ્રમાણે ભૂનંદન રાજા જ્યાં વિચાર કરતો હતો ત્યાં તે રાજાના અંગ ઉપર જે સુગંધી પાણી પડયું હતું તેની સુગંધીથી ભમરાઓએ તે રાજાને ઘેરી લીધો. "હાય હાય! જેમ કોઇ થોડા પરાક્રમવાળો પુરુષ વૈતાળને જાગૃત કરે છે, તો તેને દુઃખ સહન કરવું પડે છે, તેમ મારે પણ આ ક્લેશ સહન કરીને, સારૂં ફળ ભોગવવાનો સમય તો એક તરફ રહ્યો, પણ દુઃખ ભોગવવાનો સમય આવ્યો!" આ પ્રમાણે તે અફસોસ કરે છે, ત્યાં તો ભમરાઓ તે રાજાને કરડવા લાગ્યા. ત્યાર પછી રાજા ઉદાસ થઇ પ્રાણત્યાગ કરવા માટે તૈયાર થયો.

એવામાં દૈવયોગે તે માર્ગે કોઇ એક તરૂણ મુનિકુમાર આવી ચઢ્યો. તેણે રાજાની આવી દશા જોઇ એટલે અંતઃકરણમાં દયા ઉપજી અને તેણે ભમરાઓને ઉરાડી મૂકયા અને તેની પાસે આવી તે રાજાને મરતાં અટકાવીને પુછ્યું, "તું શા માટે આત્મઘાત કરે છે?" ત્યારે તેણે સર્વ બાબત કહી બતાવી. પછી તે ઋષિએ રાજાને કહ્યું:-"રાજા, જ્યાં સુધી આ દેહ છે ત્યાં સુધી શોક-દુઃખનો નાશ ક્યાંથી થાય? માટે શાણા પુરૂષોએ

* તરંગ ૨૬ મામાં શક્તિદેવની કથા જોવી; તેમાં પણ આમજ છે.

હંમેશાં આનંદમાં રહી મનુષ્યને યોગ્ય ધર્મ અર્થ કામ અને મોક્ષ સંપાદન કરવા. જ્યાં સુધી બ્રહ્મા, શંકર અને વિષ્ણુ એ ત્રિમૂર્ત્તિ એ એકજ છે એવી બુદ્ધિ થતી નથી, ત્યાં સુધી ભેદવાળી ઉપાસના વડે જે સિદ્ધિઓ પ્રાપ્ત થાય છે તે ક્ષણભંગુર હોય છે. માટે હવે ફરી બ્રહ્મા, વિષ્ણુ અને શંકરનું અભેદ બુદ્ધિથી ધ્યાન ધરી, બીજા બાર વર્ષપર્યંત તપ કર. ત્યાર પછી તું તારી મનમોહનાને મળીશ અને છેવટે તને મોક્ષ મળશે. તારો દેહ તો સિદ્ધપણાને પામી ચુકયો છે, માટે તું અફસોસ કરવો છોડી દે. મારી પાસેથી કાળા મૃગનું ચામડું અને મંત્ર બન્ને ગ્રહણ કર. આ ચામડું શરીર ઉપર વિંટાળીને તપ કરવા માંડ. ચામડું વિંટાળવાથી ભમરા તને દુઃખ દઇ શકશે નહી." આમ કહી તે મુનિ કુમારે, રાજાને મંત્ર અને મૃગચર્મ બન્ને વસ્તુ આપી. રાજાએ તે લીધી, પછી ધૈર્ય ધારણ કરી તે તીર્થમાં રહ્યો; અને તે મુનિ ત્યાંથી આગળ ચાલતા થયા. રાજા ભૂનંદને, બાર વર્ષ સુધી તે પવિત્રાશ્રમમાં રહી તપવડે જ્યાં સુધી શંકરે તેને વાર્યો નહીં ત્યાં સુધી તપ વડે પરમાત્માનું આરાધનજ કર્યા કર્યું, અને જ્યારે દૈત્યકન્યા કુમુદિની પોતે તેની પાસે આવી, તેને પાતાળમાં લઇ ગઇ અને ત્યાં ઘણા દિવસપર્યંત રાજાએ તે સ્ત્રી સાથે રહી વૈભવો ભોગવ્યા; અને પછી પરમ સિદ્ધિને પામ્યો.

"એ પ્રમાણે આ રાજાની માફક જે નસીબવંત પુરૂષો આનંદમાં રહી ધૈર્ય ધારણ કરે છે, તેઓ પોતાની પદવીમાંથી ભ્રષ્ટ થઇ ઘણા દૂર આવી પડયા હોય છે, તોપણ પાછા પોતાની પદવી ઉપર આવી પોહોચે છે.

## શ્રીદર્શનની કથા (ચાલુ.)

"હે શ્રીદર્શન! જેનું દૈવ ઐશ્વર્યશાલિન છે, જેના અંગપર માંગલિક ચિહ્નો પ્રત્યક્ષ જણાય છે તેવો તું, આહાર પાણીનો શા માટે ત્યાગ કરી ઉદ્વેગમાં આવી, આત્માની સંભાળ લેતો નથી?–શરીરની સંભાળ લેવીજ જોઇએ." આ પ્રમાણે મુખરક મિત્રે દ્યૂતશાળામાં શ્રીદર્શનને કહ્યું એટલે રાત્રિનો લાંઘણો શ્રીદર્શન તેને કહેવા લાગ્યો–"તું કેહે છે તે તો ઠીકજ છે, પણ હું કુળવંત છું, અને જુગાર રમવાથી આવી માઠી હાલતમાં આવી પડયો છું, માટે આ નગરમાં ફરતાં મને બહુ શરમ લાગે છે, તેથી બહાર નિકળી શકતો નથી. માટે હે મિત્ર! આજ રાત્રે હું બીજા કોઈ પરદેશમાં જવા ઇચ્છા કરૂં છું. તેમ કરવાને જો તું મને અટકાવ કરે નહીં તો હું આહાર કરૂં; નહીતર ભોજન કરીશ નહીં." તે સાંભળી મુખરક બોલ્યો–"ઠીક, તેમ કરજે." આમ કહી તે ખાવાનું લઇ આવ્યો ને પો-

તાના મિત્રને આપ્યું, એટલે શ્રીદર્શને આહાર કરી, પાણી પીધું, અને તે પછી તરત પરદેશ જવા માટે નિકળ્યો; ત્યારે પેલો મુખરક, જેને શ્રી દર્શન ઉપર અત્યંત પ્રેમ હતો, તે પણ તેની સાથેજ પરદેશ જવાને તૈયાર થયો.

પછી તે બન્ને જણા રાત્રિને સમયે પ્રદેશ તરફ ચાલતા થયા. એવામાં તે શ્રીદર્શનનાં માતા પિતા, સૌદામિની અને અટ્ટહાસ, દૈવ ઇચ્છાથી તે રાત્રે આકાશમાં વિહાર કરતાં હતાં તેમણે, જે પુત્રને જન્મતાં-વારજ દેવદર્શન બ્રાહ્મણને ઘેર મૂકયો હતો તે પુત્રને, જુગારના વ્યસનથી નિર્ધન થઇ માઠી અવસ્થામાં આવી ગયેલો અને તે માટે પરદેશમાં જતો જોયો. ત્યારે તે બન્ને જણાએ સ્નેહથી આકાશમાં અદૃશ્ય રહીને કહ્યું– “ અયે શ્રીદર્શન ! તારી માતા–દેવદર્શનની સ્ત્રીએ, પોતાના ઘરની જમીનમાં અલંકારો દાટયા છે, માટે ઘેર જઇ તે ઘરેણાં લઇ, માળવા દેશમાં જા. માળવામાં શ્રીસેન નામનો મહા સંપત્તિવાળો રાજા રાજ્ય કરે છે. તે રાજાએ બાલ્યાવસ્થામાં જુગારમાં ઘણુંજ કષ્ટ વેઠેલું છે, તેથી તે રાજાએ જુગારીઓને માટે એક મહામઠ બંધાવ્યો છે. તેમાં જુગારીઓ રહે છે અને મનમાનતાં ભોજનો કરે છે. માટે હે વત્સ ! તું ત્યાં જા તને ત્યાં સુખ થશે.” શ્રીદર્શન ઉપર પ્રમાણે આકાશવાણી સાંભળી, પોતાના મિત્ર સહિત પાછો ઘેર ગયો અને જમીન ખોદી પૃથિવીમાંથી દાટેલાં ઘરેણાં કાઢી લીધાં. પછી પોતાના ઉપર દેવતાનો અનુગ્રહ થયો છે એમ માની, મુખરક મિત્રની સાથે માળવા દેશ તરફ ગયો. તે આખી રાત્રિ અને એક દિવસ એમનોએમ ચાલ્યો ગયો, તેથી ઘણો દૂર નિકળી ગયો. સાયંકાળે તે તથા તેનો મિત્ર બન્ને જણા બહુસસ્ય નામના ગામમાં આવી ચઢયા. ઘણા ગાઉ કાપીને આવ્યાથી થાકયા પાકયા હતા તેથી બન્ને જણાએ તે ગામની નજીકમાં એક નિર્મળ જલાશયની સમીપમાં ઉતારો કર્યો. પછી તળાવમાં ઉતરી હાથ પગ ધોઇ, જળપાન કરીને જેવા બેઠા છે તેવામાં, કોઇએક અનુપમ લાવણ્યવતી સુંદર કન્યા તે તળાવમાં પાણી પીવા માટે આવી. આ કન્યાનું શરીર કમળના જેવું શ્યામળા રંગનું હતું, તેથી શંકરે બાળી નાખેલા કામદેવના ધુમાડાવડે શ્યામરંગની થયેલી રતિ હોયનીશું તેવી તે શોભતી હતી. તે કન્યાએ પ્રેમથી ભરપૂર ભરેલી દૃષ્ટિવડે, શ્રી દર્શન તરફ જોયું, એટલે શ્રીદર્શન તથા તેનો મિત્ર બન્ને ઘણા આનંદિત થયા પછી તે કન્યાએ શ્રીદર્શનને તથા તેના મિત્રને કહ્યું–“અરે મહાશયો ! તમે બન્ને જણા અહીં મોતના મુખમાં કયાંથી આવી ચઢયા છો ? શા માટે પતંગ જેમ અજાણપણાથી ભડભડતા અગ્નિમાં પડે

છે તેમ તમે અત્રે આવ્યા છો ?" તે સાંભળી મુખરક જરા પણ ગભરાયા વગર તે કન્યાને પુછવા લાગ્યો-" તમે કોણ છો ? અને તમે શું કહ્યું ? તે અમને કહો." ત્યાર પછી તે કન્યા બોલી: " તમો બન્ને જણ સાંભળો હું તમને ટુંકામાં આ વાર્તા કહી બતાવું છું.

## પદ્મિષ્ટાની કથા.

સુઘોષ નામનું એક પ્રખ્યાત અગ્રહાર બ્રાહ્મણને બક્ષીસમાં મળેલું ગામ છે. તેમાં પદ્મગર્ભ નામનો એક વેદવેત્તા બ્રાહ્મણ રહેતો હતો. તેની સ્ત્રીનું નામ શશિકળા હતું. તે ઉત્તમ કુળમાં જન્મેલી હતી. તે બ્રાહ્મણને તે સ્ત્રીથી બે છોકરાં થયાં હતાં, તેમાં એક પદ્મિષ્ટા નામની કન્યા અને મુખરક નામનો પુત્ર. મારૂં નામ પદ્મિષ્ટા છે. મારો ભાઈ મુખરક બાલ્યાવસ્થામાં જુગારના ખરાબ વ્યસનમાં પડયો અને નાની વયમાંજ કોઇએક પરદેશમાં નાસી ગયો છે. તેના અફસોસને લીધે મારી માતા મરણ પામી. ત્યાર પછી પુત્ર તથા સ્ત્રીના વિયોગથી મારાપિતા કષ્ટ પામી, ગૃહવાસ ત્યાગ કરીને, મને એકની એક પુત્રીને સાથે લઇ પોતાના પુત્રની શોધ કરવા માટે પરદેશમાં આમતેમ ભટકવા લાગ્યા. દૈવયોગે આ ગામમાં આવી ચઢયાં. આ નગરમાં ફક્ત નામનો બ્રાહ્મણ, પણ લુટારાઓની સેનાનો ઉપરી, વસુભૂતિ નામનો એક ચોરનો સરદાર રહે છે. તે પાપી રાજાએ અને તેના સીપાઇઓએ મારા પિતાના શરીરપર સુવર્ણ હતું તેથી તેમને મારી નાખીને, શરીરપરનું સુવર્ણ લઇ લીધું, અને તેણે મને કેદ કરેલી છે; અને પોતે પોતાના પુત્ર સુભૂતિ સાથે મારાં લગ્ન કરવાનો નિશ્ચય કર્યો છે. પરંતુ તેનો પુત્ર કોઇ સ્થળે લુટ કરવા માટે ગયો છે, તે હજુ સુધી, પૂર્વ જન્મના મારા પુણ્યના પ્રતાપને લીધે પાછો ફર્યો નથી. હવે આ બાબતમાં દૈવ કરે તે ખરૂં !!! માટે આ લુટારાનો સરદાર તમને બેને દેખશે તો તમને અવશ્ય દુઃખ દેશે, માટે તેમાંથી જેમ તમે છુટો તેવો ઉપાય યોજો.

મુખરક આ પ્રમાણે બોલતી કન્યાને જોઇ, તેને ઓળખી કાઢી કે 'આતો મારી બેન છે,' તેથી તેને કંઠે વળગી પડી રડતો રડતો બોલ્યો-"અરે રે ! મજહત્‌ભાગ્યની પ્રિયભગિની પદ્મિષ્ટા ! હુંજ તારો ભાઇ મુખરક હુંજ તે પાપી જુગારી ! હુંજ માતા પિતાનો દ્રોહ કરનાર અને કમનસીબ ! હાય ! હાય ! મને ધિક્કાર છે !" પદ્મિષ્ઠા પણ તે સાંભળી પોતાના મોટા ભાઈને જોઇ શોકાતુર થઈ ગઇ અને કરૂણાળ હૃદયે એકદમ ચારે તરફથી મહાશોકમાં વિટલાઇ વળી. અને તે પછી શાકાર્ત હૃદયે બન્ને ભાઇ બેન માતા

પિતાનો શોક કરવા લાગ્યાં. પછી શ્રીદર્શને તે બન્ને જણાને ધીરજ આપી શાંત પાડ્યાં, અને પ્રસંગને અનુસરતુ બોલ્યો:-" આ સમય અફસોસ કરવાનો નથી. હવણાં તો આત્માનુંજ રક્ષણ કરવાની જરૂર છે, માટે ધનનો પણ ત્યાગ કરી, આ ચોરથી બચવાનો ઉપાય કરવો જોઇએ " આ પ્રમાણે શ્રીદર્શને કહ્યા પછી તે બન્ને જણાએ ધૈર્ય ધારણ કરી, દિલગીરીનો ત્યાગ કર્યો. પછી તે ત્રણે જણાં તળાવના કિનારા ઉપર બેસી પરસ્પર શું કરવું તે વિષે વિચાર કરવા લાગ્યાં. તેમાં એવો ઠરાવ કર્યો કે શ્રીદર્શન માંદો થાય, મુખરક તેની ચાકરી કરવા માંડે અને પદ્મિષ્ઠાએ આ સમાચાર ગામના ધણીને જણાવવા.

## શ્રીદર્શનની પ્રપંચ કળા.

પછી તેજ પ્રમાણે શ્રીદર્શન, જે ઘણા ઉપવાસ કરવાથી દુર્બળ થઈ ગયો હતો તે માંદો થઇને તળાવના કિનારા ઉપર સુતો; અને મુખરક રડતો રડતો તેના ચરણ પકડીને બેઠો; પેલી પદ્મિષ્ટા ત્યાંથી તરતજ ચોર રાજા બ્રાહ્મણની પાસે જઇ ને બોલી: " આપણા ગામના તળાવની સમીપમાં કોઇએક બીમાર વટેમાર્ગુ આવીને પડ્યો છે અને એક બીજો માણસ તેની ચાકરી કરે છે." તે સાંભળીને તરત તે ચોરે, પોતાના ચોર નોકરને તપાસ માટે મોકલ્યા. તે સીપાઇઓ તળાવના કિનારા ઉપર જઈને જુવે છે તો બે જણને દીઠા: તેમાં એક માંદો પડીને સુતો હતો, અને બીજો તેની ચાકરી કરતો હતો. સીપાઇઓ તે ચાકરી કરનારા મુખરકને પુછવા લાગ્યા: "કેમ રે રોંડયા! તું આટલો બધો ચિમ રડે છે ? કાં બોલતો ની! અભાગણીના પોરીયા! મોતના મોંઢામાં મરવા આવેલો તે માટે રડે છે કે? ઇમ કે?" તે સાંભળી મુખરક કરૂણાજનક સ્વરથી ચોર લોકોને કહેવા લાગ્યો: "આ બ્રાહ્મણ, મારો મોટો ભાઈ થાય છે. તે તીર્થ કરવા માટે પરદેશમાં ગયો હતો, ત્યાંથી તેને મંદવાડ લાગુ પડયો છે, ને તેની પીડાથી ભ્રમિત હૃદયનો થઇ પરદેશમાં ભટકવા લાગ્યો છે. ભટકતાંભટકતાં તે આ ગામને પાદરે મને મળી ગયો. જેવો તે મને મળ્યો તેવોજ બેભાન-જડ જેવો થઇ જઈ મને કહેવા લાગ્યો: 'હે ભાઈ! તું ઉભો થા અને મારે માટે ઝટ દર્ભનું પાથરણું પાથરી તે ઉપર મને સુવાડ; ને આ ગામમાં જો કોઇ ગુણવંત બ્રાહ્મણ હોય તો તેને તેડી લાવ, કે તેને હું મારી સર્વસ્વ વસ્તુ અર્પણ કરી દઉં. કારણ કે હું આજ રાત્રિમાં મરણ પામવાનો છું.' આવી રીતે આ મારા ભાઇએ મને કહ્યું છે. હવે આ પરાયો દેશ છે, સાયંકાળ થઇ ગઈ છે; માટે મને શું કરવું તેની કંઇ ગમ પડતી નથી, અને તે દુઃખથી પીડાઉં છું માટે રૂદન કરૂં છું. ઓ બાપજી ! હવે તમે મારૂં એક કામ કરો.

આ ગામમાં જઇ કોઇપણ ગુણવંત બ્રાહ્મણને લઇ આવો, કારણ કે એ જીવે છે, ત્યાંજ અમારી પાસે જે છે તે આ હાથે કરીને સઘળું, તે કોઇ બ્રાહ્મણને દાન કરે. બેશક, આજે રાત્રિના તે મરણ પામશે, કારણ કે તેનો મંદવાડ ઘણો કારી છે. અને હાય! હાય! જ્યારે તે મરણ પામશે ત્યારે મારાથી તેનું દુઃખ કેમ સહન થશે? ઓ બાપલીયારે! મારૂં શું થશે? હું એ કારી ઘા કેમ ખમીશ! માટે હું પણ કાલે પ્રભાતમાં અગ્નિમાં બળી મરીશ. ઓ બાપજી! તમો કૃપાળુ છો, અહીં આવ્યા છો અને અમારા સહજ મિત્ર થયા છો ને કૃપા નજર કરીને અમારૂં સાંભળો છો, તો આટલી અમારી માંગણી કબૂલ કરો!"

તેનાં આવાં વચન સાંભળી તે ચોરના મનમાં દયા આવી; અને તેણે તરત વસુભૂતિ પાસે જઇને સઘળી વાર્તા યથાસ્થિત કહી બતાવી, અને બોલ્યો: "માહારાજ! તે બ્રાહ્મણ પોતે તમને ધન આપવા માટે તૈયાર થયો છે માટે તેની પાસેથી તમે ધનનું દાન ગ્રહણ કરો. વધ કરીને ધન હરણ કરવું તે કરતાં આમ દાન તરીકે લેવું તે ઉત્તમ છે." આ પ્રમાણે તે માણસોએ કહ્યું ત્યારે વસુભૂતિ બોલ્યો: "અલ્યા રેંડના ગમારના જણ્યાઓ! એ તે તમે શી ગાંડી ગાંડી વાતો કરો છો? માર્યા વગર તેની પાસેથી ધન લેવું એ તે આપણો ક્યાંનો ધારો? એ પ્રમાણે ધન ગ્રહણ કરવાથી મોટો અન્યાય થાય છે. વળી જેની પાસેથી ધન હરણ કર્યું હોય તેને મારી નાખ્યો ન હોય તો તે અવશ્ય આગળ ઉપર આપણું બુરૂં કરે છે." આ પ્રમાણે તે પાપી ચોરનો સરદાર બોલી રહ્યો તે પછી, તેના સીપાઇઓ તેને પ્રત્યુત્તર આપવા લાગ્યા: "બાપજી! એ વાત તો ખરી છે કે બળાત્કારથી ધન લેવું ને મરતા માણસ પાસથી દાનથી ધન લેવું તેમાં મોટો ફેર છે. પણ આમ કરવામાં શો ભય છે? તે બન્ને જણા મરવા તૈયાર થયા છે માટે તેની પાસેથી પ્રતિગ્રહ લેવાનો છે. કાલે પ્રભાતમાં જો તે બન્ને બ્રાહ્મણ જીવતા હશે તો આપણે તેમને મારી નાખશું; નહીંતર વૃથા બ્રહ્મહત્યા કરીને શા માટે પાપ માથે વોહોરી લેવું? તેમાંથી શું ફળ વિશેષ મળશે." તે સાંભળી વસુભૂતિએ તેમનું કહેવું કબૂલ કર્યું. રાત્રિ થઈ એટલે વસુભૂતિ શ્રીદર્શન પાસે દાન લેવા માટે આવ્યો. શ્રીદર્શન પોતાનું સર્વ નાણું સંતાડીને થોડું થોડું તેને આપવા લાગ્યો, અને તે વખતે નિસાસા મૂકવા લાગ્યો. પછી તેની સાથે વાત કરતી વખતે ભાંગા તુટા અક્ષરો બોલી વાતચિત કરી, તેને ઉપર પ્રમાણે થોડાં ઘરેણાં આપ્યાં. પેલો ચોર તેની પાસેથી ઘરેણાં લઇ પોતાનું કામ ફત્તેહ કરીને નોકરચાકર સહિત પોતાને ઘેર આવ્યો.

## શ્રીદર્શનનું સહાસ.

રાત્રે જ્યારે સઘળા ચોરો નિદ્રાવશ થઇ ગયા, ત્યારે પદ્મિષ્ઠા ઉઠીને તે તળાવ ઉપર, શ્રીદર્શન અને મુખરકની પાસે આવી. ત્યાર પછી ત્રણે જણાં એકઠાં થઇ નાશી જવા માટે વિચાર કરી, ત્યાંથી તેજ વખતે, ભય વગરના સારા રાજમાર્ગે થઇ માળવા જવાને ચાલવા લાગ્યાં. રાત્રિનો સમય હતો, માટે જતાં જતાં ઘણે દૂર એક મોટા જંગલમાં તેઓ આવી ચઢયાં. આ જંગલમાં હંમેશાં અસંખ્ય કાંટાઓ હતા, આમ તેમ કાળા મૃગો ફરતા હતા તે નેત્રની શોભા ધારણ કરતાં હતાં; જેની તનુલતા*શુષ્ક થઈ ગઇ હતી; અને વાઘ તથા સિંહ વિગેરે ત્રાડ મારતા હતા તેનાથી ભય પામતી હોય તેમ ચર નામના પક્ષીના લાંબા ચિત્કારવડે રૂદન કરી રહી હતી. આ પ્રમાણે રાત્રિ વિતિ આખો દિવસ ગયો તોપણ તેઓએ તેજ જંગલમાં ચાલ્યા કીધું. પણ તેઓને આખા દિવસમાં ચાલવાનું જે કષ્ટ પડયું હતું, તે જોઈ જાણે સૂર્યનારાયણને દયા ઉપજી હોય તેમ તેમણે પોતાનું તેજ પાછું ગ્રહણ કરી લીધું. તે અસ્ત પામ્યો. સાયંકાળ થઈ એટલે તે ત્રણે થાકાંપાકાં અને ક્ષુધાથી દુ:ખી હતાં માટે એક વૃક્ષની નિચે બેઠાં. થોડી વારમાં તેઓએ દૂરના ભાગમાં એક અગ્નિ બળતો દીઠો, એટલે શ્રીદર્શને અનુમાન કર્યું કે, "કદાચિત આ ગામ તો નહોય? ચાલ જીવ! ત્યાં જઈને જોઉં તો ખરો!" આવો વિચાર કરી શ્રીદર્શન જે તરફ અગ્નિ બળતો હતો તેણી તરફ ચાલ્યો. અને જ્યારે તે તે જગ્યાએ પહોંચ્યો ને જુવે છે તો એક રત્નમયમંદિર તેના જોવામાં આવ્યું. આ મણિમય મંદિરની મોટી કાંતિ, અગ્નિની જ્વાળા જેવી જણાતી હતી. તે મેહેલમાં એક દિવ્ય દેવી—યક્ષિણી બેઠી હતી. વાંકી આંખવાળા અને વિપરીત ચરણવાળા યક્ષો તે કન્યાને વિટી વળ્યા હતા. તે યક્ષોએ જાત જાતનાં માંસ તથા મદ્ય લઈ આવી તે યક્ષિણીને અર્પણ કર્યાં; એટલે વીર શ્રીદર્શને તે યક્ષિણી પાસે જઇને કહ્યું કે, "મને અતિથીનો ભોજન ભાગ આપો." પેલી યક્ષિણી શૂરવીર શ્રીદર્શનના પરાક્રમથી પ્રસન્ન થઈ; અને તેની માંગણી પ્રમાણે તેને તથા તેની સાથે જે બે જણા હતાં તેને ખાવાનું આપ્યું; પાણી આપ્યું, તે તેણે લીધું. યક્ષિણીએ પોતાના અનુચરને આજ્ઞા કરી કે જાઓ, એને ઉપાડીને એના મુકામ ઉપર મૂકી આવો. એટલે તે તૈયાર થયા ને શ્રીદર્શનની પાસે આવીને ઉભો, કે તે તેની કાંધ ઉપર બેસી પદ્મિષ્ઠા અને પોતાનો મિત્ર મુખરક જ્યાં હતાં ત્યાં આવ્યો, ને પછી તે યક્ષને રજા આપી. તે બન્ને જણાની સાથે શ્રીદર્શન વિવિધ

---

* શરીરરૂપ લતા અથવા નાજુક લતા.

પ્રકારનું દિવ્ય અન્ન જમ્યો અને નિર્મળ તથા શીતળ જળનું પાન કર્યું. મુખરક આવી રીતે શ્રીદર્શન અન્ન લઈ આવ્યો અને યક્ષ ઉપર બેસીને આવ્યો તે જોઇ 'એ કોઇ દેવતાઈ અંશ છે' એમ માન્યું; અને તેને સત્વશાળી તથા પરાક્રમી ગણવા લાગ્યો, અને પોતે ઘણોજ પ્રસન્ન થઈ પોતાને ધન્યભાગ્ય ગણીને બોલ્યો: "પ્રિય મિત્ર તું કોઇપણ દેવાંશી છે, માટે આ મારી બેહેન પદ્મિકા, જે ત્રણ જગતમાં સૌથી શ્રેષ્ટ રૂપસુંદરી છે તે હું તને આજ પરણાવું છું; કારણકે તે કન્યા તારા યોગ્ય છે." શ્રીદર્શન તે સાંભળીને ઘણોજ પ્રસન્ન થયો ને પોતાના મિત્ર મુખરકને કહેવા લાગ્યો: "પરમસ્નેહી! ઘણા લાંબા વખતથી મેં જે ઈચ્છા કરી હતી તે હું ઘણી ખુશી સાથે માન્ય કરૂં છું, પણ હું મારા સ્થાન ઉપર ગયા પછી શાસ્ત્રમાં કહેલા વિધિ પ્રમાણે આ કન્યાને પરણીશ." આ પ્રમાણે શ્રીદર્શને કહ્યું ત્યાર પછી તે ત્રણે આનંદમાં રાત્રિ ગાળી કાઢી. પ્રભાત થયું. ચારે તરફ અરૂણોદયનો પ્રકાશ પ્રસરી ગયો. ખેતરોમાં લીલા ઝાડના છોડ ઉપર પાણીના બીંદુઓ મોતીનો ભ્રમ કરાવવા લાગ્યાં. મંદ મંદ પવન વાવા લાગ્યો. અંધકારે ઝાડના ઝુંડમાં જઇ આશ્રય કર્યો. પક્ષિઓ મધુર મધુર શબ્દો ઉચારી વનદેવતાનું પ્રાભાતિક મંગળગાન કરવા લાગ્યાં. સિંહો પોતાની ગુફામાં જાગૃત થઇ બરાડા પાડવા લાગ્યા. ધીરે ધીરે વિશાળ વન ભૂમિમાં ઝાકળનો વર્ષાદ ઓછો થવા માંડ્યો અને તેને લીધે પળ પળમાં દૃષ્ટિની મર્યાદામાં વધારો થવા લાગ્યો. એટલે તે ત્રણે જણાં વળી, ધીમે ધીમે ચાલવા માંડ્યાં. છેવટે માળવાના રાજા શ્રીસેનના ગામમાં તેઓ આવી પોહોંચ્યાં.

ઘણે દૂરથી આવ્યા હતા તેથી તે ત્રણે જણાં થાકી ગયાં હતાં, માટે તરત નગરમાં જઇ એક બ્રાહ્મણની ડોસીને ઘેર જઇ ઉતારો માંગ્યો અને ત્યાં વાતના પ્રસંગમાં તે ત્રણે જણાંએ પોતાનું વૃત્તાંત અને નામ કહી બતાવ્યું. વાતચિત કરતાં જણાયું કે તે ડોસી ઉદાસ છે; એટલે તેઓએ તેને ઉદાસીનું કારણ પુછ્યું. ત્યારે તે વૃદ્ધાએ તેઓને કહ્યું:-" આ ગામમાં સત્યવ્રત નામનો એક બ્રાહ્મણ, રાજાનો નોકર હતો, તેની હું સ્ત્રી છું. મારાં માતાપિતા અને સસરાનું કુળ ઉંચું ગણાય છે. મારૂં નામ યશસ્વતિ છે. જ્યારે મારો ધણી મરણ પામ્યો ત્યારે, આ નગરનો રાજા જે મહા દયાળુ છે તેણે મારા વરની આજીવિકામાંથી એક ચતુર્થાંશ જેટલી આજીવિકા મને બાંધી આપી. તે ઉપર હું મારી આજીવિકા ચલાવું છું અમારા નગરનો રાજા સર્વ જગતનું પોષણ કરનારો છે, પણ હવણાં મારાં પાપને લીધે તેને રાજ્યક્ષય નામનો રોગ લાગું પડ્યો છે. તે રોગ કોઇપણ વૈદ્યોથી દૂર થઇ શકે તેવો નથી—અસાધ્ય છે. આ રોગ ઉપર મંત્ર જા-

ણુનારાઓના મંત્રો ચાલ્યા નથી, ઔષધી જાણુનારાઓની ઔષધી ચાલી નથી. પણ એક મંત્રવાદીએ તે રાજાની આગળ એવી પ્રતિજ્ઞા કરી છે કે, "જો કોઇપણ શૂરવીર મને મારા કામમાં સહાયતા કરે તો, હું વૈતાળનું સાધન કરી, આ રાજ્યક્ષય રોગ મટાડું." ત્યાર પછી એક ઢંઢેરો પીટાવ્યો. તોપણ કોઇ તેવો શૂરવીર પુરૂષ મળ્યો નહીં. ત્યાર પછી રાજાએ કાર્યભારીઓને નિચે પ્રમાણે આજ્ઞા કરી કે, 'આપણા ગામમાં, આપણે જુગારીઓને માટે જે એક મોટો મઠ કરાવ્યો છે; તેમાં કોઈ પરદેશી શૂરવીર પુરૂષ આવી ચડે તો તેની નજર રાખવી. કેમકે જુગારી સહાસીક, સ્ત્રી પુત્ર તથા સગાસંબંધીનો ત્યાગ કરેલા, નિડર, વૃક્ષના મૂળને શય્યા કરી, તેની નીચે કે કોઇ બીજે સ્થળે વિશ્રામ કરનારા, એક યોગી જેવા હોય છે.' આ પ્રમાણે રાજાએ જ્યારે મંત્રિઓને આજ્ઞા કરી છે ત્યારથી તેઓએ તે મઠના ઉપરીને તેવોજ હુકમ કરી મૂકયો છે; અને તે મઠનો ઉપરી હંમેશાં કોઇ પ્રદેશથી આવતા જતા વીર પુરૂષની શોધ કરે છે. તો હે ભાઇઓ! તમે પણ જુગારી છો; અને તમે શ્રીદર્શન, જો એ બાબતમાં સમર્થ હો તો હું આજજ તમને તે મઠમાં એકદમ લઇ જાઉં. આ કામ કરવાથી તમને રાજાથી સતકાર મળશે અને મારાપર ઉપકાર કર્યો ગણાશે, કારણ કે આ દુઃખથી મારા પ્રાણનો નાશ થશે."

જ્યારે આ પ્રમાણે તે વૃદ્ધ બ્રાહ્મણીએ કહ્યું ત્યારે શ્રીદર્શને તેને કહ્યું-"માજીરે! એ તો બહુ સારૂં! હું તે કામ કરવા શક્તિમાન છું, માટે મને તે મઠમાં લઇ ચાલો." એટલે તે ડોસી શ્રીદર્શન, પદ્મિકા અને મુખરકને લઈ મઠમાં ગઇ ને ત્યાંના ઉપરીને કહ્યું: "આ બ્રાહ્મણ જુગારી છે, અને તે પરદેશમાંથી આવેલો છે. રાજાને માટે જે મંત્રશાસ્ત્રી છે તેને સહાય કરવાને આ વીર શક્તિમાન્ છે." ત્યારે તે મઠાધિપતિએ તેને પુછયું, "કેમ, તું સમર્થ છે કે?" એટલે શ્રીદર્શને હા પાડી. તુરત તે મઠના માલેકે તેનો આદરસત્કાર કીધો ને પછી રાજાની પાસે લઇ ગયો, અને ત્યાં મઠના માલેકે શ્રીદર્શનને રાજા બતાવ્યો. શ્રીદર્શને રાજાને જોયો તો તે ચંદ્રપેરે ક્ષીણુતા પામેલો ને પાંડુરોગથી દુર્બળ થઈ ગયેલો ને મૃગ લાંછનવાળા દ્વિતિયાના ચંદ્ર જેવો બની ગયો હતો. પછી શ્રીદર્શન તે રાજાને પ્રણામ કરીને ત્યાં બેઠો અને રાજા શ્રીસેન તેની ભવ્યાકૃતિ તરફ જોઇ ઘણો પ્રસન્ન થયો. તેના મનમાં ખાતરી થઇ કે આ આપણા કામને પાર પાડશે. પછી રાજા બોલ્યો: "તારા વિમલત્વથી મારો આ રોગ અવશ્ય નાશ પામશે. તારાં દર્શન કરવાથી મારા શરીરની પીડા શાંત થઈ છે, તેજ કહી આપે છે. માટે હે આર્ય! તું તે મંત્રવાદીને સહાય કર." આ પ્રમાણે તે રાજાએ કહ્યું ત્યારે શ્રીદર્શન બોલ્યો: "મહારાજ! આપ જે

સહાય કરવાનું કહો છો તે તે કીશ ગણતરીમાં છે ?" પછી તે રાજાએ પેલા મંત્રવાદીને બોલાવીને કહ્યું; "મંત્રશાસ્ત્રી ! આ વીર તમને સહાય કરશે, માટે હવે તમે જે કહ્યું હતું તે કાર્ય શિઘ્ર કરો." તે સાંભળી મંત્રવેત્તાએ શ્રીદર્શનને કહ્યું; "મહાશય ! તું જો વૈતાળને બોલાવવામાં સહાય કરી શકે તેમ હોયતો, આજજ કાળીચૌદશ છે, માટે રાત્રિ પડે ત્યારે કાર્ય સિદ્ધ કરવા માટે આ નગરના શ્મશાનમાં મારી સાથે આવજે." આ પ્રમાણે કહી મંત્રસિદ્ધ કરનાર તપસ્વી ત્યાંથી ઘેર ગયો અને શ્રી-દર્શન પણ રાજાની આજ્ઞા માંગી મઠમાં આવ્યો.

## શ્રીદર્શનનું બીજું સહાસ.

ત્યાં આવી પદ્મિષ્ઠા તથા મુખરકની સાથે વાળું કરી, રાત્રિ થઇ એટલે શ્રીદર્શન, હાથમાં નાગી તરવાર લઇ પોતે નિડરતાથી એકલો સ્મશાનમાં ગયો. આ વખતે સ્મશાન અરણ્ય જેવું-ભયંકર દિસતું હતું. ઘણાં ભૂતડાંઓ આમતેમ દોડાદોડી કરી રહ્યાં હતાં. શિયાળવાંનો શબ્દ થઇ રહ્યો હતો. ચારે તરફનો ભાગ ભયંકર જણાતો હતો. સર્વત્રગાઢ અંધારૂ છવાઇ રહ્યું હતું. અને એક જગ્યામાં કાંઇ બળાતું હતું તેનો જરા જરા પ્રકાશ પડતો હતો. આવા ભયંકર જંગલમાં તે શૂરવીર ચારે તરફ ફર્યો, તો એક સાધના કરનારો મધ્ય ભાગમાં બેઠેલો તેના જોવામાં આવ્યો. આ મંત્રશાસ્ત્રીએ આખા શરીરપર ભસ્મ ચોળી હતી, કેશ અને ઉપવીત ધારણ કર્યાં હતાં, માથે શબને ઓઢાડવાનું વસ્ત્ર વિટયું હતું ને શરીર ઉપર કાળુ વસ્ત્ર ઓઢયું હતું. શ્રીદર્શને તે મંત્રશાસ્ત્રીની સમીપમાં જઇ પોતાનું નામ જણાવ્યું ત્યાર પછી શ્રીદર્શને કડીબંધ કસી તૈયાર થઇને કહ્યું, "બોલ, તારૂં શું પ્રિય કરૂં ?" ત્યારે જાદુગરે કહ્યું: "અહિંયાથી અર્ધ કોશ ઉપર, પશ્ચિમ દિશામાં એક અશોક વૃક્ષ છે, તેની નિચે ચિતા બળે છે, જેના અગ્નિ વડે તે વૃક્ષનાં પાદડાં બળી ગયાં છે, તે વૃક્ષ નિચે એક શબ પડયું છે, તેને તું જેવુંને તેવું અહી ઉપાડી લાવ."

તે સાંભળી શ્રીદર્શન સાધકનું મન પ્રસન્ન થયું; અને તે બોલ્યો; "જો હુકમ, હવણાં લઇ આવું છું." આમ કહીને તે જલદી ચાલતો થયો એવામાં તે શબને લઇને કોઇ બીજો પુરૂષ જાય છે એમ જણાયું, એટલે શ્રીદર્શને દોટ મૂકીને તેની પાસે જઇને કહ્યું, "ભાઇરે, એને તમે કયાં લેઇ જાઓ છો? મૂકી દો એ શબને, મારે તેને અગ્નિ સંસ્કાર કરવો છે." આમ કહી તેની કાંધ ઉપરથી તે શબને ખેચવા માંડયું; એટલે સામો માણસ શ્રીદર્શનને કહેવા લાગ્યો, "હું એ શબને મૂકીશ નહીં; કારણ કે તે મારો મિત્ર છે. તારે ને તેને શું લાગે વળગે છે?" આ પ્રમાણે બન્ને જણા

એકબીજાની કાંધ ઉપરથી શબને ખેચવા લાગ્યા, તેવામાં તે શબમાં વૈતાળનો પ્રવેશ થયો અને તે ભયંકર બુમબરાડા પાડવા માંડ્યું; તેથી પ્રતિપુરૂષનું હૈયું ફાટી ગયું અને બીહકનો માર્યો તે મરણ પામ્યો. એટલે શ્રીદર્શન તે મુડદાને હાથમાં ઉપાડી લઇ ચાલ્યો. એવામાં જે બીજો પુરૂષ મુડદાને લેવા માટે કલહ કરતો હતો અને ભયનો માર્યો મરણ પામ્યો હતો તે, વૈતાળ થઇને ઉઠયો અને શ્રીદર્શનની પાછળ જઇને તેને અટકાવી કહ્યું, "ઉભો રહે! તું મારા મિત્રને કાંધ ઉપર ઉપાડીને ક્યાં ચાલ્યો જાય છે! થોભ, હું તને નહીં જવા દઉં." એટલે શ્રીદર્શને જાણ્યું કે મારા પ્રતિસ્પર્ધિના અંગમાં વૈતાળે પ્રવેશ કીધો છે; ને તેથી તે કોપ કરી બોલ્યો: "એ તારો મિત્ર છે તેની શી ખાતરી? ચાલ નિકળ અહીંયાથી લબાડ! એ તો મારો મિત્ર છે!" તે સાંભળીને બીજો, સામો વૈતાળ થયેલો પુરૂષ બોલ્યો: "એ તારો મિત્ર છે તેનું શું પ્રમાણ છે? આ શબ જે કહે તે ખરૂં!" એમ પ્રતિસ્પર્ધિ બોલ્યો. ત્યારે શ્રીદર્શને કહ્યું: "ઠીક ઠીક, એ વાત ખરી, એને કેહેવા દે કે કોણ એનો મિત્ર છે!" એટલે કાંધ ઉપર બેઠેલો વૈતાળ શબ બોલ્યો: "હું હમણાં ભુખ્યો છું, તો જે માણસ મને આહાર આપશે તે મારો મિત્ર! અને તેજ પોતાની ઇચ્છા પ્રમાણે મને લઇ જાય." આ પ્રમાણેનું તે શબનું કહેવું સાંભળી, બીજું વૈતાળ થયેલું શબ બોલ્યું: "મારી પાસે કંઇ ખાવા આપવાનું નથી. જો એની પાસે હોય તો તે ભલે તને ખાવાપીવાનું આપે." તે સાંભળીને શ્રીદર્શન બોલ્યો: "બહુ સારૂં! હું આપું છું!" આમ કહી પોતાના ખભા ઉપર બેઠેલા વૈતાળને ખોરાક આપવા માટે, તરવારવડે જ્યાં તે સામા શબને મારવા જાય છે, તેવામાં તો તે વૈતાળ થયેલો શબ પોતાની સિદ્ધિવડે અંતર્ધાન થઇ ગયો.

એટલે શ્રીદર્શનના ખભા ઉપર બેઠેલા વૈતાળે શ્રીદર્શનને કહ્યું: "તેં મને ભોજન આપવાનું કબુલ કર્યું છે, તો લાવ હવે ખાવાનું, ક્યાં છે?" ત્યારે શ્રીદર્શને બીજું માંસ મેળવવાની ઇચ્છા કરી, પણ ક્યાંઇથી માંસનો લાભ થયો નહીં ત્યારે તેણે તરવારવતી પોતાનું શરીર ઉતરડી તેમાંથી માંસ કાઢી વૈતાળને ખાવા માટે આપ્યું. એથી વૈતાળ ઘણોજ પ્રસન્ન થયો અને તેજ વખતે બોલ્યો; "હે મહાસત્વ! હું તારા ઉપર પ્રસન્ન થયો છું. આ તારો દેહ અક્ષત થશે–તારા શરીરમાં તરવાર વિગેરે હથિઆરથી ઘા કરી શકશે નહીં. હવે મને તું લઇ જા. તું જે કામ કરવા ધારે છે તે કામ સિદ્ધ થશે; પરંતુ તે મંત્રવાદી તપસ્વી જે સાધના કરે છે તેનામાં પરાક્રમ થોડું છે તેથી તેનો તો નાશ થશે." આ પ્રમાણે તે વૈતાળે કહ્યું તેજ વખતે શ્રીદર્શનનું અંગ પાછું જેવું હતું તેવું સારૂં થઇ ગયું. પછી તેણે તે શબને પોતાની

કાંધ ઉપર ઉપાડયું ને તે લઇ જઈ પેલા મંત્રવાદી સાધકને અર્પણ કર્યું. તેણે શ્રીદર્શનનાં બહુ બહુ વખાણ કર્યાં. પછી તે શબ, જેમાં વૈતાળે પ્રવેશ કર્યો હતો તેનું રાતાં પુષ્પ અને ચંદનવડે પૂજન કર્યું; પછી એક ખૂણામાં જ્યાં માણસના હાડકાના ભુકાનું એક મંડળ પૂરી તેના ઉપર કળશનું સ્થાપન કર્યું હતું, તે સ્થળે તેને મુક્યું. તેની આસપાસ ખોપરીઓમાં તેલના દીવાઓ બળતા હતા. આ મંડળ મોટું હતું, તેમાં પૂજેલા પ્રેતને સુવરાવી પોતે તેની છાતી ઉપર બેસી હાથમાં માણસના હાડકાનો ચમસ અને સરવો લઇ તે શબના મુખમાં આહૂતિ આપવા લાગ્યો. એક ક્ષણ થયા પછી એકદમ તે વૈતાળના મુખમાંથી એવી તો અગ્નિની જ્વાળા નિકળી કે મંત્રવાદી સાધક તે શબ ઉપરથી ઉભો થઇને નાસવા માંડ્યો, અને તેના હાથમાંના ચમસ તથા સરવો પડી ગયાં. એવામાં જે વૈતાળ સુતો હતો, તે ઉભો થઇ મુખ ફાડી હિચકારા મંત્રવાદીની પાછળ દોડી તેને આખોને આખો ગળી ગયો. શ્રીદર્શન મંત્રવાદીને ગળી ગયો જોઈ, હાથમાં તરવાર લઈ તે વૈતાળની પાછળ દોડ્યો; એટલે તે વૈતાળ બોલ્યો: "શ્રીદર્શન! હું તારી આવી ધૈર્યતાથી ઘણોજ પ્રસન્ન થયો છું; માટે તું મારા મુખમાંથી પ્રસન્ન થયેલા આ સર્ષવો લઇ તે રાજાના હાથમાં આપજે અને તેને માથે બાંધજે; એટલે તે રાજા તરત રાજક્ષય રોગની પીડામાંથી મુક્ત થશે. અને તું પણ આ સર્ષવના પ્રતાપથી આખી પૃથ્વીનો રાજા થશે." શ્રીદર્શન તે વૈતાળનું આવું વચન સાંભળી તેના પ્રત્યે બોલ્યો; "હું તે સિદ્ધ વગર રાજાની પાસે કેમ જાઉં? હું જો એકલો જાઉં તો બેશક રાજા કહેશે કે મેં સ્વાર્થ માટે તે મંત્રવાદીને મારી નાંખ્યો હશે." આ પ્રમાણે શ્રીદર્શને કહ્યું ત્યારે તે વૈતાળ બોલ્યો, "હું તુંને એક ઉપાય બતાવું છું તે પ્રમાણે કરવાથી તારા ઉપર મંત્રવાદીને મારવાનું આળ આવશે નહીં, અને તું શુદ્ધ થઈશ. તે ઉપાય એ કે આ શબ અહીં પડયું છે તેનું ઉદર ચીરીને હું જેને ગળી ગયો છું તે મંત્રવાદીને પેટની અંદર બતાવજે." આ પ્રમાણે કહી તેને સર્ષવ આપી વૈતાળ તે મુદડામાંથી બહાર નિકળીને કોઇ સ્થળે ચાલ્યો ગયો. પછી તુરત તે મુડદું જમીન ઉપર પડી ગયું. તે પછી શ્રીદર્શન તે સર્ષવ લઈ પોતાના મઠમાં, જ્યાં પોતાનો સંગાથ ઉતર્યો હતો ત્યાં આવીને સુઇ રહ્યો. બીજે દિવસે શ્રીદર્શન રાજાની પાસે જઈ, રાત્રિનો સર્વ બનાવ ઇત્થંભૂત રાજાને કહી બતાવ્યો અને પછી મંત્રીઓને સ્મશાનમાં લઇ જઇ પેલા શબને ચિરી, તેમાં મંત્રશાસ્ત્રીને રહેલો હતો તે બતાવ્યો. પછી રાજાએ તે સર્ષવ માથાપર અને હાથે બાંધ્યા કે તરત તેના સર્વ રોગનો નાશ થઇ ગયો, અને રાજા શ્રીસેન સાજો થઇ ગયો. તે રાજાને પુત્ર ન

હતો તેથી તેણે જીવિતદાન આપનારા શ્રીદર્શનને દત્તક તરીકે ગ્રહણ કર્યો અને તેજ વખતે તેનો યુવરાજની પદવી ઉપર અભિષેક કર્યો. કેમકે ઉત્તમ ક્ષેત્રમાં પુણ્ય બીજ વાવ્યાં હોય તેમાંથી મોટાં ફળની પ્રાપ્તિ થાય છે. ત્યાર પછી શ્રીમાન શ્રીદર્શન, પ્રથમથી સેવા કરવા માટે સાથે આવેલી લક્ષ્મી જેવી પદ્મિષ્ઠાની સાથે પરણ્યો. અને તે શૂરવીર શ્રીદર્શન, તે નગર વિશે, પદ્મિષ્ઠા તથા તેના ભાઇની સાથે રહી નાના પ્રકારના વૈભવો ભોગવવા લાગ્યો અને પૃથવિનું રક્ષણ કરવા લાગ્યો.

## શ્રીદર્શન ને અનંગમંજરી.

એક દિવસે ઉપેંદ્રશક્તિ નામનો માળવાનો નગરશેઠ સમુદ્ર કિનારા ઉપર ફરવા ગયો હતો ત્યાં તેને કિનારા ઉપરથી ઉત્તમ રત્નના એક ગણુપતિ જડયા. શેઠે આ ગણુપતિ યુવરાજને ભેટ કીધા. તેણે તે ગણુપતિને અણુમોલ જાણી તેના ઉપર ભક્તિ રાખી, તેની બડી ધામધુમથી પ્રતિષ્ઠા કરી; અને હંમેશાંના તેના ખર્ચ માટે એક હજાર ગામ આપ્યાં. અને ત્યાં મોટી યાત્રાનો ઉત્સવ કર્યો, જેમાં માળવા નગરનાં સઘળાં મનુષ્યો એકઠાં મળ્યાં હતાં. મેળાની રાત્રે ઉત્તમ નૃત્ય, ગીત અને વાદિત્ર વડે મહોત્સવ કર્યો, તેથી વિઘ્નવિનાશક ગણુપતિ તેના ઉપર બહુ પ્રસન્ન થયા; અને પોતાના ગણોને બોલાવીને નિચે પ્રમાણે આજ્ઞા કરી: "મારી કૃપાથી શ્રીદર્શન જગત ઉપર ચક્રવર્તી રાજાધિરાજ થશે. અહીના પશ્ચિમ તરફના સમુદ્ર વિશે હંસદ્વીપ નામનો એક પ્રખ્યાત દ્વીપ છે. તેમાં અનંગોદય નામનો રાજા રાજ્ય કરે છે; તેની પુત્રી અનંગમંજરી નામની છે. તે સ્ત્રીઓમાં રત્ન સમાન છે. એ કન્યા મારી ભાવીક ભકતાણી છે, તે હંમેશાં મારૂં પૂજન કરીને મારી પાસેથી માગે છે કે: 'હે ભગવન્, મને સર્વ પૃથિવીનો અધિપતિ, પતિ મળે એવું વરદાન આપો.' માટે હું તે કન્યાનાં શ્રીદર્શનની સાથે લગ્ન કરવા ઇચ્છું છું, કારણ કે આ પ્રમાણે કરવાથી બન્નેને મારી ભક્તિનું ફળ આપ્યું કહેવાશે. માટે તમે કોઇ યુક્તિથી શ્રીદર્શનને ત્યાં લઈ જઇ તે બન્નેનાં પરસ્પર દર્શન કરાવી, તેને ઝટ પાછો અત્રે લઇ આવો. તે બન્નેનો સમાગમ તો વખત વિતતાં સારી રીતે થશે; આજજ કાંઇ તે બન્નેને મેળાપ થાય તેમ થવાનું છેજ નહીં. વળી આ ઉપેંદ્રશક્તિ વાણિયાએ પણ મારી મુર્તિ શ્રીદર્શનને આપીને મારાપર ઉપકાર કર્યો છે, માટે તેને પણ મારે કંઇ ફળ આપવું જોઇએ."

આ પ્રમાણે ગણુપતિએ ગણોને આજ્ઞા કરી, એટલે તેઓ તેજ વખતે રાત્રે નિંદ્રાવશ થયેલા શ્રીદર્શનને પોતાની સિદ્ધિવડે હંસદ્વીપમાં લઇ જઇ, અનંગમંજરીના રાજભવનમાં,

જ્યાં એક શય્યા ઉપર **અનંગમંજરી** સુતી હતી તેના પડખામાં તેને સુવાડ્યો. થોડીવાર થયા પછી **શ્રીદર્શન** જાગી ઉઠ્યો અને ચારે તરફ નજર કરીને જુવે છે તો તેને એક સુંદર મેહેલ નજરે પડ્યો. તેમાં રત્નના દીવાઓ ઝગઝગાટ બળી રહ્યા હતા, ઉપરના ભાગમાં છતો બાંધી હતી તેમાં અમૂલ્ય મોટાં મણિઓ ઝળાઝળાં થઇ રહ્યાં હતાં. **રાજાવર્ત** નામના શ્યામરંગના મણિઓથી નિચેની જમીન જડવામાં આવી હતી. તે સુંદરભવનમાં, રેશમી ધોયેલા, શ્વેત રંગના ઓછાડ પાથરેલા એક પર્યંક ઉપર, નેત્રને આનંદ આપનારી **અનંગમંજરી** સુતી હતી. તેની કાંતિ સુંદર અમૃતના ઝરાની પેઠે ચોતરફ પ્રસરી રહી હતી. તે ચારે તરફ તારામંડળવડે મંડિત ગગનમંડપ વિશે ધવળ મેઘના ખોળામાં રહેલી, નેત્રને આનંદ આપનારી, શરદઋતુના ચંદ્રમાની મૂર્તિ સમાન શોભતી હતી. **શ્રીદર્શન**, ઓચિંતો, **અનંગમંજરીને** જોઇ, ઘણોજ પ્રસન્ન થયો, ને આશ્ચર્ય પામ્યો ને વિસ્મિત થઇને એક ક્ષણ વિચાર કરવા લાગ્યો: હું "ક્યાં સુતો હતો; ને કિયા મકાનમાં આ જાગૃતાવસ્થામાં આવી પડ્યો? આ શું થયું? આ સ્ત્રી કોણ. બેશક આ સ્વપ્નું હશે! પરંતુ જો મારૂં આ સ્વપ્નું ખરૂં પડે તો પછી મારા ભાગ્યનો પારજ નહીં. હવે આ સ્ત્રીને જાગૃત કરીને જરાક મળું!" આમ સારાસારનો વિચાર કરી હળવે હળવે તેણે **અનંગમંજરીના** ખભા ઉપર હાથ ફેરવ્યો ને તેને જાગૃત કરવા માંડી. જેમ ચંદ્રમાનાં કિરણનો સ્પર્શ થવાથી કુમુદિની જાગૃત થઇ, ભ્રમરરૂપી નેત્રો નચાવે છે, તેમ **અનંગમંજરી** પણ જાગૃત થઈ નેત્ર નચાવી તેને જોવા લાગી. ને તેને જોઇ તે વખતે એક ક્ષણભર વિચારમાં પડી ગઇ: "આ દિવ્ય દેહી કોણ હશે? મારા શયનગૃહમાં કોઇનો પ્રવેશ થઈ શકે તેમ નથી, તેમાં એ આવ્યો ક્યાંથી? શું એ દેવતા છે? બેશક એ કોઈ દેવતા હશે?" આ પ્રમાણે થયેલા સંભ્રમવડે તથા વિનયવડે આકુળ બની તે કન્યા ઉભી થઇ; તે રાજાને પુછવા લાગી: "આપ કોણ છો? શું આપ મારા માટે પધાર્યા છો! અને આ કોઇથી પણ પ્રવેશ કરી શકાય નહી એવા સ્થાનમાં શી રીતે આવ્યા છો? તે કહો." એટલે **શ્રીદર્શને** પોતાનું સર્વ વૃત્તાંત કહી બતાવ્યું. ત્યાર પછી તે રાજાએ **અનંગમંજરીને** પુછ્યું: "તમે કોણ છો? ને આ સ્થાન કોનું છે?" એટલે **અનંગમંજરીએ** પોતાના દેશનું, કુળનું અને પોતાનું નામ જણાવ્યું. આ પ્રમાણે બન્ને જણાંએ પરસ્પર સ્વપ્નની ભ્રાંતિનો ત્યાગ કર્યો; અને અન્યોઅન્ય એક બીજાને ખાતરી થવા માટે પોતાના આભૂષણોનો અદલોબદલો કર્યો; **અનંગમંજરીએ** પોતાનાં ઘરેણાં **શ્રીદર્શનને** અર્પણ કર્યાં અને **શ્રીદર્શને** પોતાનાં આભૂષણો **અનંગમંજરીને** આપ્યાં; અને એ રીતે બન્ને જણાં પરસ્પર ગાંધર્વ વિધિએ

લગ્ન કરી મનમાં આનંદ પામ્યાં. તેવામાં તો ગણપતિના ગણોએ તે બન્નેને મોહિત કરી મૂકયાં, તેથી બન્ને જણું પોતાની ઇચ્છા પાર પાડ્યા વગરજ તેજ વખતે નિદ્રાવશ થઈ ગયાં. તુરતજ પછી નિદ્રાવશ થયેલા શ્રીદર્શનને ગણુંપતિના ગણો તેને ઘેર લઈ આવ્યા.

પણ આ રીતે શ્રીદર્શને પોતાના મનની ઇચ્છા પૂર્ણ કરી હતી નહીં તેથી તે પૂર્ણ કરવા પોતાના સુંદર શયનગૃહમાં આવ્યા પછી, થોડીવાર પછી જાગૃત થયો. અને જ્યારે તેણે પોતાને પોતાના મેહેલમાં એક શૈયા ઉપર સુતેલો દીઠો અને પોતાના શરીર ઉપર સ્ત્રીનાં આભરણો જોવામાં આવ્યાં ત્યારે તે મહા વિચારમાં ગરકાવ થઈ ગયો. તે બોલ્યો: "અરે રે ! આ શું ? હું ક્યાં આવી ચઢયો ? હંસદ્વીપના રાજાની કન્યા ક્યાં ગઇ ને તેનો સુંદર દેવતાઈ રંગમહેલ પણ ક્યાં ગયો ? અને હું ફરીથી વળી અહીં ક્યાં આવી પડ્યો ? આ સઘળાં ઘરેણાં છે તે તો અનંગમંજરીનાંજ મારી આગળ છે, તેથી આ વાર્તા સત્ય છે, કંઈ સ્વપ્ન છે નહીં, પણ એ શું થયું ? હું ધારૂં છું કે આ કોઈ દૈવી ખેલ છે." આ પ્રમાણે તે વિચાર કરતો હતો એવામાં પદ્મિષ્ઠા સતીએ નિદ્રામાંથી જાગૃત થઇને પુછયું, 'તમે શાનો વિચાર કરો છો ?' એટલે રાજાએ પોતાની સઘળી વાર્તા તેને જણાવી. તે સાંભળી રાણીએ રાજાને ધીરજ આપી અને ત્યાર પછી રાજાએ તે રાત્રિ તેની સંગે રંગ રમી ગાળી કાઢી. બીજે દિવસે અનંગમંજરીના નામવાળા આભરણથી અલંકૃત શ્રીદર્શને તે સર્વ વાર્તા આદિથી અંતપર્યંત શ્રીસેન રાજાને કહી બતાવી; અને તે રાજા, તેને રાજી રાખવાને ઘણો ઉત્કંઠીત હતો તેથી તેણે હંસદ્વીપની શોધ કરવા માટે ગામમાં ઢંઢેરો પીટાવી તે દ્વીપમાં જવાના માર્ગનો શોધ કરાવ્યો વગેરે, પરંતુ કોઇપણ રીતે તેનો પત્તો લાગ્યો નહીં. પછી અનંગમંજરીના વિરહથી શ્રીદર્શન રાજા કામજ્વરથી પીડીત થવા લાગ્યો, ને સર્વ વૈભવસુખનો ત્યાગ કરી દીધો. તે સ્ત્રીએ આપેલા હારપર્યંત આભૂષણો તરફ જોવા લાગ્યો પણ (આ)હારનો ત્યાગ કર્યો. તે અનંગમંજરીનું નિદ્રાળું મુખકમળ જોવા લાગ્યો પણ નિદ્રાનો ત્યાગ કર્યો.

હવે પેલી મેરે હંસદ્વીપમાં રાત્રિ પુરી થઇ અને પ્રભાતનો સમય થયો કે મંગળાની તૂરીયોના તૂં તૂં અવાજો થયા. અનંગમંજરી નિદ્રામાંથી જાગૃત થઇ. તેને તરત રાત્રિમાં બનેલું સર્વ વૃત્તાંત યાદ આવ્યું; અને શ્રીદર્શનનાં આભૂષણોથી પોતાના શરીરને શણુગારેલું જોઈ અત્યંત ઉત્કંઠાથી શોકગ્રસ્ત થઇ રહી. તે બોલી: "આ આભૂષણો, સ્વપ્નની ભ્રાંતિનું હરણ કરી, ખરો પ્રેમ-બતાવી આપે છે. પરંતુ પ્રેમ કરનારો મનુષ્ય ક્યાં છે? તે મળવો મુશ્કેલ છે, તો હવે મારા પ્રાણ પણ રહેવા મુશ્કેલ છે." આ

પ્રમાણે **અનંગમંજરી** પુરૂષનાં આભૂષણો પેહેરીને બેઠી બેઠી ચિંતા કરેછે, એવામાં તેનો પિતા **અનંગોદય** અણચિંત્યો કન્યાના આનંદભુવનમાં આવ્યો ને જોય છે તો તે કન્યા પોતાનું આખું શરીર વસ્ત્રથી ઢાંકીને લાજથી નિચું જોઈ નમ્ર થઇ ગઇ છે. પછી ઘણા પ્રીતિશાળી રાજાએ, પોતાની વાહાલી દીકરીને તેડીને પોતાના ખોળામાં બેસારી પુછ્યું, "બેહેન! તેં પુરૂષનો પોશાક શા માટે પેહેર્યો છે? આવડી બધી લજ્જાઇ કેમ વ્યાપી? કહે તો ખરી. તારે મારી જરાપણ બીક રાખવી નહીં, કારણ કે મારા પ્રાણ તારા ઉપર જીવન ગાળે છે—તું મારી આંખની કીકિ છે. જરા પણ ગભરાઈશ મા." આ પ્રમાણે તેના પિતાએ મધુર ભાષણ કરી, પુત્રીની લાજ ઓછી કરી. એટલે તેણીએ સર્વ વાર્તા પોતાના પિતાને કહી બતાવી.

તેનો પિતા **અનંગોદય** આ સર્વ વાર્તા સાંભળી, આ અમાનુષિક કર્મને ઇંદ્રજાળ જેવું જાણી, શું કરવું, તે વિશે સંશયમાં પડી ગયો. પછી તે પોતાના નગરમાં એક મહાવ્રતધારી સિદ્ધયોગિ **બ્રહ્મસોમ**ની પાસે ગયો. યોગી **બ્રહ્મસોમ** તેને જોઇ ઘણો પ્રસન્ન થયો. રાજાએ તેને પ્રશ્ન કર્યો કે, "મહારાજ! રાત્રિમાં મારી પુત્રીને કોઇ દિવ્ય પુરૂષની સાથે સમાગમ થયો છે તો કહો તે પુરૂષ કોણ અને કયાં હશે?" એટલે તે મુનિએ સમાધિ ચઢાવી, તે રાજાને જોઇને કહ્યું: "સત્ય વાત તો એ છે કે દેવ ગણપતિના ગણો, **માળવા** દેશમાંથી, ત્યાંના **શ્રીદર્શન** રાજાને અહીં લઇ આવ્યા હતા. કારણ કે તારી પુત્રી ઉપર અને તે રાજા ઉપર ગણપતિ પ્રસન્ન થયા છે. વળી તેના પ્રસાદથી **શ્રીદર્શન** પૃથ્વીનો ચક્રવર્તી રાજા થશે; માટે તારી પુત્રીનો તે પતિ પ્રસંશાપાત્ર છે." આ પ્રમાણે તે જ્ઞાની યોગિએ રાજાને કહ્યું ત્યારે તે રાજા વિનયથી બોલ્યો: "મહારાજ! **માળવા** દેશ કયાં અને આ મોટો **હુંસદ્વીપ** કયાં? તે બન્ને નગર વચ્ચે ઘણોજ કપરો માર્ગ છે; માટે આ કામ કાળાંતરે પણ બની શકે તેમ નથી. માટે તમે મારા ઉપર કૃપા કરો; કારણ કે મારે તો તમારોજ એક આશ્રય છે!" આ પ્રમાણે રાજાએ મુનિને વિનતિ કરી, એટલે તે મુનિને પોતાના સેવક ઉપર ઘણો પ્રેમ રહેતો હતો માટે, 'આ હું તારૂં કામ પાર પાડું છું.' આમ કહીને તત્ક્ષણે તેઓ અંતર્ધાન થઈ ગયા. અને તેજ વખતે તેઓ **શ્રી**સેન રાજાના **માળવા** નગરમાં જઈ પોહોચ્યો. અને ત્યાં **શ્રીદર્શન** રાજાએ નગરમાં ગણપતિનું એક દેવમંદિર ચણાવ્યું હતું તેમાં જઈ ગણપતિને પ્રણામ કરી બેઠા; અને ગણપતિની આ પ્રમાણે સ્તુતિ કરવા માંડી: "હે **ગણપતિ**! તમને નમસ્કાર હો. આપનું મસ્તક નક્ષત્રની માળાઓવડે અલંકૃત છે, ને તેથી આપ મેરૂ પર્વતના શિખર સમાન શોભો છો. આપ કલ્યાણમય મૂર્તિ છો. નૃત્ય ઉત્સવ કરતી વખતે

ઉંચો કરવાથી વાદળાનો સ્પર્શ કરનાર અને ત્રણભુવનરૂપ મંદિરને ધારણ કરવામાં એક સ્તંભ સમાન તમારા બાહુને હું નમસ્કાર કરૂછું. હે વિઘ્નનાશક! સર્વ સિદ્ધિયોનાં એક ભંડાર સમાન મોટો છે; ઉદર રૂપ કુંભ જેનો છે; ને સર્પનાં આભૂષણથી અલંકૃત તમો છો, તે તમારા શરીરને હું નમસ્કાર કરૂં છું." આ પ્રમાણે તે યોગી, જ્યાં ગણપતિની સ્તુતિ કરે છે તેટલામાં તે આ ગણપતિની મૂર્તિ લઇ આવનારા ઉપેંદ્રશક્તિ વાણિયાનો છોકરો, મહેંદ્રશક્તિ થોડા સમયમાં ઉન્માદ રોગ થવાથી બેહૂકેલો આમ તેમ ફરતો ફરતો તે દેવમંદિરમાં આવી ચઢયો. તે, એકદમ તે તપસ્વીને પકડવાને માટે દોડયો. તે તપસ્વીએ તે ગાંડા છોકરાને એક તમાચો માર્યો, ને તેજ વખતે મંત્રવડે હાથને મંત્ર્યા હતા તેથી તેનો ઉન્માદ હઠી ગયો ને તે વણિક પુત્ર પ્રથમ જેવો ડાહ્યો થઇ ગયો. તુરત તેને સર્વે માન આપ્યું. તે પોતે નાગો નાગો ફરતો હતો તેથી શરમાઈ ગયો અને ત્યાંથી એકદમ બહાર નિકળી હાથવતી પોતાના ગુહ્ય ભાગને ઢાંકી દોડ્યો દોડ્યો પોતાને ઘેર ગયો. પોતાનો છોકરો ડાહ્યો થયો તે વાર્તા તેના પિતા ઉપેંદ્રશક્તિએ માણસો પાસેથી સાંભળી કે તે આનંદ સાગરમાં ડુબી ગયો હોય તેમ થઇ ગયો; અને તરત સામો જઈ તે છોકરાને પોતાને ઘેર તેડી જઇ ત્યાં નવરાવી ધોવરાવી વસ્ત્રાલંકાર વિગેરે પેહેરાવી, શણગારીને, તેને સાથે લઇ, બ્રહ્મસોમ તપસ્વીની પાસે આવ્યો, અને પોતાના પુત્રને ડાહ્યો કરનારા તે મુનિને ઘણું ધન અર્પણ કર્યુ. પરંતુ તે તપસ્વી દિવ્ય સિદ્ધિથી ભરપૂર હતા, એટલે તેણે તે નાણું ગ્રહણજ કર્યું નહીં.

એટલા સમયમાં શ્રીસેનને કોઇ અલૌકીક તપસ્વી આવવાના સમાચાર મળ્યા. તુરતજ તે પોતે શ્રીદર્શન સહિત, ભક્તિપૂર્વક તે યોગીને મળવા માટે આવ્યો. રાજાએ યોગિની આગળ જઇ તેને પ્રણામ કર્યા ને પછી તેની સ્તુતિ કરી કે, "તમારા પધારવાથી વણિક પુત્ર ગાંડો હતો તે ડાહ્યો થયો તે કામ તો યોગ્ય થયું; પરંતુ હવે મારા પુત્ર શ્રીદર્શનનું જેમ શુભ થાય તેમ તમે મારૂં કાર્ય પણ કરો." રાજાએ એ રીતે વિનતિ કરી ત્યારે તે તપસ્વી હસતો હસતો બોલ્યો; "હે રાજન્! એ તો ચોર છે; કારણ કે એ રાજકુમાર રાત્રિના હંસદ્વીપમાંથી અનંગમંજરીનાં આભૂષણો ને તેના હૃદયને ચોરીને આંહી નાશી આવ્યો છે; તો હું કેવા પ્રકારે તારૂં કામ પાર પાડું? તોપણ બે ઘડીક રહો, હું તમારૂં કાર્ય કરીશ." આમ કહેતાની સાથે તો તેણે શ્રીદર્શનનો હાથ પકડ્યો ને તુરત તે તપસ્વી અંતર્ધાન થઈ ગયો. તે તેને હંસદ્વીપ લઇ ગયો, અને ત્યાં અનંગમંજરીનાં આભૂષણો સહિત શ્રીદર્શનને અનંગોદય રાજાની સમક્ષ ઉભો રાખ્યો. રાજા અનંગોદય પણ શ્રીદર્શનને આવ્યો જોઈ ઘણો ખુશી થઈ ગયો; ને તેજ વખતે પ્રથમ તો તે મુનિનું પૂજન કર્યું, ને

ત્યાર પછી તે કુમારને આવકાર દીધો. પછી એક શુભ દિવસે રાજાએ રત્નોના ઢગવાળી પૃથ્વી જેમ દાન આપે તેમ **શ્રીદર્શન** સાથે **અનંગમંજરી**નાં લગ્ન કરી પેહેરામણીમાં અઢળક રત્નો કન્યાદાનમાં આપ્યાં. પછી ફરીથી તે કન્યાની સાથે જમાઇને એકરસ કરી, તે તપસ્વીની શક્તિથી, બન્ને જણાંને **માળવા** દેશમાં વિદાય કીધાં. અને **શ્રીદર્શન** હંસદ્વીપમાંથી પોતાના નગરમાં જ્યારે આવ્યો ત્યારે રાજાએ તેનો સારી રીતે આદરસત્કાર કર્યો, અને તે પછી **શ્રીદર્શન** બન્ને સ્ત્રી સહિત આનંદમાં વૈભવ ભોગવવા લાગ્યો.

કેટલોક કાળ વિત્યા બાદ **શ્રીસેન** રાજા પરલોકમાં સિધાર્યો. ત્યાર પછી શૂરવીર **શ્રીદર્શને**, તે રાજ્ય સંભાળીને દિગ્વિજય કરી, ચક્રવર્તી પદ ધારણ કીધું. અને જ્યારે તે પૃથ્વિપતિનું પદ ધારણ કરતો હતો ત્યારે તેની બે રાણીઓ **પદ્મિષ્ટા** ને **અનંગમંજરી**એ એકેક પુત્રને જન્મ આપ્યો. તેમાંથી મોટાનું નામ **પદ્મસેન** ને નાનાનું નામ **અનંગસેન** એમ પાડયું, ને તેઓ દહાડે દહાડે મોટા થવા લાગ્યા.

કેટલાએક દિવસો વિત્યા બાદ એક દિવસે **શ્રીદર્શન** રાજાએ પોતાના મેહેલનાં વિલાસભવનમાં, પોતાની બે રાણી સાથે વિલાસ કરતો બેઠો હતો, તેવામાં ઘરની બહારના ભાગમાં કોઇએક બ્રાહ્મણને રડતો સાંભળ્યો. રાજાએ સીપાઇને હુકમ કર્યો કે, 'જુઓ, બહાર જે બ્રાહ્મણ રડે છે તેને અંદર તેડી લાવો.' એટલે તે બહાર જઇ તે બ્રાહ્મણને અંદર તેડી લાવ્યો. રાજાએ તેને પુછ્યું; "તું શા માટે રડે છે?" ત્યારે તે બ્રાહ્મણે વ્યગ્રચિત્તે કહ્યું: "મારા ઘરમાં દિપ્તશિખ (તેજસ્વી અગ્નિદેવ) બળતો હતો તેને કાળમેઘે હવણાં અટ્ટાટહાસ્ય કરીને, તેના જ્યોતિર્લેખા ને ધૂમલેખા (પ્રકાશ અને ધુમાડા સહિત) ઠારી દીધો છે, ને તેથી હું રડું છું." આ* પ્રમાણે કહી તેજ વખતે તે બ્રાહ્મણ જોત જોતાંમાં અદૃશ્ય થઈ ગયો. તે જોઇ રાજા આશ્ચર્ય પામીને જ્યાં આમ બોલે છે કે, "તેણે એ શું કહ્યું? અને તે ગયો કયાં?" એટલામાં તો તે રાજાની બન્ને રાણીઓ, અશ્રુઓની ધારાઓ વરસાવતી ને રૂદન કરતી કરતી એકદમ મરણ પામી.

રાજા **શ્રીદર્શન** એકદમ વજ્રનો પ્રહાર થાય તેવી રીતે પોતાની સ્ત્રીનું મરણ થયું જોઇ મહાદુ:ખમાં આવી જઇ, 'હાય! હાય! આ શું થઇ ગયું?' આમ આક્રંદ કરતો મૂર્છાગત થઇ પડ્યો. તેની પાસે જે માણસો ઉભાં

* આ દ્વિ અર્થિ વાકય છે. તે બ્રાહ્મણનું ખુલ્લું કહેવું તો એવું જણાય છે કે મારે ત્યાં હોમનો અગ્નિ હતો તે જતો રહ્યો તેથી રડું છું. પણ ગુહ્યાર્થમાં એમ છે કે દિપ્તશિખ નામનો મારો ભાઈ જ્યોતિર્લેખા ને ધૂમલેખા નામની બે સ્ત્રી સાથે વિલાસ વૈભવમાં મગ્ન થઈ રહ્યો ને પોતાની સ્થિતિનો વિચાર કરતો નથી તેથી રડું છું.

હતાં તેઓ તેને ઉપાડી તુરત બીજી જગ્યામાં લઇ ગયાં અને સુખરકે બન્ને રાણીને સ્મશાનમાં લઈ જઇ અગ્નિસંસ્કાર કર્યો. જ્યારે રાજાની મૂર્છા વળી ત્યારે તેણે બન્ને રાણીનો ઘણી વાર સુધી વિલાપ કર્યો અને તેનો બન્ને રાણીપર પૂર્ણ પ્રેમ હતો તેથી તેની ઉત્તર ક્રીયા પૂર્ણ કરી. અને તે આખો દિવસ અશ્રુરૂપ દુર્દિન વડે અંધકાર થઈ રહ્યો. તેને પોતાના રાજયના બે વિભાગ પાડી, બન્ને પુત્રને વેહેચી આપ્યા. અને તે પછી પોતાને વૈરાગ્ય આવવાથી વનમાં જવા માટે નગર બહાર નિકળ્યો. તેની પાછળ તેના કાર્યભારીઓ આવવા લાગ્યા, પણ રાજાએ સમજાવી તેઓને પાછા વાળ્યા; અને પોતે તપ કરવા માટે વનમાં વાસ કર્યો.

ત્યાં તે પોતાની મરજી પ્રમાણે ફળ ને મૂળ ઉપર આજીવિકા કરતો હતો. એક દિવસે તે ફરતો ફરતો એક વડવૃક્ષ સમીપમાં જઇ ચઢયો. જેવો તે વૃક્ષ નજીક જઈ પહોંચ્યો કે એકદમ એચિતી બે દિવ્ય સ્ત્રીઓ તેમાંથી બહાર નિકળી, હાથમાં ફળ લઇ તે રાજાની પાસે આવી ને કહેવા લાગી: "રાજા આ ફળ તથા મૂળ અમારી પાસેથી લે." તે સાંભળીને રાજા બોલ્યો: "મારે તમારી સાથે શું સંબંધ છે તે તમે બે કહો ?" એટલે તે બે દિવ્ય સ્ત્રીએ કહ્યું: "તમે જો અમારે ઘેર પધારો તો અમે અમારા ઘરમાં જઇ તમને સર્વ સત્ય વાત વિદિત કરીશું." તે સાંભળી શ્રીદર્શન તેમ કરવા કબૂલ થયો, ને પછી તે બન્ને સ્ત્રીની સાથે વૃક્ષની અંદર ગયો તો ત્યાં તેના જોવામાં સુવર્ણમય નગર આવ્યું. ત્યાંના એક ભવ્ય ભવનમાં જઇ તેણે વિશ્રામ કર્યો, અને ત્યાંના દેવતાઇ ફળો ખાધાં. પછી તે બન્ને સ્ત્રીઓ બોલી: "સાંભળ રાજા, કહીએ છીએ તે:"

## શ્રીદર્શનનું પૂર્વજન્મ વૃત્તાંત.

પૂર્વે પ્રતિષ્ઠાન નગરમાં કમળગર્ભ નામનો એક બ્રાહ્મણ રહેતો હતો. તેને બે સ્ત્રીઓ હતી: એકનું નામ પથ્યા અને બીજીનું નામ અબલા. કેટલોક કાળ વિત્યા પછી તે ત્રણે જણાં ઘરડાં થયાં; અને મરણ સમયે ત્રણે જણાં અન્યોઅન્ય અથાગ પ્રેમ હોવાથી સાથે અગ્નિમાં બળી મર્યાં. જ્યારે તે અગ્નિમાં બળવાને તૈયાર થયાં ત્યારે તે બે સ્ત્રી તથા એક પતિ, એમ ત્રણે જણાએ, અગ્નિદેવ પાસે વર માંગ્યો કે, "હે મહારાજ ! અમે ત્રણે દરેક જન્મમાં સ્ત્રી પુરૂપ થઇને અવતરીયે એવો વર આપો." તે પછી અટ્ટહાસના નાના ભાઇ આ કમળગર્ભે, તીવ્ર તપ કર્યું. તેના પ્રતાપથી, પ્રદીપ્તાક્ષ નામના યક્ષનો, દીર્ઘશિખ નામનો પુત્ર થઇને તે અવતર્યો. અને તેની બે સ્ત્રીયો પથ્યા તથા અબળા, ધૂમકેતુ નામના યક્ષને ત્યાં પુત્રી થઇને જન્મી. રાજાએ એકનું નામ જયોતિર્લેખા અને બીજીનું નામ ધૂમલેખા પાડયું.

તે બન્ને કન્યા કેટલેક કાળ ગયા પછી તરૂણાવસ્થાને પામી, એટલે તેઓએ પતિમાટે અરણ્યમાં જઈ તપ કરીને શંકરને પ્રસન્ન કર્યા. પછી શંકરે પ્રસન્ન થઈ દર્શન આપ્યાં, અને તે બન્ને જણીને આજ્ઞા કરી કે તમે બન્ને જણીએ પૂર્વજન્મમાં જે વરની સાથે અગ્નિમાં બળતાં પેહેલાં, અગ્નિદેવ પાસેથી વર માંગ્યો હતો કે સર્વ જન્મમાં કમળગર્ભ (દિપ્તશિખ) અમારો ભર્ત્તાર થાય; તે અટ્ટહાસનો નાનો ભાઇ દીપ્તશિખ, પોતાના રાજાના શાપવડે હવડાં ફરીથી મનુષ્ય લોકમાં 'શ્રીદર્શન' નામે જન્મ્યો છે; માટે તમે બન્ને પણ તે મનુષ્ય લોકમાં જઇને તેની સ્ત્રી થાઓ. જ્યારે તેનો શાપ નાશ પામશે ત્યારે ફરીથી તમે સર્વે યક્ષ જાતિમાં આવશો. આ પ્રમાણે ગૌરીપતિનું વચન સાંભળી, અમે બન્ને જણી પૃથ્વી ઉપર પદ્મિષ્ઠા અને અનંગમંજરીરૂપે અવતરી હતી અને આપ શ્રીદર્શનની સ્ત્રી થઇને ઘણા દિવસ પર્યંત રહી હતી. પછી દૈવયોગે અટ્ટહાસે બ્રાહ્મણનું રૂપ ધારણ કરી યુક્તિથી શ્લેષવાણીથી પૂર્વ નામો કહી, પૂર્વજન્મ યાદ કરાવ્યો એટલે અમે બન્ને સ્ત્રીઓએ પોતાનો દેહ ત્યાગ કરી યક્ષિણીનું સ્વરૂપ ધારણ કર્યું છે. અમે તે બે સ્ત્રીયો અને જે દીપ્તશીખ હતો તે તેમ છો. આ પ્રમાણે તે સ્ત્રીઓએ કહ્યું, એટલે શ્રીદર્શનને પોતાનો પૂર્વ જન્મ યાદ આવ્યો; કે તરત તે દીપ્તશિખ નામનો યક્ષ થઈ ગયો, અને ફરીથી પ્રેમથી પૂર્વ પ્રમાણે તે પોતાની બન્ને કાંતા સાથે મળ્યો.

"જાણ હે વિચિત્રક! તે યક્ષ હું પોતે છું અને આ જ્યોતિર્લેખા તથા ધૂમલેખા નામની આ મારી બે સ્ત્રીયો છે. મારા જેવા દેવતાના વંશમાં જન્મેલાને પણ આવી રીતે અત્યંત સુખ તથા દુઃખ પડે છે તો તું મનુષ્યને સંકટ નડે એમાં આશ્ચર્ય શું? હે ભાઈ! તારે થોડા દિવસમાં તારા મિત્ર મૃગાંકદત્તની સાથે સમાગમ થશે, માટે તું ખેદ કર મા. હું તારો અતિથી સત્કાર કરવા માટે અહી ઉભો રહ્યો છું. આ ભૂમિમાં મારૂં ઘર છે, તેમાં ઉતર, હું તારી ઇચ્છાનુસાર સેવા બજાવીશ; ત્યારપછી હું મારી સ્વભૂમિ જે કૈલાસ તે ઉપર જઇશ." આમ કથા કહી કેટલાએક વખત સુધી તે યક્ષે મારી સેવા કરી. તે બુદ્ધિશાળી યક્ષે આજ રાત્રે તમને અહીં સુતેલા જાણી મને સુતેલાને ઉપાડી, તમો સુતેલાની વચમાં મૂકયો છે. પછી મેં જાગૃત થઇને તમને દીઠા અને તમે મને દીઠો. હે મહારાજ, તમારાથી વિખૂટા પડ્યા પછી મારૂં આવી રીતે વૃત્તાંત બન્યું છે.

આવી રીતે, નામ પ્રમાણે ગુણ ધરાવનારા વિચિત્રકથ નામના પોતાના મંત્રિ પાસેથી, રાજકુમાર મૃગાંકદત્ત તે રાત્રે મંત્રિઓની સાથે આ નવલકથા સાંભળી પરમ આનંદને પામ્યો, અને તે રાત્રિ જંગલમાં ગાળી.

પ્રભાત થયું એટલે તે પોતાના મિત્રોની સાથે નાગના શાપથી જે મિત્રો જુદા પડી ગયા હતા અને હજી આવી મળ્યા ન હતા તેમને શોધવા માટે ને શશાંકવતીને મેળવવા માટે ઉજ્જયનિ નગરી તરફ ચાલ્યો.

## તરંગ ૭ મો.

## મૃગાંકદત્ત ને શશાંકવતિની કથા (ચાલુ).

ત્યાર પછી રાજકુમાર મૃગાંકદત્ત, શ્રુતધિ અને ચાર બીજા મંત્રિયોની સાથે વિંધ્યાચળની અરણ્યભૂમિમાં ફરતો ફરતો એક રમણીય ભાગમાં આવી ચઢ્યો. આ વનની જગ્યા, લીલા ઝાડની ઘાડી છાયાથી ઘણી રળિયામણી દેખાતી હતી. તેમાં એક મિષ્ટ ને શીતળ જળથી ભરપૂર તળાવ હતું ત્યાં સર્વે જણાએ મુકામ કર્યો. તે જળાશયમાં સ્નાન કરી, જુદી જુદી જાતના ફળાહાર કરી સર્વે વિશ્રામ માટે બેઠા છે એવામાં, નજદીકના ભાગ ઉપર, વેલાઓથી ઢંકાએલી એક જગ્યામાં, કોઇ વાત કરતું હોય તેવા શબ્દો કુમારના સાંભળવામાં આવ્યા. એટલે રાજકુમાર ઉભો થઇ લતામંડપની નજીક જઇ કાન માંડીને સાંભળવા લાગ્યો અને વૃક્ષવેલામાં નજર કરી, તો તેની અંદર એક મોટો હાથી જોવામાં આવ્યો. તે હાથી કોઇક આંધળો મનુષ્ય, જે રસ્તા ઉપર થાકી ગયો હતો તેને પોતાની શુંડવડે ફળ ખવરાવતો હતો, જળ પાતો હતો, તથા કાનવડે પવન નાંખીને શાંતિ આપતો હતો; અને માયાળું મનુષ્યની માફક પ્રેમથી વારંવાર સ્પષ્ટવાણીથી પુછતો હતો કે, "ભાઇ, તમને શાંતિ વળી કે? કેમ બોલો; ઠીક છો કે?" જ્યારે રાજપુત્રે આ સર્વે બનાવ જોયો ત્યારે તે આશ્ચર્યમાં ગરકાવ થઇ ગયો અને પોતાના મિત્રોની પાસે આવીને બોલ્યો: "જૂઓ જૂઓ! એક જંગલી હાથી મનુષ્ય પેરે વર્તે એ કેવું અદ્ભુત! તમે ખાત્રી રાખો કે તે કોઇ પણ મનુષ્ય હશે ને કોઇ કારણ માટે આવી રીતે અહી વનમાં રહેતો હશે. અને તે મનુષ્ય, મારા મિત્ર પ્રચંડશક્તિના જેવોજ જણાય છે; પરંતુ પ્રચંડશક્તિને નેત્રો છે–ને એ તો આંધળો છે. માટે ચાલો આપણે તેઓની નજીક જઇને તપાસ કરીએ." આ પ્રમાણે પોતાના મિત્રોને કહી મૃગાંકદત્ત તે વેલાઓમાં છુપો રહી, તેની વાત સાંભળવા લાગ્યો. એ અરસામાં તે આંધળાને શાંતિ વળી. ત્યારે તે હાથીએ તે આંધળાને પ્રશ્ન કર્યો; "ભાઇ તું કોણ છે! ને તું આંધળો થઇને અહીં શા માટે આવ્યો હતો? તે મને જણાવ." તે સાંભળી પેલો આંધળો પુરૂષ તે હાથી પ્રત્યે બોલ્યો:

"અયોધ્યા નામની એક નગરી છે; તેમાં અમરદત્ત નામનો એક રાજા રાજ્ય કરે છે; અને તેનો પરમ ગુણશાળી મૃગાંકદત્ત નામનો એક પુત્ર છે. તે મહાભાગ રાજકુમારનો હું સેવક છું, અને મારૂં નામ પ્રચંડશક્તિ છે. કોઇ કારણને લીધે રાજાએ પોતાના દેશમાંથી તે રાજકુમારને દેશવટો દીધો. પછી તે રાજકુમાર, હું તથા બીજા નવ, એમ દશ સેવકોની સાથે, શશાંકવતી નામની રાજકન્યાને પરણવા માટે ઉજ્જયનિ નગરી તરફ જવા નિકળ્યા. ચાલતાં ચાલતાં માર્ગમાં નાગરાજનો શાપ થયો, તેથી અમે સઘળાં પરસ્પર વિખૂટા પડી ગયા છીએ. હું નાગના શાપથી ભૂલો પડેલો, આંધળો થઇ, આમતેમ ફરતો ફરતો અહીં આવી પહોચ્યો છું અને મને અહીં ફળ, મૂળ તથા જળ વિગેરે ખોરાક પાણી મળ્યાં તેપર નિર્વાહ કરતો હતો. એક સમયે રસ્તામાં જનાવરોને રહેવાના ખાડામાં પડી ગયો, લાંઘણો ખેંચવી પડી તે દુઃખને લીધે, 'મરણ થાય તો ઠીક', આમ મને થવા લાગ્યું. તોપણ અફસોસ! હેવે દુઃખ દેવાની ઇચ્છાથી મારો અંત આણ્યો નહીં. આજ તમારા દર્શનથી મારી ક્ષુધા શાંત થઇ, માટે તે દુઃખ વિસરી ગયો છું. તેમજ મારો અંધાપો પણ તમારી કૃપાથી નાશ પામે એમ ઇચ્છા રાખું છું, કારણ કે તમે તો મારા ઇશ્વર છો." આ પ્રમાણે તે અંધપુરૂષે કહ્યું ત્યારે મૃગાંકદત્તની ખાતરી થઇ કે એ પ્રચંડશકિતજ છે. અને તેથી તે હર્ષ તથા દિલગીરીના મધ્યભાગમાં ડોલવા લાગ્યોઃ એટલે તેને જેટલે દરજ્જે પોતાના સેવકની મુલાકાતનો લાભ થયો તેટલોજ તેનો અંધાપો સાંભળીને મનનાં દિલગીરી પેદા થઇ. પછી તેણે પોતાના મંત્રિઓને કહ્યું, "ભાઇઓ આ પ્રચંડશક્તિ છે, પરંતુ અતિ અફસોસની વાત એ છે કે તે આવી માઠી દશામાં આવી પડયો છે. પણ આપણે હવણાં એકદમ તેને મળવું એ મને ઠીક દીસતું નથી. કારણ કે કદાચિત તે હાથીજ તેના નેત્રને માટે ઉપચાર કરવાનો હોય તો તે આપણને જોઇ નાશી જશે, તો પછી આપણે શું કરીશું? માટે હાલતો આ બાબતમાં શું થાય છે તે આપણે જોઇયે." આ પ્રમાણે રાજકુમાર પોતાના મંત્રિઓને કહીને ત્યાંજ છુપાઇ રહી, તેની વાત સાંભળતો ઉભો રહ્યો. એવામાં પ્રચંડશક્તિએ તે હાથીને પુછયું: "હે મહાત્મા! હવે તમે કોણ છો? તે વાત મને કહો. તમે હાથી છો તો તમે તથા તમારી વાણી મદવાળી હોવી જોઇયે, છતાં પણ તમે મદ રહિત છો અને વાણી પણ વિનયવતી વાપરછો, તેનું કારણ શું?" જ્યારે તે મહાત્મા હાથીએ, તે વાણી સાંભળી, ત્યારે તે ઉંડો નિશ્વાસ નાંખીને કહેવા લાગ્યોઃ "સાંભળ! હું મારૂં વૃત્તાંત આદિથી અંતપર્યંત તને કહી સંભળાવું છું તે."

## ભીમભટ તથા સમરભટની કથા.

પૂર્વે એકલવ્યા નામની એક નગરી હતી. તેમાં શ્રુતધર નામનો રાજા રાજ્ય કરતો હતો. તેને બે રાણી હતી. તે બંનેને પુત્ર હતા. જ્યારે રાજા પરલોકમાં ગયો ત્યારે નાનાભાઇ સત્યધરે, મોટા ભાઇ શીલધરને રાજ્યાસન ઉપરથી ઉઠાડી મૂકી દેશમાંથી દૂર કર્યો. નાનાભાઇએ, રાજ્યમાંથી દૂર કર્યો તેથી શીલધરના મનમાં ઘણો દ્વેષ આવ્યો. તે દ્વેષના ક્રોધથી તેણે શંકરની તપશ્ચર્યા કરી ને શંકરને પ્રસન્ન કરી, તેની પાસેથી વરદાન માંગ્યું કે: "હું દેવ અથવા તો ગંધર્વ થઇ આકાશગામી થાઉં; કે જેથી રમત માત્રમાં મારા ભાઇ સત્યવ્રતનો નાશ કરૂં!" તે સાંભળી શંકરે તેને કહ્યું કે: "એ વરદાન તને મળશે, પરંતુ હમણાં તારો શત્રુ સ્વાભાવિક મોતથી મરણ પામ્યો છે. અને તે ફરી રાઢાનગર*માં ઉગ્રભટ નામના રાજાને ત્યાં પુત્ર થઇને અવતરશે રાજા તે પુત્ર ઉપર ઘણોજ પ્રેમ રાખશે, અને તેનું નામ સમરભટ પાડશે ત્યાં તું તેનો ઓરમાન મોટો ભાઇ થઇને અવતરીશ, ને તારૂં નામ ભીમભટ પડશે ને ત્યાં તું તેને મારી નાખીને રાજ્ય કરીશ. પરંતુ તેં જે તપ કર્યું છે તે તપ અત્યંત ક્રોધ કરીને કર્યું છે, માટે તું કોઇ મુનિના શાપથી પદભ્રષ્ટ થઇ એક જંગલી હાથી અવતરીશ. તોપણ તે જન્મમાં તને પૂર્વજન્મનું સ્મરણ રહેશે, અને મનુષ્ય જેવી વાણી બોલી શકશે. જ્યારે તારે ત્યાં એક અતિથી આવશે, ને તેને તું તારૂં સર્વ ચરિત્ર કહી બતાવીશ, ત્યારે તું હાથીપણામાંથી મુક્ત થઇ ગંધર્વ બનીશ; ને તે આતર્થીપર ઉપકાર કરીશ." આવી રીતે કહી શંકર અંતર્ધાન થઇ ગયા. પછી શીલધરે તપ કરવાથી ક્ષીણ થયેલો પોતાનો દેહ ગંગાસાઇ કરી ત્યાગ કરી દીધો.

આવી રીતે ઉપરની મારી કથા છે; પણ તેમાં બીજી એક કથા શરૂ થાય છે: તે એ કે, રાઢાનગરમાં ઉગ્રભટ રાજા, કે જેનું નામ મેં પ્રથમ જણાવ્યું છે તે, પોતાના જેવીજ ઉત્તમ ગુણવાળી, મનોરમા નામની સ્ત્રી સાથે આનંદમાં દિવસ ગુજારતો હતો. એક વખતે લાસક નામનો એક નટ તે રાજાની પાસે આવ્યો; અને તેણે વિષ્ણુએ મોહિનીનું રૂપ ધારણ કરી દૈત્યોનું અમૃત હરી લીધું છે, તે નાટકનો પ્રયોગ રાજાને ભજવી બતાવ્યો. તે પ્રયોગમાં સુંદર રંગભૂમિ ઉપર એક તરફ દૈત્યોની પંક્તિયો આવીને બેઠી છે, અને એક તરફ દેવતાઓની પંક્તિ ગોઠવાઇ છે; તે સમયે તે નટની લાસ્યવતિ નામની પુત્રીએ, મોહિનીનો† વેશ ધારણ કરી, રાજાની આગળ સુંદર નૃત્ય અને ગાયન કરી પોતાના હાથના લટકા તથા

---

* એ દેશ બંગાળમાં છે. † અંગ્રેજીમાં 'અમરિતિકા' નામ છે.

લટાછટાથી અને નેણના મટકાથી આખી સભાને મોહસાગરમાં ડુબાડી દીધી! જેણે આખા જગતના દૈત્ય દાનવને ક્ષોભ પમાડયા હતા એવી સાક્ષાત મોહિની જેવી તે નટની કન્યાનું અલૌકિક સ્વરૂપ જોઈ, રાજા કામાધિન થઈ ગયો—તે તેના પ્રેમપાસમાં પડયો. જ્યારે નૃત્ય પૂર્ણ થઇ રહ્યું ત્યારે રાજાએ તે કન્યાના પિતા, નાટકના સુત્રધારને ઘણા રૂપીયા આપી (વેચાતી લીધી) અને તેજ વખતે તે કન્યાને પોતાનાં રણવાસમાં મોકલાવી દીધી. અને પછી લાસ્યવતી કન્યાની સાથે પોતાના લગ્ન કરી, રાજા હંમેશાં તેને પોતાની સમીપમાં રાખી તેના મુખ તરફજ નિહાળ્યા કરતો હતો. એક દિવસે રાજાએ પોતાના યજુઃસ્વામી નામના પુરોહિતને બોલાવીને કહ્યું: "મહારાજ! મારે પુત્ર નથી, માટે તમે મારે માટે પુત્રેષ્ટિ (પુત્ર આપનાર) યજ્ઞ કરો." પુરોહિત રાજઆજ્ઞાને તાબે થયો ને કહ્યું કે, 'સ્વામિની જેવી આજ્ઞા', પછી ગોર માહારાજે કેટલાએક પંડિતોને એકઠા કરી, રાજાને માટે પુત્રેષ્ટિ નામનો યજ્ઞ આરંભ્યો. તેમાં અગ્નિકુંડમાં ચરનો હોમ કર્યો. હોમ કરતાં શેષ ભાગ, જે માત્ર પવિત્ર પુરોડાસ બચ્યો, તેમાંથી મુખ્ય ભાગ મોટી રાણી મનોરમાને આપ્યો—કારણ કે તે રાણી ગોરની પ્રથમથી સેવા કરતી હતી; અને બીજો ભાગ નાની રાણી લાસ્યવતિને આપ્યો. બન્ને જણીએ યજ્ઞનો પવિત્ર પુરોડાસ પ્રાશન કર્યો. પછી તે બંનેને ગર્ભ રહ્યો; અને આગળ જણાવેલા શીલધર અને સલધર નામના પુત્રોએ, આ રાણીઓની કુખમાં પ્રવેશ કીધો. જ્યારે દશ માસ પૂર્ણ થયા ને પ્રસુતિકાળ સમીપ આવ્યો ત્યારે મોટી રાણી મનોરમાએ, ઉત્તમ ચિહ્નવાળા પુત્રનો જન્મ આપ્યો. તે વખતે આકાશવાણીએ સ્પષ્ટતાથી કહ્યું કે, 'આ પુત્ર ભીમભટ નામનો પ્રખ્યાત કીર્ત્તિવાળો રાજા થશે.' બીજે દિવસે લાસ્યવતિએ પુત્રનો જન્મ આપ્યો. તેના પિતાએ તે પુત્રનું નામ સમરભટ પાડયું. તે બન્ને પુત્રોને જન્મસંસ્કાર કર્યો, અને પછી તે બન્ને દહાડે દહાડે મોટા થવા લાગ્યા. મોટો કુમાર ભીમભટ પોતાના સદ્‌ગુણથી નાનાભાઈનો પરાજય કરવા લાગ્યો, તેને લીધે બન્ને ભાઇઓ વચ્ચે પરસ્પર વૈર વધવા માંડ્યું. એક દિવસે બાહુયુદ્ધની રમત રમતાં સમરભટે બલાત્કારથી ભીમભટના કંઠ ઉપર હાથનો થાપો માર્યો. તુરત ભીમભટને ક્રોધ ચડી ગયા. તેણે બે હાથથી સમરભટને પકડીને ઉંચો કરીને પટાક દેતોકે પછાડ્યો. જમીન ઉપર પડવાથી સમરભટનું આખું શરીર ખૂબ કુટાઈ ગયું અને આંખ નાક વગેરે સઘળી ઇંદ્રિયોમાંથી લોહીની ધારા વેહેવા માંડી. પછી દાસદાસીઓ તે કુંવરને ઉપાડી તેની માતાની કને લઇ ગયાં. તેની માતા લાસ્યવતી, પોતાના પુત્રને લોહીલોહાણ થઇ ગયલો જોઇ, પ્રેમને લીધે ભયભીત થઈ ગઇ; અને તેના માથા ઉપર પોતાનું મસ્તક નમાવીને

કરુણાળસ્વરે આક્રંદ કરવા લાગી. એવામાં રાજા વિલાસભવનમાં આવ્યો; અને રાણીને રડતી જોઇ એટલે તેનું અંતઃકરણ પણ આકુળ વ્યાકુળ થઈ ગયું. પછી તેણે શોકાગ્રસ્ત હૃદયે પુછયું, 'અરે આ શું થયું?' ત્યારે લાસ્યવતિએ કહ્યું: "આપના કુંવર **ભી**મભટે આ મારા કુંવરને આવી સ્થિતિમાં આણ્યો છે. તે આ રીતે વારંવાર મારા કુંવરને કનડે છે; પરંતુ પ્રાણપતિ! હું તમારી આગળ તે વાત કહેતી નથી. આ પ્રમાણેનો બનાવ જોવાથી મને વિચાર આવે છે કે એ તે તમારૂં શું સારૂં કરશે? માટે આવા નઠારા કુંવરને માટે તમને જે ગમે તે વિચાર કરો." આ પ્રમાણે પોતાની પ્રાણપ્રિય રાણી લાસ્યવતિએ કહ્યું, એટલે ઉગ્રભટ રાજા ક્રોધાયમાન થઇ ગયો; અને **ભી**મભટને પોતાની પાસેથી દૂર કર્યો; ને તેની આજીવિકા પણ હરી લીધી. અને **સ**મરભટની રક્ષા કરવા માટે સો રજપુતોને અંગરક્ષક તરીકે નિર્માણ કીધા. તેણે પોતાનો ખજાણો પણ નાના કુંવરની ઇચ્છાપર મુકી દીધો; અને મોટા કુમાર **ભી**મભટની પાસેથી સર્વ છીનવી લઇ તેને પોતાની સમીપમાંથી હાંકી મૂકયો.

ત્યારે વડી રાણી **મ**નોરમાએ પોતાના પુત્રને બોલાવીને કહ્યું: "તારા પિતાએ પાતરના પુત્ર ઉપર પ્રેમ કરીને તારો ત્યાગ કર્યો છે, તો હવે, તું તારા દાદાના **પા**ટલીપુત્ર નગરમાં જા. ત્યાં તારા દાદાને પુત્ર નથી માટે તે તને રાજ્ય આપશે. આ ગામમાં તું જો રહીશ તો, **સ**મરભટ બળવાન છે, અને તારો શત્રુ થયો છે તેથી, તને મારી નાખશે." માતાનાં આવાં વેણ સાંભળી **ભી**મભટ બોલ્યોઃ "મા! હું ક્ષત્રિય બચ્ચો છું, તે નપુંસકની પેરે ભય પામી દેશનો ત્યાગ કરીશ નહીં! તું ધીરજ ધર. તે બાપડો મને મારવા માટે શું શક્તિમાન છે કે?" ત્યારે તેની માતાએ કહ્યું: "જો તારી આજ નગરમાં રહેવાની ઇચ્છા હોય તો, તું મારા દ્રવ્યથી તારી રક્ષા કરવા માટે ઘણાંએક માણસોને નોકર રાખ." તે સાંભળી **ભી**મભટ બોલ્યો: "મા! તેમ કરવું મને લાજમ નથી; કારણ કે એમ કરવાથી તો અવશ્ય પિતાની સાથે વૈર કર્યું ગણાશે. તું ફીકર ના કર, મારૂં તો તારા આશીર્વાદથીજ કલ્યાણ થશે. તું ગભરા મા, શાંત થા, ધીર ધર, ફીકર તજ!" આ પ્રમાણે **ભી**મભટે પોતાની માતાને શાંતિ આપી, રાજદરબારમાંથી બાહાર નિકળી ગયો. આ વાર્તા નગરના માણસોના જાણવામાં આવી એટલે તેઓ સર્વે એકઠા થયા ને વિચાર કરવા માંડ્યો કે, "હાય હાય! રાજાએ **ભી**મભટને રાજદરબારમાં આવતો અટકાવ્યો તે મોટો અન્યાય કર્યો છે. મોટા રાજકુમારનું રાજ્ય **સ**મરભટ હરણ કરવા માટે તૈયારી કરે છે; પરંતુ તેવી તેનામાં શક્તિ નથી. ભાઇઓરે આપણે તો **ભી**મભટની સેવા કરવી યોગ્ય છો." આવો ઠરાવ કરી શેહેરના સઘળા લોકો ગુપ્ત રીતે **ભી**મભટની

એવી રીતે સેવા કરવા લાગ્યા કે તે (વગર પૈસે) ઘણા ચાકરો રાખી સુખમાં રહેવા લાગ્યો. અને નાનોકુમાર સમરભટ તો પોતાના પિતાએ રાખી આપેલાં માણસોની સાથે રહી, મોટા ભાઇને મારવા માટે ઉપાયો રચવા લાગ્યો.

આ સમયમાં શંખદત્ત નામનો એક તરુણ બ્રાહ્મણ, જે ઘણો શૂરવીર હતો અને બન્ને રાજકુમારનો મિત્ર હતો તે ત્યાં આવ્યો; અને સમરભટને કહ્યું; "તારે તારા મોટા ભાઇની સાથે વૈર કરવું લાજમ નથી; એ તારો ધર્મ કહેવાય નહીં. તારાથી તેનો પરાજય થઈ શકશે નહીં; પણ ઉલટી તારી અપકીર્તિ થશે." આ પ્રમાણે તે મિત્ર બ્રાહ્મણે ઉપદેશ આપ્યો પણ તેણે તેનું કહેવું માન્યું નહીં, પણ ઉલટો તેનો અનાદર કર્યો. કારણ કે મૂર્ખને હિતોપદેશ શાંત કરતો નથી, પણ કોપ ઉત્પન્ન કરાવે છે. આવી રીતે શંખદત્તનું અપમાન થયું, એટલે તે ધીરજવંત બ્રાહ્મણ કોપિત થયો, છતાં શાંતિ રાખી પોતાને ઘેર ગયો; પણ તેણે સમરભટનો પરાજય કરવાની ઇચ્છાથી ભીમભટ સાથે ઘાડી મૈત્રી કરી.

તે પછી કોઇએક પરદેશી, મણિદત્ત નામનો સાહુકાર, એક ઉત્તમ અશ્વ લઇને તે નગરમાં આવ્યો. આ અશ્વમાં બહુ ઉત્તમ લક્ષણો હતાં. તેનો રંગ ચંદ્રમા જેવો સફેત હતો; તેનો ખોંખારો શુદ્ધ શંખના સ્વર જેવો, શ્રવણ કરવા લાયક હતો. જ્યારે તેને દૂરથી જોતા ત્યારે ક્ષીરસાગરમાંથી મોજો ઉંચો ઉછળ્યો હોય તેવો તે દેખાતો હતો; તેના કંઠપર ઉર્મિના ચિહ્ને હતાં. જેમ ગંધર્વના કુળમાંથી જન્મ્યો હોય ને મુગટ, બાજુબંધ વિગેરે આભૂષણો શરીરમાં હોય, તેમ જાત જાતનાં તેજદાર આભૂષણોથી તે અશ્વ શણગારેલો હતો. આ અશ્વ શેહેરમાં ઉભો રાખી તે સાહુકારે શંખ ફુંક્યો કે ભીમભટે ત્યાં આવી પુષ્કળ ધન આપી તે સાહુકાર પાસેથી તે અશ્વ વેચાતો લીધો. તે વાર્તા સમરભટને કાને પડી કે તેણે તત્ક્ષણે તે અશ્વના વેપારી સાહુકાર પાસે જઈને બમણી કીંમત આપીને અશ્વની માગણી કીધી. પરંતુ તે સાહુકારે પ્રથમથી ભીમભટને તે અશ્વ વેચાતો આપી દીધો હતો, એટલે કહ્યું, "બાપજી! મેં તો તે અશ્વ વેચી નાખ્યો છે, માટે હવે શી રીતે આપુ?" તે સાંભળી સમરભટને ઘણોજ ક્રોધ વ્યાપ્યો; ને તેથી જોરજુલમથી તે ઘોડાને લેવા માટે તૈયારી કરવા લાગ્યો. આમ વિવાદ થવાથી બન્ને રાજકુમારોના સીપાઇ શસ્ત્ર સજી સામસામા દોડીને વઢી પડયા અને ભયંકર યુદ્ધ સળગ્યું. તેમાં ભીમભટે પોતાના પ્રચંડ ભુજદંડ વડે, સમરભટના માણસોને મારી નાખ્યાં. સમરભટ તેનાથી ડરી અશ્વ મૂકીને નાઠો; એટલે શંખદત્ત અત્યંત ક્રોધિષ્ટ થઈ આકુળવ્યાકુળતાથી તેની પાછળ પડયો; અને તેની ચોટલી પકડીને જ્યાં તેને મારવા જાય છે

એવામાં **ભીમભટે** પાછળથી દોડી આવી, **શંખદત્તને** વાર્યો; અને કહ્યું કે, "તેને હમણા જવા દે. કારણકે તેને મારવાથી મારા પિતાને દુઃખ ઊત્પન્ન થશે!!" તે સાંભળી **શંખદત્તે સમરભટને** મૂકી દીધો કે તે તુરત ભયનો માર્યો નાશી ગયો. તેના શરીરમાં ઘા વાગ્યા હતા ને તેમાંથી લોહી ઝરતું હતું તેથી, ને ભયથી, કંપતો કંપતો તે પિતાની સોડમાં પેસી ગયો. (આથી રાજા અત્યંત ક્રોધાયમાન્ થયો.)

તે પછી શૂરવીર **ભીમભટે** તે અશ્વ પોતાને તાબે લીધો, ને પોતાને ઘેર ગયો; અને તે જ્યાં બેસે છે તેટલામાં એક બ્રાહ્મણે તેની પાસે આવીને એકાંતમાં લઇ જઈ તેને કહ્યું, "તારી માતા **મનોરમા**, અને ગોરમહારાજ યજુઃસ્વામી, અને તારા પિતાના મંત્રિ **સુમતિ**, એ સર્વેએ હવણાં તને એમ કહેવરાવ્યું છે કે, 'પ્રિય પુત્ર! તું જાણે છે કે રાજા તારા ઉપર કેવો ગુસ્સે છે! હવણાં તેં આ પ્રમાણે યુદ્ધ મચાવ્યું તેથી તારાપર તે અતિશે કોપ્યો છે. માટે તારે તારા શરીરનું, ધર્મનું, અને યશનું રક્ષણ કરવાની ઇચ્છા હોય; અને જો તું વધારે આયુષ્યની ઇચ્છા રાખતો હોય, તેમ તું જો અમને તારા હિતૈશ્વી માનતો હોય તો, જ્યારે **સૂર્યનારાયણ** દેવ અસ્ત થાય અને સાયંકાળનો સમય આવે ત્યારે, કોઈપણ જાણે નહીં તેમ, એકદમ આ નગરમાંથી તારે ચાલી નિકળવું. તું તારા દાદાને ઘેર જજે, તેમ કરવાથી તારૂં કાર્ય સિદ્ધ થશે.' આ પ્રમાણે તેઓએ સંદેશો કહીને એક સોનામહોર ને રત્નાલંકારથી ભરેલો ઘડો મારી મારફતે મોકલાવ્યો છે, તે લ્યો." **ભીમભટ** જાતે બુદ્ધિશાળી હતો, તેથી તેનો સંદેશો સ્વીકાર્યો, ને કહ્યું, "તેમની ઈચ્છાનુસાર વર્તિશ." આમ કહી ઉમદાં રત્નોથી ભરેલા સોનાના ઘડાને લઇ તે બ્રાહ્મણદ્વારા પ્રતિસંદેશ મોકલાવી, તેને વિદાય કર્યો. પછી તે તથા તેનો મિત્ર **શંખદત્ત** બન્ને પ્રવાસનો પોશાક પેહેરી તૈયાર થયા. **ભીમભટ** હાથમાં નાગી તરવાર લઇ પેલા અશ્વ ઉપર સ્વાર થયો; અને **શંખદત્ત** હાથમાં સોનાનો ઘડો લઇ એક બીજા અશ્વ ઉપર ચઢયો. બન્ને જણા ગુપ્ત રીતે શેહેરની બાહાર નિકળી સાથેજ ચાલતા થયા. અશ્વો ઘણાજ ઉતાવળા ચાલનારા હતા, એટલે મધરાત્રિની આગમચ તો તેઓ ઘણો રસ્તો કાપી ગયા. મધરાત્રિનો સમય થયો ને આખી દુનિયા નિદ્રાસાગરમાં ડુબી ગઈ હતી તે વખતે આ બન્ને શૂરાઓ પોતાના ઘોડાઓને રેવાલ ચાલ ચલાવતા ચલાવતા એક શરવા વનમાં આવી ચઢયા. આ વનમાં એક સિંહનું જોડું પોતાના બચ્ચાઓની સાથે નિદ્રાવશ થયું હતું. સુસવાટા ભરેલા અશ્વના પગની પડઘીથી તે શરવા વનમાં ખડખડાટ થવા માડયો. તેથી **સિંહનું** જોડું અને તેનાં બચ્ચાં જાગૃત થયાં; ને તેઓએ એકદમ દોડી બન્ને ઘોડાની

નિચે આવી તેનું પેટ નખોવતી ચિરી નાખ્યું. શૂરવીર ભીમભટે તથા શંખદત્તે તરવાર મારીને તત્ક્ષણે તે સઘળા સિંહસિંહણના ટુકડે ટુકડા કરીને ઉરાડી દીધા. પછી બન્ને જણા ઘોડાપરથી નિચે ઉતર્યા; પણ જ્યાં નજર કરે છે, ત્યાં તો બન્ને ઘોડાનાં આંતરડાંઓ જમીન ઉપર પડી ગયાં, ને તેજ સાથે તે જમીન ઉપર કડડડડધુબ કરતાને પડ્યાં. રાજકુમાર ભીમભટ ઘોડાને જમીન ઉપર પડ્યો જોઇ ઉદાસ થઇ ગયો, અને શંખદત્તને કહેવા લાગ્યો; "મિત્ર! આપણે મહાકષ્ટે આપણા શત્રુઓથી નાસીને અહીં આવ્યા, પરંતુ અહો! હજારો યત્ન કરતાં પણ દૈવની આગળથી ક્યાં નાશીને જઇએ—નસીબ એ પગલાં આગળનું આગળજ! કારણ કે દૈવ આપણને ગામમાં જોઇ શક્યો નહી ને વનમાં કાઢ્યા; 'ને ત્યાં ઘરના ઉઠયા વનમાં ગયા તો વનમાં લાગી લાય,' તેમ આ વનમાં આપણી પાસે એક ઘોડાને પણ દૈવ જોઈ શક્યો નહીં, તેથી તેણે આપણા અશ્વનો પણ નાશ કર્યો. મેં જે અશ્વ માટે દેશવટો લીધો તે અશ્વ પણ મરણ પામ્યો; તો હવે આ વખતે અર્ધરાત્રિનો સમય છે, તો મારા પગ આ અટ્ટલ જંગલમાં કેમ ચાલી શકાશે?" આ પ્રમાણે ભીમભટે કહ્યું એટલે તેનો મિત્ર શંખદત્ત બોલ્યો; "ભાઇ અવળું થયેલું નસીબ માણસના પુરૂષાતનનો પરાજય કરે છે, એ કંઇ નવું નથી. તે તો નસીબનો સ્વભાવજ છે. પરંતુ તે દૈવનો પરાજય ધૈર્ય—ઉત્સાહથી થાય છે. જે માણસ પર્વતની માફક ધીરજ ધરીને સ્થિર રહે છે, ને જરા પણ અપાયમાન્ થતો નથી; તો પવનનું બળ જેમ પર્વત આગળ વ્યર્થ થઈ પડે છે તેમ, દૈવનું બળ તેવા મનુષ્ય આગળ નરમઘેંસ જેવું પડી જાય છે. માટે હે મિત્ર ભીમભટ! ચાલ, આપણે ધૈર્યરૂપી અશ્વ ઉપર અશ્વાર થઇ ચાલવા માંડીએ, ને વિજય કરીએ." આ પ્રમાણે શંખદત્તે કહ્યું એટલે ભીમભટ ધૈર્ય ધારણ કરી તેની સાથે ધીમે ધીમે વનમાં ચાલવા લાગ્યો. રસ્તામાં દર્ભ વાગવાથી રાજકુમારના પગ ચીરાઇ ગયા. થોડી વાર પછી રાત્રિ મટી ગઈ અને પ્રભાતનો સમય થયો. સૂર્યનારાયણ દેવતા—આ જગતનો દીવો પ્રકટ થયો અને ચારે તરફ રાત્રિના અંધારાનો નાશ કરી ઝળઝળાટ પ્રકાશ કરી રહ્યો. બન્ને માર્ગ ઉપર કમળફુલો, કમળગુચ્છમાં ખીલી નિકળ્યાં હતાં તે ઉપર ઉડતા ભમરાઓ 'બહુ સારૂં થયું કે આ રાજકુમાર સિંહાદિકથી આકુળવ્યાકુળ થઈ જંગલ વટાવી ગયો,' આમ કહેતા હોયની શું, એમ એક બીજાના મુખ તરફ જોઇ ઉલ્લાસ પામતા હતા ને ગુંજારવ કરી રહ્યા હતા. રાજકુમાર ભીમભટ અને તેનો મિત્ર બન્ને જણા આ મનોહારી રચના જોતા જોતા ગંગાના કિનારા ઉપર, જ્યાં મુનિયોની પર્ણકુટીઓ હતી ત્યાં જઇ પહોચ્યા ને શંકરના મસ્તક

ઉપર રહેલા ચંદ્રમામાંથી ઝરતાં અમૃતના જેવાં શીતળ, સ્વચ્છ અને મિષ્ટ જળમાં સ્નાન કરીને રાજપુત્ર વિસામો ખાવા બેઠો. એવામાં માર્ગમાં મળેલા પારાધી પાસેથી હરિણનું માંસ વેચાતું લઈ લીધું હતું તેને શંખદત્તે અગ્નિ ઉપર સેકીને રાજકુમારને ખાવા આપ્યું, ને પોતે પણ ખાધું. પછી ગંગામાં તરીને સામે કિનારે જવા માટે બંનેજણ તૈયાર થયા, પરંતુ ગંગાનદી બન્ને કાંઠામાં ભરપૂર પૂરજોસથી ઉછળતી વેહેતી હતી અને પોતાના મોજારૂપ હાથોને ઉંચા ઉછાળીને વારણ કરતી હતી કે, 'તમે હવણાં નદી ઉતશો મા; જો ઉતરશો તો હેરાન થશો.' તે જોઇ રાજકુમાર તે નદીના કિનારા ઉપર થઈને જવા લાગ્યો. એવામાં તેણે એકાંતમાં આવેલી એક પર્ણશાળાના આંગણામાં એક બ્રાહ્મણના કુમારને વેદાધ્યયન કરતો જોયો. એટલે ભીમભટ તેની પાસે જઇ પુછવા લાગ્યો; "તું કોણ છે! અને આ નિર્જનવનમાં એકલો શું કરે છે? તે જણાવ." રાતે બ્રાહ્મણનો છોકરો તેને કહેવા લાગ્યો.

"ભાઇ હું વારણસી નગરનો રહેવાસી છું, શ્રીકંઠ નામના બ્રાહ્મણનો પુત્ર થાઉ છું; ને મારૂં નામ નીલકંઠ છે. મારા પિતાએ મને ગર્ભાધાન વિગેરે સર્વ સંસ્કાર કર્યા છે. હું ઉપવીત ગ્રહણ કર્યા પછી બાલ્યાવસ્થામાંજ ગુરુને ઘેર રહી વિદ્યાભ્યાસ કરવા લાગ્યો, પણ વિદ્યાભ્યાસ પૂર્ણ કરીને જ્યાં મારે ઘેર ગયો ત્યાં મારાં સઘળાં સગાંવાહાલાં દૈવયોગે મરણ પામ્યાં હતાં. કોઇપણ ઘરમાં વાત કરવા જેવું રહ્યું નહોતું. તેથી હું અનાથ થઈ ગયો. તેમ ઘરમાં ફુટી બદામ પણ રહી નહતી, તેથી હું ગૃહસ્થાશ્રમ કરી શકું તેમ પણ નહતું. આ પ્રમાણે મારી માઠી હાલત થઈ ગઇ, તેથી હું અથાક દિલગીરીમાં ગરકાવ થઇ ગયો, અને દિલગીરીને લીધે તે આ વનમાં વાસ કરી તીવ્ર તપ કરવા લાગ્યો. મારા તપથી ગંગાજી પ્રસન્ન થયાં ને એક રાત્રિના તેણે સ્વપ્નામાં આવી મને કેટલાંક ફળો આપીને કહ્યું, 'પુત્ર! જ્યાં સુધી તારો મનોરથ પૂર્ણ થાય નહીં ત્યાં સુધી તું આ ફળો ખાઇ તારો નિર્વાહ ચલાવજે.' આટલું જ્યાં હું સાંભળું છું ત્યાં તો રાત્રિ મટીને પરોઢીયાનો સમય થયો, એટલે મારી નિદ્રા ઉડી ગઈ. પછી હું ગંગાજીપર જઇ સ્નાન કરવા લાગ્યો. એવામાં ગંગાના પાણીમાં કેટલાંક ફળો તણાતાં તણાતાં મારી પાસે આવ્યાં. તેને મેં લઈ લીધાં ને મારી પર્ણશાળામાં લાવીને પ્રાશનકર્યાં. આ પ્રમાણે દરરોજ હું ગંગા નદીમાં સ્નાન કરવા જાંઉ છું, ત્યારે મને પાણીમાંથી ફળો મળે છે ને તે ઉપર નિર્વાહ કરીને હું અહીં રહું છું."

આ પ્રમાણે બ્રાહ્મણના પુત્રે કહ્યું ત્યારે ભીમભટ, શંખદત્તને કહેવા લાગ્યો. "મિત્ર! આ ગુણવાન પુરૂષ છે તો હું તે પરણીને પોતાનો ગૃહસ્થાશ્રમ ચલાવી શકે તેટલું ધન તેને દાન કરૂં છું." શંખદત્ત તેના બોલવા

ઉપર સંમ્મત થયો, એટલે રાજકુમારે, જે દ્રવ્ય તેની માતાએ તેને આપ્યું હતું, તે આ ગુણવંત બ્રાહ્મણકુમારને દાનમાં આપ્યું. કારણ કે જે મોટા લોકો મહાપરાક્રમશાળી હોય છે, તે બીજા માણસનું દુઃખ સાંભળીને જો તેજ વખતે તે દુઃખનો નાશ કરે નહીં તો, તેની મોટાઇનું શું ફળ? આ પ્રમાણે રાજકુમારે તે બ્રાહ્મણકુમારનું દુઃખ સાંભળી તેના દુખનો અંત આણ્યા પછી, કિનારાની ચારે બાજુએ ફર્યો; પરંતુ કયાંઇ પણ ગંગાજી ઉતરવાનો ઉપાય જ્યારે સુઝ પડયો નહીં, ત્યારે ભીમભટે તરવાર પોતાના મસ્તક ઉપર બાંધી લીધી અને શંખદત્તને સાથે લઈ, બે હાથથી ગંગામાં પડી તરવા લાગ્યો. જ્યાં ગંગાના મધ્ય ભાગમાં તરતા તરતા તેઓ આવ્યા, ત્યાં પાણીના જોરને લીધે ભીમભટ શંખદત્તથી છૂટો પડીને પાણીના પ્રવાહમાં તણાવા લાગ્યો; અને મહાકષ્ટે સામે કાંઠે આવી પહોંચ્યો. કિનારે ઉતર્યા પછી શંખદત્તને જોવા લાગ્યો તો તેને કયાંઈ દીઠો નહીં; એટલે તે, ગંગાને કિનારે કિનારે તેની શોધ કરવા લાગ્યો. એવામાં સૂર્યનારાયણ અસ્ત થઇ ગયા, ને ચારે તરફ અંધારૂં વ્યાપી રહ્યું. એટલે ભીમભટ અત્યંત નિરાશ થઈ, "હાય! મિત્ર! તેં મને રણવગડામાં કયાં મૂકયો, હું શું કરીશ?" આમ કરૂણાળ સ્વરે વિલપંતો ને સોચંતો ગંગામાં પડીને આત્માઘાત કરવા તૈયાર થયો; ને તે ગંગાની આગળ વિનતિ કરવા લાગ્યો: "હે દેવી જાન્હવી! તેં મારા પ્રાણનું હરણ કર્યું છે; તો હવે આ પ્રાણરહિત શૂન્ય દેહને પણ તું ગ્રહણ કર." આમ કહીને જ્યાં તે ગંગામાં પોતાના શરીરને પડતું મૂકવા જાય છે, એવામાં તે ગંગાનદીના જળના મધ્ય ભાગમાં સાક્ષાત્ ગંગાજી પ્રગટ થયાં; અને ભીમભટના તીવ્ર પ્રેમના વેગ ઉપરથી પ્રસન્ન થઇ, તેજ વખતે બોલ્યાં: "મારા બેટા! ઉદ્ધતાઇ ભર્યું કામ મા કર! તારો મિત્ર જીવતો છે અને થોડા સમયમાં તારો ને તેનો સમાગમ થશે. તું મારી પાસેથી, 'પ્રતિલોમ અને અનુલોમ' નામની વિદ્યાને શીખી લે. આ વિદ્યાનો પ્રતાપ એવો છે કે જે માણસ આ મંત્ર વિદ્યાને-'અનુલોમ રીતે ભણે તો તેને કોઇ બીજા માણસ જોઈ શકતા નથી, તેમ 'પ્રતિલોમ' ભણે તો પોતાની ઇચ્છા પ્રમાણે સ્વરૂપ ધારણ કરી શકાય છે. હે પુત્ર! આ વિદ્યાનો આવો પ્રતાપ છે, તેમાં સાત અક્ષર વર્જીત કહ્યા છે. આ વિદ્યાના પ્રતાપથી તું આ પૃથ્વી ઉપરનો એક ચક્રવર્તી રાજા થઇશ." આ પ્રમાણે કહી તે વિદ્યા ભીમભટ્ટને ભણાવી, ને તુરત ગંગાજી અંતર્ધાન થઇ ગયાં. ભીમભટને પણ મિત્રના મેળાપની અને રાજ્યના લાભની આસ્થા બંધાઇ, એટલે તેણે મરવું માંડી વાળ્યું. થોડીવારમાં રાત્રિ થઈ-એટલે કમળ જેમ સૂર્યના દર્શન માટે આતુર થઇ રાત્રિને કષ્ટમાં ગાળે છે, તેમ ભીમભટે પણ મિત્રને મેળવવાની ઉત્કંઠાથી તે રાત્રિ ઘણાજ કષ્ટમાં ગાળી.

પ્રભાત થયું. રાજકુમાર મિત્રની ખોળ કરતો કરતો ત્યાંથી આગળ ચાલતો થયો. એક વખતે તે એકલો શંખદત્તને ખોળતો ખોળતો લાટ* નગરમાં આવી ચઢયો. આ દેશમાં વર્ણ† જુદા જુદા હતા, તોપણ મનુષ્યોની ચિત્રમાં ઉજ્વળ સ્થિતિ જોવામાં આવતી હતી, તે કળાઓનું‡ ઘર હતું, છતાં તે દોષાકર§ શબ્દનું પાત્ર ન હતું. **ભીમભટે** તે નગરમાં પ્રવેશ કીધો, ને દેવ મંદિરોને જોતો જોતો આખા નગરમાં ભટકીને દ્યૂતશાળામાં ગયો. ત્યાં કેટલાએક જુગારીઓને જુગાર રમતાં દીઠા. તેઓના અંગ ઉપર ધોતિયા શિવાય બીજું કંઈ પણ વસ્ત્ર ન હતું, છતાં તેઓ ઘણા સૌંદર્યવાન્ જણાતા હતા અને તેમના હૃષ્ટપુષ્ટ તથા ચાલાકીવાળા અવયવો તેના વૈભવ સુખને તથા અંગબળને જણાવી આપતા હતા; અને તે લોકો ધન મેળવવા માટે આ કળા શીખ્યા હોય અને તે સઘળા ગુપ્ત રીતે મોટા શ્રીમાન્ હોય એમ જણાતું હતું. **ભીમભટ** તે જુગારીયોની સાથે વાતચિત કરી અને પછી રમવા બેઠો. જુગારીઓએ જાણ્યું કે આપણને આજે અચ્છો શિકાર મળ્યો છે, તો એના સઘળાં અલંકારો હરી લઇશું. પણ જુગાર રમતાં તો જુગારીઓએ બીજા ભોલા માણસોને છેતરીને પાસાવતી જે ધન એકઠું કર્યું હતું તે સઘળું ધન **ભીમભટે** જીતી લીધું.

જ્યારે જુગારીયો હારી ગયા, અને તેઓ પોતપોતાને ઘેર જવા લાગ્યા ત્યારે **ભીમભટે**, બારણા આડો હાથ રાખી તેઓને જતા અટકાવીને કહ્યું; "તમે કયાં જાઓ છો ? તમારૂં આ દ્રવ્ય પાછું લો, મારે તે જોઇતું નથી. હું તો આ ધન મારા પ્યારા મિત્રોને આપનાર છું; ત્યારે તમે શું મારા ઇષ્ટ મિત્રો નથી, કે હું બીજાને એ આપું ? મને વળી તમારા જેવા પ્રિય મિત્રો કયાંથી મળવાના હતા ?" આ પ્રમાણે કહી **ભીમભટે** તેઓને ધન આપવા માટે ઘણોજ આગ્રહ કર્યો. પરંતુ તે જુગારીઓએ શરમના માર્યા તે લીધું નહીં. ત્યારે તે મંડળીમાંથી **અક્ષક્ષપણક** નામનો એક જુગારી બોલ્યો જે-"અમે હારી ગયા તે ધન અમારાથી લેવાય નહીં એવી દ્યૂત કળાની પરિભાષા છે, તોપણ એ આપણો મિત્ર

* હાલના વિદ્વાનો ભરૂચની આસપાસના પ્રદેશને લાટ દેશ માને છે. દાઉસન સાહેબ કહે છે કે તે ખાનદેશનો પણ કંઈક ભાગ છે, પણ મહી નદીની નીચેનો છે. † વર્ણ એટલે રંગ જુદા જુદા રહેવા છતાં ચિત્રોમાં માણસોની છબી ઘણી ઉજ્વળ જોવામાં આવતી હતી. આ વિરોધાભાસ અલંકાર થયો. તેના પરિહારમાં બ્રાહ્મણ ક્ષત્રિય વિગેરે ચાર વર્ણ જુદા જુદા હતા પણ નવનવાં ચિત્રો ઉપરથી માણસોની હાલત ઘણીજ ઉત્તમ રીતની જણાતી હતી. ‡ કળાનું સ્થાન ચંદ્રમા છતાં તેનો દોષાકર-ચંદ્ર શબ્દથી વ્યવહાર થતો નહતો.એ વિરોધ. તેનો પરિહાર તે દેશ કળાનું ઘરહતું અને ત્યાં કોઈ પણ દોષનુંપાત્ર ન હતું. § દોષાકર એટલે દોષની ખાણ ને બીજા અર્થમાં ચંદ્રમા.

થઇને આપણને જો પોતાની ઇચ્છાથી, પોતે જીતેલું ધન આપે છે તો આપણને લેવામાં હરકત શી છે? આપણ શા માટે લઇએ નહીં?" તે સાંભળી બીજા જુગારીયો બોલ્યા: "ભલે તે જીત્યો અને આપણને ધન આપે છે, તે ધન લેવામાં આપણને તો કંઇ હરકત નથી; પરંતુ તે આપણી સાથે હંમેશાંની મૈત્રી કરે તો આપણે તેનું ધન પાછું લઇએ; નહીંતર આપણને તેની એક કોડી પણ હરામ છે." ભીમભટે તે જુગારીયોનું કહેવું સાંભળી મનમાં વિચાર કર્યો કે, 'આ જુગારીયો ઘણાજ શૂરવીર છે, માટે કોઈ વખતે મને કામ લાગશે,' આવો વિચાર કરી તેની સાથે ગાઢી મૈત્રી કરવાના કસમ લીધા ને પછી તેઓને તે જીતેલું સઘળું ધન આપ્યું. તે સઘળા જુગારીયોએ ભીમભટને વિનતિ કરી કે અમે આજ બગીચામાં મીજબાની કરીએ છીએ, માટે તમે ત્યાં ભોજન કરવા પધારજો. ભીમભટે તેઓની માંગણી માન્ય રાખી. પછી તે જુગારીયો ભાતભાતનાં ભોજનો લઈ પોતાના કુટુંબ સહિત બગીચામાં ગયા. ભીમભટ પણ તેઓની મીજબાનીમાં સામેલ થયો; ને ભાતભાતના પકવાન, મધ વગેરે મૌજના અનેક પદાર્થો પ્રાશન કર્યા. ભોજન કરી રહ્યાબાદ તે સઘળા ભીમભટની આસપાસ વિંટલાઈ વળી બેઠા અને પુછ્યું કે, 'તમે કયાંના વાસી છો? તમારા કુળનું નામ શું? ને તમે કોના પુત્ર છો?' ભીમભટે તેઓનો પ્રશ્ન સાંભળી તેઓને પોતાનું નામ, વંશ, ચરિત્ર વિગેરે સર્વ વાત યથાર્થ કહી બતાવી; ને પોતે પણ તેમજ તેઓનાં નામ ઠામ ને ચરિત્ર પુછયાં; એટલે તેઓમાંથી પેલો અક્ષક્ષપણક નામનો જુગારી પોતાનું ચરિત્ર આ પ્રમાણે કહેવા લાગ્યો.

### અક્ષક્ષપણકની કથા.

પૂર્વે હસ્તિનાપુરમાં શિવદત્ત નામનો એક મહાલક્ષ્મીવંત બ્રાહ્મણ રહેતો હતો. તેનો હું પુત્ર થાઉં છું, ને મારૂં ખરૂં નામ તો વસુદત્ત છે. મેં બાલ્યાવસ્થામાં પિતાના ઘરમાં રહી શસ્ત્રકળા તથા વેદવિદ્યાનો ઘણો સારી રીતે અભ્યાસ કર્યો હતો. જ્યારે મારી તરૂણાવસ્થા આવી ત્યારે મારા પિતાએ અમારા કુળને છાજતા કુળમાં મારાં લગ્ન કર્યાં. મારી મા સ્વભાવે કર્કશા, અશામ્ય ને અતિ ક્રોધી હતી. તેનો ઉગ્ર સ્વભાવ એવો હતો કે તેને સો વાતે સમજાવીએ તોપણ તે સમજે તેવી ન હતી. તે મારા પિતાને ઘણીજ રંજાડતી હતી. વાત વાતમાં કજીઓ કરી આખાં ગામમાં મારા રાંક પિતાને ગધેડે ચડાવતી હતી; તેથી મારા પિતા કંટાળી ગયા ને ઘરનો તથા મારો ત્યાગ કરીને, અમે જાણીએ નહીં તેમ, મારા લગ્ન થયા પછી એક દિવસે કોઇ સ્થળે ચાલ્યા ગયા. આ પ્રમાણે બનાવ બનેલો જોઇ હું અત્યંત બીધો, તેથી મેં મારી માના મનને રાજી રાખવા માટે, તેની સેવામાં

મારી સ્ત્રીને સોંપી મારી સ્ત્રી સાસુજીના કરડા સ્વભાવથી ડરીને તેની સેવામાં બારે પહોર ને બત્રીસે ઘડી તત્પર રહેવા લાગી. આખો દિવસ તેના આગળ હાજરની હાજર રહે, પાણી માંગે તો દુધ હાજર કરે, ને તેનું થુંક પડે ત્યાં લોહી નાંખે. પરંતુ મારી માને તેનાથી સંતોષ વળ્યો નહીં. તે તો રોજ રોજ કજીયો લઇને બેસવા લાગી. વાત કરતાં કજીઓ કરે. તેને કેમ સમજાવાય ? મારી માનો સ્વભાવ ઘણોજ નઠારો હતો, તેથી તે કજીયો કરીને એકદમ મુગીજ બેસી રહે નહીં, પણ સઘળી વસ્તુની તપાસ કરે (કે રખે કંઇ ગયું હોય ! ) કાંતો વિલાપો કરીને દીનતા બતાવે, અને કાંતો છળ પ્રપંચ કરે. કારણ કે અગ્નિમાં જે સ્વત: દાહકપણું છે તેને કોણ મટાડી શકે ? મારી માતાના ખાસ ગુણો કેમે કરતાં ગયા નહીં, અને તે ઘણી નઠારી ચાલ મારી સ્ત્રી સાથે ચલાવવા લાગી; તેથી તે બાપડી થોડાજ વખતમાં ઉદાસ થઇ, ઘરમાંથી નિકળીને કોણ જાણે કયાં નાસી ગઇ ! મેં તેની ઘણી શોધ ખોળ કરી, પણ તેનો કશો પત્તો મળ્યો નહીં. ત્યારે મારા મનમાં ઘણોજ ખેદ થયો ને મેં પણ ઘર મૂકીને નાસી જવાનો વિચાર કીધો. એ વાત મારા સગાકુટુંબીઓના જાણવામાં આવી, એટલે તે પાપીઓએ એકઠા મળી મને ફરી બળાત્કારે પરણાવ્યો. હું નવીવહુ સાથે લગ્ન કરી તેને ઘરમાં લઇ આવ્યો, એટલે મારી માતા તે નવી વહુને પણ રંજાડવા મંડી. વખત જતાં મારી નવી સ્ત્રિયે પણ ઉંચે દોરડાંની ફાંસી બાંધી, તેમાં પોતાના ગળાને ભેરવી, લટકીને આત્મહત્યા કરી. જ્યારે મારી નવીવહુ મરણ પામી ત્યારે તે દુ:ખથી હું અત્યંત શોકાતુર થઇ ગયો; ને પરદેશમાં જવાને તૈયાર થયો. વળી તે વાર્તા મારા કુટુંબીઓને કાને પડી, કે તેઓ મારી પાસે આવ્યાં ને મને સમજાવ્યો. ત્યારે મેં મારી માની રીતભાત સારી રીતે વર્ણવી બતાવી, ત્યારે તેઓ મને કહેવા લાગ્યાં કે, "તું તો સમજું છે ! માનો સ્વભાવ હવે બદલાયો છે, છેતો સારી પણ કોણ જાણે કેમ એમ વર્તે છે. એતો ડોસા ડગરાં એવાંજ હોય. ગમે તેમ તોપણ તારી તે જનેતા છે; બે કડવા વેણ પણ તે કહેશે, અને સારી વસ્તુ પણ તેજ તને ખવરાવશે ! બે ભાણા હોય ત્યાં ખડખડાટ થાય ! ત્યારે આપણું શું ગજું ?" આમ કહી મને જતાં અટકાવ્યો. અને કહ્યું, "ભાઇ ! તું શા માટે ગભરાયો છે તે તો કહે !" વળી મેં મારી માની નઠારી વર્તણુંક ઘણી સારી રીતે તેઓની આગળ કહી બતાવી, અને વધારે મેં મારા કુટુંબીઓને કહ્યું કે, "મારા પિતા પણ મારી માતાના દુ:ખથી નાશી ગયા છે." તે સાંભળીને તેઓએ મારા પિતાને વનમાં જવાનાં બીજાં નવાં કારણો બતાવ્યાં, પણ તેઓને મારા બોલ-

વા ઉપર વિશ્વાસ આવ્યો નહીં. મને પરણાવવા માટે ઘણો આગ્રહ કર્યો ત્યાર મેં એક યુક્તિ રચી. મેં એક લાકડાની પુતળી કરાવીને તેની સાથે એકાંતમાં વિવાહ કરવાનો ડોળ કર્યો. ત્યાર પછી તે પુતળીને બીજા ઘરમાં લાવીને રાખી, અને અંદરને બારણે આગળાં મરાવ્યાં. અને તે ઓરડા ઉપર એક કામકાજ કરનારીને ચોકી રાખનારી પણ પુતલીજ રાખી, ને તેને ત્યાં ચોકી કરવાનું કહ્યું. પછી મેં મારી માતાને કહ્યું કે, "જીજીરે મેં મારી વહુને બીજા ઘરમાં રાખી છે, માટે હવેથી હું તે ઘરમાં જુદો રહીશ, અને તારે પણ તારા ઓરડામાં અમારાથી જુદું રહેવું. તારે અમારા ઘરમાં જવું નહીં અને મારી સ્ત્રી તારા ઘરમાં આવશે નહીં. તે ઘણી ભીરૂહૃદય છે, તેથી તારો પ્રેમ કેમ સંપાદન કરવો તે જાણતી નથી." આ પ્રમાણે મેં મારી માતાને કહી સંભળાવ્યું ત્યારે મારી માએ પણ તે વાત કબૂલ કરી.

કેટલાક દિવસ ગયા પછી મારી માએ નવી વહુ સાથે કલહનો શેતાન જગાડવા માટે તેને મળવાના ઘણા ઉપાયો રચવા માંડ્યા, પણ મેં તે કૃત્રિમ લાકડાની પુતલી ઘરની અંદર રાખી હતી ને અંદરથી આગળાંઓ માર્યાં હતાં; એટલે તે કંઇ કરી શકી નહીં; તેમ મારી સ્ત્રીને પણ મળી શકી નહીં. ત્યારે એક દિવસે મારી માતાએ પોતે હાથમાં પથ્થર લઇ ઘરના આ-ગણામાં ઉભી રહીને પોતાના કપાળમાં તે પથરો મારીને કપાળ ફોડયું; એટલે તેનું મસ્તક લોહીલુહાણ થઇ રહ્યું. પછી તે લાંબો રાગડો કાઢી રડવા લાગી. તેનો ઘાંટો સાંભળી હું તથા મારા સઘળા કુટુંબીઓ એકઠાં થઇને તેને પુછવા લાગ્યાં કે, "આ તમને શું થયું ? કોણે તમને માર્યાં ?" એટલે મારી માતા ઇર્ષ્યાથી બોલી, "રડયા રાંડવા ! તું તે શું જોઇને બોલે છે ? ઓ ભાઇઓરે આવો આવો ! આ મારા દીકરાની વહુએ એકદમ આવી, વિના કારણ મારા માથામાં પથરો મારી મારૂં માથું ફોડી નાખ્યું છે. અને મારી આ દશા કરી છે. એ દૈવડા ! આ તે શો કહેર ! હાય હાયરે ! હવે હુંશું કરૂં ? હું કયાં જાઉં? મરણ પામીનેજ તેનો બદલો વાળવો હવે તો મારે જોઇયે." તે સાંભળીને મારાં કુટુંબીઓ મારી સ્ત્રી ઉપર રીસે ભરાયાં, એટલે તેઓ મને ને મારી માને તેડી, જે ઓરડામાં મેં લાકડાની પુતલી મૂકી રાખી હતી તે ઓરડાની પાસે આવ્યા. તેઓએ આગળાં ઉઘાડી, ઓરડાનું બારણું ઉઘાડયું. પછી અંદર ગયા, ને ત્યાં જઇ જુવે છે તો એક લાકડાની પુતળી સિવાય બીજું ત્યાં કંઇજ નહતું. એવો વેશ જોઇ તેઓ મારી માની પુષ્કળ મશ્કરી કરીને હસવા લાગ્યા. મારી મા પણ શરમાઈ ગઈ. પછી મારા સંબંધીઓની ખરી ખાતરી થઇ કે તેણેજ કુભાંડ મચાવ્યું છે ને પછી

તેઓને મારા બોલવાપર પૂરતો વિશ્વાસ આવ્યો. સર્વે ઠઠોલી કરતા ને હસતા હસતા ચાલ્યા ગયા.

ત્યાર પછી હું મારા દેશનો ત્યાગ કરી, મુસાફરી કરતો કરતો આ દેશમાં આવ્યો, અને આ જુગારશાળામાં દાખલ થયો. ત્યાં મેં આ શાળામાં પાંચ જણાને પાસેવતી રમતાં દીઠા. તે આ શૂરવીર તથા પરાક્રમમાં સમાન ચંડભુજંગ, પેલો પાંશુપત, અને આ સ્મશાનવૈતાલ, અને પેલો કાળવરાટક, અને આ શારિપ્રસ્તાર. હું પણ તેઓની સાથે જુગાર ખેલવા તૈયાર થયો, એવી સરતે કે જે હારે તે બીજાનો દાસ થઇ રહે. રમતાં રમતાં તેઓ સર્વે હારી ગયા ને તેથી મારા દાસ થયા હતા, પણ તેઓના સદ્‌ગુણોએ મારાપર વિજય મેળવ્યો ને તેથી વાસ્તવિક રીતે હું તેમનો દાસ થઈ રહ્યો. અને તેઓની સાથે રહ્યો તેથી હું મારા દુઃખને વિસરી ગયો.

અહીં મારૂં નામ અવસ્થાના પ્રમાણમાં અક્ષક્ષપણક* પડયું છે તે તમો જાણજો. આ બીજા પણ ઉત્તમ અને પુણ્યવંત કુળમાં જન્મેલા છે; પરંતુ તેઓએ અહીં પોતાનું રૂપ ગુપ્ત રાખેલું છે; તેમ હું પણ ગુપ્ત થઇને તેઓની સાથે રહું છું. તેમાં પુણ્યયોગે આજ તમે અમને મળ્યા. એ અમારાં ધન્યભાગ્ય માનીયે છીએ. આજથી તમે અમારા રાજા છો; અનેક ગુણ ઉપર અનુરાગ રાખનારા એવા અમોએ પણ પ્રથમ તમારી પાસેથી એવી બુદ્ધિથી ધન લીધું છે.

## ભીમભટની કથા ચાલુ.

આ પ્રમાણે અક્ષક્ષપણકે પોતાનું ચરિત્ર ભીમભટને જણાવ્યું ત્યાર પછી બીજાઓએ પણ પોતપોતાનાં ચરિત્રો ભીમભટ આગળ વર્ણવી બતાવ્યાં. તે સઘળા જુગારીઓ માટે ભીમભટે જાણ્યું કે તેઓ મૈત્રી યોગ્ય છે, વિરલ છે, અને વાસ્તવિક રીતે તેઓ માત્ર ધન મેળવવા માટે જુગાર કળા ધારણ કરીને ગુપ્ત રીતે રહ્યા છે; ને તેથી તેઓ સંગે બીજી જુદી જુદી વાર્તાઓ કરી, તે આખો દિવસ રમતગમતમાં કાઢી નાખ્યો. સાયંકાળ થઈ ને પૂર્વ દિશાનું લલાટ તેજસ્વી ચંદ્રમારૂપી ચાંદલાવડે પ્રકાશવા માંડયું. ત્યારે ભીમભટ, અક્ષક્ષપણક વિગેરે છ જુગારીઓની સાથે તે બાગમાંથી ઉઠીને તેઓને ઘેર ગયો. રાજકુમાર ભીમભટ ત્યાં રહેતો હતો તેવામાં વર્ષાઋતુ આવી; અને મિત્રનો સમાગમ થશે, આમ સૂચવતી હોય તેમ વર્ષી રહેલો મેઘ, ગડગડાટ કરવા લાગ્યો. આ વખતે તે ગામના પાદરપર આવેલી વિપાશા નામની નદી સાગરમાં મળતી હતી તે, સમુદ્રના મો-

* પાશાનો ભિક્ષુક.

જોના પૂરજોસથી પૂર્ણ ભરાઇ ગઈ, ને બન્ને કાંઠા છળાછળ ભરેલા હતા તેથી તે જાણે ગાંડી થઇને આમ તેમ ઉન્માદપણું બતાવતી હોય તેવી જણાતી હતી. પણ જ્યારે જળના પ્રવાહ આવતા બંધ પડ્યા, ત્યારે તે સમુદ્ર તરફ જવા લાગી. આ ધમપછાડનું મોટું પૂર એક મોટા મગરમચ્છને કિનારા ઉપર ધસડી લાવ્યું. તે મચ્છ ઘણોજ મોટો હતો, તેથી નદીના કિનારા ઉપર આવીને અટકી રહ્યો, અને પૂર ઉતરવા માંડ્યું છતાં તે પાછો પાણીમાં તણાયો નહીં. નદીનું પાણી ઉતરી ગયા પછી આ મોટો મચ્છ કિનારાપર ઉભેલાં માણસોના જોવામાં આવ્યો, એટલે તે માણસોએ અનેક હથીઆરથી તે મચ્છનું પેટ ચિરી નાખ્યું. તેમાંથી એક જીવતો બ્રાહ્મણ બહાર નિકળ્યો. તેને જોઇ સર્વ માણસો આશ્ચર્ય પામીને હાહાકાર કરવા લાગ્યા. તેમનો હોકારો—આશ્ચર્યમાં ગરકાવ કરનારો હોકારો સાંભળીને ભીમભટ પણ પોતાના મિત્રોને સાથે લઇને ત્યાં ગયો. અને જુવે છે તો પોતાના મિત્ર શંખદત્તને મગરમચ્છના ઉદરમાંથી બહાર નિકળેલો દીઠો. તે તરત દોડીને તેને કંઠે વળગી પડ્યો; અને મગરમચ્છના પેટમાં રહ્યાથી તેની ચરબીનો ખરાબ ગંધ, જે તેના શરીરમાં લાગી ગયો હતો તેને જાણે તે ધોતો હોય તેમ અશ્રુધારાથી તેને સ્નાન કરાવા લાગ્યો. શંખદત્ત પણ આ વિપત્તિમાંથી બચ્યો ને વળી મિત્રને મળ્યો તેથી આનંદથી ઉભરાઇ જવા લાગ્યો. પછી ભીમભટે આશ્ચર્યતા સહિત શંખદત્તને પુછ્યું, 'ભાઇ, આપણે વિખૂટા પડ્યા ત્યાર પછી તારૂં શું થયું ?' તે સાંભળી શંખદત્તે પોતાની વાર્તા ટુંકામાં ભીમભટને કહી.

"જ્યારે ગંગાના પ્રવાહમાં હું તણાતો ચાલ્યો, ત્યાર પછી મને એક મોટો મગરમચ્છ એકદમ ગળી ગયો. હું તેના મોટા પેટરૂપી ઘરમાં ઘણા દહાડા રહ્યો. જ્યારે ક્ષુધા લાગતી ત્યારે છરીવતી તેના પેટનું માંસ કાપી કાપીને ખાતો હતો. આજે દૈવે જેમ તેમ કરતાં તે મગરમચ્છને આ ગામને પાદરે આણી મૂકયો એટલે અત્રેના માણસોએ તેના પેટને ચીરી નાખ્યું; ને તેમાંથી હું બહાર નિકળ્યો. હે મિત્ર ! ત્યાર પછી મેં તમારાં તથા સૂર્યનાં દર્શન કર્યાં છે; જાણે દિશાઓ પણ આજજ મારે માટે પ્રકાશ પામી છે. આ પ્રમાણેનું મારૂં વૃત્તાંત છે, તે કરતાં વધારે હું કંઇ જાણતો નથી."

આ પ્રમાણે શંખદત્તે, ભીમભટને પોતાનું વૃત્તાંત કહી બતાવ્યું; એટલે ત્યાં જે બીજા મનુષ્યો ઉભા હતા તે આશ્ચર્ય પામીને નિચે પ્રમાણે બો-લ્યાઃ "ગંગામાં આ પુરૂષને મગરમચ્છ ગળી ગયો, તે મગરમચ્છ વળી સમુદ્રમાં તણાઇ ગયો, સમુદ્રમાંથી તે વિપાશા નદીમાં આવ્યો; વળી તે મચ્છ મરણ પામ્યો અને તેમાંથી આ પુરૂષ જીવતો નિકળ્યો, એ

બધું બહુ વિસ્મય પમાડનારૂં છે ! પણ અહા ! હા ! દૈવની ગતિ ગહન છે, ને તેનાં ચરિત્ર અદ્‌ભુત છે." ભીમભટ પણ ઉપર પ્રમાણેજ બોલ્યો ને પછી શંખદત્તને લઇ અક્ષક્ષપણક વિગેરેની સાથે, પોતાના ઉતારા ઉપર આવ્યો; ને ત્યાં મત્સ્યના ઉદરમાં રહી જાણે ફરી તેણે પુનર્જન્મ લીધો હોય તેમ તેને સ્નાન કરાવી, વસ્ત્રાલંકાર ધારણ કરાવીને મોટો ઉત્સવ કર્યો અને તેની સાથે ભીમભટ તે દેશમાં સુખરૂપ રહેવા લાગ્યો.

એક વખતે તે દેશમાં નાગરાજ વાસુકિનો મહોત્સવ આવ્યો. આ મહોત્સવ ટાંકણે નગરનાં મહાજનો નાગદેવતાના મંદિરમાં એકઠાં થયાં હતાં. તે મેળો જોવા માટે રાજકુમાર પણ પોતાના મિત્રમંડળ સંગાથે ત્યાં ગયો. ત્યાં નાગરાજ વાસુકિના મંદિરમાં સર્પનાં ગુંછળાંની પેઠે પુષ્પની માળાઓ લટકાવી દીધી હતી. પાતાળના જળ સમાન શોભતા એવા મંદિરમાં નાગરાજ વાસુકિની મૂર્તિ શોભતી હતી, તેને ભીમભટે પ્રણામ કર્યાં; અને ત્યાંથી આગળ દક્ષિણ દિશામાં જઈ એક મોટા નાગહૃદનાં દર્શન કર્યાં. આ તળાવમાં રાતાં રંગનાં કમળો ભરપૂર ભરેલાં હતાં, તેથી જાણે સર્પની ફેણનાં રત્નોથી તળાવ ભરાઇ ગયું હોય તેમ તે શોભતું હતું; અને કાળા કમળોને લીધે જાણે સર્પના ઝેરાગ્નિના ધૂમપટલથી ઢંકાઇ ગયું હોય તેવું તે તળાવ જણાતું હતું; તેમજ પવનવડે ઝાડમાંથી પુષ્પો ખરીને પાણીમાં પડતાં હતાં તેનાથી તળાવ ભરપૂર ભરાઇ રહ્યું હતું, તે ઉપરથી જાણે વૃક્ષરાજ તેનું પૂજન કરતાં હોય તેમ જણાતું હતું. એ જોઇને ભીમભટ આશ્ચર્યમાં ગરકાવ થઇને વિચાર કરે છે કે "મુકાબલો કરતાં મને આ ઉઘડેલાં કમળોની આગળ, જે સાગરમાંથી તેના ગર્વરૂપ લક્ષ્મિદેવીને વિષ્ણુએ હર્યાં છે તે સમુદ્ર આના આગળ બહુજ નાનો દેખાય છે; કારણ કે આ તળાવની સૌંદર્યતાનો ગર્વ કોઇ પણ હરી શકયું નથી !" આ પ્રમાણે ભીમભટ તે તળાવ તરફ જોઈ આશ્ચર્ય પામીને વિચાર કરે છે; એવામાં તેણે નાગહૃદમાં નહાવા માટે આવેલી એક કન્યાને દીઠી. આ કન્યા લાટ દેશના રાજા ચંદ્રાદિત્યની કુવલયાવલી નામની રાણીને પેટે જન્મેલી હંસાવલી એવા રૂડા નામથી શોભતી હતી. એ કન્યાનું અનૂપમ સર્વાંગ, તેનું દેવતાઇપણું નિશ્ચય કરી આપતું હતું, પરંતુ તેનાં ચપળ નેત્રો મટકું મારીને મનુષ્યપણું જણાવતાં હતાં. તે કન્યાનું શરીર પુષ્પના જેવું કોમળ હતું, તેના ગુણ ધનુષના છેડાને પ્રાપ્ત થયા હતા; અને તેનો મધ્ય ભાગ એક મુષ્ટિમાં આવે તેવડો હતો, તેથી તે કન્યા કામદેવના ધનુષબાણ જેવી શોભતી હતી. આ કન્યાએ ભીમભટને જોયો કે તરતજ પોતાનાં અણીયાળાં નેણના વક્ર કટાક્ષ બાણ મારી તેને ઘાયલ કર્યો. તેમજ જગતની સૌંદર્યતાનું

હરણ કરનાર **ભીમભટે** પણ તેના નેત્રદ્વારા તેના હૃદયમાં પ્રવેશ કરી તેના ધૈર્યને હરી લીધું. તે કન્યા તેના ઉપર આશક પડી, કામ પીડાથી અધીરી બની ગઈ અને પોતાની વિશ્વાસુ ગુપ્ત દૂતી, જે પરાયા મનુષ્યનો અભિપ્રાય જાણવામાં ઘણીજ કુશળ હતી તેને તેના મિત્રોની પાસે મોકલી, અને તે દ્વારા **ભીમ**ભટનું નામ તથા કુળ જાણી લીધું; પછી તેણે સ્નાન કર્યું, ને પોતાના પરિજનોની સાથે ઘર તરફ જવા લાગી. પણ જતાં જતાં વારંવાર અડપડીયાળી આંખે તે રાજકુમારની તરફ એકીનજરથી જોતી જોતી ચાલી ગઇ. અને **ભીમ**ભટ પણ પોતાની પ્રાણવલ્લભાના પ્રેમ પાશના બંધનને લીધે લડથડીયાં લેતો લેતો, મિત્રોની સાથે જેમ તેમ કરતાં ઘેર આવ્યો; અને તે તે સુંદરીના દર્શનથી વિહ્વળ થઇ રહ્યો.

એવામાં રાજકુમારી હંસાવલીએ પોતાની વિશ્વાસુ એક દૂતીને વિરહની શાંત્વના કરવા માટે પોતાની ઇચ્છાનુસાર સંદેશો કહાવીને **ભીમ**ભટ તરફ મોકલી. તે દૂતી, એકાંતમાં **ભીમ**ભટની પાસે આવીને બોલી: “મહારાજ! રાજકુમારી હંસાવલીએ તમને આ પ્રમાણે સંદેશો કહાવ્યો છે, કે ‘જયારે તમે મને જોઇ, કે જે તમને પૂર્ણ સ્નેહથી ભરપૂર પ્રેમરસનું પાન કરતાં નિરંતર નિહાળે છે, ને જે તેજ ક્ષણે કામના વેગમાં તણાવા લાગી, તેને શું તેજ ક્ષણે તમો તટપર ઉભા હતા તો બચાવવાની જરૂર નહોતી, ને તમે શું તે વખતે બેશીકરા રહ્યા નથી? તમારે મારો ઉદ્ધાર કરવો ઘટિત છે. આ અનાથના નાથ તમેજ છો.’’ **ભીમ**ભટ દૂતીના મુખદ્વારા પોતાની પ્યારીનાં વચનામૃતનું પ્રેમપૂર્વક પાન કરતો, પાછો સજીવન થઇ, ઘણોજ પ્રસન્ન થઇ બોલ્યો—“ દૂતિ! હું પણ કામના વેગમાં તણાઉં છું, કંઇ તટપર ઉભો નથી. પણ આ વાત મારી વાહાલી શું જાણતી નથી? તોપણ હવે મને આધાર મળ્યો છે, તો હું ઘણીજ ખંતથી તારી બાઇસાહેબનું વચન અમલમાં લાવીશ, ને તેને કીનારે આણીશ. આજ રાત્રે હું મારી વિદ્યાના પ્રભાવથી ગુપ્ત થઇ તમારી સખીના અંતઃપુરમાં દાખલ થઇશ.” તે સાંભળી ચેટી મનમાં ઘણોજ સંતોષ પામી અને પોતાની સખી હંસાવલીની પાસે જઈ તે વાર્તા વિદિત કરી. ત્યાર પછી હંસાવલી પણ, પોતાના પ્રિયતમને મળવાની ઉત્કંઠાથી પોતાના ભવનમાંથી સર્વને રજા આપી અને પોતે તત્પર થઇને બેઠી.

સૂર્યનારાયણ અસ્ત પામ્યા. સાયંકાળનો સમય થયો. તુરત **ભીમ**ભટ, ગંગાજીએ આપેલી મંત્રવિદ્યાનો ઉલટો પાઠ કરી અદૃશ્ય થયો ને પછી રાજકુમારીના નિર્જનભવનમાં ગયો; કેમકે રાજકન્યાએ આગળથીજ સઘળાં માણસોને બહાર કાઢયાં હતાં. તે રંગમોહોલમાં રતિસમાગમ

કરવામાં પ્રેમ ઉપજાવનાર અગરચંદનની સુગંધ ફેલાઇ રહી હતી. પંચરંગી* પુષ્પોના હાર તુરા ગજરાઓ લટકાવી દીધા હતા. તેને લીધે આ ક્રીડાભવન કામદેવના બગીચા જેવું દીપતું હતું. આ ભવનમાં અત્તરગુલાબની સુગંધ ચોમેર બેહેકી રહી હતી, ત્યાં ગંગાજીએ આપેલી મંત્રવિદ્યારૂપ લતાના ફળસમાન, પોતાની પ્રાણવલ્લભાને રમતી દીઠી; કે તરત ભાગ્યશાળી ભીમભટે, ગંગાજીએ આપેલી મંત્રવિદ્યાને સુલટી ભણીને તે રાજપુત્રી આગળ પ્રત્યક્ષ થયો કે તરત તે રાજકન્યાના સર્વાંગે આનંદ આનંદ વ્યાપી રહ્યો. તુરત તેનાં રોમાંચ ખડાં થઇ ગયાં, અને કામને લીધે કંપ તથા ભય થયો. ને તે ઉભી થઇ કે તેના ચરણમાંનાં ઝાંઝરો ઝણકારા કરવા લાગ્યાં, તેને લીધે એક ક્ષણ જાણે તે નૃત્ય કરતી હોય તેમ દિસવા લાગી. રાજકુમારી હજુ કન્યાવસ્થામાં હતી, તેથી સ્વાભાવિક રીતે લજ્જાવશ થઈ ગઈ ને નિચું નિહાળ્યું. કામમાં પ્રેરણા કરનારા પોતાના અંતઃકરણને, 'હવે મારે શું કરવું' તે વિશે જાણે ખુલાસો પુછતી હોય તેમ તે સ્થિર થઇ ગઇ. આ વખતે તેના શરીરમાં ભય, કંપ, રોમાંચ વિગેરે પ્રત્યક્ષ દેખાવ દેતાં હતાં. પછી ભીમભટ બોલ્યો; "અલિ મુગ્ધે! જ્યારે તારા અંતઃકરણની વૃત્તિ તો પ્રત્યક્ષ દર્શન દે છે, તો હવે તું તે શરમને લીધે શા માટે તેને ઢાંકવાનો યત્ન કરે છે? જે વસ્તુ પોતે ખુલ્લી થઈ છે તે વસ્તુ કેમ ઢંકાઈ શકાશે? તારા અંગમાં રોમાંચો થાય છે. ને તારા સ્તનના વિસ્તારથી કમખાના સાંધાઓ ફાટફાટ થાય છે, તે કેવી રીતે ગુપ્ત રાખી શકાશે? હશે, શરમાય છે શું? આવ, આણી તરફ, આપણે બન્ને વિહાર કરીએ." આ પ્રમાણે અનેક પ્રણયનાં વચનો કહી હંસાવલીની લાજ મૂકાવી, તેની સાથે ગાંધર્વવિધિએ લગ્ન કર્યાં. પછી તે કન્યાના મુખકમળમાં, જેમ ભ્રમર, કમળની આસપાસ રસાસ્વાદ લેવાને મચ્યો રહે છે તેમ, તેનું ચુંબન કરવામાંજ તે રાત્રિ ગાળી. પ્રભાત થયું, એટલે ભીમભટે રાજકન્યાની રજા માગી, અને, 'પ્રિયે, હું રાત્રીના પાછો આવીશ,' આમ કહીને પોતાને ઘેર આવ્યો.

પ્રભાત થયું એટલે અંતઃપુરમાં કંચુકી આવ્યો. તેણે રાજકુમારી તરફ જોયું તો તેના માથાના સઘળા કેશ ચોળાઇ પિંખાઇને ચારે મેર ફેલાઈ ગયા હતા. ગાલ ઉપર દાંતના અને નખના પ્રહાર દેખાતા હતા, અને તે પોતે જાણે પ્રત્યક્ષ કામદેવના બાણોના પ્રહારનાં વ્રણોથી આકુળવ્યાકુળ થઇ ગઈ હોય તેવી જણાતી હતી. આ સર્વ ચિહ્નો રતિ સમાગમને સૂચવનારાં જોઈ, કંચુકીએ તે કન્યાના પિતાની આગળ સર્વ વાર્તા નિવેદન કીધી; એટલે રાજાએ તે વાર્તાનો

* કામદેવના પાંચ જાતના પુષ્પો, બાણ તરીકે ગણાયલા છે.

નિશ્ચય કરવા માટે રાત્રે પોતાના દૂતોને અંતઃપુરની પાસેના ભાગમાં છુપાઈ તપાસ કરવા કહ્યું. અને ભીમભટે, તે આખો દિવસ તો પોતાના મિત્રોની સાથે આનંદમાં ગાળી કાઢયો. સાયંકાળ થઇ. વળી તે અદૃશ્ય થઇ પોતાની પ્રાણવલ્લભાના અંતઃપુરમાં ગયો. જ્યારે રાજદૂતોએ જોયું કે ભીમભટ અદૃશ્યરૂપે, કોઇ દેખે નહી તેમ, અંદર દાખલ થયો છે, ત્યારે જાણ્યું કે તે કોઇ સિદ્ધ પુરૂષ હશે, ને તેથી ત્યાંથી બાહાર નિકળી આવ્યા, ને રાજાની પાસે આવીને કહ્યું: "મહારાજાધિરાજ! અમે અંતઃપુરની ચારે તરફથી બરાબર ચોકસી કરીને ચોકી કરતા હતા, છતાં તે પુરૂષ અદૃશ્ય થઇને અંદર પેઠોછે." તે સાંભળી રાજાએ હુકમ કર્યો કે, "જે મનુષ્ય, આવા મજબુત ચોકી પેહેરા છતાં કુંવરીના ભવનમાં ગયો છે, તો તે અવશ્ય કોઇ મહાત્મા હશે. માટે તેને અત્રે તેડી લાવો કે હું તેનો હેતું જાણું. તેને નમ્રતાથી આ પ્રમાણે કેહેજો: 'રાજાજી કહે છે કે તમે શા માટે મારી પાસથી ખુલ્લી રીતે કન્યાનું માંગું કર્યું નહીં? આમ ગુપ્ત રીતે આ શું કર્યું? અમને તમારા જેવો ગુણવાન જમાઇ ક્યાંથી મળે? માટે ચાલો, તમને રાજાજી બોલાવે છે." આવો સંદેશો કહીને રાજાએ દૂતોને મોકલ્યા. એટલે તે દૂતોએ, અંતઃપુરમાં કન્યાના શયનગૃહના બારણા આગળ જઈ રાજાએ કહેલો સંદેશો ભીમભટને કહ્યો. ભીમભટે જાણ્યું કે હું અંતઃપુરમાં ગુપ્ત રીતે આવું છું તેની રાજાને ભાળ મળી છે, તો હવે છુપાવામાં માલ નથી. પણ પોતે સ્વભાવે ઘણો ગંભીર હતો એટલે તેણે શયનગૃહમાંથીજ ઉત્તર આપ્યો કે, "જાઓ, તમારા રાજાને જણાવો કે હવણાં તો મધરાત્રિ છે, માટે હું આવીશ નહીં; પરંતુ કાલે સભામાં આવીને, તમને તમામ વાર્તા યથાસ્થિત નિવેદન કરીશ." રાજાના દૂતો તુરત ત્યાંથી રાજાની પાસે ગયા, ને બે હાથ જોડી બોલ્યા, "મહારાજ! તે પુરૂષે સંદેશો કહાવ્યો છે કે 'હું હવણાં આવતો નથી, કારણકે રાત્રિ અંધારી છે. કાલે સવારે સભામાં આવીને તમને સર્વ હકીકત જણાવીશ." તે સાંભળીને રાજા ગુપચુપ નિદ્રા કરી ગયો. બીજે દિવસે પ્રભાતના ભીમભટ અંતઃપુરમાંથી નિકળી પોતાના મિત્રોની પાસે ગયો, ને રાત્રિમાં જે વાત બની હતી તે પોતાના મિત્રોને જણાવી. તે સાંભળી મિત્રો ઘણાજ ખુશી થયા. પછી ભીમભટે રાજદરબારમાં જવા માટે નાહીધોઇ ઉમદા પોશાક પેહેર્યો. તેના સાત જુગારી મિત્રો પણ ઉમદા પોશાક પેહેરીને શણગારાયા. ત્યાર પછી ભીમભટ પોતાના મિત્રોને લઇ, રાજદરબારમાં, જ્યાં કચેરીમંડળ ભરીને રાજા ચંદ્રાદિત્ય બેઠો હતો, ત્યાં ગયો ને વાંકા વળી રામ રામ કરીને ઉભો રહ્યો. રાજાએ મહાતૈજસ

રાજકુમાર ભીમભટના તેજ ધૈર્ય, અને સૌંદર્યતા તરફ જોઈ તેના વિશે બહુ ઉંચો વિચાર બાંધ્યો; અને તેનો આદરસત્કાર કરી, સભામંડળમાં તેને યોગ્ય આસન ઉપર બેસાડ્યો, અને તે પછી ક્રમવાર તેના મિત્રોને પણ બેસાડ્યા, જેઓ પણ પોતપોતાને ઘટતા આસન ઉપર બેઠા. આ વખતે સઘળા સભાસદોનાં નેત્રો આ રાજકુમારની છબી નિહાળવામાંજ એકમીટના થઈ રહ્યાં હતાં, અને રાજકુમારે તેઓના નેત્રદ્વારા તેઓના મનમાં પ્રવેશ કર્યો. એક ક્ષણ સુધી તો સભામાં કશો પણ અવાજ સંભળાયો નહીં. પછી ભીમભટનો મિત્ર શંખદત્ત, તે રાજાને ઉદ્દેશી બોલ્યોઃ "મહારાજ ! રાઢા નગરના રાજા ઉગ્રભટના આ રાજકુમાર છે, એ વિદ્યામાં અગાધ છે, ને મોહિત કરવાની મંત્રવિદ્યામાં અતિ કુશળ છે. તે વિદ્યાને લીધે એમનું પરાક્રમ ઘણુંજ પ્રૌઢ છે. એમનું નામ ભીમભટ છે. આ કુમાર અહીં આપની કન્યાનું પાણિગ્રહણ કરવા માટે આવ્યા છે." તે સાંભળતાં વેંતજ રાજાને રાત્રિના બનાવનું સ્મરણ થયું, ને તેણે આ કુમાર તરફ જોયું ને નિશ્ચય કીધો કે એ મારી પુત્રીનો યોગ્યપતિ છે. એટલે રાજાએ કહ્યુંઃ "અમે ભાગ્યશાળી છીએ કે આપ જેવા અમારા સંબંધિ થવાની ઈચ્છા રાખે છે." આમ કહેતાની સાથે તેની માંગણી સ્વીકારી. પછી રાજા ચંદ્રાદિત્યે વિવાહ માટે પોતાની સંપત્તિના પ્રમાણમાં સર્વ ઠાઠમાઠ કર્યો, અને મંગળ મૂહૂર્ત જોઇ એક દિવસે પોતાની પુત્રી હંસાવલી સાથે ભીમભટનાં લગ્ન કર્યાં. અને પેહેરામણીમાં ઘણા હાથી, ઘોડા, ગામ, ગરાસ વિગેરે આપ્યું. ભીમભટ તે સર્વ વસ્તુ લઈ તે નગર વિશે હંસાવલીની તથા લક્ષ્મીની સાથે આનંદમાં રહેવા લાગ્યો. લાટ દેશનો રાજા ચંદ્રાદિત્ય અપુત્ર હતો. તેણે કેટલા દિવસ રાજ્ય કર્યું ને પોતાની વૃદ્ધાવસ્થા થયાથી, તે રાજાએ લાટ દેશનું સર્વ રાજ્ય પોતાના જમાઈને સોંપી વનમાં જઈને તપ કરવા માંડ્યું. રાજકુમાર ભીમભટ, લાટ દેશનું રાજ્ય મળ્યા પછી કૃતાર્થ થયો અને શંખદત્ત વિગેરે સાત મિત્રોની સાથે સારી રીતે રાજ્યકારભાર ચલાવવા માંડ્યો.

રાજ્ય ચલાવતાં ચલાવતાં ઘણા દિવસ વિતી ગયા. બાદ એક દિવસે ભીમભટે દૂતો મારફતે સાંભળ્યું કે પિતા ઉગ્રભટ પ્રયાગમાં જઈ મરણ પામ્યા છે, અને જ્યારે તે રાજા મરવા તૈયાર થયા ત્યારે તેણે રાઢાનગરની રાજ્યગાદી ઉપર નટીના પુત્ર, નાના રાજકુમાર સમરભટનો અભિષેક કીધો છે. આ અશુભ સમાચાર સાંભળી ભીમભટે પિતાના મરણથી મોટો શોક કરી સ્નાન કર્યું, અને તેની ઉત્તર ક્રિયા કરી. પછી એક કાગળમાં નિચે પ્રમાણે લખીને એક સંદેશાહારકને સમરભટ તરફ

મોકલ્યો. તે પત્રમાં લખ્યું કે: "અલ્યા પાતરના જણ્યા મૂર્ખ ! મજના પિતાના રાજ્યાસનપર બેસવાનો તને શો હક છે? એ રાજ્ય તો મારૂં છે, ને હું લાટાધિપતિ છું, માટે તારાથી સિંહાસનારૂઢ થવાશે નહીં !!" આ પ્રમાણે સંદેશો એક કાગળમાં લખી તે કાગળ સંદેશહારકદ્વારા પોતાનું ભુંડુ ઇચ્છનારા ભાઇ ઉપર મોકલ્યો. પેલો દૂત ત્યાંથી રવાના થયો તે રાઢાનગર ગયો ને રાજદરબારમાં કચેરી ભરી સમરભટ બેઠો હતો ત્યાં જઇ તેને તે પત્ર આપ્યો; ને જણાવ્યું કે હું ભીમભટનો દૂત છું. સમરભટ, ભીમભટના નામની મોહોર છાપવાળો, આવો અગત્યનો, પણ ઉદ્ધતાઈથી ભરેલા પત્રને વાંચી ઘણો ગુસ્સે થયો ને પ્રતિસંદેશ કહાવ્યો કે, "અલ્યા દૂતડા ! તારે તારા રાજાને કહેવું કે પૂર્વે પિતાએ તને કુપાત્ર જાણીને દેશમાંથી કાઢી મૂકયો છે. માટે તને અવિનયીને આવું મિથ્યાભિમાન ધરવું યોગ્ય નથી. શીયાળ પણ પોતાની ગુફામાં બેઠો હોય ત્યારે સિંહ સમાન થઇને રહે છે, પરંતુ જ્યારે તે સિંહ સમીપ આવે છે ત્યારે તો શિયાળજ જણાય છે." આવી રીતે કેટલુંએક બડબડી, તેજ પ્રમાણે કાગળ લખીને, સમરભટે પણ સામો પોતાના દૂતને ભીમભટ ઉપર મોકલ્યો.

તે દૂત પણ લાટ દેશમાં જઇ રાજભવનના દ્વારમાં ઉભો રહ્યો ને પ્રતિહાર મારફતે અંદર કહાવ્યું કે રાઢાનગરીથી પ્રતિદૂત આવ્યો છે, તે ભીમભટ રાજાને મળવા માંગે છે. પ્રતિહારે અંદર રાજાની આગળ આ સમાચાર જણાવ્યા કે રાજાની પરવાનગી મેળવી તે પ્રતિદૂતને સભામંડપમાં તેડી ગયો. દૂતે રાજસભામાં આવી રાજાને, સમરભટનો કાગળ આપ્યો. ભીમભટે તરત તે કાગળને ઉખેડયો ને વાચ્યો કે તેને અટ્ટાટહાસ્ય છુટયું. પછી તેણે પોતાના ભાઈના દૂતને કહ્યું: "જા, રાજદૂત, તું તારા દેશમાં, અને મારા કહેવા મુજબ તે પાતરના જણ્યાને કહે: 'કે જ્યારે તેં અશ્વ લેવા માટે મારી સાથે કલહ કર્યો હતો ત્યારે શંખદત્ત તને મારી નાખતો હતો, તે વખતે મેં તુંને બાળક અને પિતાનો પ્યારો જાણીને બચાવ્યો હતો, પણ હવે હું તારા અવિનયને સહન કરીશ નહીં. બેશક હું તને મારા તે પિતા પાસે મોકલી દઇશ કે જે તને અત્યંત ચાહે છે. પ્રિય પિતાની પાસે જવા તૈયાર થા, અને જાણુકે હું થોડા દિવસમાં તને આવી મળીશ." આ પ્રમાણે તેના દૂતને કહી તેને રજા આપી. ભીમભટ યુદ્ધયાત્રાની તૈયારી કરવા માંડયો. જ્યારે તે ચંદ્રાધિપતિ, પોતાના પૂર્ણ પ્રતાપમાં આવ્યો* ને ઉદયાચળની શીખરીરૂપ મત્તમાતંગપર આસન વાળી બેઠો, ત્યારે તેનાં દર્શન કરી

* જ્યારે ચંદ્રને આ અલંકાર લાગુ પાડવામાં આવે છે ત્યારે એનો અર્થ એવો થાય છે કે ચંદ્ર ઉદય પામ્યો.

સૈન્યરૂપ સમુદ્ર ચારે તરફથી ઉભરાઇને ઘોર ગર્જના કરવા માંડયું, યુદ્ધ માટે આવેલા અસંખ્ય રાજકુમારો, સામંતો, વગેરેથી દિશાઓ બંધ થઇ ગઈ; અસંખ્ય હાથી, ઘોડા, પાયદળ, અને રથના ભારથી પૃથ્વી ડોલવા લાગી અને આકુળવ્યાકુળ બનીને જાણે ભારથી ફાટીને તેના બે કટકા થશે, એવા ભયથી તે રડતી જણાઇ. આ વિધિએ મહાગંજાવર સેનાસહિત રાજકુમાર ભીમભટ રાઢાનગર તરફ ચાલવા માંડયો. સેનાના ચરણમાંથી ઉડેલી ધુળથી આકાશમાં સૂર્યની પ્રભા ઢંકાઇ જવાથી ચારે તરફ અંધકાર છવાઇ ગયો.

આ પ્રમાણે તે ભયંકર સેનાસહિત રાજકુમાર રાઢાનગરની પડોસમાં આવી પોહોચ્યો. જ્યાં સમરભટને તે વાર્તાની ખબર પડી એટલે તે પણ તેના ઉપર ક્રોધ કરી એકદમ પોતાની સેનાને તૈયાર કરી યુદ્ધ કરવા માટે, ભાઈની આગમચથીજ નગર બાહાર નિકળ્યો. રણસંગ્રામ શરૂ થયું. પૂર્વ તથા પશ્ચિમ સૈન્યસાગર એકઠા મળ્યા, અને બંનો પક્ષના અજીત્ય સુભટો વચ્ચે, જાણે જગત્‌નો પ્રલય કરવા માટે લડતા હોય તેમ ઘોર સંગ્રામ ચાલ્યો. સંગ્રામમમાં શૂરાઓની ચળકાટ મારતી તરવારોના પરસ્પરના—સમાઘાતથી જે અગ્નિ ઉત્પન્ન થવા લાગ્યો, તેથી કોપાયમાન થયેલા કાળના, આગળના દાંતના કટકા થતી વખતે, જેમ તેમાંથી અગ્નિ ઉત્પન્ન થઈ આકાશમાં ફેલાઇ જાય છે તેમ આ તેજસ્વી અગ્નિ આકાશમાં વ્યાપી ગયો. અને શૂરવીરને નિહાળતી અમરસુંદરીના નેણબાણ જેવા, અગ્રભાગમાં અતિ તીક્ષ્ણ વિસ્તારવાળા, અને પીછાવાળા બાણો ચોતરફ છુટવા લાગ્યાં. એક બીજા એકબીજા ઉપર પ્રાણની દરકાર કર્યા વગર તુટી પડવા લાગ્યા. સંગ્રામભૂમિ રંગભૂમિ જેવી થઇ પડી. તેનો ચંદ્રવો ધુળનો થઇ રહ્યો; તેના વાજીત્રોનું કાર્ય સૈન્યના માણસોની ચીચીયારી સારતું હતું, અને તેના નૃત્ય કરનારા તે કંપતાં ધડો હતાં. તેનો અનુપમ દેખાવ જોવા માટે આકાશચારી દેવતાઓ વિમાનમાં બેસીને આવ્યા. કેટલીએક અમરકન્યાઓ શૂરાને વરવા વરમાળાઓ લેઇ તૈયાર થઈ ઉભી હતી; અને મુંડમાલા ધારણ કરનારી મદમત્ત થયેલી કાળરાત્રિ જેવી અત્યંત મદમત્ત લોહિની નદી, જે કરંકવાહિનીનું કામ ચલાવતી હતી તે પ્રાણીઓને ધસડી જવા લાગી.

એક ક્ષણ સુધી મહાભયંકર તૂમૂળ યુદ્ધ ચાલુ રહ્યું, તેમાં મોટા હાથી જેવા શંખદત્તે, અક્ષક્ષપણકે, અને બાહુયુદ્ધમાં ઘણા નિપુણ એવા ચંડભુજ વિગેરે ઘણાજ શૂરા તથા બળવંત પુરૂષોની સાહાયતાથી ધનુષધારી ભીમભટે, શત્રુની સેનાને પાયમાલ કરી નાખી. સૈન્યનો નાશ

થયલો જોઇ, રથમાં બેઠેલો સમરભટ, પ્રચંડ કોપ કરી, એકદમ તેની સેના તરફ ધસ્યો ને મંદ્રાચળે જેમ સાગરને વલોવી નાંખ્યો હતો, તેમ તેણે રણસાગરને વલોવવા* માંડયો. હાથી ઉપર બેઠેલો ભીમભટ તેની સામા ધસ્યો અને બાણુવતી સમરભટના બાણુના કટકા કરી, તેના રથમાં જોડેલા ચાર ઘોડાને બાણોનો પ્રહાર કર્યો. તેના ઘોડા તુરત યમસદનમાં ગયા, રથના કટકા થઇ ગયા ને તે પાંઉ પ્યાદો થઈ ગયો. તુરત સમરભટ ઘણો ક્રોધ કરી, હાથમાં તોમર લઈ એકદમ ભીમભટના હાથી તરફ ધસ્યો ને ત્યાં જઈ તે હાથીના કુંભસ્થળ ઉપર વજ્રસમાન પ્રહાર કર્યો; કે તેના મારથી હાથી ચીચીયારી પાડતો ઢબ દેતોકે જમીન ઉપર પડી મરણ પામ્યો. બન્ને જણા વાહન વગરના પાળા થઇ ગયા. પછી બન્નો ક્રોધે ચઢેલા રાજાઓ, હાથમાં ઢાલ તરવાર ધારણ કરી, દ્વંદ્વયુદ્ધ કરવા લાગ્યા. ભીમભટને અદૃશ્ય વિદ્યા પ્રાપ્ત હતી એટલે તે અદૃશ્ય થઇ, સમરભટને મારી શકે તેમ હતું; તોપણ તેણે ધર્મ ઉપર નજર રાખી; કપટથી શત્રુને માર્યો નહીં. બન્ને જણાએ અસિયુદ્ધ શરૂ કર્યું, તેમાં તરવારની લઢાઇમાં કુશળ એવા ભીમભટે, લઢતાં લઢતાં એકદમ તે પાતર પુત્રનું મસ્તક છેદી નાખ્યું; ને તેને પણ સ્વર્ગમાં મોકલી દીધો.

આ પ્રમાણે ભીમભટે સમરભટને તથા તેની સઘળી સેનાનો નાશ કર્યો, ત્યારે આકાશમાં રહેલા સિદ્ધપુરૂષોએ અને ચારણોએ, ભીમભટને જય જયકારના શબ્દોથી વધાવી લીધો. ભીમભટે સંગ્રામની સમાપ્તિ કરી, અને બંદીજન અને ભાટ ચારણની સ્તુતિના શબ્દ સાંભળતાં રાઢાનગરમાં પ્રવેશ કીધો. અને, જેમ વનવાસમાં વસી, શત્રુનો સંહાર કરીને શ્રીરામચંદ્રજી પાછા અયોધ્યામાં આવ્યા ને પોતાની માતુશ્રી કૌશલ્યાને મળી તેને આનંદ ઉપજાવ્યો હતો, તેમ તેણે પણ શત્રુનો સંહાર કરી, પોતાના મિત્રો સહિત પુનઃ આવી પોતાની માતાને આનંદમાં મગ્ન કરી મૂકી. રાજાના કાર્યભારીયો અને નગરવાસિયો ઘણા ગુણવંત હતા ને તેઓ સદ્ગુણી રાજાની સારી બુઝ જાણતા હતા; તેઓએ ભીમભટને જયજયકારના શબ્દથી વધાવી લીધો. અને તે પછી વિનતિ કરી કે આપ આપના પિતાનું આસન અલંકૃત કરો. ભીમભટ તરત પોતાના પ્રૌઢ રાજ્યાસન ઉપર બિરાજમાન થયો. પોતાના પ્રત્યેક કાર્યભારીયોને અને નોકર ચાકરને સારો શિરપાવ દીધો, અને તે મંગળ પ્રસંગ નિમિત્તે મહોત્સવ કર્યો. એક શુભ દિવસે ભીમભટે પોતાના બાળમિત્ર શંખદત્તને લાટદેશના રાજ્યપર અભિષેક કર્યો. અને લાટદેશમાં, ત્યાંની સેનાથી

* તાત્પર્ય કે મંદ્રાચળવતી મથવાથી સમુદ્રમાંથી જેમ ઉત્તમ ચોદ રત્ન નિકળ્યાં તેવી આશાથી સમરભટ લડવા માંડયું.

શણગારીને વિદાય કીધો; ને અક્ષક્ષપણક વિગેરે બીજા મિત્રોને પણ ગામો બક્ષીસ કરી અનરગળ ધન આપ્યું. અને પોતે લાટ રાજાની કન્યા હંસાવલી સાથે રાઢાનગરમાં રહી પોતાના પિતાનું રાજ્ય, પોતાના તે સર્વે મિત્રો સંગે વૈભવ ભોગવતો, ચલાવવા લાગ્યો. વખત વિતતાં તેણે આખી પૃથ્વીને પોતાને તાબે કરી, અને જુદા જુદા રાજાની કન્યાનું હરણ કરી તેની સાથે અનુપમ વિલાસ ભોગવવામાં અત્યંત આસક્ત થઇ રહ્યો. તેણે પોતાના રાજ્યનો કાર્યભાર કાર્યભારી ઉપર નાખી દિધો અને રાત્રિ દિવસ મદિરાપાન આદિ બીજા દુર્ગણુથી વિટાઇ વળી અં-તઃપુરમાં રાણીયોની સાથે વિહાર કરવા લાગ્યો; અને તે એટલો બધો તો વિલાસી થઈ ગયો કે કોઈ દિવસ પણ રણુવાસમાંથી બાહાર નિકળવુંજ બંધ રાખ્યું.

આવી રીતે ઘણા દિવસો વિતી ગયા. એક વખતે જાણે પૂર્વ જન્મમાં શંકરે જે આજ્ઞા કરી હતી તે સમય નજીક આવ્યો હોય તેમ ઉત્તંક નામના એક પ્રતાપિમુનિ, દૈવેચ્છાથી તે રાજાને જોવા માટે પધાર્યા. તેઓ રાજભવનના બારણામાં આવીને ઉભા રહ્યા ને માણસોને કહ્યુ કે રાજાને ખબર કરો, કે માણસોએ અંદર જઇ જનાનામાં રહેલા રાજાને તે ઋષિનું આવવું જણાવ્યું, પરંતુ રાજા પોતે સ્ત્રીના પ્રેમમાં, ઐશ્વર્યના મદમાં ને મદ્યપાનમાં એવો આંધળો થઇ ગયો હતો કે તેને લીધે તેણે કંઇ પણ સાંભળ્યુંજ નહીં. મુનિ ઘણી વાર સુધી દ્વારમાં ઉભા રહ્યા, તોપણ તેને અંદર આવવાની રજા મળી નહીં એટલે તેઓ કોપ્યા ને રાજાને આ પ્રમાણે શાપ દીધોઃ "એ મદમત્તથી અંધત્વ પામેલા મનુષ્ય! તારા સિંહાસનપરથી તું પતિત થા, ને જંગલી મદાંધ હાથીના પદને પામ." તે વાર્તા રાજાએ, મદ્ય-મદની કેફમાંથી મુક્ત થયા પછી પોતાના માણસો મારફતે સાંભળી કે, તરત મદરહિત થઇ ગયો ને ભયથી એકદમ બા-હાર આવી, મુનિના ચરણમાં પ્રણામ કરી, દીન વચનોવડે મુનિને શાંત કરવા લાગ્યો. તે મહામુનિ શાંત થયા ને તેને પાછી ઘણી દયા ઉપજી તેથી બોલ્યાઃ "રાજા! તું હાથી તો થશેજ, તેમાં જરા પણ ફેર પડવાનો નથી; પરંતુ જ્યારે મૃગાંકદત્ત રાજકુમારનો મંત્રી પ્રચંડશક્તિ, નાગરાજના શાપથી પોતાના રાજકુમારથી જુદો પડી જશે અને આંધળો થઇને આમ તેમ ફરતો ફરતો તારે ઘેર અતિથિ તરીકે આવી રેહેશે ત્યારે, તું તેની પરોણા ચાકરી કરી તેને પોતાનું વૃત્તાંત કહી બતાવજે, ને ત્યારે તારો આ શાપમાંથી છુટકો થશે; અને પછી શંકરે કહેલી ગંધર્વજાતિમાં તારો જન્મ થશે; અને તારો અતિથી પણ તેજ વખતે દેખતો થશે." આ પ્રમાણે કહી મુનિ ઉત્તંક જેમ આવ્યા હતા તેમ પોતાને આશ્રમે

ચાલ્યા ગયા; ને **ભીમ**ભટ પણ પોતાના રાજ્યાસનપરથી પડયો ને જંગલી વનમાં હાથી થઇ જન્મ્યો.

"હે મિત્ર! તું જાણ કે તે **ભીમ**ભટ હું પોતે છું. અને જે **પ્રચં**ડશક્તિનું મને કહ્યું હતું તે તું છે. હું જાણું છું કે હવે મારા શાપનો અંત આવ્યો છે." આ પ્રમાણે ભીમભટ હાથી, પોતાનું ચરિત્ર તેને પૂર્ણ સંભળાવી રહ્યો કે તરત તે હાથી ટળીને ગંધર્વ થઇ ગયો; અને **પ્રચં**ડશક્તિને પણ આંખો આવી ને તે દેખતો થયો. ને જુવે તો હાથી મટી એક તૈજસ્વી ગંધર્વને ઉભેલો દીઠો. અને એ અરસામાં બીજા મંત્રી સહિત, લતાની ઘટામાં છુપાઇ રહીને સમયવેત્તા **મૃ**ગાંકદત્તે આ સર્વ વાર્તા સાંભળી, તેની પૂર્ણ ખાતરી થઇ કે આ તો આપણો મંત્રી **પ્ર**ચંડશક્તિ છે એટલે તે એકદમ દોડીને પોતાના મંત્રિ **પ્ર**ચંડશક્તિની કોટે વળગી પડયો. **પ્ર**ચંડશક્તિ પણ ઓચિંતો પોતાના મિત્રને આવ્યો જોઇ એકદમ જાણે અમૃતના વર્ષાદમાં તરબોલ થઇ ગયો હોય તેમ તેનું શરીર શીતળતાને પામ્યું અને રાજાના ચરણમાં પ્રણામ કરીને તે પણ તેને ભેટી પડ્યો. બન્ને જણા ઘણા દિવસથી વિખુટા પડયા હતા માટે ઘણી વાર સુધી એક બીજાને ભેટી અત્યંત શોકાતુર થઇ, બહુજ રડયા. તેઓને ગંધર્વ થયેલા **ભીમ**ભટે ધીરજ આપી છાના રાખ્યા. પછી **મૃ**ગાંકદત્ત તે ગંધર્વને પ્રણામ કરીને બોલ્યો; "હે ગંધર્વરાજ! આ અમારો મિત્ર અમને મળ્યો ને તમારી કૃપાથી તેને પુનઃ નેત્ર આવ્યાં એ આપનો પ્રતાપ અદ્ભુત છે, માટે હું તમને નમસ્કાર કરૂં છું." જ્યારે ગંધર્વે રાજકુમારનું આ પ્રમાણે બોલવું સાંભળ્યું ત્યારે કહ્યું: "થોડા વખતમાં જે મંત્રિયો મળ્યા નથી તે સઘળા તમને આવી મળશે; અને શશાંકવતી તમારી પત્નિ પણ થશે, અને તમે આ પૃથ્વી ઉપર ચક્રવર્તી રાજા પણ થશો. માટે તમારે કોઈ કામમાં ધૈર્ય તજવું નહીં. પણ સતેજ બનીને સર્વ કામ કર્યા જવું. તમારો સર્વત્ર વિજય છે. હવે, હે મહાભાગ! હું જાઉં છું, પણ જયારે તમે મારૂં સ્મરણ કરશો ત્યારે હું તમારી સમક્ષ આવીશ." જયારે તે હાથિના દેહમાંથી મુક્ત થયેલા અનુપમ ગંધર્વરાજે આ પ્રમાણે **ભીમ**ભટને કહી પોતાની મિત્રતા પ્રગટ કરી, તે પછી મનોહર હાર ને બાજુબંધના ઝણઝણાટથી દિશાના મુખને ગજાવી મૂકતો થકો, તે એકદમ આકાશમાં ઉડી ગયો. તે પછી **મૃ**ગાંકદત્ત પણ પોતાના મંત્રિયો સહિત પ્રચંડશક્તિને મળી ઘણોજ ખુશી થયો અને તે મંત્રિયોની સાથે તે વન વિશે તે દિવસ આનંદમાં ગુજાર્યો.

## તરંગ ૮ મો.

## મૃગાંકદત્ત અને શશાંકવતિની કથા (ચાલુ.)

નૃત્ય કરતી વખતે પોતાની શુંડના પ્રહારથી, આકાશમાંથી પુષ્પની વૃષ્ટિ માફક, તારાઓનો વરસાદ વરસાવે છે, તેવા વિઘ્નનાયક ગણપતિનો જયજયકાર હો!

મૃગાંકદત્તે મંત્રિ મિત્રોની સાથે તે વનમાં આખી રાત્રિ ગાળી, બીજે દિવસે પ્રભાત થયું, એટલે પોતે, પ્રચંડશક્તિ જેમાં મુખ્ય છે, એવા મંત્રિયોની સાથે, શશાંકવતિને પરણવા માટે, જે મિત્રો હજુ સુધી આવ્યા નહતા તેઓની રસ્તામાં શોધ કરતો કરતો ઉજ્જયનિ નગરી તરફ ચાલ્યો. માર્ગે ચાલતાં ચાલતાં તેણે, કોઇક કરાળમુખા વિકૃતવેષધારીના અંગપર બેસીને આકાશમાંથી વિક્રમકેસરીને જતાં દીઠો. ત્યાં મૃગાંકદત્તે પોતાની સાથે રહેલા મંત્રિયોને, આંગળી કરીને આશ્ચર્ય થઈ ને બતાવે છે કે 'જુઓ, કોઇએક પુરૂષ, માણુસ ઉપર ચઢીને આકાશમાં જાય છે.' તેટલામાં તો વિક્રમકેશરી આકાશમાંથી નિચે ઉતર્યો ને તે પુરૂષની કાંધ ઉપરથી નિચે ઉતરી, મૃગાંકદત્તના ચરણમાં, જળથી ભરેલાં નેત્ર આવીને સાષ્ટાંગ પ્રણામ કર્યા. મૃગાંકદત્ત, વિક્રમકેશરીને જોઈ ઘણો આનંદ પામ્યો ને તેણે પણ દ્રઢાલિંગન કર્યું. ત્યાર પછી એક પછી એક સર્વે મંત્રીયો તેને મળ્યા. પછી વિક્રમકેશરીયે પોતાના પેલા વિરૂપા સેવકને કહ્યું કે, 'હવે તું જા, હું જ્યારે તારૂં સ્મરણ કરૂં ત્યારે તું હાજર થજે.' તે સાંભળી પેલો વિકરાળમુખો વિકૃત પુરૂષ પોતાના સ્વામીને પ્રણામ કરી ચાલતો થયો; ને સર્વે મિત્રો એકઠા મળીને ત્યાં વનમાં બેઠા. પછી મૃગાંકદત્તે ઘણું આશ્ચર્ય પામી, તે વનમાં, વિક્રમકેશરીને પુછ્યું "ભાઇ, તું આટલા દિવસ ક્યાં રહ્યો હતો? તે વૃત્તાંત મને કહી બતાવ." એટલે વિક્રમકેશરી બોલ્યો.

### વિક્રમકેશરી મંત્રીનું ચરિત્ર.

હું નાગનો શાપ થયા પછી આપનાથી જુદો પડ્યો; ત્યાર પછી હું બહુ દિવસપર્યંત વનમાં તમારી શોધ કરવા લાગ્યો; પરંતુ તમારા કોઇનો ક્યાંઇપણ પત્તો મળ્યો નહીં. હું વિચાર કરવા લાગ્યો; કે, મારા મિત્રને ઉજ્જયનિમાં તો જવાનુંજ છે, તો હું પણ ઉજ્જયનિમાં જઇ તેને મળું. આવો નિશ્ચય કર્યા પછી હું ઉજ્જયનિ નગરીમાં જવા માટે નિકળ્યો. જતાં જતાં તે ઉજ્જયનિની પડોસમાં આવેલા એક બ્રહ્મસ્થલ નામના ગામમાં

જઇ પહોચ્યો. આ ગામના પાદરમાં એક તળાવ હતું. તેના કાંઠા ઉપરના એક વૃક્ષ નિચે વિસામો ખાવા માટે હું બેઠો. એવામાં તે વૃક્ષ નિચેજ સર્પ કરડયો હતો તેની પીડાથી પીડિત થતો એક વૃદ્ધ બ્રાહ્મણ મારી પાસે આવ્યો અને કહેવા લાગ્યો: "એકદમ ઉઠ, ઉઠ, અહીંયાથી મારા બેટા! જો આહીં બેસીશ તો તને પણ સર્પ કરડશે અને જેવા મારા હાલ થયા છે તેવાજ તારા પણ હાલ થશે. આ વાવમાં એક મોટો ઝેરી સર્પ રહે છે, તે મને કરડ્યો છે તેથી હું ઘણોજ પીડા પામુંછું. હવે મારાથી તે દુઃખ સહન થતું નથી માટે હું આ વાવમાં પડીને મારા પ્રાણત્યાગ કરવા માટે તૈયાર થયોછું." તે સાંભળી મને દયા આવી, ને હું ઝેર ઉતારવાની વિદ્યા જાણતો હતો તેથી મેં તેને દેહત્યાગ કરતાં વારી મંત્રવિદ્યાના પ્રભાવથી તે બ્રાહ્મણના શરીરમાંથી ઝેર ઉતારી નાખ્યું, અને બ્રાહ્મણને સારો કર્યો.

પછી તે બ્રાહ્મણે અતિઉત્કંઠાથી, પણ બહુજ આદરથી મારૂં વૃત્તાંત જાણવા માટે મને જણાવ્યું. ત્યારે મેં તેને સર્વ ચરિત્ર યથાસ્થિત કહ્યું. તે વૃત્તાંત સાંભળી તે ઘણોજ પ્રસન્ન થઇને કહેવા લાગ્યો: "હે વીર! તેં મારા આજ પ્રાણ બચાવ્યા છે, તો તું મારી પાસેથી વૈતાળની સાધનાનો આ મંત્ર લે. આ મંત્ર મને મારા પિતાની પાસેથી મળ્યો છે. જે પુરૂષો મહાપરાક્રમી હોય છે તેઓને આ મંત્ર સર્વ કાર્યમાં સિદ્ધિ આપનારો થઇ પડે છે. મારા જેવા નપુંસક પુરૂષોને આ મંત્ર કંઈજ ફળદાયક નથી. કારણ કે મારા જેવા તો હંમેશાં પરાક્રમરહિત હોય છે, માટે મારાથી કંઇ પણ સાધન થઇ શકતું નથી." આ પ્રમાણે તે બ્રાહ્મણે મને કહ્યું એટલે મેં તે બ્રાહ્મણને પ્રત્યુત્તર આપ્યો: "ભાઈ! મારા મિત્ર મૃગાંકદત્તથી વિખુટા થયા પછી હવે હું તારા વૈતાળને શું કરૂં?" તે સાંભળી તે બ્રાહ્મણને પુષ્કળ હસવું આવ્યું. અને તેણે મને કહ્યું, "અલ્યા તું તો કોઈ બડો ગમાર જણાય છે! તને એટલી શું પણ ખબર નથી કે વૈતાળથી માણસો સર્વ ઇષ્ટ વસ્તુ સંપાદન કરી શકે છે? શું પૂર્વે ત્રિવિક્રમસેન રાજાએ વૈતાળની કૃપાની વિદ્યાધરનું ઐશ્વર્યપદ પ્રાપ્ત કર્યું હતું તે તને શું ખબર નથી? ચાલ તેની કથા તને કહી સંભળાવું, એટલે તારા મનમાં ખાતરી થશે."

## वैताळ पंचविशी.*

### ત્રિવિક્રમસેન રાજાની કથા.

પૂર્વે ગોદાવરી નદીના કિનારા ઉપર પ્રતિષ્ઠાન નામનો એક દેશ

* વૈતાળ પંચવિશીનો ગ્રંથ એટલો બધો તો જગવિખ્યાત છે કે એના સંબંધમાં કંઈ પણ વિવેચન કરવાની આવશ્યકતા જણાતી નથી. એના ઘણી

હતો. તે નગરમાં પૂર્વે વિક્રમસેન રાજાનો પુત્ર ત્રિવિક્રમસેન નામનો એક રાજા રાજ્ય કરતો હતો. આ રાજા ઇંદ્ર જેવો પરાક્રમી અને પ્રખ્યાત કીર્તિવાળો હતો. ક્ષાંતિશીલ નામનો એક સાધુ હંમેશાં રાજસભામાં બેઠેલા આ ત્રિવિક્રમસેન રાજાની પાસે આવતો અને તે રાજાને ભેટ તરીકે એક ફળ અર્પણ કરતો હતો. અને દરરોજ રાજા તત્ક્ષણે તે ફળ ઉપાડી પોતાની પાસે બેઠેલા કોશાધ્યક્ષના હાથમાં આપતો હતો; પણ તેમાં શું છે, ને તે શા માટે આપે છે, તે વિશે કંઇપણ પુછપડછ કરતો નહીં. આ પ્રમાણે દશ વર્ષ સુધી તે જતિયે રાજાને ફળની ભેટ આપી. પણ એક દિવસે તે જતિ ત્રિવિક્રમ રાજાના સભામંડપમાં ગયો ને રાજાની આગળ ફળ મૂકીને વિદાય થયો. તેટલામાં દૈવયોગે એક પાળેલું વાનરૂં, પોતાના રખેવાળોની પાસેથી છુટીને આ સભામાં આવ્યું; એટલે રાજાએ તે વાનરાને તે ફળ ખાવા માટે આપ્યું. જ્યારે તે વાનરે ફળ લઇને ખાવા માટે તેના બે કટકા કર્યા, ત્યારે તેમાંથી એક રત્ન નિકળ્યું. આ રત્ન ઊંચી જાતનું ને અણમોલ હતું. રાજાએ તે રત્નને જોઇ, તેને ઉપાડી લીધું અને કોશાધ્યક્ષને આ પ્રમાણે પુછ્યું, "મને તે સાધુ જે જે ફળો ભેટ આપતો હતો તે સઘળાં ફળો મેં તારા હાથમાં સોપ્યાં છે, માટે તે ફળો તેં કયાં મૂકયાં છે, તે કહે?" જ્યારે તે કોશાધ્યક્ષને આ પ્રમાણે પુછ્યું ત્યારે તે ગભરાયો ને વિનતિ કરવા લાગ્યો: "મહારાજ, મેં પણ તે ફળોને ભાંગ્યા વગરજ, બારીમાંથી ખજાનામાં નાખી દીધાં છે. જો આપની આજ્ઞા હોય તો હું ખજાનો ઉઘાડીને તેની તપાસ કરૂં." જ્યારે કોશાધ્યક્ષે આ પ્રમાણે કહ્યું, ત્યારે રાજાએ તેમ કરવાની આજ્ઞા આપી. તે તરત ઉઠયો. એક ક્ષણમાં તેણે ભંડારમાં જઇ જોયું તો ફળ માત્ર તો ફાટી ગએલાં તેના જોવામાં આવ્યાં પણ રત્નો ઝળઝળાટ કરતાં

---

ભાષામાં ભાષાંતર થયાં છે—તેમાં અનુકરણ થયાં છે, માત્ર નામઠામ કેટલાકમાં ફેરફાર છે ખરાં, ને ત્રિવિક્રમસેનને બદલે જગવિખ્યાત પરાર્થે પરમાર્થમાં મહાત્મા એવા વિક્રમાદિત્યને નામે એ ગ્રંથ લખાયો છે. મંગોલિયન ભાષામાં આની મતલબ સમાવીને એક ગ્રંથ થયો છે. "સિદ્ધિકરની કથાઓ." એ નામે એક ગ્રંથ યૂરોપમાં ૧૮૬૬ માં લીપઝીકમાં છપાયો હતો, તે પણ આજ ગ્રંથ છે. સંસ્કૃતમાં કથાર્ણવમાં, તથા એક બીજા ગ્રંથમાં એનાં અનુકરણો થયાં છે. તામિલમાં એક, તલૈંગુમાં બે, મરાઠીમાં એક, હિંદીમાં સર્વોત્તમ એક, ને હિંદીપરથી બેંગાલીમાં એક, કેનરીમાં એક, ને ગુજરાતીમાં મડાપચીસીને નામે કવિ સામળે આ વાર્તાઓ લખી છે. એક પારસીએ મરેઠીપરથી અશુદ્ધ ભાષામાં ગૂજરાતી ગદ્યમાં વૈતાળપચ્ચિસી લખી છે. હિંદીમાંથી અંગ્રેજીમાં વેલીંગટન સાહેબે ભાષાંતર કીધું છે.

પડયાં હતાં. તે જોઇ તરત રાજાની પાસે આવીને તે બોલ્યો; "મહારાજ! ફળ તો ભાગીને શુકાઈ ગયાં છે; પણ રત્નો ઝગારા કરતાં પડ્યાં છે."

રાજા તે કોશાધ્યક્ષના પ્રમાણિકપણા ઉપર પ્રસન્ન થયો ને તે સઘળાં રત્નો તેને ભેટ આપ્યાં; અને પછી સભા વિસર્જન કરી. બીજે દિવસે વળી સભા ભરાઇ ને તેમાં મોટા મોટા સુભટો સામંતો, ને મંત્રિયો આવ્યા હતા, તેમ નિયમ પ્રમાણે જતિ પણ આવ્યો. તેણે આવી રાજાને ફળ ભેટ કર્યું ને પછી પોતાની જગ્યા ઉપર જઇને બેઠો. ત્યારે રાજાએ તેને પુછ્યું: "એ જતિ મહારાજ! તમે દરરોજ મને મોટી અણમોલ ભેટ શા માટે આપો છો? તમે મને આ ભેટ શા માટે આપો છો તેનો જયાંસુધી ખુલાસો કરશો નહીં ત્યાં સુધી હવે હું તમારી ભેટ લઇશ નહીં." આ પ્રમાણે રાજાએ કહ્યું એટલે તે જતિએ રાજાને એકાંતમાં તેડી જઇને તેનું કારણ જણાવ્યું: "મહારાજ! મારી પાસે વીરવૈતાળને સાધવાનો મંત્ર છે, પરંતુ તેમાં એક શૂરવીર પુરૂષની જરૂર પડે છે- તો હે વીરેંદ્ર! હું તે કાર્યમાં તમારી સહાયતા માંગું છું." જયારે રાજાએ તેનું તે કહેવું સાંભળ્યું ત્યારે તુરતજ તે કાર્યમાં સહાયતા કરવાનું વચન આપ્યું. એટલે તે જતિ ઘણોજ પ્રસન્ન થઇને પુનઃ તે રાજા પ્રત્યે બોલ્યો: "જો આપની મને સહાયતા આપવાની સંપૂર્ણ ઇચ્છા છે તો હવે આપ આવતી કાળી ચૌદશને દહાડે, આપણા નગરના મહાશ્મશાનમાં એક વડ છે તેની નિચે હું તમારી વાટ જોઇને બેસીશ, ત્યાં તમારે પધારવું." ત્રિવિક્રમ રાજાએ ઉત્તર આપ્યો-"બહુ સારૂં, બેશક ત્યાં હું તમારી પાસે આવીશ." તે સાંભળીને ક્ષાંતિશીલ ગોરજી ઘણોજ ખુશી થતો પોતાને ઉપાસરે આવ્યો.

હવે જ્યારે કાળીચૌદશ આવી ત્યારે, મહાપરાક્રમી ત્રિવિક્રમ રાજાને, તે જતીને જે વચન આપ્યું હતું તેનું સ્મરણ થયું. રાત્રિ પડી, એટલે રાજા ત્રિવિક્રમે કાળાં વસ્ત્ર પેહેર્યાં, ને માથે તમામ પુષ્પનો મુગટ ધારણ કર્યો, હાથમાં તરવાર લીધી ને કોઈ જાણે નહીં તેમ મહેલમાંથી ગૂપચૂપ બહાર નિકળીને શ્મશાન તરફ ગયો. થોડી વારમાં તે સ્મશાન ભૂમિમાં આવી પહોંચ્યો. આ વખતે ભયંકર તથા ઘોર અંધારી રાત્રી ઝમઝમાટ કરી રહી હતી. આખું સ્મશાન શ્યામરંગનું દેખાતું હતું. કોઇ કોઇ ઠેકાણે ચિતાઓ બળતી હતી તેના અગ્નિની જ્વાળા ભયંકર નેત્ર સમાન દારૂણ દેખાવ આપતી હતી. ચારે તરફ માણસોનાં હાડકાં ને ખોપરીઓ ઠામઠામ પડ્યાં હતાં; તેથી ભય વ્યાપતો હતો. વૈતાળ અને ભૂત, માંસનું ભોજન મળવાથી રાજી થઇ તાળીઓ પાડી રહ્યાં હતાં, કોઈ કોઈ સ્થળે હવામાં ભૂતના ભડકા થઇ રહ્યા હતા. આ રીતે કાળભૈરવના બીજારૂપ જેવું ગંભીર અને

ભયંકર તે શ્મશાન દેખાતું હતું. અને શિયાળીયાંના મોટા શબ્દો ચોમેર થઇ રહ્યા હતા. આ સર્વ જોઈ રાજા ત્રિવિક્રમસેન ગભરાયો નહીં, પણ તેને વધારે હીમત આવી. તે એકદમ આગળ ગયો ને સિદ્ધવડને શોધી કાઢયો. પેલો ગોરજી, વડવૃક્ષ નિચે એક મંડળના ન્યાસ ધ્યાનમાં રોકાયો હતો તેની પાસે જઇને રાજા બોલ્યો: "હે ગોરજી મહારાજ! હું આપની પાસે હાજર થયો છું. જે હુકમ હોય તે ફરમાવો, એટલે તે બજાવું." જ્યારે તે ગોરજીએ તેનાં આવાં વચન સાંભળ્યાં ત્યારે તે ઘણોજ પ્રસન્ન થયો ને રાજાને કહેવા લાગ્યો-"રાજાજી, તમે જો મારા ઉપર કૃપા કરવા-નીજ ઇચ્છા રાખતા હો ને મારૂં કાર્ય પાર પાડવાનીજ ઇચ્છા ધરાવતા હો તો, અહીંથી દક્ષિણ દિશામાં, થોડે દૂર એક અશોકવૃક્ષ છે ત્યાં જાઓ. અને તે વૃક્ષમાં એક મુડદુ, ઉંધે મસ્તકે લટકે છે, તેને અહીં લઈ આવો; અને મને મારા કાર્યમાં સહાય કરો, હે વીરેંદ્ર!" રાજા ત્રિવિક્રમ પોતે શૂરવીર હતો અને સત્ય પ્રતિ-જ્ઞાવાળો હતો; એટલે જેવું તે ગોરજીનું આ કહેવું સાંભળ્યું કે તુરત કહ્યું-"હું તે કાર્ય કરીશ!" અને તેમ કહી તુરત દક્ષિણ દિશા તરફ ચાલ્યો. એક ચિતા બળતી હતી તેમાંથી તેણે સળગતું ઉબાડીયું ઉપાડી લીધું ને તેના અજવાળે જતો હતો તે મહાકષ્ટે અશોકવૃક્ષ પાસે જઇ પોહોચ્યો. તે વૃક્ષ, ચિતાના ધુમાડાથી બળીને કાળું થઇ ગયું હતું, અને તેમાંથી બળતાં માંસની ગંધ આવતી હતી. તે વૃક્ષ જાણે સાક્ષાત્ ભૂતાવળનું ઘર હોય તેવુંજ જણાતું હતું. તે વૃક્ષની એક શાખાપર અદ્ધર લટકતું એક શબ જોયું, તે જાણે કોઇ રાક્ષસની સ્કંધપર બેઠેલું હોય તેવું જણાતું હતું. ત્રિવિક્રમસેન ઝડપથી તે વૃક્ષ ઉપર ચઢયો અને જે દોરીથી મુડદાને લટકાવવામાં આવ્યું હતું તે દોરીના કટકા કરી જમીન ઉપર તેને તોડી પાડયું. પડતાંનીજ સાથે તે શબે, જાણે તેને મહાપીડાથઈ હોય તેમ તે ચીસ પાડી ઉઠયું. ભયંકર બરાડ પાડવાથી રાજાના મનમાં શંકા થઇ કે આ સાવ મરી ગયું નથી, પણ તેમાં હજુ જીવ છે. તેથી પોતે વૃક્ષ ઉપરથી નિચે ઉતરી, તેના શરીરને પંપાળવા લાગ્યો કે જેથી તેને શાંતિ વળે. પરંતુ તે જોઇને તો ઉલટું તે મુડદું ખડખડાટ હસવા લાગ્યું. ત્યારે રાજાએ જાણ્યું કે આ મુડદામાં વૈતાળે વાસ કર્યો છે, માટે તેણે જરા પણ ભય વગર, દૃઢતાથી તે મુડદાને પુછ્યું-"તું કેમ હસ્યું? ચાલ આપણે બન્ને જણા અહીંથી બીજે ઠેકાણે જઈએ." આમ જ્યાં ત્રિવિ-ક્રમસેન કહે છે એવામાં તો તે વૈતાળવાળું મુડદુ, એકદમ જમીન ઉપરથી ઉડીને વળી તે ઝાડની શાખામાં લટકી ગયું. વળી રાજા વૃક્ષ ઉપર ચઢયો, ને તે મુડદાને જમીન ઉપર તોડી પાડયું. કારણ કે, વીર પુરૂષોનું હૃદયરત્ન, વજ્રથી પણ ભેદાતું નથી, ત્યારે આવી સાધારણ બાબતમાં તે શા માટે ડરે? પછી રાજા નિચે ઉતર્યો ને તે મુડદાને પોતાની ખાંધપર લઈ

મુંગો મુંગો ચાલવા લાગ્યો. અને આ રીતે તે ચાલે છે ત્યાં તેના ખભાપર રહેલા પેલા શબમાં ભરાયલા વૈતાળે તેને કહ્યું: "અલ્યા રાજા! હું તને માર્ગમાં આનંદ થાય તે માટે એક વાર્તા કહી બતાવું છું તે સાંભળ."

## પદ્માવતિની કથા (પ્રથમ વૈતાળ.)

વારાણસી નામની એક નગરી છે; તેમાં શંકર નિવાસ કરીને રહ્યા છે. પુણ્યજનો જેમાં વસે છે એવી કૈલાસભૂમિની પેઠે અહીંઆ પણ પુણ્યશાળી લોકો વસે છે. અગાધ જળવાળી ગંગાનદી હંમેશાં આ નગરીની સમીપમાં વહે છે, તે કાશીનગરીની કંઠમાળા જેવી શોભે છે. તે નગરીમાં પૂર્વે પ્રતાપમુકુટ નામનો એક રાજા રાજ્ય કરતો હતો. તેણે પોતાના પ્રતાપરૂપ અગ્નિથી શત્રુ પક્ષના વનને બાળીને ભસ્મ કરી મૂક્યું હતું. તેને વજ્રમુકુટ નામનો એક કુમાર હતો. તેણે રૂપમાં કંદર્પના દર્પનો ભંગ કીધો અને પરાક્રમમાં શત્રુજનની પ્રતિષ્ટાનું નાક કાપી નાંખ્યું હતું. આ રાજકુમારનો એક મિત્ર હતો, જે પ્રધાનપુત્ર હતો; ને તેનું નામ બુદ્ધિશરીર હતું તે મહા બુદ્ધિશાળી તથા રાજાને પ્રાણ કરતાં પણ વિશેષ પ્યારો હતો.

એક દિવસ રાજકુમાર પોતાના મિત્રની સાથે મૃગયા ખેલવા માટે વનમાં ગયો. ત્યાં રાજકુમાર માર્ગમાં શૌર્ય લક્ષ્મીના ચમર જેવી કેસવાળીવાળાં સિંહોનાં મસ્તકોને છેદતો તથા બીજા પ્રાણીયોના પ્રાણ હરણ કરતો મૃગયામાં તલ્લીન થઇ, ઘણે દૂર એક મોટા વનમાં આવી ચઢ્યો તે વનમાં કોયલો બંદિજન પેરે ટહુકા કરી રહી હતી, ને ઝાડનાઝુંડની ટોંચપરના કુસુમ ગુચ્છો ડોલી રહ્યા હતા, તે જાણે અતિથીપર ચમ્મર કરતા હોય તેવું તે વન શોભતું હતું. ત્યાં તેણે ને મંત્રિપુત્રે સ્વચ્છ તથા શીતળજળથી ભરપૂર એક સરોવર જોયું. તે જાણે એક સાગર કે જે ભાતભાતના કમળોનું* જન્મસ્થાન હોય તેવું દીપતું હતું. રાજકુમાર અને મંત્રિપુત્ર આ તળાવની શોભા જ્યાં નિહાળે છે તેટલામાં એક દિવ્ય કન્યા,પોતાની સખીયો સાથે તે તળાવમાં સ્નાનાર્થે આવી તે કન્યા પોતાની લાવણ્ય ધારાવડે જાણે તળાવને પુરી દેતી હોય, નેત્રપાતથી જાણે નવા શ્યામકમળના વનને સરજતી હોય, ચંદ્રમા કરતાં અધિક શોભાયમાન મુખવડે જાણે કમળોનો તિરસ્કાર કરતી હોય, તેવી રાજકન્યા, જેણે સફેત રંગના કમળને લજ્જાસ્પદ કીધા છે તેણે, તેજ વખતે રાજકુમારને પોતાના

---

* અત્રે શ્લેષ છે. કમળ એટલે કમળ ફુલ ને કમળ એટલે લક્ષ્મિ. સાગરમાંથી લક્ષ્મિનો જન્મ છે, તેમજ અત્રે લક્ષ્મિરૂપ કમળો જન્મેલાં છે.

સૌંદર્યનાં દર્શન કરાવી, તેના મનને હરી લીધું. અને તેજ પ્રમાણે તરુણ રાજકુમારે પણ, તે કન્યાના મનને એક તિક્ષ્ણ નેણબાણ મારી એવું તો મોહિત કરી મૂકયું કે તે બાળાએ, પોતાને શોભા આપનારી લજ્જા અને પોતાના અલંકાર તરફ જરાપણ જોયું નહીં. તે વિકળ વિહ્વળ જેવી બની ગઈ. રાજકુમાર વજ્રમુકુટ તે કન્યા તરફ જોઈને મંત્રિ પુત્રની સાથે આશ્ચર્યમાં ગરકાવ થઇ વિચાર કરવા લાગ્યો કે 'એ કોની કન્યા હશે?' એટલે તે કન્યાએ શણગારની ઇસારતથી પોતાનો દેશ ને પોતાનું ઠામ વિગેરે નિચે પ્રમાણે તેને સમજાવ્યું. તેણે પુષ્પના શેખરમાંથી (મુકુટમાંથી) એક કમળ કાઢી પોતાના કાનમાં પેહેર્યું; અને પોતાના અલંકારમાંથી દંતપત્ર લઇને, ઘણી વાર સુધી દાંતને સાફ કર્યા. પછી એક બીજા કમળને લઇ મસ્તક ઉપર મૂક્યું, અને સાભિપ્રાય પોતાનો હાથ હૃદય ઉપર મૂક્યો. તે વખતે રાજકુમાર તેની સંજ્ઞામાં જરાપણ સમજ્યો નહીં; પણ તેનો ચતુર મિત્ર મંત્રીપુત્ર, તે સંજ્ઞાથી સઘળું સમજી ગયો. પછી થોડીવારમાં તે કન્યા પોતાના પરિજન સહીત ત્યાંથી ચાલી ગઈ અને જેવી તે ઘેર પહોચી કે તુરત એક છત્રપલંગપર જતાવારને સુતી, પણ તેનું મન તો રાજકુમારને જે સંજ્ઞા કરી હતી તેના સંબંધમાં વિચાર કરતુંજ રહ્યું.

પેલો રાજકુમાર પણ, વિદ્યા વિસરી ગયેલા વિદ્યાધરની માફક, પોતાની નગરીમાં જઇ વિરહાવસ્થામાં આવી દુર્દશાને પામ્યો. એક દિવસે તેના મિત્ર, મંત્રિપુત્રે તેની પાસે આવીને એકાંતમાં તેને પુછ્યું, "બોલો ભાઇ! તમે આમ ઉદાસ કેમ થઇ ગયા છો? તે મને તો જણાવો. તમારા મુખ ઉપર ખેદનું વાદળ કાં છાઇ રહ્યું છે?" તે હું જોઇ શકતો નથી. ત્યારે તેણે પીડાથી દુ:ખી થતાં હૃદયે વિરહાવસ્થા કહી બતાવી. મંત્રિપુત્રે તેને ધૈર્ય આપ્યું ને કહ્યું કે, "એ ફીકર તમે તજો, હું તમને સુંદરી મેળવી આપીશ." એટલે રાજકુમાર અધીરાઈથી બોલ્યો, "ભાઇ! મને હવે વાર્તા કહેતાં પણ ઠીક લાગતું નથી, કારણ કે ગઇ કાલે સરોવર ઉપર જે કન્યાને દીઠી હતી તેનો વિરહ મારાથી સહન થતો નથી; મને તેને મળવાની ઘણી ઉત્કંઠા થાય છે, પણ તેનું નામ, ઠામ અને વંશની મને ખબર નથી, તો તે આપણને કેમ મળી શકે? તું મને વૃથા શા માટે ધીરજ આપે છે. તને કહેવાથી કંઈ મારૂં દુ:ખ મટવાનું નથી." આ પ્રમાણે રાજકુમારે કહ્યું ત્યારે મંત્રિપુત્ર બોલ્યો—"શું! તે કન્યાએ તમને સંજ્ઞામાં પોતાનું નામ, ઠામ ને કુળ જણાવ્યું હતું તેમાં તમે સમજ્યા નહીં? તે કન્યાએ શણગાર સજવાનું બહાનું કાઢી, તમને સઘળું જણાવ્યું છે. તેણે કાન ઉપર ઉત્પલ (કમળ) ધારણ કરીને તમને સૂચવ્યું કે, 'હું કર્ણોત્પલ રાજાના દેશમાં રહું છું. તે કન્યાએ

દંતરચના કરીને તમને કહી બતાવ્યું કે, 'તે નગરમાં હું દંતઘાતક*ની કન્યા છું.' અને તે કન્યાએ કાનમાં પદ્માભૂષણ ધારણ કરી તમને જણાવ્યું કે, 'મારૂં નામ પદ્માવતી છે' અને છેવટે તેણે છાતી ઉપર હાથ મૂકી સાભિપ્રાય જણાવ્યું કે, 'તમે મારા પ્રાણ છો અને (તે હૃદય તમારૂં છે.) હું તમારા ઉપર જીવન ગાળું છું.' કલિંગ દેશમાં એક કર્ણોત્પલ નામનો પ્રખ્યાત રાજા રાજ્ય કરે છે. તેનો એક પ્રસાદપાત્ર દંત વૈદ્ય છે, તેનું નામ સંગ્રામવર્દ્ધન છે. તેની ત્રણ લોકમાં રત્ન સમાન પદ્માવતી નામે એક પુત્રી છે. તે કન્યા સંગ્રામવર્દ્ધનને પ્રાણ કરતાં વધારે પ્યારી છે. મહારાજ ! આ પ્રમાણે મેં લોકો પાસેથી પણ સાંભળ્યું છે; એ ઉપરથી તે કન્યાએ દેશ વિગેરેની જે સંજ્ઞા કરી છે તે મારા જાણવામાં આવી છે."

આ પ્રમાણે તે મંત્રિકુમારે, તે રાજકુમારને, કન્યાનું નામ ઠામ વિગેરે જણાવ્યાં, એટલે રાજકુમાર તે બુદ્ધિશાળી મંત્રી ઉપર ઘણોજ પ્રસન્ન થયો. પછી તે મંત્રિકુમારની સાથે એકાંતમાં વિચાર કરવા લાગ્યો કે, "હવે શું કરવું" પછી એક સમયે તે મંત્રિપુત્રને સાથે લઇ, પ્રિયાને મેળવવા માટે તે રાજકુમાર, મૃગયા કરવાનું બહાનું કાઢી, પોતાના નગરથી ચાલી નિકળ્યો. ને આગળ જે દિશામાં મૃગયા કરવા માટે ગયો હતો તે દિશા તરફ ચાલવા માંડ્યો. સાથે સીપાઇ પણ આવ્યા હતા. અર્ધ માર્ગમાં ગયા પછી રાજકુમારે અને મંત્રિના કુમારે પવન જેવા વેગવંત ઘોડાઓને જરા ઉતાવળથી ચલાવીને, પાછળ સીપાઇ આવતા હતા તેને હાપ આપી, બન્ને જણા ઘણે દૂર નિકળી ગયા ને કલિંગ દેશમાં આવી પહોંચ્યા. તે બન્ને કુમારે કર્ણોત્પલ રાજાના નગરમાં આવીને પુછ્યું કે, "અહીં દંતઘાતકનું ઘર કયાં છે?" ત્યારે લોકોએ તે ઘર તેને બતાવ્યું. તેને બરાબર લક્ષમાં લઇ તે ઘરથી થોડે દૂર એક ડોકરીનું ઘર હતું તેમાં રાજકુમાર ને મંત્રિકુમારે ઉતારો કીધો. મંત્રિપુત્રે અને રાજપુત્રે પોતાના ઘોડાને શેરીમાંથી આંગણામાં લઈ આવીને બાંધ્યા, ને તેને પાણી-પાઈ તેના મોં આગળ ખડ નાખ્યું. પછી બન્ને જણા ડોસીના ઘરમાં જઇને બેઠા. ડોસી પણ તે પરોણાની પાસે આવીને બેઠી. ક્ષણવાર પછી મંત્રિકુમારે ડોસીને કહ્યું; "માજી! આ ગામમાં રાજાનો માનીતો દંતવૈદ્ય સંગ્રામવર્દ્ધન રહે છે તેને તમે ઓળખો છો?" તે સાંભળીને પેલી વૃદ્ધ ડોસીએ વિવેક સહિત કહ્યું: "હું તેને સારી પેઠે જાણું છું; કારણ કે તેણે હવણાં મને પરિચારિકા તરીકે પોતાને ઘેર રાખી છે. હું તેની પુત્રી

* દંતઘાતક એટલે દંતવૈદ્ય. એક બીજો કહે છે કે હાથીદાંતનું કામ કરનાર.

પદ્માવતીની આગળ મુખ્ય ધાત્રી તરીકે રહુ છું; પણ હમણાં મારાં વસ્ત્ર સારાં નથી તેથી ત્યાં હું જતી નથી; કારણ કે મારો દુષ્ટ છોકરો, જે જુગારી છે તે મારાં વસ્ત્ર સારાં જુવે છે કે ચોરી જાય છે.” જ્યારે પ્રધાનપુત્રે તેનાં તે વચન સાંભળ્યાં ત્યારે તે ઘણોજ પ્રસન્ન થયો ને તે ડોસીને સાડલો વિગેરે વસ્ત્ર પેહેરવા માટે આપ્યાં. તે લઇ ડોસી ઘણી પ્રસન્ન થઈ. પછી મંત્રિકુમારે ફરી ડોસીને કહ્યું:-“માજીરે! તમે અમારાં મા છો, માટે અમે તમને એક ગુપ્ત વાર્તા કહીએ છીએ તે તમારે પાર પાડી આપવી. તે વાત આ છે: તમારે દંતઘાતકની પુત્રી પદ્માવતીને કહેવું કે ‘તેં સરોવરપર જે રાજકુમારને દીઠો હતો તે રાજકુમાર આ નગરમાં આવ્યો છે. તેણે તારા પ્રત્યેના પ્રેમને લીધે તને ખબર કરવા માટે મને મોકલી છે.’” તે ડોસી તેઓનું દાન લઇને તેને આધિન થઇ ગઇ હતી, માટે તેણે જે કહ્યું તે સાંભળી, ‘બહુ સારૂં, આ ચાલી,’ આમ કહી તે પદ્માવતીની પાસે ગઇ, અને તેને કહાવ્યા પ્રમાણે તે સમાચાર કહ્યા, ને ત્યાંથી સમાચાર લઈને એક ક્ષણમાં પાછી ફરી. જ્યારે તેને મંત્રિપુત્રે પુછ્યું કે, “શા સમાચાર લઇ આવ્યાં,” ત્યારે તે ડોસી બન્ને જણાને કહેવા લાગી-“મેં એકાંતમાં તમારા આવવાની વાત તે કન્યાને જણાવી. તે સાંભળીને તે કન્યાએ મને પુષ્કળ ગાળો ભાંડી ને પછી કર્પૂરથી ભરેલા બે હાથવતિ મારા બન્ને ગાલ ઉપર તમાચો માર્યો. તેની વેદનાને લીધે હું રડતી રડતી તમારી પાસે આવી છું. બેટા! જુઓ તેણે મને તમાચો માર્યો છે તેથી તેના હાથની વિંટીની છાપ મારા ગાલ ઉપર પડી ગઇ છે તે.”

તે સાંભળીને રાજકુમાર પોતાનો હેતુ પાર પડયો નહી એમ ધારી ખેદાતુર થઇ ગયો, પણ મહાબુદ્ધિશાળી મંત્રીકુમારે, રાજકુમારને એકાંતમાં કહ્યું-“તમે જરાપણ ઉદાસ થશો માં. તેની વાર્તા ગુપ્ત રાખવા માટે, આ ડોસીને ગાળો ભાંડી છે, અને તેના ગાલ ઉપર સફેત કર્પૂરવાળી પોતાની દશ આંગળીઓ ઉઠાડી છે, તે ઉપરથી તેણે એમ કહ્યું છે કે, ‘આ શુક્લપક્ષ છે, તેમાં અજવાળીઆની દસ રાત્રિ સમાગમ કરવામાં અનુચિત છે, માટે દસ રાત્રિ સુધી સ્થિરતા કરો. પછી વાત.’ “આ પ્રમાણે રાજકુમારને સમજાવીને પછી મંત્રિકુમારે પોતાની પાસે થોડુંક સોનું હતું તેને ગુપ્ત રીતે બજારમાં વેચ્યું, ને તેમાંથી સર્વ સાબગ્રી લીધી ને તે ડોસીને સોંપી; તેની મારફતે ઉત્તમ ભોજન તૈયાર કરાવી; તે બન્ને જણા તે ડોસી સાથે બેસીને જમ્યા. આવી રીતે દસ દિવસ કાઢી નાખ્યા. અગિયારમો દિવસ થયો એટલે ફરી મંત્રિકુમારે સમાચાર મેળવવા માટે ડોસીને પદ્માવતીની પાસે મોકલી; ને તપાસ કરાવી કે કેમ ચાલે છે. ડોસી પણ રોજરોજ અચ્છા અચ્છા

મિષ્ટાન ભોજન કરીને તેને અધિન થઇ ગઇ હતી, તેથી તે અતિથિના મનરંજનાર્થે તેના હુકમથી ફરીથી પદ્માવતીને મેહોલે ગઇ ને પાછી બન્નેકુમારની પાસે આવી બોલી–"આજ હું અહીંથી પદ્માવતીની પાસે જઇને બોલ્યા વગર મુંગીમુંગી ઉભી રહી; પણ ત્યારે તેણે સ્વેચ્છાથી, હું તમારો તે દિવસનો સંદેશો લઇ ગઇ તે અપરાધ માટે, મને પોતાના હાથને અળતાવાળા કરી, ત્રણ આંગળીઓ મારી છાતિ ઉપર મારી ને તેવીને તેવી હું ત્યાંથી અહીં તમારી પાસે આવી છું." તે સાંભળી મંત્રિપુત્રે પોતે રાજકુમારને કહ્યું કે, તમારે મનમાં કંઇપણ બીજી શંકા કરાવી નહીં. પદ્માવતીએ પોતાની ત્રણ અળતાવાળી આંગળીઓ આ ડોસીની છાતિમાં મારીને યુક્તિથી જણાવ્યું છે કે, 'હું ત્રણ રાત્રિ સુધી રજસ્વલા છું, માટે મળી શકતી નથી.'

આ પ્રમાણે મંત્રિપુત્રે રાજકુમારને કહ્યું ને ત્રણ દિવસની વાટ' જોઈને બેઠા. ત્રણ દિવસ વિતી ગયા. પછી મંત્રિપુત્રે ફરીને તે ડોસીને પદ્માવતીની પાસે મોકલી. ડોસી પદ્માવતીના મેહોલમાં જઇને ઉભી રહી, એટલે પદ્માવતીએ તે ડોસીનું તે દિવસે બહુ સારી રીતે સન્માન કર્યું ને ઘણા પ્રેમથી તેને ભોજન કરાવ્યું, અને સરબત વિગેરે પાઇને તેને સારો દહાડો ગમ્મત કરાવી. સાંઝ પડી એટલે તે ડોસી પોતાને ઘેર આવવા તૈયાર થઇ. એવામાં બાહર રસ્તા ઉપર માણસોમાં મોટો કોલાહલ થઇ રહ્યો. લોકો મોટે મોટે બોલવા લાગ્યા કે–" હાય ! હાય ! રાજાનો હાથી ગાંડો થઇ બંદીખાનું ભાગીને બાહાર નિકળી લોકોને મારી નાખે છે. ભાગો ભાગો.' તે સાંભળીને પદ્માવતીએ પેલી વૃદ્ધાને કહ્યું, " ડોસી મા, તમે હવણાં મોટા રસ્તા ઉપર થઇને જશો મા; કારણ કે ત્યાં હાથીનો ભય છે, માટે એક દોરીમાં બાજઠને બાંધી તેમાં બેસારી આ મોટી બારીમાંથી તમને અમે અમારા ઘરના બગીચામાં ઉતારીએ છીએ. તમે તે બાગમાં ઉતરી પછી આ ઝાડ ઉપર ચઢી, સામા કિલ્લાને ઓળંઘી જજો, ને કિલ્લા પાછળ એક ઝાડ છે તે ઉપર ચઢી ત્યાંથી ઉતરીને ઘેર જજો." આમ કહી પદ્માવતીએ તે ડોસીને બાજઠ ઉપર બેસારી, ચેટીઓ મારફતે બારીમાંથી પાછળના બગીચામાં ઉતારી મુકી. ત્યાર પછી તે ડોસી ઝાડ ઉપર ચઢી, કિલ્લા ઉપર ઉતરી, ને ત્યાંથી ઝાડ ઉપર ચડી, પાછળના રસ્તા ઉપર ઉતરી પડી ને ત્યાંથી ઘેર ચાલી ગઇ ત્યાં જઇ રાજકુમારને અને મંત્રિકુમારને સઘળી વાર્તા, બન્યા પ્રમાણે કહી બતાવી. તે સાંભળ્યા પછી મંત્રિપુત્ર રાજકુમારને કહેવા લાગ્યો–" મહારાજ ! તમારૂં કામ સિદ્ધ થયું છે. કારણ કે તે કન્યાએ યુકિતસર તમને માર્ગ પણ બતાવી દીધો છે.

માટે આજજ સાંજ પડે ત્યારે, જે માર્ગેથી ડોસી આવીછે તેજ માર્ગે થઈને તમારે પદ્માવતીની પાસે જવું.''

આ પ્રમાણે મંત્રિપુત્રે કહ્યું કે તુરત સૂર્યદેવ આથમી ગયા સાયંકાળનો સમય થયો એટલે રાજકુમાર, મંત્રિના પુત્રને સાથે લઇ, ડોસીએ બતાવેલા માર્ગે થઇ, ઝાડ ઉપર ચઢયો ને તે ઉપરથી કીલ્લા ઉપર ઉતરી, ત્યાંથી બાગમાં ઉતર્યો. ત્યાં બાગમાં મેહેલનું પછવાડું પડતું હતું, તેની નજીકમાં તે ગયો. ત્યાં પાછળના ભાગમાં એક બારીમાંથી દોરીએ બાંધેલી માંચી લટકતી હતી, અને દાસીયો પણ બારીઓમાંથી મ્હોડાં કાઢીને તેના આવવાની વાટ જોતી ઉભી હતી. તેણે ઇસારો કર્યો કે, “જુઓ છો શું! આ બાજઠ ઉપર બેસી જાઓ, એટલે અમે ખેંચી લઇએ,” એટલે રાજકુમાર તરત તે માંચીપર બેસી ગયો કે ઉપરથી દાસીયોએ તેને દોરીવતી ખેંચી લીધો. તે બારીમાંથી અંદર ઉતરી પોતાની મનમોહના પાસે ગયો. મંત્રિપુત્ર. રાજકુમારને અંદર દાખલ થયો છે એમ જોઇ પોતાના ઉતારા ઉપર ગયો. રાજકુમાર પદ્માવતીના રંગભવનમાં દાખલ થઇને જુવે છે તો પૂર્ણિમાના ચંદ્રસમાન જેના મુખની કાંતિ ચાર તરફ પ્રસરી રહી છે એવી પૂર્ણિમાની રાત્રિ, અમાવાસ્યાના ભયથી જાણે એકાંતભવનમાં આવીને સંતાઇ રહી હોયની શું તેવી રીતે બેઠેલી પદ્માવતીને દીઠી. પદ્માવતી રાજાને જોઇ હિમ્મતથી ઉભી થઇ, ને ઘણા દિવસથી મળવાની ઉત્કંઠાને લીધે એકદમ તેને કંઠે વળગી પડી ને તેને ખૂબ જોરથી આલિંગન કીધું; અને ચુંબન આદિ સેવાથી તેનું ઘણુંજ સન્માન કર્યું. પછી રાજકુમારે તે મુગ્ધા રસીલી છબીલી નવવધૂ સાથે પ્રેમાગ્નિની સાક્ષીએ ગંધર્વવિધિએ લગ્ન કર્યાં; ને પોતાના મનની ઇચ્છા પૂર્ણ કરી અને ગુપ્ત રીતે તે ત્યાંજ રહ્યો.

કેટલાએક દિવસપર્યંત તો બન્ને જણાએ વિહારવિલાસના આનંદમાં વખત ગાળ્યો; પણ એક રાત્રે રાજકુમારને પોતાનો મિત્ર યાદ આવ્યો. ત્યારે તેણે પોતાની વાહાલીને કહ્યું; “પ્યારી! મારો એક દીલોજાન દોસ્ત, મંત્રિનો કુમાર, મારી સાથે આવ્યો છે, તે આ નગરમાં તારી ધાત્રિના ઘરમાં એકલો રહે છે. માટે હે તન્વાંગી! હું તેને મળી પાછો હવણાં તારી પાસે આવું છું.” જ્યારે પકકી પદ્માવતીએ તે વચન સાંભળ્યાં ત્યારે તે બોલીઉઠી; “પ્રિય! આર્યપુત્ર! મારે તમને કંઇ પુછવું છે તે જરાક કહો તો! મેં તમને જે જે સંજ્ઞાઓ કરી હતી તે તમે પોતેજ સમજ્યા હતા કે તમારો મિત્ર, મંત્રિનો પુત્ર સમજ્યો હતો?” આ પ્રમાણે પદ્માવતીએ પુછયું ત્યારે રાજપુત્ર બોલ્યો: “હું તમારી કરેલી સંજ્ઞામાં

કંઈ પણ સમજ્યો ન હતો. પણ મારા મિત્ર મંત્રિના પુત્રે તે સર્વ સમજાવ્યું હતું, કારણ કે તેનું જ્ઞાન અલૌકિક છે, ને તેણેજ સર્વ વિગત કહી હતી." પદ્માવતીએ તે સાંભળ્યું ને તે ઉપર વિચાર કરીને રાજકુમાર પ્રત્યે બોલી–"પ્રાણેશ, તો તમે બહુજ ખોટું કર્યું, કારણ કે તમે મને તેના બહુ મોડા સમાચાર કહ્યા છે. જો કે એ તમારો મિત્ર છે, તોપણ તે મારો ભાઇ થાય, માટે મારે તો તેની હમેશાં પાન વિગેરે ખવરાવીને પ્રથમથીજ આગતાસ્વાગતા કરવી જોઇએ." આ પ્રમાણે પદ્માવતીએ કહી તેને જવાની રજા આપી. તુરત રાજપુત્ર જે માર્ગેથી આવ્યો હતો તે માર્ગે થઇ તે રાત્રે પોતાના મિત્રની પાસે આવ્યો; અને સઘળી વાર્તા કહેવા લાગ્યો–તેમાં પોતે પોતાની સ્ત્રી આગળ સંજ્ઞા જાણવા વિશે જે વાર્તા કરી હતી તે વાર્તા પણ મિત્રને કહી બતાવી. મંત્રિપુત્રે બીજી વાતો ઉપર તો સારો અભિપ્રાય આપ્યો, પણ રાજપુત્રે સંજ્ઞા જાણવા માટે જે પોતાનું નામ ત્યાં જણાવ્યું તે માટે તેણે સારો મત આપ્યો નહીં. અને કહ્યું કે તે ગેરડાહ્યાપણવાળી વાર્તા થઇ ગઇ છે. આ પ્રમાણે બન્નેને વાતો કરતાં કરતાં આખી રાત્રિ વીતી ગઇ ને પ્રભાત થયું.

બીજે દિવસે બન્ને જણાએ સ્નાન સંધ્યા કીધી. સંધ્યા પુરી થઇ રહ્યા બાદ બન્ને જણા પાછા વાતચીત કરવા લાગ્યા. એવામાં પદ્માવતીની એક સખી, ભાતભાતનાં પકવાન્ન, એક થાળમાં ભરી, પાન, સોપારી, એલચી તથા લવીંગાદિ પદાર્થ લઇને ત્યાં આવી. અને મંત્રિપુત્રને કુશળ સમાચાર પુછી તેને માટે જે જે વસ્તુઓ આણી હતી તે સર્વે મિષ્ટપદાર્થ તેના આગળ મૂકી, તેને ભોજન કરવા માટે કહ્યું. પણ રાજકુમારને તેમાંથી ભોજન ન કરવા દેવા માટે, યુક્તિથી વાતમાં વાત કહી કે, 'અમારાં બાઇ સાહેબ, ભોજન કરવા માટે રાજકુમારની આવવાની વાટ જોતાં બેઠાં છે, તો તે તરત આવે તો ઠીક.' આમ જણાવી કોઇ જાણી જાય નહીં તેવી રીતે ક્ષણ પછી તે ત્યાંથી નિકળીને ઘેર ગઈ. તેના ગયા પછી મંત્રિકુમારે રાજકુમારને કહ્યું, "હે રાજપુત્ર, હવે જુઓ, હું તને કંઇ આશ્ચર્ય હમણાં બતાવું છું." આમ કહી પદ્માવતીએ જે પકવાન્ન મોકલાવ્યું હતું તેમાંથી એક વસ્તુ ઉપાડીને કુતરાને નાખી. કુતરૂં તે પકવાન ખાતાની સાથેજ મરણ પામ્યું. તે જોઇ રાજકુમાર પુછવા લાગ્યો–" અરે આ શું કૌતુક ?" ત્યારે મંત્રિકુમારે બોલ્યો–"પદ્માવતીની આગળ તમે કહ્યું કે મારા મંત્રિએ મને સર્વ સંજ્ઞાની સમજણ પાડી છે, તે ઉપરથી તેણે જાણ્યું કે હું નિપુણ છું, અને તેથી તેણીએ આ ઝેરી પકવાન મને મારી નાંખવા માટે મોકલાવ્યું છે, તે તમને અત્યંત ચાહે છે, ને તેથી તેણે વિચાર્યું કે જ્યાંસુધી

હું હૈયાત છું ત્યાં સુધી રાજકુમાર કેવળ મારેજ અધિન રહેશે નહીં, પણ મિત્રને અધિન રેહેશે ને તેથી કદાચ મને છોડીને પાછો પોતાની નગરીમાં ચાલ્યો જશે. પણ હવે તેનાપર તમે કોપ કરશો નહીં, હોય, સંસાર છે. સર્વના સ્વભાવ કંઇ સમાન હોતા નથી. હવે તમે તેની સાથે એવા પ્રેમમાં તલ્લીન થાઓ કે જેથી એ પોતાના સગાંસંબધીને મુકીને તમારી સાથે આવે; ને તેને માટે હું તમને જે ઉપાય બતાવું છું તે યુક્તિથી તમારે તે સ્ત્રીનું હરણ કરવું."

આ પ્રમાણે મંત્રિકુમારે કહ્યું, ત્યારે રાજકુમાર તેનાં વખાણ કરીને બોલ્યો કે, "બેશક તારૂં નામ બુદ્ધિશિરા છે તે યથાર્થ છે, કેમકે તું બુદ્ધિની સાક્ષાત્ મૂર્તિ છે!" અને જ્યાં તે આ પ્રમાણે તેની સ્તુતિ કરે છે એ-વામાં તો અણુચિતવો બાહાર રસ્તા ઉપર માણસો કોલાહલ કરવા લાગ્યાં—"અરે રે! હાય! હાય! ધિક્કાર છે કાળને કે રાજાનો એકનો એક બાળકુમાર મરણ પામ્યો!" તે સાંભળીને મંત્રિપુત્ર ઘણોજ પ્રસન્ન થયો ને રાજકુમારને કહેવા લાગ્યો, "અરે ભાઇ! તું આજ રાત્રે પદ્માવતીને મહોલે જજે, અને ત્યાં જઇને તેને એવી તો મદિરા પાજે કે જેની નિશામાં તે ચકચૂર બનીને બેભાન થઇ, મુડદાની માફક હાલ્યા-ચાલ્યા વગર પડી રહે. જ્યારે તે પૂર નિશામાં આવીને નિદ્રાવશ થાય ત્યારે તમારે તેની જાંઘ ઉપર અગ્નિથી તપેલા ત્રિશૂળનો ચાંદલો કરવો; ને તેનાં સર્વ ઘરેણાં લઇ પાછળની બારીએથી દોરીએ લટકીને બાગમાં ઉતરી પડીને ત્યાંથી ઘેર આવતા રહેવું, અને તે પછી જેમ આપણું સારૂં થશે તેમ હું વિચાર કરીને કરીશ." આ પ્રમાણે મંત્રિકુમારે રાજપુત્રને કહી, પછી ડુક્કરના વાળ જેવી ઝીણી ધારવાળું એક ત્રિશૂળ કરાવ્યું, ને તે રાજકુમારને આપ્યું. રાજકુમાર પણ પોતાની સ્ત્રી તથા પોતાના મિત્રના અંતઃકરણ જેવું અતિ વક્ર ને કઠિન ગજવેલનું ત્રિશૂળ હાથમાં લઇ, "તારા કેહેવા પ્રમાણે વર્તિશ," આમ મંત્રિપુત્રને કહી, હંમેશની માફક રાત્રે પદ્માવતીને મહોલે ગયો. કારણ કે શુદ્ધ અંતઃકરણવાળા મિત્રની શિખામણમાં રાજાઓ સાચજુઠની તપાસ કરતાજ નથી, પણ તેના વચનને હંમેશાં માન આપે છે. રાજકુમાર પોતાની પ્રિયતમા પાસે ગયો ને ત્યાં જઈ તેને અચ્છી રીતે મદ્યપાન કરાવ્યું. પદ્માવતી મદિરાપાન કરીને બેભાન થઇ શય્યા ઉપર ઢળી પડી, એટલે રાજકુમારે તેની જાંઘ ઉપર તથા કેડ ઉપર ત્રિશૂળ તપાવીને તેનો ચાંદલો કીધો, ને તેના શરીર ઉપરથી સઘળાં ઘરેણાં ઉતારી લઇને પોતાને ઘેર, મિત્રની પાસે આવ્યો; ને જે ઘરેણાં ત્યાંથી લઈ આવ્યો હતો તે મંત્રિકુમારને બતાવી, ત્યાં પોતે જેવી રીતે કામ કર્યું હતું તે સર્વ વાર્તા સવિ-

સ્તર કહી બતાવી. એટલે મંત્રિના કુમારના મનમાં ખાતરી થઇ કે આપણી ઇચ્છાનુસાર કાર્ય થયું છે.

બીજી સહવારના મંત્રિપુત્રે શ્મશાનમાં જઇ એક તપસ્વીનો વેશ ધારણ કર્યો. અને પોતાની સાથે રહેલા રાજકુમારને પોતાનો શિષ્ય બનાવ્યો. આ પ્રમાણે ઠાઠમાઠ કર્યા પછી મંત્રિપુત્રે રાજપુત્રને કહ્યું, "તમે હવે આ ઘરેણામાંથી એક માળા લઇને બજારમાં વેચવા માટે જાઓ. તે વેચવાનું ડોળ ઘાલજો, પણ કોઇ પુછે તો ત્રમણી ચોગણી કિંમત બતાવજો, એટલે કોઈ લેશે નહીં, પણ આખા ગામમાં તે હાર સર્વ કોઇને નજરે પાડજો. નગરમાં કદી રાજાના સીપાઇઓ તમને પકડીને પુછે કે 'આ હાર તને કયાંથી મળ્યો છે?' તો તમારે ગભરાયા વગર તેઓને કહેવું કે 'એ અમેરા ગુરુજીને બીકનેકે ખાતર દીયા હૈ, ઇસસે જયાદા અમકુ કુછ માલુમ નહીં હૈ.'" આમ સમજાવી રાજપુત્રને માળા આપીને વિદાય કીધો. રાજકુમાર માળા લઇ તેજ વખતે નગરમાં જઇ આમ તેમ ફરવા લાગ્યો ને ત્યાં સર્વને માળા બતાવવા માંડી. ત્યાં તો તે નગરમાં દંતઘાતક, પદ્માવતીના બાપના ઘરમાં ખાતર પડ્યું હતું તેની તપાસમાં નગર રક્ષકો ફરતા હતા, તેણે રાજકુમારના હાથમાં મોતીની માળા જોઇ, એટલે શક આણી તેને પકડ્યો. તેઓ તેજ વખતે તેને શેહેર ફોજદારની આગળ લઇ ગયા. શેહેર ફોજદાર તેને જોઇ વિચાર કરવા લાગ્યો કે આ સાધુ કંઇ માળાની ચોરી કરે એમ સંભવતું નથી. તેથી તેણે તેને શાંતિથી, બેસારીને, ધીરે ધીરે પુછવા માંડ્યું–"મહારાજ ! અમારા ગામમાં દંતઘાતક નામના એક શેઠ છે; તેની કન્યાનું કાલ રાત્રે કેટલુંક ઘરેણું ચોરાયું છે, તો તમને આ મુક્તાવળી કયાંથી મળી તે કહો." તે સાંભળી યોગીના વેશમાં રહેલા રાજકુમારે કહ્યું, "અમેરા ગુરુજીને અમકુ માળા દીહૈ ! ઉસકુ આ કર તુમ પ્રશ્ન કરો. અમેરા ગુરુ શ્મશાનમે મુકામ કરકે પડા હૈ !" તુરત શેહેર ફોજદાર તેની સાથે શ્મશાનમાં, જયાં મંત્રિપુત્ર ઢોંગ મચાવીને બેઠો હતો ત્યાં ગયો, અને તેને પ્રણામ કરીને પુછ્યું, "મહારાજ ! આ મોતીની માળા તમારા શિષ્યના હાથમાં કયાંથી આવી ?" તે સાંભળી પેલા ધૂર્ત મંત્રિ પુત્રે, ત્યાંથી સર્વ માણસોને ખસેડી મૂકયા ને એકલા શેહેર ફોજદારને બેસાડીને તે ધુર્તમંત્રિકુમારે કહ્યું: "હું જોગી છું અને હંમેશાં જંગલોમાં આમતેમ ભટકયા કરૂં છું. ભટકતો ભટકતો દૈવયોગે એક રાત્રિને વખતે આ શ્મશાનમાં આવી ચઢયો, ને મેં અહીંજ ઉતારો કર્યો અહીંયાં ચારે તરફથી જોગણીયોનું ટોળુ એકઠું થઇને બેઠેલું મારા જોવામાં આવ્યું, તેમાં એક જોગણી રાજાના છોકરાને લઇ આવી હતી. તેણે તેના કાળજાને ચીરી તેમાંથી હૃદયકમળ કાઢી ભૈરવને અર્પણ

કર્યું. આ વખતે હું દૂર બેસી હાથમાં માળા લઇને જપ કરતો હતો, એટલામાં એક જોગણી મદિરા પી ગાંડી થઇને મારી પાસે આવી, પોતાનું મોઢું વાકુંચુકું કરવા લાગી ને મારા હાથમાંથી માળા ઝુટાવવા માંડી. મેં તેનો તિરસ્કાર કરી તરછોડી કાઢી, તોપણ તેણે માન્યું નહીં, ત્યારે મને ક્રોધ ચઢયો ને મેં મંત્ર ભણી અગ્નિ ઉપજાવ્યો અને તે અગ્નિમાં ત્રિશૂળને ધગાવી, તેની જાંઘ તથા કેડ ઉપર ડામ દીધા, અને તેજ વખતે તેના ગળામાંની આ મોતીની માળા ઉતારી લીધી. એ અમ જોગી બાઇકું ફીસ કામકી હૈ, ઉસ સબબસેં એ શિષ્યકું એ બેચનેકે ખાતર નગરમે ભેજાથા."

આ વાત સાંભળી, શેહેર ફોજદાર તુરત શેહેરમાં આવ્યો ને જોગીએ કહેલી સર્વ વાર્તા રાજાને જણાવી. રાજાએ પણ તે વાર્તા સાંભળીને માન્યું કે જ્યારે દંતઘાતકની કન્યાનીજ આ માળા છે, તો તેણેજ મારા પુત્રને ખાધો હશે. એ ઉપરથી તેણે તે કન્યાની જાંઘ જોવા માટે એક વૃદ્ધા જે પોતાની સંબંધી સ્ત્રી હતી તેને મોકલી કે તપાસ કરે કે તેની જાંઘપર ત્રિશૂળનો ડામ છે કે નહીં. તેણે તપાસ કરીને રાજાને કહ્યું કે– 'હા તેની જાંઘ ઉપર ડામ છે.' તે સાંભળી રાજાની પરિપૂર્ણ ખાતરી થઈ કે એ રાંડ ડાકેણેજ મારા કુંવરને ખાધો છે. આમ ખાતરી થતાંજ રાજા પોતે તે ધૂર્ત જોગીની પાસે સ્મશાનમાં ગયો, ને તે જોગીને પ્રણામ કરીને પુછવા લાગ્યો; "મહારાજ! એ રાંડ પદ્માવતી ડાકણે મારા કુંવરનો નાશ કર્યો તો તેના બદલામાં હવે મારે તેને શી શીક્ષા કરવી?" તે સાંભળી મંત્રિપુત્ર યોગી બોલ્યો–"તેને નગરમાંથી બાહાર કાઢી મૂકવી એજ શિક્ષા બસ છે." તે સાંભળી રાજાએ તે કન્યાને નગરમાંથી બાહાર હાંકી મૂકી. તે વખતે તે કન્યાનાં માતાપિતા ઘણોજ સંતાપ કરવા લાગ્યાં. જ્યારે કન્યાને નગર બહાર કાઢી મૂકી અને તેને અટલરાનમાં તદન નગ્નાવસ્થામાં, અત્યંત દુઃખ પામતી છોડી દીધી, ત્યારે પણ તેણે પોતાના પ્રાણ કાઢયા નહીં; કેમકે તેણે મનમાં નક્કી કર્યું હતું કે આ સર્વ મંત્રિના પુત્રનું કારસ્તાન છે. આમ વિચારતી તે એકલી વનમાં બેઠી હતી એવામાં રાજકુમાર ને મંત્રિપુત્ર બન્ને જણા જોગીનો વેશ ઉતારી, ઘોડે સ્વાર થઇ, તે જ્યાં શોક કરતી બેઠી હતી ત્યાં આવી પહોચ્યા. તેઓએ તેને દિલાસો દીધો. રાજકુમારે તેને પોતાના ઘોડા ઉપર બેસાડી લીધી, અને પછી તેને પોતાની રાજધાનીમાં લઇ ગયો ને ત્યાં આનંદમાં તે સ્ત્રીની સાથે રહ્યો.પણ પેલા દંતઘાતકે તો એમજ ધાર્યું કે મારી પુત્રીને વનમાં વાઘ વરૂ વિગેરે માંસાહારી પ્રાણીયો ખાઈ ગયાં હશે, તેથી તેની દિલગીરીમાં ને દિલગીરીમાંજ મરણ પામ્યો, અને તેની પાછળ તેની સ્ત્રી પણ સતી થઇ બળી મરી.

આ પ્રમાણે ત્રિવિક્રમના ખભા ઉપર બેઠેલા વૈતાળે, તે રાજાને વાર્તા કહી, ને ફરીને કહ્યું; "હવે મને આ કથામાં મોટો સંશય ઉપજ્યો છે; તેનું તમે મારે માટે નિરાકરણ કરો. કારણ કે તમે બુદ્ધિશાળી પુરૂષોમાં શ્રેષ્ઠ ગણાઓ છો. તો કહો, આમાં જે સ્ત્રી પુરૂષ મરણ પામ્યાં તેનું પાપ મંત્રિના પુત્રને લાગે કે રાજકુમારને લાગે, કે પદ્માવતીને લાગે? કોણ પાપનો ભોક્તા થાય છે? હે રાજા! જો તમે જાણ્યા છતાં પણ મને ખરી વાર્તા કહેશો નહીં તો આ તમારા મસ્તકના હજારો કટકા થઇ પડશે. તેમાં જરા પણ સંશય નથી."

જ્યારે આ પ્રમાણે વૈતાળે કહ્યું ત્યારે ત્રિવિક્રમસેન, જે સત્યવકતા હતો તેને શાપનો ભય લાગ્યો, અને તેને લીધે તેણે વૈતાળને નિચે પ્રમાણે ઉત્તર આપ્યોઃ "હે યોગેશ્વર, એમાં સંશયવાળું શું છે? તેં જે ત્રણનાં નામ કહ્યાં તેને માથે શાનું પાપ ચોંટે? પણ રાજા કર્ણોત્પલને શિર પાપ ચોંટે છે." એટલે વૈતાળ બોલ્યોઃ "અરે વિક્રમ! રાજાને શાનું પાપ લાગે? પાપ તો તે કામ કરનારાં ત્રણ જણાને લાગે, કે જેને લીધે તે સ્ત્રી પુરૂષો ઝુરી ઝુરીને મરણ પામ્યાં. હંસો જ્યારે ડાંગર ખાઇ જાય છે ત્યારે કાગડાઓ કેમ અપરાધી ઠરે?" ત્યારે રાજા વૈતાળને સમજણપૂર્વક કહેવા લાગ્યોઃ "બેશક, એ કામમાં ત્રણે જણાં નિર્દોષ છે. કેમકે મંત્રિપુત્રે જે જે કામ કર્યું તે તે પોતાના રાજાના કલ્યાણ માટે કર્યું હતું ને રાજાનું કલ્યાણ ઈચ્છવું તે મંત્રિનો ધર્મ છે માટે તે નિર્દોષ છે, અને પદ્માવતી તથા રાજકુમાર એ બન્ને જણાં કામાનળમાં બળી રહ્યાં હતાં માટે તેને પાપ પુણ્ય સમજવાની કંઇ ગતિજ નહતી તે તો પોતાનો સ્વાર્થ સાંધવા પાછળજ તત્પર રહેતાં હતાં, માટે તેઓ પણ પાપી ગણાય નહીં. પણ રાજા કર્ણોત્પલ, પોતે નીતિશાસ્ત્ર જાણતો નહતો. અને તેથી તેને દૂતો મારફતે પોતાની પ્રજામાં જે જે કાળાકર્મો થતાં હતાં તે શોધવાની ખબર ન હતી; તેથીજ તે ધૂર્ત લોકોનાં ચરિત્ર તથા ગુપ્તાભિપ્રાય જાણવામાં કુશળ ન હતો. અને તેને લીધેજ તેણે વિચાર કર્યા વગર ન્યાય કીધો હતો, ને તેને લીધેજ તે પાપનો ભાગી થયો છે."

જ્યારે આવી રીતે રાજાએ ભયને લીધે પોતાનું મૌનવ્રત ત્યજી વૈતાળને સારી રીતે ઉત્તર આપ્યો કે તેજ વખતે મનુષ્યની કાયામાં રહેલો વૈતાળ, માયાથી તે રાજાની દ્દઢતાની કસોટી કસવા માટે, અચાનક તેની ખાંધ ઉપરથી કયાંઇ પણ જણાય નહીં તેમ અદૃશ્ય થઇ ગયો. તે જોઇ નિર્ભય રાજા, જરાપણ ડગ્યા વગર ફરી તે વૈતાળને પકડવા માટે નિશ્ચય ચાલ્યો.*

---

* આ વાર્તાને બહુ અંશે મળતી ૧૧ મી વાર્તા મડાપચિસીમાં કવિ સામળે લખી છે. તેમાં નામ ઠામ તથા શમશ્યાનો પ્રકાર જુદોજ છે.

# તરંગ ૯ મો.

## વૈતાળ પંચવિશી.

### (બીજો વૈતાળ.)

જ્યારે તે વૈતાળ રાજાની આંખ મીચાવીને ઓચિંતો અલોપ થઇ ગયો, ત્યારે રાજા ત્રિવિક્રમસેન તે વૈતાળને લેવા માટે, વળી તે પૂર્વના અશોકવૃક્ષ તરફ ચાલ્યો, ને જ્યાં તે વૃક્ષની પાસે આવીને જુવે છે ત્યાં તો, રાત્રિ છતાં પણ એક ચીતા બળતી હતી તેના પ્રકાશને લીધે જમીન ઉપર પડેલા ને ચીસો પાડતા એક મુડદાને તેણે દીઠું. રાજાએ તે મુડદાના શરીરમાં રહેલા વૈતાળ સાથે તેને પોતાની ખાંધ ઉપર લીધુ ને મુગે મોઢે ઉતાવળો ઉતાવળો ચાલવા લાગ્યો. એટલે રાજાની ખાંધ ઉપર રહેલો વૈતાળ ફરીથી રાજાને કહેવા લાગ્યો, "અલ્યા વિક્રમા! તેં જે આ શ્રમ માથે ઉઠાવ્યો છે તે તને આ અણુઘટતો અને કલેશદાયક છે ને તે તારે યોગ્ય નથી. તેથી હવે તારાં મનરંજનાર્થે એક કથા કહી બતાવું છું તે સાંભળ.

### ત્રણ તરૂણ બ્રાહ્મણોની કથા.

કાલિંદી-યમુના નદીના કિનારા ઉપર બ્રહ્મસ્થળ નામનું એક દાનમાં મળેલું ગામ છે. તે ગામમાં અગ્નિસ્વામી નામનો એક બ્રાહ્મણ રહેતો હતો. તે વેદ પારંગત હતો. તેને ત્યાં એક કન્યા જન્મી, તેનું નામ તે બ્રાહ્મણે મંદારવતી પાડ્યું. બેશક જ્યારે બ્રહ્માએ આ નવીન ને અનુપમ સૌંદર્યવાળી કન્યાને ઘડી, ત્યારે તેણે નિશંકપણાથી પૂર્વે જે સ્વર્ગની અપસરાઓને સર્જી હતી તેની નિંદા કરવા માંડી-એવી તે કન્યા લાવણ્યવતી હતી. જેમ જેમ તે કન્યા તરૂણાવસ્થાને પામતી ગઇ તેમ તેમ તેના અંગ ઉપર કુદરતી લાવણ્ય નજરે પડવા લાગ્યું. એવામાં તે ગામમાં કાન્યકુબ્જમાંથી ત્રણ વિદ્વાન બ્રાહ્મણો આવ્યા. આ ત્રણે વિદ્વાનો ગુણમાં સમાન હતા. તે ત્રણે બ્રાહ્મણ પુત્રોએ તે કન્યાના પિતા પાસે, પોતપોતાને માટે તેનું માગું કર્યું. અને તે ત્રણે એમજ ધારતા હતા કે જો તે મારા વગર બીજાને આપે તો મારે પ્રાણ ત્યાગ કરવો. પણ તેના પિતાએ તે કોઇને પણ તે કન્યાનું દાન કીધું નહીં, કેમકે તે બીહતો હતો કે, જો તે કોઇ પણ એકને કન્યા આપશે તો બીજાના મોતનું કારણભૂત થઈ પડશે; તેથી તે કન્યાને કુંવારીજ રાખી. અને તે ત્રણ બ્રાહ્મણપુત્રો પણ રાત દિવસ ત્યાંજ પડ્યા રહ્યા ને તે કન્યાના મુખચંદ્ર ઉપર, એકદૃષ્ટિ કરી ચકોરનું વ્રત ધારણ કરી બેઠા.

એવામાં તે કન્યા મંદારવતીને અણુચિંતવ્યો અગ્નિસમાન તાવ લાગુ પડ્યો, ને તેથી તે કન્યા મરણ પામી. ત્યારે તે બ્રાહ્મણના છોકરાઓ, મરણ પામેલી કન્યાનો અફસોસ કરવો ને ઘણા વિહ્વળ બની ગયા ને તે કન્યાને શણગારી તેને ઠાઠડીમાં સુવારી સ્મશાનભૂમિમાં લઇ ગયા, ને ત્યાં તેને અગ્નિસંસ્કાર કર્યો. પછી તે ત્રણમાંથી એક બ્રાહ્મણકુમાર તે સ્મશાનમાંજ નાનો મઠ બાંધી, તે સ્ત્રીની રાખની શય્યા કરી, ત્યાં રહીને અયાચિતવ્રત ધારણ કરી (કોઇ આપે તો લેવું, નહીંતર માગવું નહીં.) ભિક્ષા ઉપર નિર્વાહ ચલાવવા લાગ્યો. બીજો માણસ તે સ્ત્રીનાં હાડકાં લઇ ગંગાનદીના કિનારા ઉપર ગયો; ને ત્રીજો મનુષ્ય તાપસ થઇ પરદેશમાં ભટકવા લાગ્યો.

હવે જે ત્રીજો તાપસ થઈ દેશયાત્રા કરવા નિકળ્યો હતો, તે વજ્રલોક નામના ગામમાં ગયો. ત્યાં તે કોઈએક બ્રાહ્મણને ઘેર પરોણો થઇને ઉતર્યો. ઘરના ધણીએ તે અતિથીની સેવા પૂજા કરીને જમવા માટે બેસાર્યો, એટલે તે તાપસ બ્રાહ્મણ ભોજન કરવા લાગ્યો. એવામાં તે બ્રાહ્મણનું એક બાળક રડવા લાગ્યું. તેને ધણીએ છાનો રાખવાના ઉપાયો કર્યા, તોપણ તે રડતો રહ્યો નહીં, ત્યારે તે છોકરાની માએ ઘણોજ ગુસ્સો કરી, પોતાના તે પુત્રને, બે હાથથી ઉપાડી, બળતા અગ્નિમાં ઝોકાવી દીધો. જેવું તેને અગ્નિમાં હોમ્યું તેવુંજ તે કુમળા અંગવાળું બાળક બળીને ખાખ થઇ ગયું. જ્યારે તે પરોણા તપસ્વીએ આવું સાહસકર્મ જોયું, ત્યારે તે ચમકી ગયો ને તેના શરીરના રૂવાટે રૂવાટાં ઉભાં થઇ ગયાં. અને તેનાથી રહેવાઇ શકાયું નહીં તેથી તે બોલી ઉઠયોઃ "હાય હાય! બહુ ભુંડું થયું. હું આ બ્રહ્મરાક્ષસના ઘરમાં ક્યાંથી આવી લાગ્યો? હવે મારા શા હાલ થશે? આ તો મૂર્તિમંત પાતિકનુંજ મંદિર જણાય છે. તો હવે હું આ ઘરમાં ભોજન લઇશ નહીં." આ પ્રમાણે તે બ્રાહ્મણ બોલ્યો તે સાંભળીને તે ગૃહસ્થ બોલ્યો—"મહારાજ! હું મૃતસંજીવિની (એટલે મરણ પામેલાને જીવતાં કરનારી) વિદ્યા જાણું છું, તો હવે તમે તેનું પરાક્રમ જુઓ." આ પ્રમાણે કહી જે પોથીમાં મૃતસંજીવિનીનો મંત્ર હતો તે પોથી બહાર કાઢી, તેનો પાઠ કરી, ધૂળમંત્રી, તે મંત્રેલી ધૂળ અગ્નિમાં નાખી દીધી, એટલે પલકવારમાં તે અગ્નિમાંથી પ્રથમના જેવો સાજો સારો રમતો હસતો જીવતો બાળક બાહાર નિકળી આવ્યો. એટલે તે તપસ્વી અતિથિ શાંત થઇને પાછો જમવા લાગ્યો. પેલા ગૃહસ્થે પણ પાછી તે મંત્રની પોથીને લુગડામાં બાંધી, એક ખીલી ઉપર લટકાવી દીધી; અને ભોજન કરી રાત્રે તે અતિથિ સાથે તેજ ઘરમાં સુતો. પણ જ્યારે ઘરના બીજા માણસો સુઇ ગયાં

ને અર્ધરાત્રિનો વખત થયો ત્યારે તે અતિથિ થયેલા તપસ્વીયે વિચાર કર્યો કે, 'આ વખતે કોઇ પણ જાગતું નથી અને તક સારી છે, માટે જો મૃતસંજીવની મંત્રની પોથી ચોરીને નાશી જાઉં અને તેના બળથી મારી સ્ત્રીને જીવતી કરૂં તો ઠીક.' આવો વિચાર કરી તે ઉભો થયો, પરંતુ ડરવા લાગ્યો કે રખેને આ બ્રાહ્મણ જાગશે ને જાણશે તો મારી શી વલે! આ વિચારથી ડરતાં ડરતાં પણ તેણે ખીલી ઉપરથી મંત્રની પોથીને ઉતારી બગલમાં મારી, ને એકદમ ઘરની બાહાર નિકળી નાશવા લાગ્યો.

તે રસ્તામાં કયાંઇ પણ રાતવાસો રહ્યો નહીં, પણ પરભાર્યો શ્મશાન, કે જ્યાં પોતાની સ્ત્રીને બાળી હતી ત્યાં ગયો. એવામાં બીજો જે તે સ્ત્રીના હાંડકાં લઇને ગંગાજીમાં પધરાવવા માટે ગયો હતો. તે પણ તેજ વખતે તે સ્મશાનમાં આવી પહોચ્યો. પેલા મંત્રવિદ્યાની પોથીવાળા બ્રાહ્મણે, તે શ્મશાનમાં એક ઝુપડી બાંધી, રાખ ઉપર શયન કરનારાને અને ગંગાજીથી આવેલા-બન્નેને કહ્યું:-" ભાઇ! આ ઝુંપડીને અહીંથી વેગળે લઇ જાઓ, કારણ કે હું એક મંત્રવિદ્યાના પરાક્રમથી, હમણાં અગ્નિમાં બળી મરેલી મારી પ્યારીને રાખમાંથી સજીવન કરૂં છું." આ પ્રમાણે તે તાપસે બન્ને જણાને ઘણાજ સમજાવ્યા, અને તેની ઝુંપડીને એક તરફ ઉડાડી દઇ, પોતાની પોથી છોડી, તેમાંથી પેલો મૃતસંજીવની વિદ્યાનો મંત્ર ભણીને ધૂળને મંત્રી અગ્નિમાં જેવી નાંખી, તેવીજ મંદારવતી, અગ્નિમાંથી જીવતી થઇને નિકળી. અને તે બાળા અગ્નિમાંથી નિકળી હતી, તેથી કરીને તેનું પૂર્વનું અંગ તદ્દન બદલાઇ ગયું, ને હમણાં તે સુવર્ણની પ્રતિમા હોય તેવી શોભતી હતી. પેલા ત્રણે જણાએ ફરીથી જીવતી થયેલી તે રૂપવતી સ્ત્રીને જોઇ, એટલે પાછા કામવ્યાકુળ થઇ તેને પરણવા માટે માંહોમાંહે ઝઘડો કરવા લાગ્યા. એક જણે બોલ્યો કે, " એ મારી પ્રિયા છે, કારણ કે મેં તેને મંત્રના બળથી સજીવન કરી છે." બીજાએ કહ્યું, " ચલરે ચલ, એ તો મારી છે. કારણ કે મેં તીર્થાટન કર્યું તેના પ્રતાપથી એ પાછી સજીવન થઇ છે. તારૂં શું લાગે વળગે છે? ચાલ દૂર રહે." એવામાં ત્રીજો બોલી ઉઠયો-" જાઓ જાઓ ભલા થઇને, નહીં તો એકાદ થપડ ખાશો થપડ! ઓળખો છો કે? તમે બન્નેનું શું લાગેવળગે છે! એ પ્યારી તો મારી છે મારી! તમારા બાપની શી મીરાત છે? મેં આ શ્મશાનમાં રહી, ભુખ તરસ વેઠી, આ સ્ત્રીના રાખનું રક્ષણ કરી રાખી મૂકી હતી તો તે જીવતી થઈ, નહીં તો શું? એ જીવતી થવામાં મારા તપનોજ પ્રતાપ કારણભૂત છે, બીજું કંઇ નહીં માટે મુંગામુંગા રસ્તો માપો!" આ પ્રમાણે ત્રણે જણા વિવાદ કરવા લાગ્યા.

હવે વૈતાળે કહ્યું: " અલ્યા વીરવિક્રમા! ચાલ ન્યાય કર; વા-

સ્તવિક રીતે તે કન્યા કોની સ્ત્રી ઠરે ? જો તું જાણતો હોય ને ખરી વાત કહેશે નહીં તો તારા મસ્તકના ચુરેચુરા થઇ જશે." વૈતાળનું આવું વચન સાંભળી ધીરવીર વિક્રમ નિચે પ્રમાણે બોલ્યો: "જે બ્રાહ્મણે ઘણાં ઘણાં કષ્ટો વેઠી મંત્રવિદ્યા મેળવીને તે કન્યાને જીવતી કરી, તે તો તેનો પિતા ઠરે છે, કારણકે તેણે કન્યાને પુનઃ જન્મ આપ્યો છે. તેથી તે તેનો પતિ થઇ શકે નહીં. જે તેનાં હાડકાં લઈને ગંગાજી ગયો હતો તે તેનો પુત્ર ગણાય પણ જેણે શ્મશાનમાં ઝુંપડી બાંધી તેની રાખની પથારી કરી, તેમાં શયન કરી તપ કર્યું હતું, તે તેનો પતિ થઇ શકે છે. કારણકે તેણે ગાઢ પ્રેમથી તેની પાછળ ભેખ લઈ, તેને છાજતું કર્મ કરી બતાવ્યું." આ પ્રમાણે વિક્રમ રાજાએ મૌનવ્રત તજીને વૈતાળને નિર્ણય કહી સંભળાવ્યો; તે સાંભળતાંવારજ વૈતાળ અણચિંતવ્યો તેની ખાંધ ઉપરથી ઉડીને પાછો પોતાના થાનક ઉપર ચાલ્યો ગયો. એટલે પેલા ગોરજી માટે, ત્રિવિક્રમ રાજા ફરીને તે વૈતાળને લેવા માટે વિચાર કરવા લાગ્યો; કારણ કે ધીરવીર પુરૂષો જે વાત પાર પાડવાનું માથે લે છે, તે પ્રાણ જતાં સુધી પણ પૂર્ણ કર્યા વગર છોડતા નથી.

## તરંગ ૧૦ મો.

# વૈતાળ પંચવિંશિ.

## (ત્રીજો વૈતાળ.)

પછી વીરરાજ ત્રિવિક્રમસેન રાજા, ફરી તે વૈતાળને લેવા માટે તે મહાવૃક્ષ તરફ ચાલ્યો. ને ત્યાં જઇને જોયું તો વૈતાળ એક મરી ગયેલા માણસના ખોળીયામાં ભરાઇને બેઠો હતો. તેને વળી પોતાની ખાંધ ઉપર મારી, મૌનવ્રત ધારણ કરી, ત્યાંથી ગોરજી આગળ આવવા માટે, તે પાછો ફર્યો. ત્યારે તેના ખભા ઉપર બેઠેલા વૈતાળે તે ચાલતા રાજાને કહ્યું: "હે ત્રિવિક્રમસેન! તમારે આ અંધારી રાત્રિમાં આવજાવ કરવી પડે છે તેના શ્રમથી તમને ઉદાસી આવે નહીં, માટે એક નવલ કથા કહુંછું તે સાંભળો."

### શુક સારિકાની કથા.

પૃથ્વી ઉપર પાટલીપુત્ર નામનું એક પ્રખ્યાત નગર છે. તે નગરમાં પ્રાચિનકાળમાં વિક્રમકેશરી નામનો એક રાજા રાજ્ય કરતો હતો. દૈવે આ રાજાને જેટલે દરજજે ગુણવાન બનાવ્યો હતો તેટલે દરજજે ધનવંત પણ બનાવ્યો હતો. તેની પાસે અસંખ્ય રત્નો હતાં. તે રાજાને

ઘેર કોઇએક દેવતા, શાપને લીધે વિદગ્ધચૂડામણિ નામનો પોપટ થઇને અવતર્યો હતો. આ પોપટને સર્વ શાસ્ત્ર મુખપાઠ હતાં, અને તેને અલૌકિક જ્ઞાન હતું. તેણે તે રાજાના કુંવરને ઉપદેશ કરી તેના લાયક મગધદેશના રાજાની પુત્રી ચંદ્રપ્રભા, જે તે રાજકુમારને સર્વ રીતે સમાન હતી તેની સાથે પરણવાનું જણાવ્યું. તે ઉપરથી રાજકુમાર તે કન્યા સાથે પરણ્યો. આ કન્યા તે રાજકુંવરને સર્વાંશે સંપૂર્ણ હતી. જેમ રાજકુમારની પાસે ભણેલો ગણેલો પાવરધો પોપટ હતો, તેમ તે કન્યાની પાસે પણ એક સોમિકા નામની સારિકા–મેના હતી. તે પણ સર્વ કળા ને જ્ઞાનમાં કુશળ હતી. અને વખતો વખત તે કન્યાને સલાહ સુધાંત આપતી હતી. જ્યારે રાજકુમાર ચંદ્રપ્રભાને પરણીને પોતાને મહેલે લઇ આવ્યો. ત્યારે ચંદ્રપ્રભાની મેનાને પણ સાથે લઇ આવ્યો હતો. રાજાએ તે મેના સોમિકાને પોતાના શુકના પાંજરામાં પુરી, એટલે તે બન્ને જણાં–શુકસારિકા સાથે રહેવા લાગ્યાં. શુક જેટલે દરજ્જે વિદ્વાન હતો, તેટલે દરજ્જે આ મેના પણ પંડિતા હતી, ને કળામાં તે ઘણીજ પ્રવીણ હતી. તે બન્ને જણાં આનંદમાં રહેતાં અને પોતાની અલૌકિક જ્ઞાન શક્તિથી પોતાના રાજા રાણીનાં મનને સંતોષ ઉપજાવી, એટલે તેમની સેવા બજાવતાં હતાં.

પરંતુ મેના ભોજન વખતે જુદી બેસીને જમતી અને સુતી વખતે પણ છેટી જઇને સુતી હતી. આ વાત શુકને ગમી નહીં તેથી તેણે એક દિવસે ઉત્કંઠિતહૃદયે કહ્યું: "પ્યારિ ! તું મારાથી દૂર બેસીને ભોજન કરે છે, અને નિદ્રા પણ દૂર રહીને કરે છે તે તને છાજે નહીં. માટે આપણે એકજ ભાણે ભોજન કરીએ ને એકજ ઢોલીએ પોઢીએ તો કેવી મજાહ પડે ? ચાલ આપણે લગ્ન કરીએ, કે જેથી આપણે એકજ પિંજરામાં ખાઇએ પીએ ને પોઢીએ, ને મઝા કરીએ ? તે સાંભળી મેના મુખ મરડીને બોલી, "ચાલરે ચાલ ! એ શું બકે છે ? હું કોઈ પુરૂષ સાથે પ્રસંગ કરવો ઠીક ધારતી નથી, કારણકે તેઓ ઘાતકી અને કૃતઘ્ની હોય છે." તે સાંભળી શુકને કોપ ચઢ્યો ને તેણે પ્રત્યુત્તર વાળ્યો કે, "પુરૂષો દુષ્ટ તથા કૃતઘ્ની નથી, પણ સ્ત્રીઓનાં હૃદયજ ઘણાં ક્રૂર હોય છે." આમ તે બન્નેને પરસ્પર વિવાદ ચાલવા લાગ્યો. પછી તે બન્ને જણાંએ એવો ઠરાવ કર્યો કે જે હારે તેણે દાસ થઇને રહેવું–એટલે પોપટ હારે તો દાસ થઇને રહે ને મેના હારે તો સ્ત્રી થઇને રહે. આવો નિશ્ચય કરીને બન્ને જણાં રાજાના કુંવર આગળ ન્યાય છણાવવા આવ્યાં. આ વખતે રાજકુંવર પોતાના પિતાની કચેરીમાં બેઠો હતો. તેની આગળ શુકે આવીને પોતાની

વાર્તા જાહેર કરીને કહ્યું કે, રાજન્, અમારી બાબતમાં આપ નિર્ણય કરો.' રાજકુમાર તેઓના વાદવિવાદ ધ્યાનમાં લઇને બોલ્યો: "સારિકા ! તું પુરૂષોને કૃતઘ્ની કહે છે તે સિદ્ધ કરી આપ, કે કેવી રીતે પુરૂષો કૃતઘ્ની છે." ત્યારે સારિકાએ પોતાનો પક્ષ સિદ્ધ કરવા માટે પુરૂષનો દોષ બતાવનારી એક કથા કહેવાનો આરંભ કરવા માટે બોલી: "સાંભળો રાજ, પુરૂષોના અવગુણો હું ખુલ્લા કરૂં છું તે."

## મેનાએ કહેલી દૃષ્ટાંત કથા.

આ પૃથ્વી ઉપર કામંદિકા નામનું એક પ્રખ્યાત નગર છે. તે નગરમાં પૂર્વે અર્થદત્ત નામનો એક સાહુકાર રહેતો હતો. તે મોટો ધનવંત હતો. તે સાહુકારને ઘેર એકનો એક પુત્ર અવતર્યો. શેઠે તે છોકરાના જન્મ વખતે મહાઉત્સવ કર્યો ને અગીયારમે દિવસે તેનું ધનદત્ત એવું શુભ નામ પાડ્યું. વખત વિતતાં તે મોટો થયો ને તરૂણાવસ્થામાં આવ્યો. ત્યારે તેનો પિતા મરણ પામ્યો. પિતા મરણ પામ્યા પછી 'બંદાને કોણ કહેનાર હતું,' તેથી મરજીમાં આવે તેમ તે વર્તવા લાગ્યો ને ઘણોજ બેકેદ બની ગયો. કારણ કે જ્યારે તરૂણાવસ્થાની જાળમાં મનુષ્ય ફસાય છે ત્યારે તેના મનના તરંગો કંઇ જુદા જુદા આકારમાં બહાર દેખાવ દે છે. કેટલાએક લુચ્ચા મિત્રોએ તેની સાથે પ્રેમ બાંધ્યો ને ઐક્યતા કરી તેને જુગારના ધંધામાં ફસાવ્યો. કારણ કે દુર્જન લોકોની સંગત એક દુઃખરૂપી ઝાડનું મૂળ છે. દુષ્ટના સમાગમમાં દુઃખ શિવાય બીજું કશું મળતું નથી. થોડા વખતમાં ધનદત્ત પોતાનું સર્વ ધન ખોઇ બેઠો, ને દરિદ્ર થઇ ગયો; એટલે તેને તે નગરમાં રહેતાં શરમ આવી, માટે પોતાના દેશનો ત્યાગ કરી પરદેશમાં ફરવા માટે ગયો.

તે પરદેશમાં ભટકતો ભટકતો એક વખતે ચંદનપુરમાં આવી ચઢ્યો. તે નગરમાં જઇને પોતાને ભુખ લાગી હતી માટે એક સાહુકારને ઘેર ભોજન કરવા માટે ગયો. તે સાહુકારે ધનદત્તના અંગ તરફ નજર કરીને જોયું તો તેનું શરીર સકોમળ જણાયું, એટલે તેણે પુછ્યું કે, "તમારૂં કુળ કિયું? તમારૂં નામ શું?" ધનદત્તે પોતાની સર્વ વિતક વાર્તા કહી બતાવી. તે સાંભળી શેઠે તેને કુળવંત જાણ્યો, ને દૈવયોગે તેનો સત્કાર કરી, તેને પોતાને ઘેર રાખ્યો, અને તેને પોતાની રત્નાવળી નામની કન્યા પરણાવી, અપાર ધન પેહેરામણીમાં આપ્યું.

ધનદત્ત પોતાના સસરાને ઘેર ઘરજમાઇ થઇને રહ્યો. ઘણા દિવસ સુખચેહનમાં ગુજાર્યાં તેને લીધે પોતાની તે પ્રથમની માઠી સ્થિતિ ભૂલી ગયો; અને ઘણું નાણું મેળવી પાછો જુગાર રમવામાં તત્પર થયો. તેને પોતાના દેશમાં આવવાની ઇચ્છા થઇ. તેથી તે લુચ્ચાના પીરે,

પોતાના પરવશ સસરાને અટરમ ગટરમ સમજાવ્યો ને કહ્યું કે, "હું મારા દેશમાં જઈ થોડા વખતમાં પાછો આવીશ." જો કે તે શેઠને પણ દીકરો દીકરી તે સર્વ આ એક દીકરીજ હતી, તેથી તેનું મન માન્યું નહીં, તોપણ જમાઈના આગ્રહથી તેણે પોતાની પુત્રીને કીમતિ દાગીના પેહેરાવી શણગારી, અને તેની સાથે એક ઘરડી ડોસીને ચાકરડી તરીકે સોંપીને વિદાય કીધી. પછી ધનદત્ત પોતાની સ્ત્રી અને પેલી ઘરડી ડોસીને સાથે લઈ પોતાના દેશ તરફ જવાને નિકળ્યો. ચાલતાં ચાલતાં અર્ધ્ધ માર્ગમાં આવ્યાં ત્યાં એક ભયંકર જંગલ આવ્યું. ધનદત્તે પોતાની સ્ત્રીને કહ્યું: "જો આ જંગલમાં ઘણો ભય છે, અત્રે ચોર લુટારા ઘણા છે, માટે તારાં સઘળાં ઘરેણાં કાઢી નાંખ, હું મારી પાસે રાખું કે કંઈ ભય નડે નહીં. હવે સાંભળો!" એટલે પેલી નિખાલસ અંતરની સ્ત્રીએ પોતાના તમામ દાગીના ઉતારીને પોતાના સ્વામિને સોંપ્યા. હાય! અપ્સોસ! જુઓ—નજર કરો, કૃતઘ્ની પુરૂષો જુગાર, વેસ્યા વિગેરે દુ:ખદાયક છંદનો સંગ કરે છે, પાપાચરણથી પણ ડરતા નથી. કૃતઘ્ની પુરૂષોનું હૃદય ખરેખર તરવાર જેવું વિશમ હોય છે.

હવે સાંભળો પેલા પાપી ચંડાળ પુરૂષે તે સર્વ અલંકાર પોતાના કબજામાં લઇ તે ધનને માટે, પોતાની ગુણવાન પ્રિયાને અને તેની સાથે આવેલી વૃદ્ધાને મારી નાખવાનો ઠરાવ કર્યો. માર્ગમાં એક ઉંડી ખોહ આવી તેમાં એક ધક્કો મારી તેઓને નાંખી દીધાં ને પછી તે ચંડાળ પુરૂષ ચાલતો થયો. તે ડોસી તો ખોહમાં પડતાંની સાથેજ મરણ પામી, પણ તે સ્ત્રી, એક વેલાની ડાળીને વળગી રહી, તેથી મરણ પામી નહીં. તે પડયા પછી બાકી રહેલા આવરદાને ભોગવવા માટે ખડ તથા વેલાને પકડી અતિઘણા કષ્ટે ઉપર ચઢી આવી ને પછી દયા ઉપજે તેવી રીતે મોટે સ્વરે આક્રંદ કરવા લાગી. તેના આખા શરીરમાં ઉઝ-રડાઓ પડી ગયા હતા ને તેમાંથી લોહી ઝરતું હતું. પછી તે કન્યા મહાકષ્ટે ચાલવા લાગી, ને જે માર્ગેથી આવી હતી તે માર્ગે રસ્તામાં માર્ગને ચુકી જવાય તેને માટે પગલે પગલે, પોતાના ગામનો રસ્તો પુછતી પુછતી, બાપને ઘેર આવી. તેની માતા અને પિતા, અકસ્માત્ પોતાની પુત્રીની આ દશા જોઇને ગાભરાં થઇ રડવાં લાગ્યાં ને પોતાની પુત્રીને પુછવા લાગ્યાં; "બેહેન! તને આ શું થયું? તે તો કહે." ત્યારે તેની દીકરીએ કહ્યું, "જીજી! ચોર લોકોએ રસ્તામાં અમને લુટી લીધાં, મારા પતિને બાંધીને કેદ કરી કયાંઇ લઇ ગયા અને મને તથા મારી સાથે આવેલી ડોસીને એક ઊંડી ખોહમાં નાખી દીધાં. ઓ માડી! મારી વહાલી ચાકરડી તો પડતાની સાથેજ મરણ પામી, પણ હું

જીવતી રહી છું. થોડીવારે એક દયાળું વટેમાર્ગુ તે ખોહની પાસે આવી ચઢયો, તેણે મને તેમાંથી બાહાર કાઢી; અને દૈવયોગે મને તમારો ફરી મેળાપ થયો છે." જ્યારે સુશીળ રત્નાવળીએ આ પ્રમાણે કહ્યું ત્યારે તે સાંભળી માતાપિતાએ તેને ધીરજ આપી ધારણ દીધું. ત્યાર પછી સતી રત્નાવલી પોતાના પતિનું ધ્યાન ધરતી પિતાને ઘેરજ રહી.

એ અરસામાં ધનદત્ત પોતાના ગામમાં ગયો કે કેટલાક રંગતાળીઆ મિત્રો તેને આવી મળ્યા. તેઓ બોલ્યા કે, "કેમ ભાઇ, હમણાં ક્યાં પધાર્યા હતા? કંઇ જણાતા નહતા?" એમ કહી પ્રેમ બતાવી પાછો જુગાર રમવામાં ફસાવ્યો. ધનદત્તે ખૂબ જુગાર ખેલીને પોતાનું સઘળું નાણું ઉરાડી દીધું; ને પાછો જેવો હતો તેવો થઇ બેઠો. પછી તેણે વિચાર કર્યો કે, "હવે વળી પાછો હું સસરાને ઘેર જઈ, તેની પાસેથી ધન માંગી લઉ. તે તેની દીકરીના સમાચાર પુછશે તો હું કહીશ કે તે મારે ઘેર છે." આ પ્રમાણે મનમાં નિશ્ચય કરી તે પોતાના સસરાને ઘેર જવા નિકળ્યો. થોડા દિવસમાં તે પોતાના સસરાના ચંદનપુર નગરમાં આવી પહોચ્યો. પણ જેવો તે પોતાના સસરાને ઘેર આવે છે, તો ત્યાં રત્નાવળીએ તેને દૂરથી આવતાં દીઠો કે તરત તે સુશીળ સ્ત્રી તેની પાસે દોડી ગઇ ને તે પાપીના ચરણમાં પ્રણામ કર્યા. કારણ કે પોતાનો પતિ ગમે તેવો દુષ્ટ હોય તોપણ સતી સ્ત્રીઓનું મન યત્કિંચિત પણ ડગતું નથી. તેનું મન પોતાના ભર્તાર ઉપર સદાસર્વદા પ્રેમાળ રહે છે, શુદ્ધ રહે છે, કપટ રહિત રહે છે. પણ ચંડાળ ધનદત્ત, જેણે પોતાની સ્ત્રીને ખોહમાં નાખી દીધી હતી તે તો તેને જોઇ ધ્રુજવા લાગ્યો ને તેના મનમાં ભય વ્યાપ્યો કે હવે મારા બુરા હાલ થવાના પરંતુ સતિ રત્નાવળીએ પોતાના પિતાની આગળ, ચોર વિગેરેની જે કૃત્રિમ વાર્તા કરી હતી તે પોતાના પતિ આગળ કહી ને કહ્યું કે, 'તમે જરા પણ ડરશો મા.' પછી ધનદત્ત નિર્ભય થઇ ઘરમાં ગયો ને સસરાને મળ્યો. સાસુ સસરાએ ઘણા હર્ષથી તેનું આદરાતિથ્ય કર્યું તેના સસરાએ, 'ચોરોએ આપણા જમાઇને જીવતો છોડી મૂક્યો, માટે આજ તો આપણે ઘેર દીવાળી છે,' આમ જણાવી પોતાના કુટુંબીયોને જમવા નોતરી મહોત્સવ કર્યો. તે પછી ધનદત્ત પોતાના સસરાને ઘેર, પોતાની સ્ત્રી સાથે રહી સસરાની અનુપમ લક્ષ્મીનો ઉપભોગ કરતો સુખરૂપ રહ્યો ને પોતાની સ્ત્રી રત્નાવળીની સાથે આનંદમાં દિવસ ગુજારવા લાગ્યો. પણ ધિક્કાર! ધિક્કાર! હાય! હાય! તે પાપી ચંડાળે પછી શું કીધું તે જુઓ! એક વખતે રાત્રે, સર્વે સુઇ ગયાં હતાં તે વખતે કરતકાળ જેવા રાક્ષસે, કંપારી છુટે એવું ઘોર કર્મ કર્યું તે કહેવું તો હું યોગ્ય ધારતી નથી, પરંતુ આ કથાના પ્રસંગમાં મારે

તમને જણાવવું પડે છે કે તેણે પોતાની સ્ત્રી રત્નાવળીને, પૂર્ણ નિદ્રાવશ અવસ્થામાં ઠાર મારી નાખી ને તેનાં સર્વ ઘરેણાં લઈ, કોઈ જાણે નહીં તેમ પોતાના દેશમાં નાશી ગયો.

"આવી રીતે પુરૂષો ચંડાળના ચંડાળ હોય છે!" આ પ્રમાણે સારિકાએ પુરૂષની કૃતઘ્નતા જણાવી એટલે રાજકુમારે પોપટને કહ્યું-"હવે તારે કહેવું હોય તે કહે." ત્યારે પોપટે કહ્યું-"મહારાજ! સાંભળો. સ્ત્રીઓનું સાહસ કર્મ કોઈથી પણ સહન કરી શકાય તેવું નથી. તે અનીતિમાન-વ્યભિચારણી અને ઘણીજ નિર્દય હોય છે. તે ઉપર એક કથા સાંભળો."

## શુકે કહેલી કથા.

હર્ષવતી નામની એક નગરી હતી. તેમાં ધર્મદત્ત નામનો એક નગરશેઠ રહેતો હતો, જેની પાસે કોટાનુકોટી નાણું હતું. તે શેઠને એકની એક દીકરી હતી. તે કન્યાનું નામ વસુદત્તા હતું, જે સ્વરૂપમાં અનુપમ હતી. તે કન્યા એકની એકજ-અછતની હતી, તેથી તેના પિતાને પ્રાણ કરતાં પણ વધારે વાહાલી હતી. શેઠે તે કન્યા પોતાના સમાન કુળવાળા, દ્રવ્યવાળા ને તરૂણાવસ્થા માટે પ્રખ્યાત, અને જેનું સૌંદર્ય જોઇ કામી સ્ત્રીઓનાં નેત્ર, જેમ ચંદ્રમાને જોઇ તૃપ્તિ પામતાં નથી, તેમ તૃપ્ત થાય નહીં તેવું હતું. તેનું નામ સમુદ્રદત્ત હતું. તે સાહુકારના પુત્રવેરે તે કન્યાને પરણાવી. આ પુત્ર સ્વભાવે સરળ, નિપુણ ને કામદેવ જેવો કાંતિમાન હતો, અને તામ્રલીપ્તી નગરીમાં વસતો હતો. તામ્રલીપ્તીમાં આર્ય લોકોની વસ્તીજ હતી.

આ વસુદત્તા પોતાના પિતાને ઘેર રહેતી હતી, અને સમુદ્રદત્ત જે તેનો પતિ હતો તે તેના પિતાને ઘેર રહેતો હતો. એટલે તે કન્યાના મનને કંઇ ચેહેન પડતું નહીં. આખો દિવસ કામના વિકારો તેના મનમાં થયા કરતા હતા. એક દિવસે તે કન્યા પોતાની બારીમાં બેઠી બેઠી નગરની ચર્ચા જોતી હતી, એવામાં દૂરથી તેણે એક પુરૂષને જતો દીઠો. આ પુરૂષ ભરજુવાન અને રૂપાળો રાજવી હતો, તેને જોઇ તે ચલિત સ્ત્રી વસુદત્તા ઉપર મારે* હુમલો કીધો ને તે તેને વશ થઇ ગઈ. તરત તેણે પોતાની લોંડીને હુકમ કર્યો કે, 'જા તું નિચે, ને પેલો તરૂણ, જે ચાલ્યો જાય છે તેને લાવ મારી પાસે.' પેલી લોંડી તરત ત્યાંથી નિચે ઉતરી તે પુરૂષની પાસે જઇ બોલી; "અમારી સખી આપને ઉપર બોલાવે છે, માટે કૃપા કરી પધારો." તે સાંભળી તે તરૂણ તેની સાથે આવ્યો, ત્યાં તો વસુદત્તાએ તેની આગળ પોતાનું જીગર ખોલીને જણાવ્યું

* કામદેવે.

અને તેને ગળે વળગી પડી પોતાનો પ્રિતમ કીધો. પછી તે તરૂણ પુરૂષે પણ તેના અંતઃકરણની આશા પૂર્ણ કરી, અને તે દિવસથી તે સાહુકારની કન્યાનું મન તે પુરૂષ ઉપર અત્યંત પ્રેમાતુર રહેવા લાગ્યું, અને તે બન્ને જણાં દરરોજ રાત્રે રંગભોગ રમવા લાગ્યાં.

આ પ્રમાણે કેટલાએક દિવસ સુધી બન્ને જણાંએ પોતાના દિવસો ઘણીજ ખુશખુશાલીમાં કાઢ્યા. પણ તેમને ખબર ન હતી કે હવે આપણા પ્રેમમાં ભંગ પડશે. દૈવની ગતિ વિચિત્ર છે, તે કોઇપણ જાણી શકતું નથી. એક દિવસે તેનો પરણેલો પતિ પોતાની વહુને આણે તેડવા માટે સસરાને ઘેર આવ્યો. સાસુ સસરો જમાઇને જોઇ ઘણાં ખુશી થયાં ને બોલ્યાં. 'ભલે પધાર્યા.' તે દિવસે તે શેઠના ઘરમાં કંઇ ઉત્સવ હતો માટે વસુદત્તાએ શણગાર સજ્યા હતા, ઘરમાં નવનવાં પકવાનો કર્યાં હતાં, અને સગાંવહાલાંને જમવાને નોતર્યાં હતાં, તેમની આવજાવ છેક સાયંકાળ સુધી રહી પણ તેને કંઈ નિરાંત વળી નહી, તેનું મન તો પોતાના પ્રિતમમાંજ ચોંટેલું હતું, થોડીવારમાં રાત્રિ પડી. શેઠાણીએ પોતાની પુત્રીને કહ્યું: "દીકરા! આજ તારો પતિ આવ્યો છે, માટે આ તારા શયનમંદિરને શણગારમાં આવ્યું છે, તો હવે તું ત્યાં સુવાને માટે જા." વસુદત્તાએ કંઇ જવાબ દીધો નહિ, કેમકે તેનું ચિત્ત પરપુરૂષપર ચોટયું હતું. તે મેડી ઉપર ગઇ, પણ શય્યામાં એક બાજુપર સુઇ રહી; અને તેણીએ પતિને પુછ્યું પણ નહીં કે તમે ક્યારે આવ્યા? કેમ છો? વગેરે. સમુદ્રદત્તે પ્રથમ તો પોતાની સ્ત્રી તરફનું માન મળશે આમ મનમાં આશા રાખી હતી, પણ આ વખતે તેની આશા નિષ્ફળ થઇ. તે પોતે તેને મનાવવા લાગ્યો, પણ તેણીએ કંઇ પ્રેમ દર્શાવ્યો નહીં. તે મિથ્યા ઢોંગ કરીને સુઇ રહી. સમુદ્રદત્તે તેણીને બહુ વાર સુધી હાથ વતી ઢંઢોળી, તોપણ તેણે ઉચું મુખ કરી તેની તરફ નજર પણ કરી નહીં, ત્યારે તે બાપડો નિરાશ થયો. તેણે તે દિવસે અચ્છાં અચ્છાં ભોજન કર્યાં હતાં ને તે ઉપર મદિરાનું પાન કર્યું હતું, ને મુસાફરીથી થાકયોપાકયો આવ્યો હતો એટલે તેને પણ નિદ્રા આવવા લાગી. તે નિદ્રાવશ થઇ ગયો. ઘરમાંના માણુસો પણ દિવસના ઉત્સવમાં મિષ્ટાન્ન જમ્યાં હતાં, અને ઉપરથી મદિરાપાન કર્યું હતું, માટે તે સઘળાં પણ એક પછી એક પોઢી ગયાં. જ્યારે ઘરનાં સર્વે નિદ્રાવશ થઇ ગયાં ત્યારે એક ચોર તેના ઘરની ભીતને કોચીને તેના ઓરડામાં પેઠો. પેલી વણિક્ કન્યાએ તે દિવસે પોતાના પ્રિતમ સાથે સંકેત કર્યો હતો કે હું અર્ધરાત્રે તમારી પાસે આવીશ, એટલે તે સમય થયો કે તુરત તે શય્યા ઉપરથી નીચે ઉતરી. સોળ શણગાર ધારણ કરી બાળેબાળે મોતી પરોવીને જવાને તૈયાર થઇ. તેણે પોતાના ઘરમાં ચોર આવ્યો છે તેને પણ

દીઠો નહીં, તેનું કારણ બીજું કંઇજ ન હતું, પણ આ વખતે તેનું મન પોતાના પ્રિતમની પાસે હતું, તેથી તે આંખો છતાં આંધળીભીંત બની ગઈ હતી; અને તેને લીધે જાણે મને કોણ જુવે છે આમ માનતી રૂમઝુમ કરતી ઘરમાંથી બહાર નિકળી. જ્યારે તે ચોરે આ પ્રમાણે જોયું ત્યારે તેની આશા ભંગ થઇ ગઇ પણ તેણે વિચાર કર્યો કે, 'હું જે દાગીના ચોરવા માટે આવ્યો છું તે દાગિના તો આ કન્યા પેહેરીને જાય છે; પરંતુ આ કન્યા આ અર્ધરાત્રિને વખતે ક્યાં જતી હશે? ચાલ, તેની હું તપાસ કરૂં.' આવો વિચાર કરી ચોર પણ તેની પાછળ, ઘરની બાહાર નિકળી, વસુદત્તા જાણે નહી તેમ, તેની પાછળ પાછળ, પોતે તેને જોતો જોતો ચાલ્યો.

વસુદત્તાએ પોતાના એક હાથમાં પુષ્પો રાખ્યાં હતાં, અને સાથે એક સંકેત જાણનારી સખી લીધી હતી. તેની સાથે તે નગરની બાહાર નિકળી થોડે દૂર એક બગીચો હતો તેમાં ગઇ. ત્યાં જઇ જુવે છે તો પોતાના પ્રિતમને એક વૃક્ષની ડાળીએ અદ્ધર લટકતો દીઠો. તેનો પ્રિતમ તેણીને મળવા આવ્યો હતો, ને તે પોતાની પ્યારીને કરેલા સંકેત પ્રમાણે તે રાત્રે બગીચામાં ભરાયો, પરંતુ પોતાની વલ્લભા આવી નથી એમ જોઈ વિરહાતુર થઇ, ફાંસો ખાઇને મરણ પામ્યો. અને નગરરક્ષક સીપાઇઓ, રોન ફરતાં ફરતાં ત્યાં આવ્યા તેઓએ તેને ચોર જાણી તેના ગળામાં ફાંસી નાખી વૃક્ષની ડાળીએ લટકાવી દીધો. પણ સાહુકાર પુત્રી વસુદત્તા, ત્યાં આવીને જ્યાં પોતાના પ્રિતમને ધારી ધારીને જુવે છે તો તેને મરણ પામેલો જોયો એટલે તે એકદમ વિકળ અને વિભ્રમિત થઇ ગઇ; અને બોલી, "હાય! હાય! મારૂં નખ્ખોદ વળી ગયું! હવે મારૂં શું થશે?" આવી રીતે કરૂણાળ ને કોમળ સ્વરે રડતી રડતી જમીન ઉપર મૂર્છા ખાઇને પડી. પછી તેણે વૃક્ષ ઉપર ચઢી, પોતાના મરણ વશ થયેલા પ્રિતમને નિચે ઉતારી તેના ગળામાંથી ફાંસી કાઢી નાખી તેના શરીરપર ચંદન ચર્ચ્યું; અને પુષ્પોના હારથી તેણે શણગાર્યો. પ્રિતમપર પૂર્ણ પ્રેમ હોવાથી ને તેના મરણના શોકથી આ વખતે તેના મનમાં ગાઢ અંધકાર વ્યાપી રહ્યો હતો, તેથી તે કન્યાએ ઘણી આતુરતાથી મરણ પામેલા પ્રિતમને આલિંગન કરી તેના મુખને ઉચું કરી, તેનું ચુંબન કરવાની ઇચ્છા કરી ને તે જ્યાં જાય છે ત્યાં એકદમ પ્રિતમના ચૈતન રહિત શબમાં એક વૈતાળે પ્રવેશ કરી, દાંતેવતી તેનું નાક કરડી ખાધું. તુરત તે ભયભિત થઇ 'ઓય! ઓય!' કરીને તેને છોડી દઇ ખસી ગઈ. પણ વળી તેના મનમાં વિચાર આવ્યો કે, 'શું એ જીવતો હશે?' આમ વિચારી પુનઃ પાસે જઇ તેને નિહાળવા લાગી. આ વખતે તે શબમાંથી વૈતાળ નિકળી ગયો હતો, તેથી તેનું મુડદુ ચૈતન્ય રહિત હતું, એટલે તેણે જાણ્યું કે એ તો મરી

ગયો છે. (તેથી તે ડરવા લાગી અને શિક્ષા ભોગવી) દર્પ ભંગ થઇ, રડતી રડતી ત્યાંથી પોતાને ઘેર ચાલી ગઈ.

આ અરસામાં પેલો ચોર, જે ગુપચુપ તેની પાછળ આવ્યો હતો તેણે, તે કન્યાનાં સર્વ આચરણ નજરે જોયાં પછી તે મનમાં બોલ્યો: "આ રાંડ પાપિણી સ્ત્રીએ આ શું કર્યું ? ઉલટું એનું બહુ બુરૂં થયું છે. અફસોસ ! જેમ એક ભયંકર અંધારો કૂવો હોય છે, તે કૂવો માત્ર પડવા શિવાય બીજા કશા ઉપયોગમાં આવતો નથી, ને તેમાં પડનારા માણુસનો જેમ પત્તો લાગતો નથી, તેમજ ગાઢ અજ્ઞાનથી દૂષિત થયેલું સ્ત્રીઓનું અંતઃકરણ પણ મહાભયંકર છે અને તે કેવળ લોકોને ફસાવનારજ છે. જેમાં ફસાએલો પ્રાણી કદી પણ બચી શકતો નથી. હવે આ સ્ત્રી શું કરે છે, તે તો હું જોઉં." આવો વિચાર કરી, આશ્ચર્યમાં ગરકાવ થઇ તે ચોર દૂરદૂર તેની પાછળ પાછળ ગયો.

પછી તે વ્યભિચારિણી સ્ત્રી પોતાના શયનમંદિરમાં,•જ્યાં તેનો પતિ ભર નિંદ્રામાં સુતો હતો ત્યાં ગઇ, અને ચાસો પાડી રડતી રડતી બોલી: "અરે! આવો આવો ! દોડો દોડો! અરે આ મારા પાપી દુશ્મને,•જે પોતે મારો ધણી થઈબેઠો છે તેણે, મારા કંઈપણ વાંક વગર મારૂં નાક કાપી લીધું છે. મને તે દુષ્ટના હાથમાંથી બચાવોરે બચાવો !" આવો કોલાહલ સાંભળી, તે કન્યાનો પતિ, તેનો પિતા, તેની માતા તથા ઘરના બીજાં સર્વ માણુસો જાગીને એકદમ ગાભરાં થઇ દોડયાં. તેનો પિતા તે ઓરડામાં દોડીને આવ્યો ને જુવે છે તો પોતાની દીકરીનું નાક તાજું કરડેલું છે, એટલે તેણે અત્યંત કોપ કરી, જમાઈપર પોતાની દિકરીને વિકળાંગી કરવાનો વાંક મૂકી કેદ કરાવ્યો. પેલી ઢોંગી ને લુંચી સ્ત્રીનું કપટભરેલું બોલવું સાંભળી, સાહુકાર વિગેરે સર્વ ઘરનાં માણુસો શંકાશીળ થયાં હતાં, એટલે તેને કેદ કરાવ્યો છતાં પણ સમુદ્રદત્ત મૂગા માણુસની પેઠે મોંમાંથી એક પણ શબ્દ બોલ્યો નહીં.

જ્યારે પેલા ચોરે આ સર્વ તમાસો જોયો ત્યારે તુરત તો તે પોતાને ઘેર ચાલ્યો ગયો; અને તે આખી રાત્રિ, હોકારામાં ને કલબલાટમાં ધીમે ધીમે વિતિ ગઇ. પ્રભાત થયું કે તે સાહુકારે પોતાના જમાઈને, અને જેનું નાક કાપવામાં આવ્યું હતું તે પોતાની દીકરીને, બન્નેને સાથે લઈ, રાજસભામાં ગયો, ને રાજાને વિનતિ કરી કે, 'મહારાજ ! આ મારો જમાઇ થાય છે, તેણે મારી દીકરીનું નાક કાપી લીધું છે, માટે હું આપની તેહેનાતમાં ન્યાય માંગવા આવ્યો છું' તે સાંભળી રાજાએ ન્યાય આપ્યો કે, 'આ માણુસે પોતાની સ્ત્રીનું નાક કાપ્યું છે, માટે તે અપરાધી છે. માટે હું એને, પોતાની સ્ત્રીને વિકલાંગી કરવાના અપરાધ માટે દેહાંત દંડ દઉછું.' તે સાંભળી સમુદ્રદત્ત બોલ્યો: 'મહારાજ! હું એ વાતથી

બિલકુલ નિર્દોષ છું, મને કંઇ પણ ખબર નથી.' તોપણ રાજાએ તેના વચન ઉપર વિશ્વાસ રાખ્યો નહીં, અને સીપાઇઓને હુકમ કર્યો કે, 'જાઓ, એને અહીંથી લઇ જાઓ, અને ફાંસીએ ચઢાવી તેના પ્રાણ લ્યો.' સીપાઇઓને જેવો હુકમ મળ્યો કે તુરત તેને પકડી ઢંઢેરો પીટતા પીટતા વધભૂમિ ઉપર લઇ ગયા. એ વાત પેલા રાતના ચોરે જાણી કે તે એકદમ રાજાના સીપાઇઓની પાસે ગયો-ને તેઓને કહ્યું કે, "સબુર કરો! મારી વાત સાંભળ્યા પછી તેને ફાંસી ચઢાવજો. હું આ વિશે સઘળું જાણું છું, માટે મને તમે રાજાની આગળ લઇ જાઓ, એટલે હું તેની આગળ સર્વ વાર્તા કહી બતાવીશ." જ્યારે તે ચોરે આ પ્રમાણે કહ્યું, એટલે સીપાઇઓ સમુદ્રદત્તને અને ચોરને રાજાની પાસે લઇ ગયા. ચોરે રાજાને વિનતિ કરી કે, 'તમે મને જો શિક્ષા ન કરવાનું અભયવચન આપો તો હું આપની આગળ સર્વ વાર્તા બન્યા પ્રમાણે કહી બતાવું.' રાજાએ કહ્યું: 'તારે કંઇપણ ભય ધરવો નહીં, જેવું હોય તેવું કહી દે.' એટલે ચોરે સઘળી હકીકત રાજાની આગળ જાહેર કરી ને કહ્યું કે, "આપને જો મારા કહેવા ઉપર વિશ્વાસ આવતો ન હોય તો હજુ નાક શબના મુખમાં છે, તેની તપાસ કરો." રાજાએ જ્યારે આ પ્રમાણેનાં વચન સાંભળ્યાં ત્યારે તેણે પોતાના નોકરોને મોકલી તેની તપાસ કરાવી. તો ચોરના કહેવા પ્રમાણે શબના મુખમાં નાક જોવામાં આવ્યું. એટલે રાજાએ તેની સર્વ વાત માન્ય રાખી ને તે વાણીયાના છોકરાને ફાંસીની શિક્ષામાંથી મુક્ત કર્યો; પણ તેણે તેની પાપણી સ્ત્રી-સાહુકારની કન્યાનાં, બે કાન પણ સાથે કપાવીને દેશ પાર કરી દીધી; અને તેના સસરાનું સર્વસ્વ લુટી લીધું, અને તે ચોરના ઉપર પ્રસન્ન થઇ, તેને નગરમાં ન્યાયાધિશની પદવી આપી.

"માટે હે મહારાજ! તમે જુઓ કે આવી રીતે આ જગતમાં, સ્ત્રીયો સ્વભાવે કરીનેજ દુષ્ટચરિત્રવાળી ને વિશ્વાસઘાતિ છે." આ પ્રમાણે શુકે વાર્તા કહી, પણ એટલામાં તેનો શાપ પુરો થયો એટલે તે ઇંદ્રના શાપથી મુક્ત થયો ને ચિત્રરથ નામનો દિવ્ય ગંધર્વ થઈ સ્વર્ગમાં ચાલ્યો ગયો; અને તે સારિકાપણ તત્ક્ષણે શાપમાંથી મુકત થઇ તેજ વખતે તિલોત્તમા નામની સ્વર્ગની અપ્સરા થઈ, સ્વર્ગમાં ચાલી ગઇ; ને તેથી તે બન્નેનો નિર્ણય સભામાં અધુરો રહ્યો.

આ પ્રમાણે વૈતાળે કથા કહી ફરી રાજાને કહ્યું: "માટે હે વીર વિક્રમા! તમે હવે નિર્ણય કરો કે સ્ત્રી ખરાબ છે કે પુરૂષ? તમે જાણતાં છતાં ખરી વાત જણાવશો નહીં તો તમારા મસ્તકના કકડે કકડા થઇ જશે."

ખભા ઉપર બેઠેલા વૈતાળનું આવું વચન સાંભળી, તે રાજા બોલ્યો, "હે યોગેશ્વર ! સ્ત્રીઓજ પાપી છે. પુરૂષમાં કોઈકજ તેવો પાપી, કદાચિત્ નિકળે છે, પરંતુ સ્ત્રીઓ તો સઘળી, હંમેશાંજ દુરાચરણી ને પાપિણી હોય છે." આમ જ્યાં વીર વિક્રમ બોલે છે એટલામાં તો તે વૈતાળ રાજાની કાંધ ઉપરથી અદૃશ્ય થઇ ગયો ને પાછો પોતાના રહેઠાણ ઉપર જઈ બેઠો. અને રાજા ત્રિવિક્રમ ફરી તેને લઇ આવવા માટે પ્રયત્ન કરવા લાગ્યો.

## તરંગ ૧૧ મો.

## વૈતાળ પંચવિશી.

### (વૈતાળ ૪ થો.)

વૈતાળના નાશી જવાને લીધે વળી ત્રિવિક્રમ રાજા તેને લેવા માટે અંધારી રાત્રિમાં તે અશોકવૃક્ષની તરફ ચાલ્યો. ત્યાં જઇને રાજા નિડરતાથી જુવે છે તો વૈતાળને એક માણસના શબમાં ભરાયલો દીઠો. તે શબ રાજાને જોઇ ખડખડાટ હસવા લાગ્યું. આ વખતે ચારે તરફ શૂન્યકાર હતું. તમરાના શબ્દો તમતમ કરી રહ્યા હતાં. તે વખતે તે શબનું હાસ્ય જોઈ કોને કંપ ન થાય વારૂ? પરંતુ આ રાજા તો મહાવીર હતો, તેથી તે જરાપણ ડર્યો નહીં અને તે મુડદાને પોતાની ખાંધ ઉપર ઉપાડીને ત્યાંથી મુગોમુગો ચાલવા લાગ્યો. એટલે વૈતાળ રાજાને પુનઃ કહેવા લાગ્યોઃ "હે ત્રિવિક્રમસેન! તેં એક નઠારા ભીખારીને માટે આવડો શ્રમ શા માટે ઉઠાવ્યો છે? તું આટલો મોટો શ્રમ કરે છે તે નિષ્ફળ જાય છે, તેનો પણ તને વિચાર આવતો નથી? પણ હું રસ્તામાં તમને ખુશી કરવા માટે એક મનરંજન વાર્તા કહી બતાવું છું તે સાંભળો."

### * વીરવરની કથા.

પૃથ્વી ઉપર શોભાવતી નામની એક નગરી છે. તે નગરીમાં

* વીરવરની કથા–આ પુસ્તકના ૩૦૬ પાને રાજપુત્ર અને વણીકપુત્રની કથાને નામે, તથા ૬૫૫ મે પાને વીરવરની કથાને નામે જોવી. વીરવરની કથા હિતોપદેશમાં પણ આવેલી છે. હિતોપદેશ–રણછોડભાઈ કૃત ભાષાન્તરમેં પાને ૮૬ મે પણ વીરવર અને શુદ્રકની કથાને નામે આપેલી છે. રાસમાળામાં જગદેવ પરમારની વાર્તા વગેરેને મળતી આ કથા છે અને વળી આવીજ એક વાત પારસી ભાષાના 'તુતીનામા' નામના ગ્રન્થમાં છે. વળી તરકીશ તુતીનામામાં પણ આવી વાત આવે છે. બધાનો મૂળ પાયો કથાસરિત્ સાગરની વૈતાળપંચવીશિની આ વાર્તા ઉપરથી લેવાયલો લાગે છે.

શુદ્રક નામનો મહાપરાક્રમી રાજા રાજ્ય કરતો હતો. આ નગરી જેમ નામ પ્રમાણે ઘણીજ ગુણ ધરાવનારી ઉત્તમ હતી, તેમજ રાજાનું પરાક્રમ પણ જેવું તેવું ન હતું. તે વિજયવંત રાજાએ કેદ કરેલી શત્રુની સુંદરીઓએ ઉરાડેલા ચામરોના પવનવડે, તે પ્રતાપી રાજાનો પ્રતાપરૂપ અગ્નિ નિશદિન પ્રજ્વલિત રહેતો હતો. આ રાજા જ્યારે રાજ્ય ચલાવતો હતો ત્યારે ધર્મના ચારે ચરણ સુદૃઢ હતા, તેથી ઘણી તેજસ્વી પૃથ્વી રામચંદ્ર વિગેરે રાજાઓને વિસરી ગઇ હતી.

તે રાજાને વીરપુરૂષો બહુ પ્રિય હતા. એક સમે તેની પાસે નોકરી કરવા માટે માળવામાંથી વીરવર નામનો એક બ્રાહ્મણ આવ્યો. તેની સાથે ધર્મવતી નામની તેની એક સ્ત્રી, અને સત્વવર નામનો એક પુત્ર ને વીરવતી .નામની એક કન્યા પણ હતી. આ રીતે ત્રણ માણસનું કુટુંબ હતું, અને ચાકરી કરવાની ત્રણ વસ્તુ સાથે હતી: તરવાર હાથમાં, એક કટાર કેડે ખોસેલી, અને એક ઢાલ–પાછળ બાંધેલી હતી. વીરવર રાજાની આગળ જઇ રામરામ કરી ને બોલ્યો: "મહારાજ! હું આપની સેવા કરવાની ઇચ્છા રાખુંછું. પણ મારે રોજ પાંચસો સોનામહોરનો ખરચ છે તે આપ આપો તો હું રહું." રાજાએ તેના મુખ તરફ જોયું તો તેનું પરાક્રમીપણું પ્રત્યક્ષ જણાયું; એટલે રાજા શૂદ્રકે તેના માંગવા મુજબ તેને પગાર બાંધી આપીને સેવામાં રાખ્યો. પરંતુ રાજાના મનમાં વિચાર આવ્યો કે એના કુટુંબમાં માત્ર ત્રણ માણસ છે, ત્યારે એ પાંચશો સોનામહોરને શું કરશે? એને કંઇ કુટેવ હશે, તેમાં આ દ્રવ્ય વાપરતો હશે અથવા તો કોઈ પુણ્યના કાર્યમાં ખરચ કરતો હશે. તેની હકીકત જાણવા માટે રાજાએ વીરવરની પાછળ પ્રણિધિઓ રાખ્યા, જે તેની તપાસ કરવા લાગ્યા. વીરવર હંમેશાં પ્રભાતમાં રાજાનાં દર્શન કરી, હાથમાં શસ્ત્ર ધારણ કરી બપોર સુધી રાજમેહેલની દેવડી ઉપર જઇને બેસતો હતો. મધ્યાહ્ન થઇ રહ્યા પછી ઘેર જઇ પોતાને દરરોજ જે પાંચસો સોનામહોર મળતી, તેમાંથી સો સોનામહોર ભોજનાદિક પદાર્થ માટે પોતાની સ્ત્રીના હાથમાં આપતો, સો સોનામહોરમાંથી વસ્ત્ર, અંગરાગ, અને પાન વેચાતાં લેતો; પછી સ્નાન કરી શિવ તથા વિષ્ણુના પૂજનમાં સો સોનામહોર વાપરતો હતો, અને બાકીની બસો સોનામહોર બ્રાહ્મણોને તથા દુબળોને દાન તરીકે આપી દેતો હતો. આ પ્રમાણે તે હંમેશાં પાંચ સો સોનામહોર વાવરતો હતો. ત્યાર પછી તે અગ્નિહોત્ર વૈશ્વદેવાદિ ક્રીયાઓ કરી ભોજન કરતો, ને પછી જરા વાર નિદ્રા કરી પાછો રાત્રિને સમયે હાથમાં તરવાર લઇ રાજાની દેવડી ઉપર જઇ ચોકી માટે એકલો ઉભો રહેતો હતો. આ પ્રમાણે વીરવર નિરંતર વર્તતો હતો. તે સર્વ

જોઇ તે પ્રમાણે પ્રણિધિઓએ રાજાને નિવેદન કર્યું. રાજા શૂદ્રક તે સાંભળી મનમાં ઘણોજ પ્રસન્ન થયો ને પોતાના દૂતો તેની ચર્ચા જોવા માટે તેની પાછળ ફરતા હતા, તેમને પાછળ ફરવાની મના કરી. અને તેણે મનમાં વિચાર્યું કે એ પુરૂષ ઘણો શૂરવીર છે, અને પાંચસો સુવર્ણ મુદ્રા કરતાં પણ વધારે ધનને પાત્ર છે.

આ પ્રમાણે તે રાજાની વીરવર ઉપર સારી રીતે પ્રીતિ થઇ ત્યારપછી કેટલાએક દિવસ વિતી ગયા. વીરવરે સૂર્યના તાપથી ઘણો સખત ઉનાળાનો સમય પણ રમત માત્રમાં ગાળી કાઢયો. પણ હવે જાણે વીરવરની ઉપર ઈર્ષ્યા કરતો હોય તેમ ચળકાટ કરતી વિજળીરૂપ તરવારને ધારણ કરતો, જળધારાનો પ્રહાર કરતો અને ગર્જના કરતો વર્ષાઋતુનો સમય આવ્યો. તે સમયમાં વર્ષાદ રાત દિવસ ચારે તરફ મુશળધાર વર્ષવા લાગ્યો. તોપણ વીરવર રાજાની દેવડી આગળથી જરાપણ ડગ્યો નહી, પણ સ્થિર થઇ ચોકી કરવા લાગ્યો. રાજા શૂદ્રક દિવસે પોતાના મેહેલના જરૂખામાં બેસી તેને જોયા કરતો હતો. એક દિવસે રાજાએ વિચાર કર્યો કે વીરવર રાત્રે બરાબર ચોકી કરે છે કે નહીં, તે જાણવાની ઈચ્છાથી પોતાના મેહેલની ઉપર ચઢીને બાહાર ડોઢી ઉપર જોયું અને ઉપરથી પુછ્યું: "અરે દેવડી ઉપર કોણ ઉભું છે?" તે સાંભળીને વીરવર બોલ્યો, "જનાબ! આપનો તાબેદાર હાજર છે. જોહુકમ" તે સાંભળી રાજા વિચાર કરવા લાગ્યો કે, "ઓહો! આ વીરવર મારી કેવી ભક્તિ કરે છે. તે ઘણોજ દૃઢ પરાક્રમી છે, અને સત્યપ્રતિજ્ઞાવાળો પણ છે. માટે મારે તેને અવશ્ય મોટી જગ્યા ઉપર નિમવો જોઇએ; કારણકે એવા માણુસને આવી સાધારણ ચાકરી ઘટિત નથી" આ પ્રમાણે વિચાર કરી શૂદ્રક રાજા અગાસીમાંથી અંત:પુરમાં જઇ નિદ્રાવશ થયો.

બીજે દિવસે પણ સાયંકાળનો સમય હતો. ચારે તરફ ઘોર અંધકાર વ્યાપી રહ્યો હતો. વર્ષાદ મુસળધાર વર્ષી રહ્યો હતો. તેથી કરીને નગરમાં કેડ સમાન પાણીનાં પૂર, ભરપૂર જોશમાં વહેતાં હતાં. સર્વ મનુષ્યો પોતપોતાના ઘરમાં ભરાઈ બેઠાં હતાં. કોઇ કોઇ મનુષ્ય કવચિતજ બહાર જતું આવતું જણાતું હતું, પરંતુ આખું નગર એક નિર્જન અરણ્યના જેવું જણાતું હતું. આ વખતે વીરવર પોતાના હાથમાં શસ્ત્ર ધારણ કરી, રાજાની દેવડી ઉપર ઉભો ઉભો ચારે તરફની તપાસ રાખતો હતો. આ વખતે પણ રાજા પોતાના મેહેલના ઉપરના માળપર ચઢી વીરવર છે કે નહીં તે જાણવા માટે ઉપરથી પુછયું કે—"અરે મહેલના દ્વાર ઉપર કોણ છે?" ત્યાં વીરવર હાજર હતો તેણે કહ્યું: "મહારાજ! તમારો દાસ હાજર છે."

તે સાંભળી રાજા વીરવરનું ધર્માચરણ જોઈ તેની તરફ અતિઆશ્ચર્યતાથી જોવા લાગ્યો. એવામાં રાજાએ ઓચિંતી, દૂરથી, ખેદથી આકુળવ્યાકુળ થયેલી સ્ત્રીનો દયા ઉપજાવે એવો વિલાપ સાંભળ્યો. તે સાંભળીને રાજાને વિચાર થયો કે, "મારા દેશમાં કોઇ માણસનું અપમાન થતું નથી, તેમ કોઈ દરિદ્રિ પણ નથી, તેમ કોઇ દુ:ખી પણ નથી, તો આ સ્ત્રી આવી માઝમ રાતને સમયે કેમ રડતી હશે?" આમ વિચાર કર્યો અને તેનો કોમળ કરૂણાળસ્વર સાંભળી રાજાના મનમાં દયા ઉપજી. તુરત રાજાએ નિચે ઉભેલા વીરવરને આજ્ઞા કરી, "અયે વીરવર! સાંભળ! જો અહીંથી ઘણે દૂર કોઇએક સ્ત્રી રડે છે. તે કોણ છે, અને શા માટે રડે છે, તે તપાસ કરી મને જણાવ."

રાજાનાં તેવાં વચન સાંભળી વીરવર બોલ્યો: "બહુ સારૂં, આ ચાલ્યો." આમ કહી કમ્મરે જમૈયો ખોશી, હાથમાં તરવાર લઇ તે ત્યાંથી તપાસ કરવા માટે નિકળ્યો. અને તેણે ઝગારા મારતા વિજળીરૂપ નેત્રવાળા, અને મોટી મોટી જળધારારૂપ શિલાને વર્ષાવનાર વર્ષાદના અંધારારૂપ મહારાક્ષસની જરાપણ દરકાર કરી નહીં. આખા નગરમાં સઘળાં માણસો પોતાના ઘરમાં નિદ્રાવશ થઇ ગયાં હતાં. ચારે તરફ તમરાં તમતમ કરી રહ્યાં હતાં. આવા ભયંકર સમયમાં વીરવર એકદમ ચાલી નિકળ્યો, તે જોઈ રાજાને તેની દયા આવી કે, "આવા ભય ઉપજાવનાર વખતમાં તે બીચારો એકલો કયાં જશે?" આમ વિચારી તે રાજા અંધાર પછેડો ઓઢી, હાથમાં તરવાર લઈ, મોહોલમાંથી બાહાર નિકળી, તે જાણે નહીં તેમ તેની પાછળ પાછળ ગયો.

વીરવર જે દિશામાંથી રડવાનો સાદ આવતો હતો તે દિશા તરફ ચાલ્યો. તે છેક નગર બહાર એક તળાવ તરફ નિકળી ગયો–જ્યાંથી રૂદનનો શબ્દ આવતો જણાતો હતો. તે નગરમાંથી બાહાર નિકળી તળાવ ઉપર ગયો. તળાવની અંદર પાણીમાં એક સ્ત્રીને "હાય શૂરવીર! હાય કૃપાળુ! હાય દાતા! તું મને મૂકીને કેમ જતો રહીશ? હું હવે તારા વગર કેમ રહી શકીશ!" આ પ્રમાણે કોમળ સ્વરે રડતી હતી તેને જોઇ. આશ્ચર્યથી વીરવરે તે સ્ત્રીને પુછ્યું: "સુન્દરિ! તું કોણ છે? ને શા માટે આક્રંદ કરે છે?" આ વખતે રાજા પણ વીરવરની પાછળ ઉભો ઉભો સર્વ સાંભળતો હતો.

વીરવરનાં આવાં વચન સાંભળી તે સ્ત્રી, જે રૂદન કરતી હતી તેણે, નિચે પ્રમાણે જવાબ આપ્યો: "વત્સ વીરવર! હું પૃથ્વીદેવી છું, અને હમણાં મારો સ્વામી રાજા શૂદ્રક છે. તે પરમ ધાર્મિક છે. પરંતુ તે રાજા આજથી ત્રીજે દિવસે મરણ પામશે. હવે મને એ રાજાના જેવો બીજો

નાથ ક્યાંથી મળશે? તે માટે મને અફસોસ થાય છે, અને હું મારા અનાથ દેહને માટે અફસોસ કરૂં છું!" તે સાંભળી, **વીરવર** ડરી ગયો હોય તેમ બોલ્યો: "હે દેવિ! આપનું આ કહેવું તો મેં સાંભળ્યું, પરંતુ તે રાજા કોઇપણ ઉપાય કરવાથી ઉગરે એમ છે? જો તેવો ઉપાય તમો જાણતાં હો તો કહો કે જેથી હું આ જગતની રક્ષા કરનારા ચિંતામણિનું રક્ષણ કરૂં."

**વીરવર**નું આવું વચન સાંભળી પૃથ્વીદેવી બોલી: "હા, એક ઉપાય છે. તે ઉપાય તું એકલોજ કરી શકવા સમર્થ છે." તે સાંભળીને **વીરવર** બોલ્યો; "માતાજી! તેમ હોય તો. મને તે ઉપાય સત્વર બતાવો, એટલે હું તે ઉપાય જલદી સાધવા માંડું, પરંતુ મારા રાજા મરણ પામ્યા પછી મારે જીવીને શું ફળ કાઢવાનું છે?" તે સાંભળીને પૃથ્વીદેવી બોલ્યાં; "તને કોટી કોટી સાબાશી ઘટે છે. તારા સમાન બીજો વીર પુરૂષ કોણ છે? તું એકનિષ્ટ રાજ્યભકત છે, તો રાજાનું કલ્યાણ કરવાનો ઉપાય સાંભળ: રાજાએ રાજમેહેલની સન્મુખ જે ચંડિકાદેવીની પ્રતિષ્ઠા કરી સ્થાપન કર્યું છે, તે દેવી મહા પ્રતાપી અને શ્રેષ્ઠ છે. તેને તું, તારા સત્વવર પુત્રનું બળીદાન આપી પ્રસન્ન કરીશ તો રાજા મરશે નહીં, પણ તે બીજાં શો વર્ષ સુધી જીવશે. આ ઉપાય તું આજજ જો કરીશ તો રાજા જીવશે, નહીંતર પછી આજથી ત્રીજે દિવસે તે નિશંક મરણ પામશે."

આ પ્રમાણે જ્યારે પૃથ્વીદેવીએ **વીરવર**ને ઉપાય કહી બતાવ્યો, ત્યારે **વીરવર** બોલ્યો: "માતાજી! હવે હું જાઉં છું, અને હવણાં તે ઉપાય યોજું છું." ત્યારે દેવી પૃથ્વીએ કહ્યું: "તારૂં કલ્યાણ થાઓ." આમ આશીર્વાદ આપી તે તુરત અંતર્ધાન થઇ ગયાં. આ સર્વે વાર્તા **વીરવર**ની પાછળ ગુપ્ત રીતે આવેલા રાજાએ યથાસ્થિત સાંભળી.

હવે **વીરવર** પૃથ્વીદેવીએ બતાવેલો ઉપાય લેવા માટે પોતાના ઘર ભણી ચાલ્યો. રાજા પણ હવે શું બને છે તે જાણવાની ઇચ્છાથી તેની પાછળ પાછળ ગયો. થોડી વારમાં **વીરવર** પોતાને ઘેર પોહોચ્યો; ને ઘરમાં જઇ પોતાની સ્ત્રી ધર્મવતીને જગાડી, પૃથ્વીદેવીએ રાજાના મરણ સંબંધે જે ભવિષ્ય કહ્યું હતું તે તેની આગળ કહી સંભળાવ્યું તે સાંભળીને તે સ્ત્રી બોલી: "પ્રાણપતિ! આપણે, આપણા રાજાનું શુભ કરવું જોઇએ. માટે આપ પુત્રને ઉઠાડો ને તેને સર્વ સમજાવો." પછી **વીરવરે** તરૂણ સત્વવરને જગાડીને સર્વ વૃત્તાંત કહી સંભળાવ્યું અને છેવટે કહ્યું, "પુત્ર! એ રીતે આપણો રાજા મરણ પામે તેમ છે, પણ તેનો એક ઉપાય એ છે કે જો તારૂં બળીદાન દેવી ચંડિકાને આપીએ તો રાજા મોતમાંથી ઉગરે અને બીજાં શો વર્ષ વધારે જીવે. જો તેમ ન કરીએ તો આજથી

ત્રીજે દિવસે રાજા નિશંક મરણ પામશે.” આ પ્રમાણેનાં પિતાના વચન સાંભળીને તે બાળક જરાપણ ચમક્યો નહીં; કારણકે તેનું મન નપુંસક ન હતું, પણ ઘણુંજ દૃઢ હતું. પછી પોતાના નામને સફળ કરતો થકો સત્વવર પિતાને કહેવા લાગ્યો: “પિતાજી! મારા પ્રાણ આપવાથી જો રાજાજીનો પ્રાણ બચતો હોય તો હું કૃતાર્થ થયો સમજું છું! વળી મેં જે તેનું અન્ન ખાધું છે, તેનો બદલો પણ મારાથી પૂર્ણ આપેલો કહેવાશે. માટે હવે તમે વાર શા માટે લગાડો છો? મને હવણાંજ દેવી ચંડિકા પાસે લઇ જાઓ, ને દેવીને મારૂં બળીદાન આપો અને મારા હોમથી રાજાને શાંતિ થાઓ.”

આ પ્રમાણે સત્વવરે કહ્યું ત્યારે વીરવર બોલ્યો: “દીકરા, ખરેખર તું મારા વીર્યથીજ જન્મ્યો છે, તેમાં યત્કિંચિત પણ શંકા જેવું નથી. તેં યોગ્ય કહ્યું છે.” આ સઘળું પાછળ આવેલા રાજાએ. ઘરની બાહાર ઉભા ઉભા સાંભળીને વિચાર કીધો ને બોલ્યો: “ઓહો! આ સઘળાનું પરાક્રમ એક સરખું જણાય છે.”

પછી વીરવરે પોતાના પુત્ર સત્વવરને ખાંધ ઉપર બેસાર્યો; અને ધર્મવતીએ કન્યા વીરવતીને પોતાની ખાંધ ઉપર બેસારી. પછી તે બન્ને જણાં તે કાળ અંધારી રાત્રે, ચંડિકાના મંદિર તરફ ચાલ્યાં. રાજા શુદ્રક પણ ગૂપચૂપ તેમની પાછળ ચાલતો હતો. આ બન્ને જણાંએ દેવીના મંદિરમાં જઇ, પોતપોતાની ખાંધ ઉપરથી બંનો બાળકને નિચે ઉતાર્યાં પછી સત્વવર દેવીને ધૈર્ય ધરી પ્રણામ કરી વિનતિ કરવા લાગ્યો: “હે માતાજી! મારા મસ્તકના બળીદાનવડે રાજા શુદ્રક દીર્ઘાયુષી થાઓ. અને હે દેવિ! તે બીજા શો વર્ષ સુધી રાજ્ય કરો.” આ પ્રમાણે પુત્રે દેવીની આગળ વિનતી કરી, તે સાંભળી તેનો પિતા વીરવરે: “જય જય! ધન્ય ધન્ય! ઠીક, ઠીક! તેં ઘણુંજ સારૂં કહ્યું!” આમ કહી પોતાની તરવારને ખેંચી પુત્ર સત્વવરનું મસ્તક છેદી નાખ્યું. પછી તે મસ્તક ઉપાડી દેવીની આગળ ધરીને શૂરવીર વીરવર બોલ્યો: “હે માતાજી! આ મારા પુત્રના બળીદાનથી રાજા શત વર્ષપર્યંત જીવો.” તત્ક્ષણે આકાશવાણી થઇ કે: “ધન્ય! ધન્ય! વીરવર! તારા સમાન બીજો રાજભક્ત કોણ છે? કે જેણે એક ઉદાર-ચિત પુત્રના પ્રાણનું બળીદાન આપી, રાજા શૂદ્રકનો જીવ બચાવ્યો ને તેને પાછું રાજ્ય આપ્યું!” આ સઘળું પણ ગુપ્ત રહેલા રાજાએ નજરે જોયું ને સાંભળ્યું. તે પછી તુરત વીરવરની નાની કન્યા વીરવતી, પોતાના ભાઇ સત્વવરને મરણ પામેલો જોઈ, તેની પાસે જઇ, તેના મસ્તકને આલિંગન કરી, વિલાપ કરવા લાગી; અને ઘણા અફસોસમાં આંધળી બની છાતીફાટ રડવાથી ત્યાંને ત્યાંજ મરણ પામી.